

॥ श्रीसद्गुरुर्विजयतेतमाम् ॥

॥ श्रीकृष्णद्वैपायनप्रणीत

# श्रीवेदांतदर्शन ॥

પૂજ્ય મહારાજ શ્રીનથુરામશર્માપ્રણીત શ્રીતાત્પર્યદીપિકા-
નામની ગૂજરાતીટીકાસહિત.

સર્વમુમુક્ષુઓના હિતાર્થે
પ્રકટ કરનાર

ગણપતરામ નાનાભાઈ ભટ્ટ.
તથા
ગોવિંદજી ડાહ્યાભાઈ લાખાણી, વકીલ.
પોરબંદર.



" तावद्गर्जन्ति शास्त्राणि जंबुका विपिने यथा ।
न गर्जति महाशक्तिर्यावद्वेदांतकेसरी ॥ १ ॥ "

અર્થ:—જેમ જ્યાસુધી મહાબલવાન્ સિંહ ગર્જના કરતો નથી, ત્યાસુધી અરણ્યમા શિઆળવાઓ ગર્જના કરેછે, તેમ જ્યાસુધી સંસારમા લોકોત્તર એવા વેદાંતના સિદ્ધાંતની ગર્જના થતી નથી, ત્યાસુધી અન્યલૌકિકશાસ્ત્રોના સિદ્ધાંતની ગર્જના થાયછે



મુબઈમાં
જાવજી દાદાજીના
નિર્ણયસાગર મુદ્રાયંત્રમા મુદ્રાંકિત કર્યું

શાકે ૧૮૨૧ સંવત્ ૧૯૫૫ ખ્રીસ્તાબ્દ ૧૮૯૯

મૂલ્ય રૂ. ૩-૮-૦. પાકા પુંઠાવાળાના.
મૂલ્ય રૂ. ૩-૦-૦. કાચા પુંઠાવાળાના.



# ॥ प्रातःस्मरणस्तोत्रम् ॥



"प्रातः स्मरामि हृदि संस्फुरदात्मतत्त्वं
सच्चित्सुखं परमहंसगतिं तुरीयम् ।
यत्स्वप्नजागरसुषुप्तमवैति नित्यं
तद्ब्रह्म निष्कलमहं न च भूतसङ्घः ॥ १ ॥
प्रातर्भजामि मनसो वचसामगम्यं
वाचो विभान्ति निखिला यदनुग्रहेण ।
यन्नेति नेति वचनैर्निगमा अवोचु-
स्तं देवदेवमजमच्युतमाहुरग्र्यम् ॥ २ ॥
प्रातर्नमामि तमसः परमर्कवर्णं
पूर्णं सनातनपदं पुरुषोत्तमाख्यम् ।
यस्मिन्निदं जगदशेषमशेषमूर्तौ
रज्ज्वां भुजंगम इव प्रतिभासितं वै ॥ ३ ॥
श्लोकत्रयमिदं पुण्यं लोकत्रयविभूषणम् ।
प्रातःकाले पठेद्यस्तु स गच्छेत्परमं पदम् ॥ ४ ॥"



"दृग्दृश्यौ द्वौ पदार्थौ स्तः परस्परविलक्षणौ ।
दृग् ब्रह्म दृश्यं मायेति सर्ववेदान्तडिण्डिमः ॥ १ ॥"





# भूमिका.

સર્વ જીવો દુઃખની નિવૃત્તિને અને સુખની પ્રાપ્તિને પ્રાપ્ત કરવાયોગ્ય માનેછે; તેમાં પણ વિવેકી જીવો સર્વપ્રકારનાં દુઃખોનીં આત્યતિકનિવૃત્તિને અને પરમસુખની અવિચલપ્રાપ્તિને પરમ પ્રાપ્તવ્ય ગણેછે. જે વસ્તુ સ્વભાવથી સર્વથા અશેષદુઃખથી રહિત હોય તથા પરમાનદસ્વરૂપ હોય તેની પ્રાપ્તિ થવાથી જ પૂર્વોક્ત અર્થ સિદ્ધ થાય, અન્યથા ન થાય, એ સ્પષ્ટ જ છે. એ પરમપુરુષાર્થની સિદ્ધિમાટે પ્રત્યેકદેશમા અનાદિકાલથી આરંભી વર્તમાનસમયપર્યંત વિવેકિજનોની પ્રવૃત્તિનો પ્રવાહ ન્યૂનાધિક ગતિમાન્ રહેલો જોવામા આવેછે, અને ભવિષ્યમા પણ સૃષ્ટિના સ્થિતિકાલમાં તે પ્રવાહ વહન કરતો જ રહેશે, એમ અનુમાન થાયછે. દેશ, કાલ અને અધિકારિજનોની આંતરબાહ્યસ્થિતિપરત્વે એ પરમ પુરુષાર્થ સિદ્ધ કરવાના ઉપાયો વિવેકિપુરુષોએ ભિન્ન ભિન્ન દર્શાવ્યા છે. એ સર્વમાં પવિત્રદેશકાલને પ્રાપ્ત પરિપૂર્ણનિર્મલબુદ્ધિવાળા મુમુક્ષુઓમાટે જે મપ્રમાણ ઉપાય પરમવિવેકિપુરુષોએ દર્શાવ્યો છે, તેમાં અન્ય સર્વ ઉપાયો સાક્ષાત્ વા પરપરા અંતર્ગત થાયછે, એમ પ્રાજ્ઞ પુરુષો માનેછે, એ ઉપાય શુદ્ધબુદ્ધિના નિરતિશયવિકાસરૂપ–બ્રહ્માનુભવરૂપ છે.

દ્વાપરયુગના શેષભાગમાં ભગવાન્ બાદરાયણાચાર્યે સમગ્રવેદરાશિના ઋક્, યજુપ્, સામ અને અથર્વ એ ચાર વિભાગ કરી પોતાના જૈમિનિઆદિશિષ્યોને તેનું અધ્યયન કરાવ્યું હતું. જૈમિનિમુનિએ વૈદિકકર્મ કરનારાઓમાટે કર્મકાંડરૂપવેદભાગની વ્યવસ્થા દર્શાવનારો મીમાંસારૂપ ઉત્કૃષ્ટ નિબંધ, અને તેમના ગુરુ શ્રીવ્યાસભગવાને મુમુક્ષુઓમાટે ઉપાસના તથા જ્ઞાનરૂપ વેદભાગની વ્યવસ્થા દર્શાવનારો મીમાંસારૂપ ઉત્કૃષ્ટ નિબધ રચી આસ્તિકઆર્યોપર પરમ ઉપકાર કર્યો છે. જૈમિનિનો મુખ્ય અભિપ્રાય અશુદ્ધ ચિત્તવાળાએ ચિત્તશુદ્ધિ થતાપર્યંત વૈદિકકર્મમા પ્રવૃત્ત રહેવું એવો છે, અને વ્યાસભગવાનનો અભિપ્રાય કર્મદ્વારા જેમનાં ચિત્ત શુદ્ધ થયાં છે, તેમણે કર્મબધનથી મુક્ત થવા બ્રહ્મવિચાર કરવો જોઇએ એવો છે. સકામ કર્મો જે યથાવિધિ કરવામાં આવે તો તે ઇચ્છિત ફલોને આપેછે, અને જે કામનારહિત થઇ તે કર્મો કરવામાં આવે તો તે કર્મોવડે શનૈઃ શનૈઃ કામક્રોધાદિ મનોદોષ ક્ષય પામેછે, બુદ્ધિ નિર્મલ થાયછે, વૈરાગ્ય ઉપજવા માંડેછે, અને શમદમાદિગુણો દૃઢ થઇ મુક્તિનું પરમ કારણ જે જ્ઞાન તે સંપાદન કરવાના અધિકારી થવાયછે. એવીરીતે કર્મ, ભોગ અને મોક્ષ એ બનેમાં હેતુરૂપ છે. સકામકર્મ ભોગના અને નિષ્કામકર્મ મોક્ષના સાધનરૂપ છે. જૈમિનિકૃત કર્મરહસ્યનો ગ્રંથ કર્મમીમાંસા કિંવા પૂર્વમીમાંસા કહેવાયછે, અને વ્યાસભગવાનપ્રણીત તત્ત્વજ્ઞાનરહસ્યનો ગ્રન્થ બ્રહ્મસૂત્ર અથવા બ્રહ્મમીમાંસા કિંવા ઉત્તરમીમાંસા વા વેદાતદર્શન કહેવાયછે પૂર્વમીમાંસાગ્રન્થના દ્વાદશ અધ્યાય છે. સંકર્ષણકાડ કિંવા દેવતાકાંડ જે ચારઅધ્યાયનો ગ્રન્થ છે, તે પણ પૂર્વમીમાંસાના ગ્રંથરૂપ જ ગણાયછે. ઉત્તરમીમાંસાના ચાર અધ્યાય છે, અને તે પ્રત્યેક અધ્યાયમાં ચાર ચાર પાદ છે. એ ગ્રન્થમાં ૫૫૫* સૂત્રો ને ૧૯૨ અધિકરણો છે. એ ગ્રંથઉપર અનેક ભાષ્ય, વૃત્તિ, વાર્તિક અને ટીકા છે. પોતપોતાના મતને અનુકૂલ વેદાંતદર્શનનું ભાષ્ય કિંવા ટીકા નહિ હોય એવો કોઇ પ્રસિદ્ધ વૈદિકપૌરાણિકસંપ્રદાય ભારતવર્ષમાં નહિ હોય એમ કહીએ તો તેમાં કાંઇ અતિશયોક્તિ થતી નથી. પરમહંસસન્યાસિઓમાં શ્રીશંકરાચાર્યપ્રભૃતિનાં ભાષ્યાદિ† વિદ્યમાન છે. શૈવસપ્રદાયમાં અવધૂતાચાર્યાદિનાં, અને વૈષ્ણવસપ્રદાયમાં રામાનુજાચાર્ય, મધ્વાચાર્ય, નિંબાર્કાચાર્ય, વલ્લભાચાર્ય અને આધુનિક બલદેવવિદ્યાભૂષણઆદિનાં ભાષ્યાદિ જોવામા

---

* એ સૂત્રસખ્યા શ્રીશાંકરભાષ્યાનુસાર છે રામાનુજાચાર્યના ભાષ્યમાં ૫૪૬, મધ્વાચાર્યના ભાષ્યમાં ૫૬૩, અને વલ્લભાચાર્યના ભાષ્યમાં ૫૫૪ એમ સૂત્રસંખ્યા છે સૂત્રસખ્યાની ન્યૂનાધિકતા બહુધા ક્વચિત્ બે સૂત્રોને એક સૂત્ર ગણવાથી અને ક્વચિત્ એક સૂત્રને બે સૂત્ર ગણવાથી થયેલી છે.

† શ્રીવેદાંતદર્શનની કેવલાદ્વૈતને અનુકૂલ એવી શ્રીસુરેશ્વરની, શંકરાનદની, રામાશ્રમની, નારાયણભટ્ટની, અપ્પયદીક્ષિતની, ભૈરવદત્તની, રામાનંદની, ગંગાધરની, રઘુનાથશાસ્ત્રીની, ભવદેવની, અનુપનારાયણની, અન્નભટ્ટની, જ્ઞાનેન્દ્રની, નાગેશની, બ્રહ્માનંદની, રંગનાથની, સ્વયંપ્રકાશાનંદની અને જગન્નાથઆદિની વૃત્તિઓ છે.

આવેછે. શ્રીપાણિનિના ગુરુ શ્રીમદ્ઉપવર્ષપંડિતની અને શ્રીબૌધાયનમુનિની વૃત્તિઓ પણ આ ગ્રન્થપર હશે એમ જણાયછે, પણ તે વર્તમાનમાં પ્રાપ્ત થઇ શકતી નથી દ્રવિડ, નીલકંઠ અને ભાસ્કરનાં ભાષ્ય પણ વર્તમાનમાં અપ્રસિદ્ધ છે. આજકાલ વેદાંતદર્શનપરનાં જેટલાં ભાષ્યાદિ વિદ્યમાન છે, તે સમગ્રમાં શ્રીશાંકરભાષ્ય જ અધિક પુરાતન છે. રામાનુજાચાર્ય, મધ્વાચાર્ય, નિંબાર્કાચાર્ય અને વલ્લભાચાર્યાદિનાં ભાષ્યો શાંકરભાષ્યપછીનાં છે. તેમણે પોતપોતાના મતને અનુકૂલ એવાં એ ભાષ્યો રચ્યાં છે, તેમાં નિંબાર્કાચાર્યનું ભાષ્ય આ દેશમાં પ્રસિદ્ધ નથી. તેઓના મતનું સ્વરૂપ સંક્ષેપમાં જાણવાથી તેમના ભાષ્યની દિશા શ્રીવેદાંતદર્શનનાં અમુક અમુક વિવાદને અવકાશ મળે એવાં સૂત્રોપર કેવી હશે, તે સમજવાનું બની આવે માટે તેમના મતનું સારભૂત વર્ણન નીચે આપવામાં આવેછે—

રામાનુજાચાર્યના મતમાં વાસુદેવ ( ઇશ્વર ), અચિત્ ( જડ ) અને ચિત્ ( જીવ ) એવી ત્રણ વસ્તુઓ અનાદિ અનંત છે. માયા–જડ–ના અને જીવના નિયંતા ઇશ્વર છે. જડજગત્ ભોગ્ય, ભોગનાં ઉપકરણ અને ભોગાયતન એ ત્રણરૂપે વિભક્ત છે. જીવ અણુ છે. ઇશ્વર પરમકારુણિક અને ભક્તવત્સલ છે. તે ઉપાસના કરનારાઓને ઉપાસનાનુરૂપ ફલપ્રદાન કરેછે. ભક્તવત્સલતાને લીધે લીલાવિશેષને વશવર્તી થઇ અર્ચા ( પ્રતિમાદિ ), વિભવ ( અવતારસમૂહ ), વ્યૂહ ( સંકર્ષણ, વાસુદેવ, પ્રદ્યુમ્ન અને અનિરુદ્ધ ), સૂક્ષ્મ ( વાસુદેવાખ્ય પરબ્રહ્મ ), અને અંતર્યામિ( જીવમાં રહી પ્રેરણા કરનાર )રૂપે ભગવાન્ વાસુદેવ સ્થિત છે. ભક્તજનો પૂર્વપૂર્વમૂર્તિની ઉપાસના કરી ક્રમથી ઉત્તરઉત્તરમૂર્તિના અનુગ્રહના લાભદ્વારા પરિણામે અન્તર્યામીની કૃપા પામવાથી કૃતાર્થ થાયછે અભિગમન ( ભગવત્સ્થાનના માર્ગના માર્જનલેપનાદિ ), ઉપાદાન ( ભગવાનને માટે ગંધપુષ્પધૂપદીપાદિસામગ્રીનું ગ્રહણ ), ઇજ્યા ( પૂજા ), સ્વાધ્યાય ( મંત્રજપ, નામજપ, સ્તોત્રપાઠ અને ભગવત્તત્ત્વપ્રકાશકશાસ્ત્રનો અભ્યાસ ), તથા યોગ ( એકાગ્રચિત્તવડે અંતર્યામિભગવત્નું ધ્યાન ) એ પાંચપ્રકારની ઉપાસનાઓ છે. એ ઉપાસનાઓના અનુષ્ઠાનથી ધીરે ધીરે ભક્તિનામના જ્ઞાનનો આવિર્ભાવ થાયછે, અને જ્યારે યોગના પરિપાકવડે અહંકારાદિ લય પામી જાયછે, ત્યારે ભક્તવત્સલ ભગવાન્ ભક્તને આવૃત્તિરહિત પોતાના પરમાનંદધામનું પ્રદાન કરેછે. ધ્યાનાદિસહિત ભક્તિદ્વારા જ ભગવત્તત્ત્વનો સાક્ષાત્કાર થાયછે, અન્યઉપાયે થતો નથી, ભગવાન્માં પરમપ્રીતિરૂપ ભક્તિ નિર્મલવિરાગવિના ઉત્પન્ન થતી નથી, વિરાગ સત્ત્વશુદ્ધિવિના ઉપજતો નથી, સત્ત્વશુદ્ધિ આહારાદિની શુદ્ધતાવિના ઉપજતી નથી, અને તે શુદ્ધતા અદષ્ટઅન્નજમવારૂપ વિવેકપાલનથી થાયછે. જે મત પૂર્વે ભાગવતનામથી પ્રસિદ્ધ હતો, અને જેનું આ ગ્રન્થના બીજાઅધ્યાયના બીજાપાદના ૪૨ મા સૂત્રથી ૪૫ મા સૂત્રપર્યંતમાં નિરાકરણ કર્યું છે, તે જ રામાનુજાચાર્યનો મત છે. કહેવાની અગત્ય નથી કે એ પ્રકરણ અન્યવિચારોનું નિરાકરણ કરવામાં પ્રવૃત્ત છતાં એ સૂત્રોવડે રામાનુજાચાર્યે પોતાનો મત સિદ્ધ કરવા જે યત્ન કર્યો છે, તે અસંગત જણાયછે. એમણે રચેલા ભાષ્યનું નામ **શ્રીભાષ્ય** છે.

મધ્વાચાર્યના મતમાં સ્વતંત્ર અને પરતંત્ર એવાં બે તત્ત્વ છે. અશેષસદ્ગુણયુક્ત ભગવાન્ વિષ્ણુ સ્વતંત્ર તત્ત્વ છે જીવ અને જડજગત્ અસ્વતંત્ર તત્ત્વ છે. જીવ અણુપરિમાણ છે, ને ભગવાનનો દાસ છે. અસ્વતંત્ર અને સેવક જીવે ભગવત્નું દાસપણું જ અવલંબન કરવાયોગ્ય છે, અર્થાત્ પરમસેવ્ય ભગવાનની સેવાવિના જીવનું અન્ય કર્તવ્ય નથી. તે સેવા ત્રણ પ્રકારની છે, અંકન, નામકરણ અને ભજન. સર્વદા ભગવત્સ્વરૂપનું સ્મરણ થાય માટે સેવકે શરીરપર શંખચક્રગદાદિ નારાયણનાં આયુધોનાં ચિહ્નો કરવાં તે અંકન; સર્વદા તેનું નામસ્મરણ થયા કરે માટે પુત્રાદિનાં કેશવકૃષ્ણાદિ નામો પાડવાં તે નામકરણ; અને દયા, ભગવત્સ્પૃહા, શ્રદ્ધા, સત્યવાક્ય, હિતવાક્ય, પ્રિયવાક્ય, સ્વાધ્યાય, દાન, સ્વપરપરિત્રાણ અને પૂજા એ દશ પ્રકારની ક્રિયા કરી તે નારાયણને મમર્પણ કરવી તે ભજન છે. તે અંકન, નામકરણ અને ભજનદ્વારા વૈકુંઠપતિ

---

પૂજ્યચરણ આચાર્યભગવાનના શ્રીશારીરકભાષ્યપર આનંદગિરિની અને ગોવિંદાનંદની ટીકા, વાચસ્પતિમિશ્રનો ભામતીનામનો નિબંધ, અદ્વૈતાનંદકૃત બ્રહ્મવિદ્યાભરણનામનું વ્યાખ્યાન, સર્વજ્ઞાત્મમુનિકૃત સંક્ષેપશારીરકનામનું વાર્તિકરૂપ વ્યાખ્યાન, નારાયણસરસ્વતીકૃત વાર્તિક, અને બાલકૃષ્ણાનંદકૃત વાર્તિક છે ભામતીનિબંધપર અમલાનંદસ્વામિકૃત કલ્પતરુવ્યાખ્યાન, કલ્પતરુપર અપ્પયદીક્ષિતકૃત પરિમલનામનું વ્યાખ્યાન, અને પરિમલપર મધુસૂદનસ્વામીનું તથા રામાશ્રમસ્વામીનું વ્યાખ્યાન છે.

બ્રહ્મસૂત્રના પાંચ પાદોના શારીરકભાષ્યપર પદ્મપાદની પંચપાદિકાનામની વ્યાખ્યા છે તે પંચપાદિકાપર પ્રકાશાત્મચરણસ્વામીનું વિવરણનામનુ વ્યાખ્યાન છે, અને વિવરણપર અખંડાનંદસ્વામીનું વિવરણતત્ત્વદીપનનામનું વ્યાખ્યાન તથા નૃસિંહાશ્રમસ્વામીની અને રામાનંદસ્વામીની ટીકાઓ છે

બ્રહ્મસૂત્રનાં પ્રથમનાં ચાર સૂત્રોપર વિદ્યારણ્યસ્વામિકૃત વિવરણપ્રમેયસંગ્રહનામનો નિબંધ છે

પરમસેવ્ય સ્વતંત્રતત્ત્વ વિષ્ણુભગવાનની પ્રસન્નતા થાયછે, ને તેથી સાલોક્યાદિ મુક્તિ મળેછે. તેમણે કરેલા ભાષ્યનુ નામ પૂર્ણપ્રજ્ઞદર્શન છે.

નિંબાર્કાચાર્ય ભેદાભેદને સ્વીકારેછે, અર્થાત્ સાદૃશ્યતાએ જીવઈશ્વરનો અભેદ, અને વસ્તુતાએ ભેદ માનેછે. મુક્તિ મધ્વાદિના જેવી માનેછે. અવતારાદિનો અને ભક્તિના પ્રધાનપણાનો સ્વીકાર કરેછે.

વલ્લભાચાર્ય અવિકારિપરિણામવાદ માનેછે. તેમને મતે જીવ અણુ છે, જીવ તથા જગત્ બ્રહ્મના અવિકારિપરિણામરૂપ હોવાથી સત્ય છે. ગોલોકાધિપતિ શ્રીકૃષ્ણ મુમુક્ષુને સેવ્ય છે, ને તે શ્રીકૃષ્ણ શ્રવણાદિ નવધાભક્તિમાંની કોઇપણ ભક્તિવડે ઉપજેલી દશમી પરાભક્તિવડે પ્રસન્ન થાયછે. સાધનરૂપા અને ફલરૂપા એમ બેપ્રકારની સેવા પણ કર્તવ્યરૂપ ગણાયછે. કાયવ્યાપારવડે સંપાદ્ય શારીરીસેવા અને દ્રવ્યાર્પણાદિવડે સંપાદ્ય વિત્તજા સેવા એ સાધનરૂપા છે, અને માનસસેવા ફલરૂપા છે. ગોલોકની પ્રાપ્તિ કિંવા પૃથક્પરિચ્છેદની નિવૃત્તિ એ મોક્ષ છે. તેઓએ રચેલા ભાષ્યનું નામ અણુભાષ્ય છે.

પૂર્વોક્તમુક્તિઓની ક્રમમોક્ષમાં ગણના કરવી જોઇએ. જેઓનાં મન અત્યત અસંગભાવને પામ્યાં નથી, કિંવા ઉત્તમવિષયોના અવલમ્બનવિના ક્ષુદ્રવિષયોમાં દોષદર્શન કરી તેમનો ત્યાગ કરવા જેઓ સમર્થ નથી, તેવા અધિકારિજનો એ મોક્ષના અધિકારી છે. યથાર્થ અનન્યભક્તિ તો જ્ઞાનનું જ અન્ય નામ છે, માટે તેની પ્રાપ્તિએ તો અદ્વૈતપ્રાપ્તિરૂપ સદ્યોમોક્ષ જ થાયછે, ક્રમમોક્ષ થતો નથી. અદ્વિતીયબ્રહ્મના સાક્ષાત્કારવિના મોક્ષ સંભવિત નથી. ભગવત્સ્થાન અને ભગવત્સારૂપ્ય સંપાદન કર્યા છતાં પણ ત્યાં દ્વૈત હોવાથી કિંચિત્ ક્લેશનો પણ સદ્ભાવ હોવો ઘટેછે, માટે વાસ્તવિક મોક્ષ તો ઉત્કર્ષાપકર્ષશૂન્ય, એકરૂપ, એકરસ અને અદ્વય જ છે. સદ્વયમાં સસારભયની નિવૃત્તિ થતી નથી, એમ 'द्वितीयाद्वै भय भवति ॥' (દ્વિતીયથી નિશ્ચય ભય થાયછે) ઇત્યાદિશ્રુતિઓ કહેછે. શ્રીશંકરભગવાને એ જ અભિપ્રાય શ્રુતિસ્મૃતિઆદિના સમન્વયથી તથા સુંદરયુક્તિઓથી સિદ્ધ કર્યો છે, અને દેહાત્મવાદી, ઇંદ્રિયાત્મવાદી, પ્રાણાત્મવાદી, મનાત્મવાદી, બુદ્ધ્યાત્મવાદી અને આનંદમયકોશાત્મવાદિપ્રભૃતિના ઉત્તરોત્તર વિકાસ પામતા ધર્મોનું તથા જીવના અણુપરિમાણનું અને મધ્યમપરિમાણનું નિરાકરણ કરી ધર્મના પરમવિકાસરૂપ શ્રુતિસિદ્ધ બ્રહ્માત્મવાદ પ્રકાશિત કર્યો છે. ચાર્વાકોએ જે આત્માને અભાવરૂપ ઠરાવી મારી નાંખ્યો હતો, નૈયાયિકોએ જેને જડરૂપે અસ્તિત્વમાં આણ્યો હતો, અને સાંખ્યયોગવાળાએ જેને કેવલચૈતન્યરૂપે સ્થાપન કર્યો હતો, તેને અદ્વૈતાચાર્યોએ બ્રહ્મરૂપે સિદ્ધ કરી સંપૂર્ણપદે પહોંચાડ્યો છે. ધર્મના વિકાસની પરાકાષ્ઠા અદ્વૈતથી વિશેષ હોઇ શકે નહિ એ વાર્તા [1]શોપનહોર, મેક્સમૂલર, ડ્યુસેન અને ફ્રેડરીક [2]શ્લેગલ ઇત્યાદિ પરદેશી પરધર્મી ધુરંધરવિદ્વાનોએ પ્રાંજલપણે અંગીકાર કરી છે, અને દારાશેકોજેવા ઇસ્લામધર્મને માનનારાએ પણ ઉપનિષદોના ફારસીઅનુવાદની પ્રસ્તાવનામાં અદ્વૈતભાવનાના ઉત્તમોત્તમપણાનો સ્વીકાર કર્યો છે. આચાર્યભગવાનસમ્મતઅદ્વૈતમતનું સ્વરૂપ નીચેપ્રમાણે છેઃ—

'ब्रह्मविद्ब्रह्मैव भवति ॥' (બ્રહ્મને જાણનાર બ્રહ્મ જ થાયછે) તથા 'तरति शोकमात्मवित् ॥' (આત્મવેત્તા શોકને તરેછે) ઇત્યાદિશ્રુતિવાક્યોના પ્રમાણથી અને તદનુકૂલ યુક્તિઓથી સિદ્ધ થાયછે કે બ્રહ્માત્મજ્ઞાનવિના દુઃખાતીત થવાનો કોઇ ઉપાય નથી. 'હું બ્રહ્મ જ છું' એવા અસંદિગ્ધ અનુભવનું નામ બ્રહ્માત્મજ્ઞાન છે. એ જ્ઞાન સંપાદન કરવાનો પ્રધાન ઉપાય જીવે સાધનસંપન્ન થઇ શ્રોત્રિય અને બ્રહ્મનિષ્ઠ આચાર્યથી તાત્પર્યનો નિર્ણય કરાવનારાં ૭ લિંગોસહિત વેદાંતનું શ્રવણ કરવું તે છે. મનન અને નિદિધ્યાસન એ શ્રવણનાં સાહાય્યકારી છે. શ્રવણ કરેલા અર્થમાં અસંભાવના રહે તે મનનથી દૂર થાયછે, અને દેહમાં હુંપણાની બુદ્ધિ તથા જગતમાં સત્યપણાની બુદ્ધિ એ રૂપ વિપરીતભાવના નિદિધ્યાસનથી દૂર થાયછે. એવીરીતે અસંભાવનાવિપરીતભાવના દૂર થઇ બ્રહ્માત્મભાવનો અપરોક્ષ અનુભવ થાય તે જ તત્ત્વજ્ઞાન કહેવાયછે. જેમ રજ્જુમાં સર્પભ્રાંતિ છે, તેમ બ્રહ્મમાં દૃશ્યભ્રાંતિ છે. પ્રતીત થતું જગત્, શરીર, ઇન્દ્રિયો, પ્રાણો, મન, બુદ્ધિ,

---

૧ "સમગ્રજગત્માં ઉપનિષદોના જેવી કલ્યાણકારક અને શ્રેયસ્કર કોઇ પણ બીજી વિદ્યા નથી. તે મારા જીવનની દોરી છે, અને તે જ મારા મૃત્યુનું અવલમ્બન થવાની." શોપનહોર.

૨ "યુરોપના ઉંચામાં ઉંચા તત્ત્વજ્ઞાનનું દર્શન જે ગ્રીકતત્ત્વજ્ઞાનિઓનો અદ્વૈતવાદ છે તે પણ, પૂર્વદેશીય અદ્વૈતવાદના અત્યંત તેજ અને પ્રભાવની તુલનામાં, મધ્યાહ્નકાલના સૂર્યની દૈવીકાન્તિના પૂર્ણપ્રવાહમાં ક્ષય પામતા, નબળા અને પ્રત્યેકક્ષણે ઓલવાઇ જવાના ચિહ્ન દેખાડતા અગ્નિના તણખાજેવો છે" ફ્રેડરીક શ્લેગલ

ચિત્ત અને અહંકારના નિષેધના અવધિરૂપ હું જ બ્રહ્મ છું, એમ 'અહંજ્ઞાન' જ્યારે બ્રહ્માવગાહી થાય ત્યારે જ તત્ત્વજ્ઞાન, બ્રહ્મજ્ઞાન કિંવા આત્મજ્ઞાન પ્રાપ્ત થયું ગણાયછે. તેવા તત્ત્વજ્ઞાનની પ્રાપ્તિ થવાથી મોક્ષ અનિવાર્ય છે. એ મોક્ષાવસ્થા નિર્ભય, અદ્વય, આનંદઘન, એકરસ અને કૂટસ્થનિત્ય છે.

એક જ ચૈતન્ય સર્વપ્રાણિપદાર્થોમાં વિરાજમાન છે. તે એક નિરતિશય વ્યાપક અખંડ ચૈતન્ય જ બ્રહ્મ કહેવાયછે. તે અનાદિઅનંત અદ્વિતીય બ્રહ્મચૈતન્ય ઉપાધિભેદે વિભિન્નભાવને પામેલાના જેવું પ્રતીત થાયછે, પણ વસ્તુતાએ તે અતિસૂક્ષ્મતમ હોવાથી ભેદ પામેલુ નથી. અંતઃપ્રપંચ અને બાહ્યપ્રપંચ જે આપણને નામ અને રૂપવડે જ્ઞાત થાયછે, તે સર્વ અજ્ઞાનરૂપ ઉપાધિનો જ વિલાસ હોવાથી મિથ્યા છે, અને તેના અધિષ્ઠાનરૂપ સચ્ચિદાનંદ બ્રહ્મ સત્ય છે. કહ્યું છે કેઃ—

"अस्ति भाति प्रियं रूपं नाम चेत्यर्थपञ्चकम् ।
आद्यत्रयं ब्रह्मरूपं जगद्रूपं ततो द्वयम् ॥"

**અર્થઃ**—અસ્તિ, ભાતિ, પ્રિય, નામ અને રૂપ એમ પ્રત્યેક પદાર્થ પાંચવિભાગવાળો છે. પ્રથમનાં ત્રણ બ્રહ્મરૂપ છે, અને પાછળનાં બે જગત્‌રૂપ છે.

શુદ્ધસત્ત્વગુણ જેમાં પ્રધાન છે એવી પ્રકૃતિ તે માયા, અને જેમાં મલિનસત્ત્વગુણ પ્રધાન છે એવી પ્રકૃતિ તે અવિદ્યા. માયાની ઉપાધિવાળું ચેતન તે ઈશ્વર, અને અવિદ્યાની ઉપાધિવાળું ચેતન તે જીવ. ઈશ્વર માયાના નિયામક, સર્વશક્તિમાન્, સર્વજ્ઞ ને સ્વતંત્ર છે, અને જીવ અવિદ્યાને વશ વર્તનાર હોવાથી અલ્પજ્ઞ, અલ્પશક્તિવાળો, નિયમ્ય ને પરતંત્ર છે. માયા એક હોવાથી ઈશ્વર એક છે, ને મલિનપણાની ન્યૂનાધિકતાથી અવિદ્યાનું અંશરૂપે બહુપણું હોવાથી સુર, અસુર, મનુષ્ય અને પશ્વાદિરૂપ જીવનું પણ બહુપણું છે. બ્રહ્મનો જીવભાવ કુંતીપુત્ર કર્ણના રાધેયભાવજેવો છે. વળી જેમ એક જ આકાશ ઘટરૂપ ઉપાધિથી ઘટાકાશ, અને તેના ત્યાગમાં મહાકાશ છે, તેમ બ્રહ્મ પણ શરીરાદિની ઉપાધિથી જીવ અને તેના ત્યાગમાં બ્રહ્મ છે.

ભેદમાં શ્રુતિનું તાત્પર્ય નથી, પણ ભેદના નિરાકરણમાં જ શ્રુતિનું તાત્પર્ય છે. ભેદનું પ્રત્યક્ષ દર્શન છે, માટે ભેદમાં શ્રુતિનું તાત્પર્ય છે, એમ પણ કહી શકાય નહિ; કેમકે પ્રત્યક્ષ દેખાતી વસ્તુના સ્વરૂપમાં પણ બહુ વિરોધ જોવામાં આવેછે. કહ્યું છે કેઃ—

" तलवद्दृश्यते व्योम खद्योतो हव्यवाडिव ।
न तलं विद्यते व्योम्नि न खद्योतो हुताशनः ॥
वितस्तिमात्रं गगने प्रत्यक्षेणेन्दुमण्डलम् ।
दृश्यतां बालिशैस्तन्न प्रमाणं शास्त्रदृष्टितः ॥"

**અર્થ**:—આકાશ ઇંદ્રનીલમણિના કટાહના તલજેવો દેખાયછે, ખદ્યોત અગ્નિજેવો દેખાયછે, પણ આકાશમાં તલ નથી, અને ખદ્યોત અગ્નિ નથી. ગગનમાં વેંતમાત્ર ચંદ્રમંડલ પ્રત્યક્ષપ્રમાણથી અજ્ઞાનિઓવડે દેખાઓ, પણ તે શાસ્ત્રદૃષ્ટિથી પ્રમાણ નથી.

શાસ્ત્ર અજ્ઞાત અને અબાધિત અર્થને જણાવેછે; ભેદદર્શન બાલક અને ગોવાળપર્યંત સુવિદિત છે, એવા સુજ્ઞાત અર્થને જણાવવામાં શાસ્ત્રની પ્રવૃત્તિ હોય જ નહિ, પણ જે અભેદમાં લૌકિકજનોમાં પંડિત ગણાતા પુરુષો પણ મોહ પામેછે, તે અભેદના પ્રતિપાદનમાં જ તેની પ્રવૃત્તિ છે.

પરમકારુણિક લોકહિતૈકનિરત પદવાક્યપ્રમાણજ્ઞ ભગવત્પૂજ્યચરણે જે ભાષ્ય* રચ્યું છે, તે **શારીરકભાષ્યને** નામે સુપ્રસિદ્ધ છે. તેમાં પૂર્વોક્ત સિદ્ધાંત વિસ્તૃતપણે દર્શાવ્યો છે; જેનો સાર આ ગ્રંથની **તાત્પર્યદીપિકાટીકામાં** જોવામાં આવશે. **શારીરકભાષ્યના** આરંભમાં ભૂમિકારૂપે આચાર્યભગવાને જે અધ્યાસવાદનું નિરૂપણ કર્યું છે, તે સુગંભીર, યુક્તિપૂર્ણ ને અદ્ભુત છે, તેનો ભાવાર્થ અદ્વૈતતત્ત્વ જાણવા ઇચ્છતા મુમુક્ષુને ઉપયોગી ધારી નીચે આપવામાં આવેછેઃ—

"'આ' એવીરીતના જ્ઞાનનાં આલંબનો ઘણાં છે, પણ 'હું' એવીરીતના જ્ઞાનનું આલંબન માત્ર એક જ છે. દેહ, ઇન્દ્રિયો, મન, બુદ્ધિ, અહંકાર અને પ્રત્યેકબાહ્યવસ્તુ 'આ' એ જ્ઞાનનો વિષય છે, ને આત્મા 'હું' એ જ્ઞાનનો વિષય છે. દેહાદિ સર્વવસ્તુઓ વિષય ને આત્મા તેનો વિષયી છે, વિષય સર્વ જડ ને આત્મા ચૈતન્ય છે. જેમ અંધારું ને પ્રકાશ પરસ્પર વિરુદ્ધસ્વભાવવાળાં છે, તેમ જડસ્વભાવવાળી માયિકવસ્તુઓ અને જ્ઞાનસ્વરૂપ આત્મા એમનો પણ પરસ્પર વિરુદ્ધસ્વભાવ છે. જેવીરીતે અંધારું તે પ્રકાશ નથી, ને પ્રકાશ એ અંધારું નથી, તેમ અનાત્મા તે આત્મા નથી, ને આત્મા તે અનાત્મા નથી. માટે 'આ' જ્ઞાનવડે જણાતા અનાત્માની સાથે 'હું' જ્ઞાનવડે જણાતા આત્માનો પરસ્પરમાં અધ્યાસ અથવા તાદાત્મ્યભ્રાંતિ યુક્તિદ્વારા સિદ્ધ થતી નથી; તથાપિ અનાદિસિદ્ધ અવિવેકને લીધે અત્યંત વિલક્ષણ કે અત્યંત ભિન્ન આત્મા ને અનાત્માના વિલક્ષણપણાનું કે ભિન્નતાનું જ્ઞાન ન રહેવાથી પોતાનાથી (આત્માથી) અન્યનો ને અન્યના ધર્મોનો આત્મામાં, તથા દેહાદિ અન્યમાં આત્માનો ને આત્માના ધર્મોનો આરોપ કરીને જ લોકમાં 'હું આ' તથા 'મારું આ' એવીરીતનો સ્વાભાવિક વ્યવહાર પ્રવર્તેછે. એ વ્યવહાર મિથ્યાજ્ઞાનવડે ઉપજેલો છે,—સત્ય તથા મિથ્યા એ બંનેથી મિશ્રિત છે, માટે તે અધ્યાસવડે ઉપજેલો છે. આ અધ્યાસ સ્વાભાવિક ને અનાદિ છે. એકવસ્તુમાં અન્યવસ્તુની ભ્રાંતિને મિથ્યાજ્ઞાન કે અધ્યાસ કહેછે. જેમ છીપમાં રૂપું ને દોરડીમાં સર્પ જણાયછે. કોઇ શંકા કરે કે પ્રત્યગાત્મા એ કોઇનો વિષય નથી, માટે તેમાં દેહાદિવિષયોનો ને જરામરણાદિ વિષયોના ધર્મોનો અધ્યાસ શીરીતે થઇ શકે? જે દૃશ્ય વિષય હોય તેમાં જ અન્ય દૃશ્યવિષયનો અધ્યાસ થઇ શકે, પણ અદૃશ્ય અને અવિષય પદાર્થમાં કોઇને કાંઇ પણ અધ્યાસ થવો સંભવતો નથી. એ શંકાનું સમાધાન આવીરીતનું છેઃ—આત્મા કોઇપણ પ્રકારે વિષય (જ્ઞાનગોચર) થતો નથી એમ નથી. તેમાં 'હું' એ જ્ઞાનનું વિષયપણું તથા અંતરાત્મારૂપે પ્રત્યક્ષપણું છે, તાત્પર્ય કે ચૈતન્યરૂપ આત્મા

* વિવરણમાં ભાષ્યનું લક્ષણ નીચેપ્રમાણે કહ્યું છેઃ—

" सूत्रार्थो वर्ण्यते यत्र वाक्यैः सूत्रानुकारिभिः ।
स्वपदानि च वर्ण्यन्ते भाष्यं भाष्यविदो विदुः ॥"

**અર્થ**:—જેમાં સૂત્રને અનુસરતાં વાક્યોવડે સૂત્રનો અર્થ વર્ણન કરાયછે, અને પોતાનાં પદોનું પણ વર્ણન કરાયછે, તેને ભાષ્યવેત્તાઓ ભાષ્ય જાણેછે.

વસ્તુતાએ નિરુપાધિક અને અવિષય છતાં પણ અવિદ્યાકલ્પિત 'હું' ઉપાધિદ્વારા તે વિષયપણાને પામેલો છે. અધ્યાસરહિત વિવેકકાલમાં તે નિરુપાધિક ને નિરંશ છતાં અવિવેકકાલમાં તે સોપાધિક ને સાંશ જણાયછે, આવીરીતે જે અહંવૃત્તિનો વિષય છે તેમાં દેહાદિનો અને દેહાદિના ધર્મોનો અધ્યાસ થવો સંભવિત છે; વળી આત્મા પરોક્ષ નથી, પણ પૂર્ણ પ્રત્યક્ષ છે, કેમકે બધા માણસો 'હું' એવીરીતે પોતાના આત્માને જાણેછે. એવો નિયમ નથી જે, જે ચક્ષુરાદિદ્વારા પ્રતીત થાય એ જ પ્રત્યક્ષ, અને એવીરીતના પ્રત્યક્ષમાં જ વિષયાંતરનો અધ્યાસ થાય, ને બીજે ન થાય. આકાશ એવીરીતનું પ્રત્યક્ષ નહિ છતાં, તેમાં વિષયાંતરનો અધ્યાસ જોવામાં આવેછે-અજ્ઞમાણસો અપ્રત્યક્ષ આકાશમાં ઇંદ્રનીલમણિની ઊંધી પડેલી કડાઇનો ને નીલકાંતિ(આસમાનીરંગ)નો અધ્યાસ કરેછે. એવીરીતે આત્મા સાક્ષાત્ દૃષ્ટ-ઇંદ્રિયગ્રાહ્ય-ન છતાં પણ તેમાં અનાત્માનો એટલે બુદ્ધ્યાદિનો ને તેમના ધર્મોનો અધ્યાસ થવામાં વિરોધ નથી. એ અધ્યાસ અથવા ભ્રાંતિજ્ઞાનને પંડિતો અવિદ્યા કહેછે, અને તેનો યથાર્થ વિવેક કરીને વસ્તુના સ્વરૂપનો સમ્યક્ નિશ્ચય કરવો તેને વિદ્યા કહેછે. આ અવિદ્યા અનંત અનર્થનું મૂલ છે, અને તેના જ ઉચ્છેદમાટે વેદાંતશાસ્ત્રની પ્રવૃત્તિ છે.

જેમાં જેનો અધ્યાસ થાયછે, તેમાં તેના (પરસ્પરના) દોષ કે ગુણ કાંઇપણ પ્રવેશ કરી શકતા નથી. રજ્જુમાં સર્પની ભ્રાંતિ થાયછે તેમા સર્પના દોષાદિ દોરડીમાં આવી શકતા નથી, તેમ દોરડીના ગુણાદિ પણ સર્પમાં પ્રવેશ કરતા નથી, તેવીરીતે આત્મામા અનાત્માનો ને અનાત્મામાં આત્માનો અધ્યાસ થયા છતાં પણ કોઇની સાથે કોઇનો વાસ્તવિક સંબધ નથી, એટલે કોઇ કોઇના ગુણદોષોએ લિપ્ત થયા નથી.

અવિદ્યાનામના એ આત્માઅનાત્માના પરસ્પરઅધ્યાસવડે પ્રમાતા, પ્રમાણ ને પ્રમેયને અધીન સર્વ લૌકિક તથા વૈદિક વ્યવહારો પ્રવર્તેછે, અને વિધિનિષેધપરાયણ તથા મોક્ષપરાયણ સર્વ શાસ્ત્રો પણ એવડે જ પ્રવર્તેછે. જ્ઞાનનાં સાધન પ્રત્યક્ષાદિપ્રમાણો અને હિતનો ઉપદેશ કરનારાં શાસ્ત્રો અવિદ્યાવાળા પ્રમાતાનાં વિષય કેમ હોઇ શકે એવી શકા કરવી નહિ; કેમકે દેહેંદ્રિયાદિમાં અહમમાભિમાનરહિત અવિકારી આત્માને વિષે પ્રમાતાપણું અસિદ્ધ છે, અને તેથી પ્રમ ણોની પ્રવૃત્તિ પણ સિદ્ધ થઇ શકતી નથી. પ્રત્યક્ષનું કરણ જે ઇંદ્રિયો તેમના ગ્રહણવિના પ્રત્યક્ષાદિ વ્યવહાર સિદ્ધ થઇ શકતો નથી. દેહરૂપ અધિષ્ઠાનવિના ઇંદ્રિયોનો વ્યાપાર સંભવતો નથી, જેમાં આત્મપણાનો અધ્યાસ ન હોય તેવા શરીરથી કોઇપણ મનુષ્ય કોઇપણ લૌકિકવૈદિક વ્યાપાર કરી શકતો નથી, પરસ્પરનો અધ્યાસ તથા પરસ્પરના ધર્મોનો અધ્યાસ ન હોય તો અનેક શ્રુતિઓમાં અસંગરૂપે વર્ણવેલા આત્માને પ્રમાતાપણું સંભવે નહિ, અને પ્રમાતાપણાવિના પ્રત્યક્ષાદિપ્રમાણોની પ્રવૃત્તિનો સંભવ નથી, માટે પ્રત્યક્ષાદિપ્રમાણો તથા શાસ્ત્રો અધ્યાસવાળા પ્રમાતાને લઇને જ પ્રવર્તેછે. વ્યવહારને અધ્યાસનું કાર્ય માનશો તો અધ્યાસરહિત પંડિતોને વિષે પણ વ્યવહાર તો જોવામાં આવેછે, તે કેમ સિદ્ધ થશે એવી શંકાને પણ અવકાશ નથી; કેમકે 'હું બ્રહ્મ છું' એવા અપરોક્ષસાક્ષાત્કારવાળાને બાધિતાનુવૃત્તિથી વ્યવહાર સંભવી શકેછે, અને યુક્તિવડે જેણે આત્માનાત્માનો વિવેક સંપાદન કર્યો છે, તેવા પરોક્ષજ્ઞાનીને અપરોક્ષભ્રાંતિ (અધ્યાસ)-ની નિવૃત્તિ થયી નથી, તેથી તેવા વિવેકિઓને વ્યવહારકાલમાં અધ્યાસયુક્તતાની તુલ્યતાને લીધે પશ્વાદિથી સમાનપણું છે, તેથી વ્યવહાર અધ્યાસનું કાર્ય છે, એ યુક્ત છે. જેમ પશ્વાદિ શબ્દાદિવિષયસાથે શ્રોત્રાદિ ઇંદ્રિયનો સંબધ થતાં જો તે શબ્દાદિનું વિજ્ઞાન પ્રતિકૂલથાય તો તેનાથી નિવૃત્ત થાયછે, અને અનુકૂલ થાય તો પ્રવૃત્ત થાયછે. જેમ હાથમાં લાકડી ઉચી કરીને પોતાની સંમુખ આવતા પુરુષને જોઇને 'આ મને મારવાને ઇચ્છેછે' એમ જાણી તે પલાયન કરવાનો આરભ કરેછે, અને હાથમાં લીલું ઘાસ લઇને સંમુખ આવતા પુરુષને દેખીને 'આ મને તૃણ ખવરાવવા આવેછે' એમ જાણી તે તેની સંમુખ જાયછે; તેમ વ્યુત્પન્નચિત્તવાળા પુરુષો પણ ક્રૂરદૃષ્ટિવાળા તથા આક્રોશ કરતા અને હાથમાં ખડ્ગને ઉંચું રાખી પોતાની ભણી આવતા બલવાન્ પુરુષને જોઇને 'આ મને મારવાને ઇચ્છેછે' એમ જાણી ભાગી જવાનો આરંભ કરેછે, અને તેનાથી વિપરીતવ્યવહારવાળા પુરુષને જોઇને તેની સંમુખ જાયછે. એ અનુભવના બલથી સિદ્ધ થાયછે કે પુરુષોનો પ્રમાણપ્રમેયાદિ વ્યવહાર પશ્વાદિથી સમાન છે. વળી પશ્વાદિનો જે પ્રત્યક્ષાદિ વ્યવહાર છે, તે અવિવેકપૂર્વક છે, એ વાર્તા પ્રસિદ્ધ છે; અને પશ્વાદિના સમાન વ્યવહારનું દર્શન થવાથી વ્યુત્પત્તિવાળા પુરુષોનો પ્રત્યક્ષાદિ વ્યવહાર પણ અધ્યાસકાલે અધ્યાસના કાર્યરૂપ હોવાથી સમાન જ છે, એવો નિશ્ચય થાયછે. જોકે શાસ્ત્રીયવ્યવહારમાં તો આત્માનો પરલોકસાથેનો સંબંધ જાણ્યાવિના બુદ્ધિપુરઃસર શાસ્ત્રીયવ્યવહાર કરનારને પણ શાસ્ત્રીયવ્યવહાર કરવાનો અધિકાર નથી; તોપણ ઉપનિષદોવડે જાણવાયોગ્ય, ક્ષુધાતૃષાદિથી રહિત, બ્રાહ્મણ-

ક્ષત્રિયાદિભેદથી રહિત, અને અસંસારી એવા આત્મતત્ત્વની એ અધિકારમાં અપેક્ષા નથી, કેમકે એ અધિકારમાં તેનો ઉપયોગ નથી, પણ ઉલટો વિરોધ છે. એવીરીતિના આત્મવિજ્ઞાનની પૂર્વે પ્રવર્તમાન જે શાસ્ત્ર તે અવિદ્યાવાળાને વિષય કરેછે, અર્થાત્ તેવા અધિકારને ઉદ્દેશીને તે શાસ્ત્રની પ્રવૃત્તિ છે; જેમકે 'ब्राह्मणो यजेत ॥' (બ્રાહ્મણ યજન કરે) ઇત્યાદિશાસ્ત્રવચનો આત્મામાં વર્ણ, આશ્રમ, વય તથા અવસ્થાઆદિ વિશેષના અધ્યાસનો આશ્રય કરીને પ્રવર્તેછે. એકવસ્તુઆદિમાં અન્યવસ્તુઆદિની બુદ્ધિ તે અધ્યાસ કહેવાયછે, તે આપ્રમાણેઃ—પુત્રભાર્યાદિ સુખી કે દુઃખી હોય ત્યારે સંસારિજીવો 'હું જ સુખી કે દુઃખી છું' એવીરીતે બાહ્યધર્મોનો આત્મામાં અધ્યાસ કરેછે; તથા 'હું સ્થૂલ છું, કૃશ છું, ગૌર છું, ઊભો છુ, અને જાઉંછું' એમ દેહના ધર્મોનો, અને 'હું મૂક છું, કાણો છું, બધિર છું, અંધ છું, તથા ક્લીબ છું,' એમ ઇંદ્રિયોના ધર્મોનો, તથા કામ, સંકલ્પ, સંશય ને નિશ્ચય એવા અંતઃકરણના ધર્મોનો અધ્યાસ કરેછે; તેમ જ અંતઃકરણના સમગ્રવ્યાપારના સાક્ષી પ્રત્યગાત્માને વિષે અહંપ્રત્યયી(અહંકારનામની અંતઃકરણની વૃત્તિ)નો અધ્યાસ કરેછે, અને તે પ્રત્યગાત્મા જે સર્વસાક્ષી છે તેનો, તેથી વિપરીતરીતે અંતઃકરણાદિમાં અધ્યાસ કરેછે. એપ્રમાણે આ અનાદિ, અનંત, નૈસર્ગિક અધ્યાસ મિથ્યાજ્ઞાનરૂપ હોઇ કર્તાપણા તથા ભોક્તાપણાના પ્રવર્તકરૂપે સર્વલોકને પ્રત્યક્ષ છે. અનર્થના કારણરૂપ આ અધ્યાસની અત્યંતનિવૃત્તિમાટે અને આત્માના એકપણાના જ્ઞાનના લાભમાટે ઉપનિષદોનું અધ્યયન કરી વિચાર કરાયછે."

બ્રહ્મસૂત્રના કર્તા જો દ્વાપરના અંતમાં થયા હોય તો બ્રહ્મસૂત્રના બીજાઅધ્યાયના બીજાપાદમાં બૌદ્ધધર્મનું અને જૈનધર્મનું ખંડન ક્યાંથી સંભવે? કેમકે બૌદ્ધમત પ્રવર્તાવનાર શાક્યસિંહ અને જૈનમતની સ્થાપના કરનાર વર્ધમાનસ્વામી આજથી આશરે ૨૫૩૦ વર્ષની પૂર્વે થઇ ગયા છે, ને દ્વાપરનો અંત અને કલિની પ્રવૃત્તિ થયે ૪૯૯૯ વર્ષો થયાં છે, એમ કોઇ શંકા કરે તો તેનું સમાધાન એ છે કે જેમ આ બ્રહ્મસૂત્રની રચનાપછી ઘણે કાલે રામાનુજાચાર્ય થયા ને તેમણે આ ગ્રંથમાં નિરાકરણ કરેલા ભાગવતમતની પ્રવૃત્તિ કરવા યત્ન કર્યો તેમ શાક્યસિંહ અને વર્ધમાનસ્વામીની પૂર્વે જે એવા પ્રકારના મતો ચાલતા હશે, તેનું આ ગ્રંથમાં ખંડન કર્યું છે; અને પાછળથી ભાષ્યકારો અને ટીકાકારોએ એવા મૂલમતોને સ્થાને પ્રવૃત્ત થયેલા નવા મતો જે બૌદ્ધ તથા જૈન તેના ખંડનરૂપે, વાંચનારને ઉપલબ્ધમતોનું સ્વરૂપ કાંઇક અંશે જ્ઞાત હોય એમ જાણી, વ્યાખ્યાન કર્યું હશે એમ જણાયછે.*

આ ગ્રન્થના બીજા અધ્યાયમાં જે જે સ્મૃતિઓનું અને મતોનું ખંડન કરેલું છે, તે તે સ્મૃતિઓમાં તથા મતોમાં રહેલા દોષોનું દર્શન શુદ્ધ મુમુક્ષુઓને તેમના મોહની નિવૃત્તિ અને વિવેકની પરિશુદ્ધિને માટે કરવું

---

* મહાભારતના કર્તા શ્રીવ્યાસભગવાન્ જ શ્રીવેદાંતદર્શનના કર્તા છે. મહાભારત જૈનધર્મની પ્રવૃત્તિ થયાપહેલાં વિધમાન હતું, એમ જૈનધર્મના ભગવતી(વ્યાખ્યાપ્રજ્ઞપ્તિ)સૂત્રના બીજા શતકના પહેલા ઉદ્દેશકના 'इतिहास पंचमाणं' (ચારવેદઉપરાંત પાંચમા વેદરૂપ મહાભારતનામક ઇતિહાસને પણ તે જાણતો હતો) એ શબ્દથી જણાયછે. તેથી બ્રહ્મસૂત્ર પણ જૈનધર્મની પ્રવૃત્તિ થયા પહેલાં અસ્તિત્વમાં હોવું જોઇએ એમ અનુમાન થાયછે

સાંખ્યદર્શનના પ્રથમાધ્યાયમાં બૌદ્ધધર્મનાં મૂલતત્ત્વોનું ખંડન 'नाविद्यातोऽप्यवस्तूनां बन्धायोगात् ॥' (અવિદ્યાથી પણ આત્માને બંધન નહિ, કેમકે અવસ્તુઓવડે બંધ સભવે નહિ) ઇત્યાદિસૂત્રોથી કરેલું છે. જૈનધર્મના પ્રવર્તક મહાવીરસ્વામી અને બૌદ્ધધર્મના પ્રવર્તક બુદ્ધદેવ સમકાલીન છે, એમ તેઓનાં સૂત્રોથી સિદ્ધ થાયછે. જૈનનાં સૂત્રોમાં 'शाक्यपुत्तो' (શાક્યવંશના) એ શબ્દ બુદ્ધદેવના નામને સ્થાને વાપરેલો છે, અને બૌદ્ધધર્મના ગ્રંથોમાં 'જ્ઞાતકવંશના નિર્ગ્રંથ' (णायपुत्तो णियंठो) એ શબ્દ મહાવીરસ્વામીના નામને સ્થાને વાપરેલા છે, ને તેમાં તે બંનેની પરસ્પરની સ્પર્ધાના પ્રસંગો પણ દર્શાવેલા છે મહાવીરસ્વામીના સમયમા કપિલમુનિની શિષ્યપરંપરા હતી, એમ ભગવતીસૂત્રના પ્રથમશતકના બીજા ઉદ્દેશકના 'चरग परव्वायगाणं' એ શબ્દથી તથા તે શબ્દની ટીકાના 'कपिलमुनिसुनवः' (કપિલમુનિની પરંપરાના શિષ્યો) એ શબ્દથી સિદ્ધ થાયછે. પરિવ્રાજકોનું અસ્તિત્વ બુદ્ધધર્મના વિનયપિટિકગ્રંથથી પણ જણાયછે. જેમ સાંખ્યદર્શનપછી ઘણે કાલે પ્રવૃત્ત થયેલા બૌદ્ધધર્મનાં મૂલતત્ત્વોનું ખંડન સાંખ્યદર્શનમાં છે, તેમ આ વેદાંતદર્શનપછી ઘણે કાલે પ્રવૃત્ત થયેલા જે બૌદ્ધજૈનધર્મ તેનાં મૂલતત્ત્વોનું ખંડન આ વેદાંતદર્શનમાં છે એમ અનુમાન થાયછે. વળી બૌદ્ધધર્મના તથા જૈનધર્મના ગ્રંથોમાં તે ધર્મોના પ્રવર્તકોએ અદ્વૈતમતનું ખંડન કરવાનો યથાશક્તિ પ્રયત્ન પ્રસંગવશાત્ કર્યો હોય એમ પ્રતીત થાયછે, તેદ્વારા પણ સહજ અનુમાન થઇ શકેછે કે તે ધર્મની ઉત્પત્તિ થતા પહેલાં અદ્વૈતમત પ્રચલિત હતો. જો અદ્વૈતમત પ્રચલિત હોય તો અદ્વૈતમતના પ્રસ્થાનનો આ વેદાંતદર્શનનામનો ગ્રંથ પણ તે કાલે પ્રચલિત હોવો જ જોઇએ એમ સ્પષ્ટપણે સમજાયછે

આવસ્યક હોવાથી કર્યું છે. તે તે સ્મૃતિઓને તથા મતોને પરમશરણરૂપ માનવાથી પરમપુરુષાર્થ સિદ્ધ થતો નથી, એટલુ જ દર્શાવવામા તેનું તાત્પર્ય છે, સિદ્ધાતને અનુકૂલ એવો જે ભાગ તેમા હોય તેના ખડનમા તાત્પર્ય નથી. દુરાગ્રહી જીવો અવિવેકથી દોષવાળા વિચારોને પણ અતિમ ઉપાદેયવિચારરૂપે સમજે છે, તેમને તેવા વિચારોમા રહેલા દોષો કરુણાબુદ્ધિથી દેખાડવાનો ઉદ્દેશ પણ છે. સત્યનિરૂપણમાં દ્વેષબુદ્ધિથી લખવાનો અવકાશ નથી.

સાધનસપન્ન થવુ એ પ્રત્યેકમુમુક્ષુનુ મુખ્ય કર્તવ્ય છે. ચિત્તના મલ તથા વિક્ષેપ દોષ નિષ્કામકર્મ તથા શ્રીસદ્ગુરુઉપદિષ્ટ ઉપાસનાથી કિંવા શ્રદ્ધાભક્તિપૂર્વક પુન પુન શ્રવણમનન કરીને દૂર કરવા જોઇએ પશ્ચાત્ નિદિધ્યાસવડે સજાતીયવૃત્તિના પ્રવાહને વધારી તત્ત્વસાક્ષાત્કાર કરી–નિરતિશયવ્યાપક સૂક્ષ્મતમ અવિકારી નિત્ય પરમતત્ત્વરૂપ જે બ્રહ્મ તેનો સાક્ષાત્કાર કરી–જ્ઞાતવ્ય જાણવારૂપ, પ્રાપ્તવ્ય પ્રાપ્ત કરવારૂપ, ને હાતવ્ય હનન કરવારૂપ કર્તવ્યની પરિસમાપ્તિ કરવી જોઇએ. એમ થાય એ જ પરમપુરુષાર્થનો અવધિ છે પ્રત્યેક વિવેકી સજ્જન જો નિર્મોહપણે અને નિર્દંભપણે સરલતાથી કર્તવ્યપરાયણ થાય તો તેને અતર્યામિસદ્ગુરુ સન્માર્ગમાં ઉત્તરોત્તર વિશેષ સ્થિતિ કરાવ્યાવિના રહે નહિ, એમ મહાપુરુષોનો મત છે ઇતિ શિવમ્.





# શ્રીવેદાન્તદર્શનના ચારઅધ્યાય અને સોળપાદોના વિષયોનું સૂચીપત્ર.

## સમન્વયાધ્યાય. ૧.



## અવિરોધાધ્યાય. ૨.



## સાધનાધ્યાય. ૩.



## ફલાધ્યાય. ૪.



# શ્રીવેદાંતદર્શનમાંનાં વ્યાસાધિકરણના વિષયોને દર્શાવનારું સૂચીપત્ર.

## સમન્વયાધ્યાય. ૧.

### પેહેલો પાદ.

## પ્રથમાધ્યાયનો ચોથો પાદ.



# અવિરોધાધ્યાય. ૨.

## પેહેલો પાદ.

## બીજાઅધ્યાયનો બીજો પાદ.



## બીજાઅધ્યાયનો ત્રીજો પાદ.



## બીજાઅધ્યાયનો ચોથો પાદ.

## સાધનાધ્યાય. ૩.

### પહેલો પાદ.



### ત્રીજાઅધ્યાયનો બીજો પાદ.



### ત્રીજાઅધ્યાયનો ત્રીજો પાદ.

---

## ત્રીજાઅધ્યાયનો ચોથો પાદ.

## ફલાધ્યાય. ૪.

### પહેલો પાદ.



### ચોથાઅધ્યાયનો બીજો પાદ.

## ચોથાઅધ્યાયનો ત્રીજો પાદ.



## ચોથાઅધ્યાયનો ચોથો પાદ.





# અગત્યના દોષોનું શુદ્ધિપત્ર.

| પૃષ્ઠ. | પંક્તિ. | અશુદ્ધ. | શુદ્ધ. |
|---|---|---|---|
| | | **ભૂમિકા.** | |
| ૧ | ૧૧ | પરંપરા | પરંપરાવડે |
| ,, | ૨૬ | ચારઅધ્યાયનો | પાંચઅધ્યાયનો |
| ૧૩ | ૯ | ક્રમાવડે | કર્મોવડે |
| ૧૪ | ૩૭ | કૃત્વર્થપણું | કૃત્વર્થપણું |
| | | **વેદાંતદર્શન.** | |
| ૧૨ | ૩૦ | ધનદાનદિવડે | ધનદાનાદિવડે |
| ૧૩ | ૬ | सकर्णोऽकर्ण | सकर्णोऽकर्ण |
| ૧૯ | ૨૫ | આનાં | આના |
| ૨૭ | ૧૨ | स्थानादिव्यपदेशाच्च | स्थानादिव्यपदेशाच्च |
| ૩૪ | ૩૩ | પશ્ચાત | પશ્ચાત્ |
| ૩૬ | ૪૦ | સુષુપ્તિકાલમાં | સુષુપ્તિકાલમાં |
| ૩૭ | ૨૭ | શ્રીપ્રજાપાતનાં | શ્રીપ્રજાપતિનાં |
| ,, | ૩૮ | તાત્પર્યાનર્ણયપૂર્વક | તાત્પર્યનિર્ણયપૂર્વક |
| ૩૮ | ૧૫ | વણુન | વર્ણન |
| ૪૨ | ૪ | ધિકારનો ) | ધિકારનો ] |
| ૪૮ | ૩૮ | શ્રતિ | શ્રુતિ |
| ૪૯ | ૨૭ | પ્રતિવચનરૂપેતેનું | પ્રતિવચનરૂપે તેનું |
| ૫૧ | ૩૦ | પંચજના पञ्चजना શબ્દની | પંચજના શબ્દની |
| ૫૨ | ૨૮ | છે, બ્રહ્મજ્ઞાનની | છે, તે બ્રહ્મજ્ઞાનની |
| ,, | ૩૨ | પૂર્વે | પૂર્વે |
| ૬૦ | ૨૧ | કલ્પ્યા | કલ્પ્યાં |
| ,, | ૨૮ | યોગપ્રત્યુક્ત્યાધિકરણ | યોગપ્રત્યુક્ત્યધિકરણ. |
| ૬૪ | ૧૨ | થશે. | થશે, |
| ૭૪ | ૨૩ | અકુરદ્વારા | અંકુરદ્વારા |
| ૭૬ | ૯ | રચનાનુપપત્ત્યાધકરણ | રચનાનુપપત્ત્યધિકરણ |
| ૮૯ | ૨૩ | નવસ્થિતપારમાણુપણાથી | નવસ્થિતપરિમાણુપણાથી |
| ૯૫ | ૧૮ | પૂર્વક્ષિપ્રતિ | પૂર્વપક્ષિપ્રતિ |
| ૧૦૩ | ૧૮ | पुनरैत्य | पुनरेत्य |
| ૧૦૪ | ૧૪ | स्वशदोन्मानाभ्याम् | स्वशब्दोन्मानाभ्याम् |
| ૧૧૬ | ૩૨ | स्मिन्न | स्मिन्नु |
| ૧૨૩ | ૨૨ | संज्ञामूर्तिक्लृतिः | संज्ञामूर्तिक्लृप्तिः |
| ૧૨૫ | ૨ | श्रीवेदातदर्शन | श्रीवेदांतदर्शन |
| ૧૫૦ | ૨૮ | હું જ | હું તેનેવિષે જ |
| ૧૫૨ | ૫ | વચનડે | વચનવડે |

| પૃષ્ઠ. | પંક્તિ. | અશુદ્ધ | શુદ્ધ. |
|---|---|---|---|
| ૧૫૭ | ૧૩ | किञ्चनमिपत् | 'किञ्चन मिपत् |
| ૧૬૪ | ૯ | પુના | પુન |
| ,, | ૧૪ | સધિમ | સધિમા |
| ૧૮૩ | ૧૦ | धर्मस्कन्धः ॥ | धर्मस्कन्धाः ॥ |
| ૧૮૪ | ૨૮ | ઋત્વિઝે· | ઋત્વિજો |
| ૧૮૫ | ૩૮ | યજ્ઞાવિદિધિપર | યજ્ઞાદિવિધિપર |
| ૧૮૬ | ૨ | श्रीसद्गुरुर्विजयतेराम् | श्रीसद्गुरुर्विजयतेतराम |
| ,, | ૧૭ | આરૃત્યાધકરણ | આરૃત્યધિકરણ |
| ૨૦૭ | ૧૬ | અસભવ | અસભવ |
| ૨૦૮ | ૨૯ | જ અને | જ ચ અને |
| ૨૧૫ | ૩૨ | આતિવાહિકાાધકરણ | આતિવાહિકાધિકરણ |
| ૨૨૦ | ૧૬ | અન્વયાથ | અન્વયાર્થ |
| ૨૩૦, ૨૩૨, ૨૩૪, ૨૩૬, ૨૩૮, ૨૪૦ | ૧ | सूत्रोनु । | सूत्रोनु |





॥ श्रीसद्गुरुर्विजयतेतराम् ॥

॥ श्रीतात्पर्यदीपिकासहित

# श्रीवेदांतदर्शन. ॥

## १. સમન્વયાધ્યાય.

### ૧. અથ સુસ્પષ્ટ બ્રહ્મબોધક શ્રુતિવાક્યોનો સમન્વય એ નામનો પહેલો પાદ.

यन्मायारहितं शुद्धमक्षरं चाव्ययं परम् । सत्यं ज्ञानसुखानन्तं तदहं ब्रह्म निर्भयम् ॥ १ ॥
यत्कृपालवमात्रेण मूढस्त्यजति मूढताम् । पातु वः सद्गुरुः शान्तस्तापत्रयविनाशकः ॥ २ ॥
प्रणम्य सद्गुरुं श्रेष्ठमज्ञानध्वान्तभास्करम् । व्याख्येयं ब्रह्मसूत्राणां यथाबुद्धि वितन्यते ॥ ३ ॥

**ટીકા:**—માયા તથા તેના કાર્યરૂપ નામરૂપાત્મક પ્રપંચથી રહિત, અવિદ્યારૂપ મલના અભાવથી નિર્મલ, અવિનાશી, અવિકારી, માયા ને માયાનાં કાર્યોથી પર, સત્ય(ત્રિકાલાબાધ્ય), અલુપ્તપ્રકાશ, નિરતિશયઆનંદ, ત્રણ પ્રકારના પરિચ્છેદથી રહિત, તથા સર્વ પ્રકારના ભયથી રહિત જે બ્રહ્મ (નિરતિશયવ્યાપકવસ્તુ) તે હું છું. ૧.

જેની દયાના લેશમાત્રથી સ્વસ્વરૂપના બોધથી રહિત અજ્ઞાની મૂઢતાને ત્યજેછે—આત્મતત્ત્વને જાણનાર થાયછે; તે આધ્યાત્મિક, આધિભૌતિક અને આધિદૈવિક એ ત્રણ પ્રકારના તાપની ઐકાંતિક અને આત્યંતિક નિવૃત્તિ કરનારા તથા મનને વશ વર્તાવનારા શ્રીસદ્ગુરુ('સત્'—ત્રિકાલાબાધ્ય વસ્તુ, તેનો યથાર્થ ઉપદેશ કરીને શિષ્યના હૃદયમાં રહેલ 'ગુ'—અજ્ઞાનરૂપ અંધકાર, તેને 'રુ'—અત્યંત નિવૃત્ત કરનાર)પરમાત્મા તમારું અજ્ઞાન ને અજ્ઞાનનાં કાર્ય જે શોકમોહાદિ તેથી રક્ષણ કરો. ૨.

અજ્ઞાનરૂપ અંધકારનો નાશ કરવામાં સૂર્યજેવા ઉત્તમ શ્રીસદ્ગુરુ પરમાત્માને શ્રદ્ધાભક્તિસહ પ્રણામ કરી વેદાંતદર્શનરૂપ બ્રહ્મસૂત્રોની આ તાત્પર્યદીપિકાનામની વ્યાખ્યા યથામતિ લખાયછે. ૩.

પ્રવાહરૂપે અનાદિ અને જ્ઞાનવિના જેનો આત્યંતિક નાશ થતો નથી, એવો મિથ્યાજ્ઞાનરૂપ અધ્યાસ જે કર્તાપણા તથા ભોક્તાપણારૂપ અનર્થનો પ્રવર્તક સર્વ લોકોને પ્રસિદ્ધ છે, તે અધ્યાસની ઉપાદાનસહિત નિ-

त्तिमाटे तथा त्वंपद अने तत्पदना એકપણાના જ્ઞાનના સાક્ષાત્કારમાટે સર્વે ઉપનિષદોનો આરંભ છે. આ અર્થ આ વેદાંતદર્શનમાં વિસ્તારથી દર્શાવવાનો છે, તેમાં પ્રથમ ધર્મવિચારથી વેદાંતવિચારનું વિલક્ષણપણું દર્શાવી બ્રહ્મવિચારની કર્તવ્યતા કહેવા ભગવાન્ સૂત્રકાર નીચેનું જિજ્ઞાસાધિકરણ રચેછેઃ—

### ૧. જિજ્ઞાસાધિકરણ.

## अथातो ब्रह्मजिज्ञासा ॥ १ ॥

**અન્વય અને અન્વયાર્થઃ—अथ** [ ચાર સાધન સિદ્ધ કર્યા]પછી **अतः** [કર્મનું ફલ અનિત્ય અને જ્ઞાનનું ફલ નિત્ય છે] માટે **ब्रह्मजिज्ञासा** બ્રહ્મનો વિચાર [કર્તવ્ય છે].

**ટીકાઃ**—'शान्तो दान्त उपरतस्तितिक्षुः समाहितो भूत्वाऽऽत्मन्येवात्मानं पश्यति ॥' (શમવાળો, દમવાળો, ઉપરતિવાળો, તિતિક્ષાવાળો ને સમાહિત થઇને નિર્મલ બુદ્ધિને વિષે જ પોતાને જુએછે) એ શ્રુતિ બ્રહ્માનુભવમાં શમાદિ સાધનની અપેક્ષા દેખાડેછે, તેથી વિવેક-નિત્યાનિત્યવસ્તુનું જ્ઞાન, વૈરાગ્ય-આ લોક તથા પરલોકના વિષયમાં તૃષ્ણારહિતપણું, શમાદિ છ સંપત્તિ (શમ-મનોનિગ્રહ, દમ-ઇંદ્રિયોનો નિગ્રહ, શ્રદ્ધા-શ્રીસદ્ગુરુનાં અને વેદાંતનાં વાક્યોમાં સુદૃઢ વિશ્વાસ, સમાધાન-મનની સ્થિરતા, ઉપરતિ-ફ્લેચ્છાપૂર્વક પ્રવૃત્તિનો અભાવ ને તિતિક્ષા-શીતોષ્ણાદિ દ્વંદ્વને સહન કરવાનું સામર્થ્ય) ને મુમુક્ષુતા-મોક્ષ મેળવવાની ઉત્કટ ઇચ્છા, એ ચાર સાધન સિદ્ધ કર્યાપછી 'तद्यथेह कर्मचितो लोकः क्षीयत एवमेवामुत्र पुण्यचितो लोकः क्षीयते ॥' (જેમ આ લોકમાં કૃષિઆદિ કર્મથી સંપાદન કરેલા અન્નાદિ ભોગ્ય પદાર્થો નાશ પામેછે, તેમ જ પુણ્યથી સંપાદન કરેલા સ્વર્ગના ભોગો પણ નાશ પામેછે) એ શ્રુતિ અગ્નિહોત્રાદિ શ્રેયઃસાધનોના અનિત્ય ફલપણાને તથા 'ब्रह्मविदाप्नोति परम् ॥' (બ્રહ્મવેત્તા ઉત્કૃષ્ટ પદને પામેછે) એ શ્રુતિ બ્રહ્મવિજ્ઞાનથી પરમપુરુષાર્થને દેખાડેછે, માટે તે સાધનસંપન્ને બ્રહ્મ(નિરતિશયવ્યાપકવસ્તુ)ના જ્ઞાનમાટે વિચાર કર્તવ્ય છે.

સૂત્રમાંનો અથશબ્દ આનંતર્યાર્થ (અનંતરપણાને માટે) છે, અધિકારાર્થ નથી, કેમકે બ્રહ્મજિજ્ઞાસા અધિકાર્ય (આરંભનો વિષય) નથી. મંગલનો પણ વાક્યાર્થમાં સમન્વય નથી, પરંતુ અન્ય અર્થયુક્ત છતાં અથશબ્દ શ્રવણમાત્રથી જ વીણાના શબ્દની પેઠે મંગલનું પ્રયોજન સિદ્ધ કરેછે. જેમ ધર્મજિજ્ઞાસાની પૂર્વે નિયમે કરીને વેદાધ્યયનની અપેક્ષા છે, તેમ બ્રહ્મજિજ્ઞાસાની પૂર્વે પૂર્વોક્ત સાધનસંપત્તિની અપેક્ષા છે, એમ અથશબ્દવડે સૂત્રકારભગવાને સૂચન કર્યું છે. વિદ્વાનો સૂત્રોનું લક્ષણ આ પ્રમાણે કહેછેઃ—

"लघूनि सूचितार्थानि स्वल्पाक्षरपदानि च ।
सर्वतःसारभूतानि सूत्राण्याहुर्मनीषिणः ॥"

**ભાવાર્થઃ**—જે ટુંકાં હોય, જેમાંથી ઇચ્છિત અર્થનું સૂચન થતું હોય, જેમાં સ્વલ્પઅક્ષરવાળાં પદો હોય, તથા જે સર્વભણીથી સારભૂત અર્થમય હોય તેને બુદ્ધિમાનો સૂત્રો કહેછે.

अतःશબ્દ હેતુના અર્થમાં છે. આ લોકના પુષ્પમાલા, ચંદન અને વનિતાદિ વિષયો તથા અગ્નિહોત્રાદિદ્વારા પ્રાપ્ત થતા સ્વર્ગના નંદનવનવિહારાદિ વિષયો અનિત્ય છે, તેથી તેમના લાભવડે પરમપુરુષાર્થ પ્રાપ્ત થતો નથી, ને બ્રહ્મવિજ્ઞાનથી પરમપુરુષાર્થ પ્રાપ્ત થાયછે, માટે યથોક્ત સાધનસંપત્તિપછી બ્રહ્મજિજ્ઞાસા કર્તવ્ય છે. એ બ્રહ્મજિજ્ઞાસાનો અર્થ નિરતિશયવ્યાપકવસ્તુને જાણવાની ઇચ્છા એવો થાયછે. બ્રહ્મને જાણવાની ઇચ્છા શાસ્ત્રવિચારવડે પૂર્ણ થાયછે, માટે બ્રહ્મજિજ્ઞાસાનો અર્થ બ્રહ્મના જ્ઞાનમાટેનો વિચાર એવો જાણવો.

અહિં પૂર્વપક્ષી કહેછે કે તે બ્રહ્મ પ્રસિદ્ધ છે? કે અપ્રસિદ્ધ છે? જો પ્રસિદ્ધ કહો તો તેનું જાણવાયોગ્યપણું રહેતું નથી, ને અપ્રસિદ્ધ કહો તો તે જાણવાને શક્ય નથી. તેના ઉત્તરમાં કહીએછીએ કે દેશ, કાલ ને વસ્તુના પરિચ્છેદથી રહિત શુદ્ધબુદ્ધમુક્તસ્વભાવવાળું બ્રહ્મ છે. તે બ્રહ્મ સર્વલોકના આત્મારૂપ હોવાથી બ્રહ્મના અસ્તિત્વની પ્રસિદ્ધિ છે. 'હું છું' એમ સૌ આત્માના અસ્તિત્વને સ્વીકારેછે, પણ 'હું નથી' એમ કોઇ અભ્રાંત મનુષ્ય આત્માના અભાવને સ્વીકારતો નથી. એવી રીતે બ્રહ્મની આત્મપણાવડે પ્રસિદ્ધિ છતાં

તેની તે સામાન્યરૂપે પ્રસિદ્ધિ છે, વિશેષરૂપે નથી. કોઇ દેહને, કોઇ ઇંદ્રિયોને, કોઇ પ્રાણને, કોઇ મનને, કોઇ ક્ષણિકવિજ્ઞાનને ને કોઇ શૂન્યને આત્મા માનેછે; કોઇ આત્માને કર્તાભોક્તા માનેછે, ને કોઇ કેવલ ભોક્તા જ માનેછે, કર્તા માનતા નથી; ને કોઇ અણુપરિમાણ માનેછે, તો કોઇ શરીરપરિમાણ માનેછે; તથા પોતાને અનુકૂલ એવી યુક્તિઓ તથા વાક્યાભાસો સ્વબુદ્ધિબલાનુસાર પ્રમાણરૂપે કહેછે. એવી રીતે તેના વિશેષસ્વરૂપમાં નાનાપ્રકારના મતભેદ હોવાથી તેનું વાસ્તવિકસ્વરૂપ જિજ્ઞાસા કરવાયોગ્ય છે. બ્રહ્મ અને આત્માના એકપણાના જ્ઞાનથી જ મુક્તિ છે, અને એવી મુક્તિ એ વસ્તુગતિ છે. મતાંતરના આશ્રયમાં તેમ ન હોવાથી જ તેમને યથાર્થ મુક્તિની સિદ્ધિ નથી, કિંતુ આત્માને અન્યથા જાણીને તે પાપવડે તેઓ સંસારાંધકૂપમાં પડેછે. કહ્યું છે કેઃ—

"योऽन्यथा सन्तमात्मानमन्यथा प्रतिपद्यते ।
किं तेन न कृतं पापं चोरेणात्मापहारिणा ॥"

**ભાવાર્થઃ**—જે પુરુષ પોતે એક પ્રકારનો છતાં પોતાને બીજા પ્રકારનો કહેછે, તે આત્માનું અપહરણ કરનારા ચોરે શું પાપ ન કર્યું? અર્થાત્ સત્, ચિત્ ને આનંદરૂપ તથા અકર્તાઅભોક્તા આત્માને અસત્, જડ ને દુઃખરૂપ તથા કર્તાભોક્તા કહેનારે સર્વે પાપો કર્યાં છે.

એટલા માટે સર્વે મુમુક્ષુઓએ મોક્ષલાભાર્થે સાધનસંપન્ન થઇ બ્રહ્મનું યથાર્થ જ્ઞાન સંપાદન કરવા બ્રહ્મવિચાર કર્તવ્ય છે. ૧.

જિજ્ઞાસા કરવાયોગ્ય બ્રહ્મના લક્ષણને ભગવાન્ સૂત્રકાર નીચેના જન્માદ્યધિકરણથી કહેછેઃ—

## ૨. જન્માદ્યધિકરણ.

## जन्माद्यस्य यतः ॥ २ ॥

**અન્વય અને અન્વયાર્થઃ**—यतः જેથી अस्य આનાં जन्मादि જન્માદિ [થાયછે, તે બ્રહ્મ છે].

**ટીકાઃ**—શ્રીવરુણનો પુત્ર ભૃગુ પોતાના પિતા વરુણપાસે શિષ્યભાવે જઇને વિનતિ કરવા લાગ્યો કે 'હે ભગવન્! મને બ્રહ્મનો ઉપદેશ કરો' ત્યારે વરુણે 'यतो वा इमानि भूतानि जायन्ते येन जातानि जीवन्ति यत्प्रयन्त्यभिसंविशन्ति तद्विजिज्ञासस्व, तद् ब्रह्म ॥' (જેમાંથી આ ભૂતો વિવર્તરૂપે ઉપજેછે, જેવડે ઉત્પન્ન થયેલાં જીવેછે, અને જેમાં જઇને અભિન્નરૂપે પ્રવેશ કરેછે, તેને વિશેષપણે જાણ, તે બ્રહ્મ છે) એ વચનવડે આ નામરૂપાત્મક સર્વ પ્રપંચની ઉત્પત્તિ, સ્થિતિ અને પ્રલય બ્રહ્મથી થાયછે,ને તે જ્ઞેય છે, એમ દર્શાવ્યું છે; માટે જગતની ઉત્પત્તિ, સ્થિતિ અને પ્રલયનું કારણપણું એ બ્રહ્મનું લક્ષણ છે, એમ નિશ્ચય થાયછે. ભૃગુએ પણ પિતાના બોધપછી અંતમાં 'આનંદથી જ નિશ્ચય આ સર્વ ભૂતો ઉપજેછે, ઉપજ્યાપછી આનંદથી જીવેછે, અને આનંદમાં જઇને અભિન્નરૂપે પ્રવેશ કરેછે' એપ્રમાણે આનંદસ્વરૂપ બ્રહ્મનો નિર્ણય કર્યો છે. આવાં બીજાં પણ નિત્યશુદ્ધબુદ્ધમુક્તસ્વભાવ, સર્વજ્ઞસ્વરૂપ ને કારણ ઇત્યાદિ પ્રકારે બ્રહ્મને જણાવનારાં વાક્યો અત્ર ઉદાહરણરૂપે ગ્રહણ કરવાં. કાર્યનું કારણથી અનન્યપણું (વ્યતિરેકાભાવ) હોવાથી પણ સચ્ચિદાનંદઘન બ્રહ્મ જ જગત્કારણ છે, એમ નિશ્ચય થાયછે, માટે અચેતન પ્રધાનને વિષે, અણુને વિષે, અભાવને વિષે, આભાસરૂપ જીવને વિષે કે સ્વભાવને વિષે જગતના જન્માદિનું કારણપણું શ્રુતિ તથા યુક્તિથી અસંભવિત છે.

વેદાંતવાક્યોના અર્થનો વિચાર કરતાં તાત્પર્યનિશ્ચય થાય તેઉપર બ્રહ્મજ્ઞાનનો આધાર છે, પણ તાર્કિકોના અનુમાનાદિ પ્રમાણાંતરઉપર આધાર નથી. જગતનાં જન્માદિનું કારણ બ્રહ્મ છે, એમ કહેનારાં વેદાંતવાક્યોને લઇ તેમના અર્થને દૃઢ કરવાને વેદાંતવાક્યોથી અવિરોધી એવા અનુમાનને પ્રમાણ ગણવામાં બાધ નથી; કેમકે શ્રુતિ પોતે પણ 'मन्तव्यः ॥' ઇત્યાદિ વચનોવડે એવા તર્કનો સ્વીકાર કરેછે. ધર્મજિજ્ઞાસાની

બ્રહ્મજિજ્ઞાસામાં શ્રુત્યાદિ જ પ્રમાણ છે, એમ નથી; અહિં તો શ્રુત્યાદિ તથા અનુમાનાદિ, જે જેમ ઘટે તેમ, પ્રમાણ છે; કારણ કે બ્રહ્મવિજ્ઞાન અનુભવના અવસાનરૂપ અને ભૂતવસ્તુ(સિદ્ધપદાર્થ)ને વિષય કરનારું છે. જે કર્તવ્યનો વિષય છે, તેમાં અનુભવની અપેક્ષા નથી, એટલે ત્યાં શ્રુત્યાદિનું જ પ્રમાણપણું થઇ શકે, કેમકે કર્તવ્યની કર્તવ્યતા પુરુષાધીન છે. લૌકિક તથા વૈદિકકર્મ કરવાને, નહિ કરવાને, અને અન્યથા કરવાને શક્ય છે; જેમકે પુરુષ ગ્રામાંતર જવાનો હોય તો તે અશ્વે ચઢીને જાયછે, અથવા નથી જ જતો, અથવા અનુકૂલતાએ પગે ચાલીને કે અન્ય રીતે જાયછે; અતિરાત્રનામના યાગમાં યજ્ઞકર્તા ષોડશીપાત્રનું ગ્રહણ કરેછે, અથવા નથી ગ્રહણ કરતો; હોમ કરનાર શાખાભેદે ઉદયકાલમાં હોમેછે, કે અનુદયકાલમાં હોમેછે; ઇત્યાદિ. એ વિષયમાં તો વિધિનિષેધ તથા વિકલ્પ, ઉત્સર્ગ(નિયમ) અને અપવાદ એ સાર્થક છે, પરંતુ વસ્તુવિષયમાં તો 'આમ છે અથવા આમ નથી' એવા વિકલ્પ સંભવી શકતા નથી. વિકલ્પ પુરુષબુદ્ધિને અધીન છે, પણ વસ્તુનું જ્ઞાન પુરુષની બુદ્ધિને અધીન નથી, કિંતુ વસ્તુને અધીન જ છે. એક જ સ્થાણુ( ઠુંઠા )વિષે સ્થાણુ, કે પુરુષ, કે અન્ય કાંઇ, એવું યથાર્થ જ્ઞાન થતું નથી; પુરુષ છે, અથવા અન્ય કાંઈ છે, એ મિથ્યાજ્ઞાન છે, અને સ્થાણુ જ છે, એ યથાર્થ જ્ઞાન છે; કેમકે એ જ્ઞાન વસ્તુને અધીન છે. એવી રીતે ભૂતવસ્તુ જેનો વિષય છે, એવી સર્વ વસ્તુઓનું પ્રામાણ્ય વસ્તુને અધીન છે. એમ જોતાં બ્રહ્મજ્ઞાન પણ વસ્તુતંત્ર છે; કેમકે ભૂતવસ્તુને વિષય કરનારું છે. બ્રહ્મ જો ભૂતવસ્તુરૂપ છે, તો તે પ્રમાણાંતરનું વિષય થયું, અને વેદાંતવાક્યોનો વિચાર નિરર્થક થઇ ગયો, એવી શંકાને પણ અવકાશ નથી, કેમકે બ્રહ્મ ઇંદ્રિયોનો વિષય ન હોવાથી તેનું ઇંદ્રિયોવડે ગ્રહણ થઇ શકતું નથી; ઇંદ્રિયો તો સ્વભાવથી જ બાહ્યવિષયને વિષય કરનારી છે, સર્વાંતરતમ બ્રહ્મને વિષય કરનારી નથી. બ્રહ્મ જો ઇંદ્રિયનો વિષય હોય તો આ બ્રહ્મના સંબંધવાળું કાર્ય છે, એમ ગ્રહણ થઇ શકે. સર્વે કાર્યો કાર્યરૂપે ગ્રહણ થયે સતે બ્રહ્મથી સંબંધવાળાં છે? કે અન્યથી સંબંધવાળાં છે? એ નિશ્ચય થઇ શકતો નથી, માટે जन्मादि‌सूत्र જે કાર્ય હોય તે કર્તાવાળું હોયછે, એવા તાર્કિકોના અનુમાનના ઉપન્યાસમાટે નથી, પણ વેદાંતવાક્યોના પ્રદર્શનાર્થને માટે છે; ને એ વાક્યો બ્રહ્મને જ જગત્કારણ કહેછે, એ ઉપર દર્શાવ્યું છે, માટે બ્રહ્મ જ જગત્કારણ છે. ૨.

બ્રહ્મના લક્ષણને કહીને હવે નીચેના શાસ્ત્રયોનિત્વાધિકરણથી ભગવાન્ સૂત્રકાર તેસંબંધી પ્રમાણને કહેછેઃ—

### ૩. શાસ્ત્રયોનિત્વાધિકરણ.

## शास्त्रयोनित्वात् ॥ ३ ॥

**અન્વય અને અન્વયાર્થઃ—**शास्त्रयोनित्वात् શાસ્ત્રના કારણપણાથી ( પ્રમાણકપણાથી ) [ બ્રહ્મનું અપ્રમાણકપણું નથી ].

**ટીકાઃ—**' तं त्वौपनिषदं पुरुषं पृच्छामि ॥' ( હે શાકલ્ય! હું તને ઉપનિષદ્‌ગમ્ય પુરુષ પૂછુંછું ) ઇત્યાદિ શ્રુતિવડે શાસ્ત્રપ્રમાણકપણાથી બ્રહ્મનું અપ્રમાણકપણું નથી; અર્થાત્ બ્રહ્મનું યથાવત્ જ્ઞાન અજ્ઞાત અને અબાધિત અર્થને જણાવનારા શાસ્ત્રથી થાયછે, માટે બ્રહ્મમાં પ્રત્યક્ષ અને અનુમાનથી શબ્દપ્રમાણ બલવત્તર છે, ને તેથી તે બ્રહ્મ શબ્દપ્રમાણગમ્ય હોવાથી પ્રમાણભૂત છે. અથવા ' यतो वा इमानि भूतानि जायन्ते ॥ ' ઇત્યાદિ શાસ્ત્ર જ બ્રહ્મના સદ્‌ભાવમાં તથા યથાર્થસ્વરૂપના જ્ઞાનમાં પ્રમાણરૂપ છે, એવો અન્ય અર્થ જાણવો; કિંવા સર્વ અર્થને પ્રકાશ કરનારાં સર્વજ્ઞજેવાં મહાન્ ઋગ્વેદાદિશાસ્ત્રનું ઉત્પત્તિસ્થાન હોવાથી જે સર્વજ્ઞ છે, તે બ્રહ્મ છે, એવો બીજો અર્થ સમજવો. ૩.

બ્રહ્મમાં વેદ પ્રમાણરૂપ નથી, કેમકે વેદ યજ્ઞાદિક્રિયાને તથા ઉપાસનાને વર્ણવેછે; ને બ્રહ્મ સિદ્ધવસ્તુ છે, માટે તેને તે ( વેદ ) પ્રતિપાદન કરે નહિ. એ શંકાને દૂર કરી શાસ્ત્રના પ્રમાણકપણામાં હેતુને કહેતા છતા અનુમાનાદિના પ્રમાણકપણાનું નિરાકરણ કરવા ભગવાન્ સૂત્રકાર નીચેનું સમન્વયાધિકરણ રચેછેઃ—

### ૪. સમન્વયાધિકરણ.

## तत्तु समन्वयात् ॥ ४ ॥

**અન્વય અને અન્વયાર્થઃ**—समन्वयात् [ સર્વવેદાંતોના બ્રહ્મમાં જ ] તાત્પર્યનિર્ણયથી तत् તે [ બ્રહ્મ ] तु નિશ્ચય [ શાસ્ત્રપ્રમાણક છે ].

**ટીકાઃ**—સમન્વયથી તે બ્રહ્મ શાસ્ત્રપ્રમાણક છે. ' सर्वे वेदा यत्पदमामनन्ति ॥ ' ( સર્વે વેદો જે પદને સંપૂર્ણરીતે કથન કરેછે ) એ શ્રુતિવડે ઉપક્રમઉપસંહારની એકતા, અભ્યાસ, અપૂર્વતા, ફલ, અર્થવાદ અને ઉપપત્તિ એ છ લિંગોથી સર્વે ઉપનિષદોનો બ્રહ્મમાં જ તાત્પર્યનિર્ણય છે, એમ સિદ્ધ થાયછે. તુશબ્દવડે અનુમાનાદિના પ્રમાણકપણાનું નિરસન કર્યું છે. 'नावेदविन्मनुते तं बृहन्तम् ॥ ' ( વેદને નહિ જાણનાર તે બ્રહ્મને જાણતો નથી ) 'नैषा तर्केण मतिरापनेया ॥ ' ( એ બ્રહ્મજ્ઞાન તર્કવડે પ્રાપ્ત થઇ શકતું નથી ) ઇત્યાદિ શ્રુતિવડે અનુમાનાદિના પ્રમાણકપણાનું નિરસન કરેલું હોવાથી અને 'न चक्षुषा गृह्यते ॥ ' ( તે બ્રહ્મ ચક્ષુસ્વડે ગ્રહણ થઇ શકતું નથી ) ઇત્યાદિ શ્રુતિવડે પ્રત્યક્ષાદિના પ્રમાણકપણાનું નિરસન કરેલું હોવાથી અંતે બ્રહ્મનું શાસ્ત્રપ્રમાણકપણું જ સિદ્ધ થાયછે.

' सदेव सौम्येदमग्र आसीदेकमेवाद्वितीयम् ॥ ' ( હે સૌમ્ય ! આ જગત્ પૂર્વે સત્ જ હતુ, એક જ અદ્વિતીય હતુ ) 'आत्मा वा इदमेकमेवाग्र आसीत् ॥ ' ( પ્રસિદ્ધ આ જગત્ પૂર્વે એક આત્મા જ હતું ) 'तदेतद् ब्रह्मापूर्वमनपरमनन्तरमबाह्यम् ॥ ' 'अयमात्मा ब्रह्म सर्वानुभूः ॥ ' ( તે આ બ્રહ્મ અપૂર્વ-કારણરહિત, અનપર–કાર્યરહિત, અનંતર–એકરસ, અબાહ્ય-અદ્વિતીય-છે, આ આત્મા બ્રહ્મ છે, તે સર્વાનુભવરૂપ–ચિન્માત્રરૂપ-છે ) અને ' ब्रह्मैवेदममृतं पुरस्ताद् ॥ ' ( અજ્ઞાનિઓને જે આ અગ્રભાગમાં અબ્રહ્મરૂપ વસ્તુ ભાસેછે, તે વસ્તુતાએ અમૃતરૂપ બ્રહ્મ જ છે ) આ ચાર વેદના ઉપનિષદોનાં સર્વ વાક્યોમાંનાં પદોનો બ્રહ્મસ્વરૂપમાં નિશ્ચિત સમન્વય જાણ્યાપછી, અર્થાંતરની કલ્પના કરવી યોગ્ય નથી, કેમકે એમ કરવાથી શ્રુતની હાનિ અને અશ્રુતની કલ્પના કરવાનો દોષ પ્રાપ્ત થાયછે. તે વાક્યોનું તાત્પર્ય કર્મ કરનારના કે દેવતાઆદિના સ્વરૂપના પ્રતિપાદન કરવા ઉપર છે, એમ પણ કહી શકાતું નથી, કેમકે ' तत् केन कं पश्येत् ॥ ' ( તે શાથી કોને જુએ? ) એ આદિ શ્રુતિઓ ક્રિયા, કારક અને ફલનો નિષેધ કરેછે. બ્રહ્મ સુપ્રસિદ્ધ વસ્તુસ્વરૂપ છતાં પણ પ્રત્યક્ષાદિનો વિષય થતું નથી, કેમકે 'तत्त्वमसि' ઇત્યાદિ બ્રહ્મ અને આત્માના એકપણાનો બોધ કરનારાં શાસ્ત્રવચનવિના તે જાણી શકાતું નથી. બ્રહ્મ હેયોપાદેયરહિત હોવાથી ઉપદેશની વ્યર્થતાનો દોષ પ્રાપ્ત થશે, એમ કહેવુ નહિ; કેમકે હેયોપાદેયરહિત એવા બ્રહ્માત્મજ્ઞાનથી જ સર્વ ક્લેશોની અત્યંત નિવૃત્તિ થતાં પુરુષાર્થની સિદ્ધિ થાયછે. મંદબુદ્ધિવાળા અધિકારિઓને ઉપાસનાનો બોધ કરનારાં વાક્યોનો ઉપાસનારૂપ અર્થ માનતાં તેમાં દેવતાદિના પ્રતિપાદનનો નિશ્ચય થાય તો તેમા કાંઇ વિરોધ નથી, પણ એટલાથી જ કાંઇ સર્વ વેદાંતવાક્યોનું ઉપાસનાવિધિશેષત્વ સંભવી શકતું નથી. ' अहं ब्रह्मास्मि ॥ ' જેવાં પોતાના અર્થમાં જ પરિપૂર્ણ વાક્યોવડે આત્માનું તથા બ્રહ્મનું ઐક્ય અનુભવાયું એટલે હેયોપાદેયરહિતતાથી ક્રિયાકારકાદિ દ્વૈતનો નાશ થઇ ગયો, અને બ્રહ્માત્મૈકપણાના વિજ્ઞાનથી અત્યંત નિર્મૂલ કરેલા તે દ્વૈતવિજ્ઞાનનો પુનઃ ઉદય થવાનો અસંભવ હોવાથી અભેદબોધક વેદાંતવાક્યોનું ઉપાસનાવિધિનું શેષપણું કહી શકાય એમ નથી. જો કે કર્મોપાસનાનાં નિરૂપક વેદવાક્યો ક્રિયાદિના સંબંધવિના પ્રમાણરૂપતાને પામતાં નથી, તોપણ બ્રહ્માત્માનો અભેદ અનુભવાવનાર હોવાથી તેવાં સફલ–ફલવાળા–જ્ઞાનનાં નિરૂપક વેદાંતવાક્યોની પ્રમાણતાઉપર શંકા કરવી અશક્ય છે; તે સ્વતઃપ્રમાણ છે, તેથી તેના પ્રામાણ્યમાટે અનુમાનાદિની પણ અપેક્ષા નથી.

**પૂર્વપક્ષઃ**—જો કે બ્રહ્મ શાસ્ત્રપ્રમાણ છે ખરું, તોપણ શાસ્ત્ર ઉપાસનાવિધિના વિષયરૂપે જ બ્રહ્મનું નિરૂપણ કરેછે. જેમકે યૂપ( અમુક સંસ્કારવાળો ખેરનો યજ્ઞસ્તંભ ), આહવનીય( આધાનસંસ્કારવાળો અગ્નિ ), ઇત્યાદિ અલૌકિક પદાર્થને પણ શાસ્ત્ર વિધિશેષરૂપે વર્ણવેછે, તેમ અહિં પણ જાણવું. શાસ્ત્રનુ પ્રયોજન

અને નિવૃત્તિ છે. શાસ્ત્ર જાણનારા શબરસ્વામી તથા જૈમિનિ પણ 'दृष्टो हि तस्यार्थः कर्मावबोधनम् ॥' (વેદનો અર્થ કર્મનું અવબોધન એવો દષ્ટ છે) 'चोदनेति क्रियायाः प्रवर्तकं वचनम् ॥' (ચોદના એવું ક્રિયાનું પ્રવર્તક વચન છે) 'तस्य ज्ञानमुपदेशः ॥' (ધર્મનું જ્ઞાન ઉપદેશ) 'तद्भूतानां क्रियार्थेन समाम्नायः ॥' (વેદનાં સિદ્ધ અર્થને કહેનાર પદોનું ક્રિયાનાં પદોસાથે ઉચ્ચારણ કર્તવ્ય છે) અને "आम्नायस्य क्रियार्थत्वादानर्थक्यमतदर्थानाम् ॥' (વેદના ક્રિયાર્થપણાથી ક્રિયાના અન્વયવિનાનાં પદોનું અનર્થકપણું છે) એ વચનોવડે એમ જ કહેછે. માટે પુરુષને કોઇવાર વિષયવિશેષમાં પ્રવર્ત કરતું, તથા કોઇવાર વિષયવિશેષથી નિવૃત્ત કરતું, એવું જે શાસ્ત્ર તે જ સાર્થક છે, બીજું જે અર્થવાદાદિ છે, તે તો તેનું શેષ હોઇને સાર્થક છે. તેથી આવાં તતશેષજેવાં હોવાથી વેદાંતો પણ તે જ રીતે સાર્થક છે. વિધિપરત્વને લીધે જેમ સ્વર્ગાદિની કામનાવાળાને અગ્નિહોત્રાદિ સાધનનું વિધાન છે, તેમ મુક્તિની કામનાવાળાને બ્રહ્મજ્ઞાનનું વિધાન છે, એ યુક્ત છે. અહિં જિજ્ઞાસા કરવાયોગ્યનું વિલક્ષણપણું કહ્યું છે, કર્મકાંડમાં સાધનપછી સિદ્ધ થનાર એવો ધર્મ જિજ્ઞાસ્ય છે, અને જ્ઞાનકાંડમાં તો ત્રિકાલસિદ્ધ એવું બ્રહ્મ જિજ્ઞાસ્ય છે, એટલે અનુષ્ઠાનની અપેક્ષા કરનાર ધર્મજ્ઞાનના ફલકરતાં બ્રહ્મજ્ઞાનનું ફલ વિલક્ષણ થવાયોગ્ય છે, એમ કહેવું યોગ્ય નથી; કેમકે કાર્યની વિધિવાળા વચનસાથે સંબંધ કરાવીને જ બ્રહ્મનું પ્રતિપાદન થયેલું શાસ્ત્રમાં જોવામાં આવેછે. 'आत्मा वा अरे द्रष्टव्यः ॥' (અરે! આત્મા જ દ્રષ્ટવ્ય છે) 'य आत्मापहतपाप्मा ॥ सोऽन्वेष्टव्यः स विजिज्ञासितव्यः ॥' (જે આત્મા પાપરહિત છે, તે અન્વેષણ કરવાયોગ્ય છે, અને તે વિશેષે જિજ્ઞાસા કરવાયોગ્ય છે) 'आत्मेत्येवोपासीत ॥' (આત્મા એમ જ ઉપાસે) 'आत्मानमेव लोकमुपासीत ॥' (આત્માના જ લોકને ઉપાસે) અને 'ब्रह्मविद्ब्रह्मैव भवति॥' (બ્રહ્મને જાણનાર બ્રહ્મ જ થાયછે) ઇત્યાદિ વિધાનો વિદ્યમાન છે, ત્યાં 'कोऽसावात्मा किं तद्ब्रह्म ॥' (આ આત્મા કોણ? તે બ્રહ્મ શું?) એવી આકાંક્ષા થતાં 'नित्यः सर्वज्ञः सर्वगतो नित्यतृप्तो नित्यशुद्धबुद्धमुक्तस्वभावः ॥' 'विज्ञानमानन्दं ब्रह्म ॥' (નિત્ય, સર્વજ્ઞ, સર્વગત, નિત્યતૃપ્ત, નિત્યશુદ્ધબુદ્ધમુક્તસ્વભાવ તે આત્મા; વિજ્ઞાન, આનંદ તે બ્રહ્મ) એ આદિ સર્વ વેદાંતો તેમના સ્વરૂપનું નિરૂપણ કરીને ઉપયુક્ત થાયછે. તે પ્રત્યગ્બ્રહ્મની ઉપાસનાથી સ્વર્ગની પેઠે લોકને અપ્રસિદ્ધ એવું શાસ્ત્રોક્ત મોક્ષરૂપ ફલ થશે. કર્તવ્યવિધિને વિષે વેદાંતોનો પ્રવેશ ન કરાવાય તો વસ્તુમાત્રના કથનમાં હાનોપાદાનનો અસંભવ હોવાથી 'સાત દ્વીપવાળી પૃથિવી' અને 'આ રાજા જાયછે' ઇત્યાદિ વાક્યોની પેઠે વેદાંતવાક્યોને પણ અનર્થકપણું પ્રાપ્ત થાયછે. વસ્તુમાત્રના કથનથી પણ 'આ રજ્જુ છે, સર્પ નથી' એવાં વાક્યોએ કરી ભ્રાંતિથી ઉપજેલા ભયની નિવૃત્તિ થતાં, તેમનામાં સાર્થકતા જોવામાં આવેછે, તેમ અહિં પણ અસંસારી એવી આત્મવસ્તુના કથનથી, સંસારિપણા(જીવપણા)ની ભ્રાંતિ નિવૃત્ત થતાં, વેદાંતોની સાર્થકતા થશે, એમ કહો, તો અમે કહીએછીએ કે આમ ક્યારે થાય કે જ્યારે રજ્જુના સ્વરૂપનું શ્રવણ થતાં જ જેમ સર્પની ભ્રાંતિ જતી રહેછે, તેમ બ્રહ્મસ્વરૂપના શ્રવણમાત્રથી સંસારિપણાની ભ્રાંતિ જતી રહેતી હોય; પણ તે નો કાંઇ જતી રહેતી નથી; કેમકે જેમને બ્રહ્મસ્વરૂપનું શ્રવણ થયું છે, તેમને પણ પ્રથમની પેઠે સુખદુઃખાદિ સંસારિપણાના ધર્મો તો જોવામાં આવેછે: વળી 'श्रोतव्यो मन्तव्यो निदिध्यासितव्यः ॥' એમ શ્રવણના ઉત્તરકાલમાં મનન તથા નિદિધ્યાસન પણ કહેલાં છે; માટે ઉપાસનાવિધિની વિષયતાએ કરીને જ બ્રહ્મનું શાસ્ત્રપ્રમાણકપણું સ્વીકારવું જોઇએ.

**સમાધાન:—** એ પૂર્વપક્ષ સંભવતો નથી; કેમકે કર્મફલનું અને બ્રહ્મવિદ્યાના ફલનું વિલક્ષણપણું છે. કાયિક, વાચિક અને માનસિક કર્મ જે શ્રુતિસ્મૃતિપ્રસિદ્ધ ધર્મનામે કહેવાયછે, તે વિષયની જિજ્ઞાસા 'अथातो धर्मजिज्ञासा ॥' (વેદાધ્યયનપછી વેદનું ફલવાન્ અર્થપરાયણપણુ હોવાથી ધર્મના નિર્ણયને માટે કર્મવાક્યનો વિચાર કર્તવ્ય છે) એમ સૂત્રિત થયી છે. હિંસાદિ અધર્મ પણ નિષેધરૂપ ચોદના(પ્રેરણા)લક્ષણવાળો હોવાથી પરિહારને માટે જિજ્ઞાસા કરવાયોગ્ય છે. ચોદના જેનું લક્ષણ છે એવા અર્થ અને અનર્થરૂપ તે ધર્મ તથા અધર્મનાં ફલ પ્રત્યક્ષ સુખદુઃખ, શરીર વાણી મનથી ભોગવાતા, વિષય અને ઇંદ્રિયોના સંયોગથી ઉપજતાં,

બ્રહ્માથી સ્થાવરપર્યંત સુપ્રસિદ્ધ છે. મનુષ્યજાતિથી માંડીને બ્રહ્માપર્યંત જે દેહવાન્ છે, તેમનામાં સુખના તારતમ્યનું શ્રુતિમાં શ્રવણ થાયછે, અને એ તારતમ્યથી તેના હેતુરૂપ ધર્મના તારતમ્યનું અનુમાન થાયછે: ધર્મના તારતમ્યથી અધિકારીનુ તારતમ્ય જણાયછે: તથા ક્લેચ્છા, લૌકિકસામર્થ્ય ને વિદ્વત્તાદિવડે થઇ આવતુ અધિકારીનું તારતમ્ય પ્રસિદ્ધ પણ છે. જેમ યાગાદિ અનુષ્ઠાન કરનારાઓનું જ ઉપાસનામાં ચિત્તની સ્થિરતાના ઉત્કર્ષથી ઉત્તરમાર્ગે બ્રહ્મલોકપ્રતિ' ગમન થાયછે: કેવલ [1]ઇષ્ટાપૂર્તદત્ત સાધનથી, ધૂમાદિક્રમે દક્ષિણમાર્ગે સ્વર્ગપ્રતિ ગમન થાયછે; ત્યાં પણ સુખનું તારતમ્ય અને સાધનનું તારતમ્ય 'यावत्सम्पातमुषित्वा ॥' (કર્મજેટલી સ્વર્ગમાં સ્થિતિ કરીને) એ શાસ્ત્રવચનથી જણાયછે, તેમ જ મનુષ્યથી માંડીને સ્થાવરપર્યંત સુખનો લેશ પણ ચોદનાલક્ષણ જે ધર્મ તેથી જ સાધ્ય છે, એટલે તેમાં પણ તારતમ્ય છે, એમ સમજાયછે. વળી ઊર્ધ્વગતિ પામેલા કે અધોગતિ પામેલા દેહવાનને વિષે દુઃખતારતમ્યના દર્શનથી તેના હેતુરૂપ નિષેધચોદનાલક્ષણ અધર્મનું અને તેનું અનુષ્ઠાન કરનારાઓનુ તારતમ્ય સમજાયછે. એવી રીતે અવિદ્યા, અસ્મિતા, કામ ને ક્રોધાદિદોષવાળાને ધર્માધર્મના તારતમ્યથી ઉપજનારુ, શરીરના ગ્રહણપૂર્વક જે સુખદુઃખનું તારતમ્ય, તે અનિત્ય એવા સંસારરૂપે છે, એમ 'न ह वै सशरीरस्य सतः प्रियाप्रिययोरपहतिरस्ति ॥' (સશરીર સતે સુખદુઃખનો નાશ નથી) ઇત્યાદિ શ્રુતિથી, 'क्षीणे पुण्ये मर्त्यलोकं विशन्ति ॥' (પુણ્ય ક્ષીણ થયે સતે મર્ત્યલોકમાં આવેછે) ઇત્યાદિ સ્મૃતિથી, અને કાષ્ઠની વૃદ્ધિથી જ્વાલાની વૃદ્ધિના દર્શનથી ફલના તારતમ્યવડે સાધનના તારતમ્યના અનુમાનરૂપ યુક્તિથી, સિદ્ધ થાયછે. 'अशरीरं वाव सन्तं न प्रियाप्रिये स्पृशतः ॥' (દેહરહિતને નિશ્ચય સુખદુઃખ સ્પર્શ કરતાં નથી) એ વચનવડે સુખદુઃખના સ્પર્શના નિષેધથી ઉપાસનારૂપ જે ધર્મ તેનું ફલ મોક્ષ એટલે જે અશરીર તે નથી, એમ સ્પષ્ટ જણાયછે; જો મોક્ષ ધર્મનું ફલ હોય તો સુખદુઃખના સ્પર્શનો નિષેધ સભવે નહિ. અશરીરપણું જ ધર્મનું ફલ છે, એમ કહો તો તેમ પણ નથી; કેમકે તે તો સ્વાભાવિક છે, એમ 'अशरीरं शरीरेषु अनवस्थेष्ववस्थितम् । महान्तं विभुमात्मानं मत्वा धीरो न शोचति ॥' (અનિત્ય શરીરોમાં રહેલો, સ્થૂલદેહરહિત, મહાન્ અને વ્યાપક એવો જે આત્મા, તેને જાણીને ધીર પુરુષ સસારનો અનુભવ કરતો નથી) 'अप्राणो ह्यमनाः शुभ्रः ॥' (પ્રાણરહિત અને મનરહિત છે, તેથી શુદ્ધ છે) અને 'असङ्गो ह्ययं पुरुषः ॥' (આ પુરુષ નિશ્ચય અસગ-અને દેહરહિત-છે) ઇત્યાદિ શ્રુતિઓથી જણાયછે. એમ હોવાથી જ અનુષ્ઠાન કરવાયોગ્ય કર્મના ફલથી વિલક્ષણ જે મોક્ષનામનું અશરીરપણુ તે નિત્ય છે, એમ સિદ્ધ થાયછે. નિત્યમાં પણ કેટલુક પરિણામિનિત્ય છે, વિકાર થયા છતાં પણ 'આ તે જ છે' એવી તેસબધની બુદ્ધિમાં ભેદ પડતો નથી; જેમ જગત્નું નિત્યપણું કહેનારાનાં પૃથિવીઆદિ, અને સાંખ્યવાદિઓના ગુણો, પણ આ તો પારમાર્થિક અપરિણામિનિત્ય, આકાશની પેઠે સર્વવ્યાપી, સર્વવિક્રિયારહિત, નિત્યતૃપ્ત, નિરવયવ તથા સ્વયજ્યોતિ સ્વભાવ છે, ને તેમાં ફલરૂપ કાર્યસહિત ધર્માધર્મ તથા ત્રણ કાલ વર્તતા નથી, તે અશરીરપણું મોક્ષનામે કહેવાયછે. 'अन्यत्र धर्मादन्यत्राधर्मादन्यत्रास्मात् कृताकृतात् अन्यत्र भूताच्च भव्याच्च ॥' (ધર્મથી અન્ય, અધર્મથી અન્ય, આ કાર્યકારણથી અન્ય, અને ભૂતભવિષ્યવર્તમાનથી અન્ય) ઇત્યાદિ શ્રુતિઓ પણ મોક્ષનું એવું સ્વરૂપ કહેછે. માટે જેની આ જિજ્ઞાસા પ્રસ્તુત છે, તે બ્રહ્મ જો કર્તવ્યના શેષપણાવડે ઉપદેશાય, અને તે કર્તવ્યથી મોક્ષ સાધ્ય છે, એવો સ્વીકાર થાય, તો તે મોક્ષ અનિત્ય જ થાય, અને મોક્ષમાં સાધ્યપણાવડે અનિત્યપણુ થયે સતે તારતમ્યથી સ્થિત અને અનિત્ય એવાં જે યથોક્ત કર્મફલ તેમનો જ કોઇક ઉત્તમ પ્રકાર તે મોક્ષ છે, એમ પ્રાપ્ત થાય; પણ મોક્ષ તો સર્વ મોક્ષવાદિઓએ નિત્ય સ્વીકારેલો છે, તેથી કર્તવ્યના શેષપણાવડે બ્રહ્મનો ઉપદેશ છે, એમ માનવું યુક્ત નથી. વળી 'ब्रह्म वेद ब्रह्मैव भवति ॥' (જે બ્રહ્મને જાણેછે તે બ્રહ્મ જ થાયછે) 'क्षीयन्ते चास्य कर्माणि तस्मिन् दृष्टे परावरे ॥' (તે પરમાત્માનો સાક્ષાત્કાર થયે સતે આનાં કર્મો નાશ પામેછે) 'आनन्दं ब्रह्मणो विद्वान् न बिभेति कुतश्चन ॥' (બ્રહ્મના આનંદને

૧ અગ્નિહોત્ર, તપ, સત્ય, વેદાધ્યયન, આતિથ્ય અને વૈશ્વદેવ એ ઇષ્ટકર્મ કહેવાયછે; વાવ કૂવા ને તલાવાદિ જલાશય, દેવમદિર, અન્નપ્રદાન અને આરામ (દેવાદિને માટે બાગ) કરાવવાં તે પૂર્તકર્મ કહેવાયછે; અને ગરણાગતની રક્ષા કરવી, ભૂતોની હિંસા ન કરવી, અને વેદીની બહાર દાન આપવું તે દત્ત કહેવાયછે.

જાણનાર કોઇથી પણ ભય પામતો નથી) 'अभयं वै जनक प्राप्तोऽसि ॥' (હે જનક! તું અભયરૂપ બ્રહ્મને પ્રાપ્ત થયો છે) 'तदात्मानमेवावेदहं ब्रह्मास्मीति ॥' (તે આત્માને જ હું બ્રહ્મ છું એમ જાણ્યો) 'तस्मात्तत्सर्वमभवत् ॥' (તે જ્ઞાનથી તે બ્રહ્મ પૂર્ણ થતું હતું) અને 'तत्र को मोहः कः शोक एकत्वमनुपश्यतः ॥' (એકપણાનો અનુભવ કરનારને અનુભવકાલે મોહ શો? અને શોક શો?) એ અને એવી અન્ય શ્રુતિઓ બ્રહ્મવિદ્યાપછી મોક્ષ દર્શાવેછે, અને જ્ઞાન ને તેના ફલની મધ્યમાં કાર્યાંતરનું નિવારણ કરેછે; તથા 'तद्धैतत् पश्यन्नृषिर्वामदेवः प्रतिपेदेऽहं मनुरभवं सूर्यश्च ॥' (તે બ્રહ્મ આ પ્રત્યગાત્મા છે, એમ જાણતાં ઋષિ વામદેવને અનુભવ થયો કે હું મનુ થયો, સૂર્ય થયો) એ શ્રુતિ પણ બ્રહ્મદર્શન અને સર્વાત્મભાવની મધ્યમાં અન્ય કર્તવ્યનું નિવારણ કરવાના ઉદાહરણરૂપ છે. જેમ 'ઊભો રહીને ગાયછે' એમ કહે સતે ઊભા રહેવાની અને ગાવાની મધ્યે ગાન કરનારનું કર્માંતર જણાતું નથી, તેમ ત્યાં પણ જાણવું. 'त्वं हि नः पिता योऽस्माकमविद्यायाः परं पारं तारयसि ॥' (તમે નિશ્ચય અમારા પિતા છો, જે તમે અવિદ્યાના પુનરાવૃત્તિરહિત પારને પમાડોછો) 'श्रुतं ह्येव मे भगवद्दृशेभ्यस्तरति शोकमात्मवित् ॥' (આત્માને જાણનાર શોકને તરેછે, એમ ભગવાનના જેવા પાસેથી મેં સાંભળ્યું જ છે) 'सोऽहं भगवः शोचामि तन्मा भगवाञ्छोकस्य पारं तारयतु ॥' (તે હું હે ભગવન્! શોક કરુંછું, તે મને ભગવાન્ જ શોકના પાર-અંત-ને પમાડો) 'तस्मै मृदितकषायाय तमसः परं पारं दर्शयति भगवान् सनत्कुमारः ॥' (તે કષાયરહિતને ભગવાન્ સનત્કુમારે અજ્ઞાનના પર પારને દેખાડ્યો) એ આદિ શ્રુતિઓ મોક્ષના પ્રતિબંધની નિવૃત્તિમાત્રને જ આત્મજ્ઞાનનું ફલ કહેછે. ગૌતમમુનિ પણ 'दुःखजन्मप्रवृत्तिदोषमिथ्याज्ञानानामुत्तरोत्तरापाये तदनन्तरापायादपवर्गः ॥' (દુઃખ, જન્મ, પ્રવૃત્તિ, દોષ અને મિથ્યાજ્ઞાનના ઉત્તરઉત્તરના નાશમાં પૂર્વપૂર્વનો નાશ થવાથી મોક્ષ થાયછે) એ સૂત્રવડે મિથ્યાજ્ઞાનના નાશથી મોક્ષની પ્રાપ્તિ જણાવેછે. તે મિથ્યાજ્ઞાનનો નાશ બ્રહ્મ અને આત્માના એકપણાના વિજ્ઞાનથી થાયછે. આ બ્રહ્માત્મૈકપણાનું વિજ્ઞાન સંપત્(અલ્પ આલંબનના તિરસ્કારવડે ઉત્કૃષ્ટ વસ્તુનું અભેદજ્ઞાન તે સંપત્; અત્ર ચેતનપણાની સમાનતાવડે જીવમાં બ્રહ્મનો અભેદ)રૂપ ઉપાસના નથી, તથા મન અને આદિત્યમાં બ્રહ્મદૃષ્ટિનો અધ્યાસ શાસ્ત્રમાં કહ્યો છે, તેમ એ અધ્યાસરૂપ ઉપાસના પણ નથી; તેમ જ જેમ 'वायुर्वै संवर्गः ॥ प्राणो वाव संवर्गः ॥' (વાયુ સંવર્ગ છે, પ્રાણ સંવર્ગ છે) એ વિશિષ્ટક્રિયાયોગ છે, તેમ આ બ્રહ્માત્મૈકપણું વિશિષ્ટક્રિયાયોગે કરીને સંવર્ગ ઉપાસનારૂપ પણ નથી; તથા કર્માંગસંસ્કારરૂપ પણ નથી. જો બ્રહ્માત્મૈકપણાના જ્ઞાનનો સંપદાદિરૂપે સ્વીકાર કરીએ તો 'तत्त्वमसि' 'अहं ब्रह्मास्मि' 'अयमात्मा ब्रह्म' ઇત્યાદિ વાક્યોમાં બ્રહ્માત્મૈકપણાને પ્રતિપાદન કરનારો જે પદસમન્વય તેને બાધ આવે; તથા 'भिद्यते हृदयग्रन्थिश्छिद्यन्ते सर्वसंशयाः॥' (હૃદયની ગ્રંથિ ભેદાઇ જાયછે, અને સર્વ સંશયો છેદાઇ જાયછે) એ આદિ અવિદ્યાનિવૃત્તિનાં ફલશ્રવણોનો વિરોધ થાય; અને 'ब्रह्म वेद ब्रह्मैव भवति ॥' એ આદિ બ્રહ્મભાવની પ્રાપ્તિ દર્શાવનારાં વચનો પણ યથાર્થ રીતે સંભવી શકે નહિ; માટે બ્રહ્માત્મૈકપણાનું વિજ્ઞાન સંપદાદિરૂપ નથી. એ કારણથી બ્રહ્માત્મવિદ્યા પુરુષના વ્યાપારને અધીન નથી, પણ પ્રત્યક્ષાદિપ્રમાણનું વિષય જે વસ્તુજ્ઞાન તેની પેઠે વસ્તુને અધીન જ છે. એવા બ્રહ્મને વા તેના જ્ઞાનને કોઇ પણ યુક્તિવડે કાર્યકોટિમાં પ્રવેશ કરાવવાની કલ્પના થઇ શકે એમ નથી. જાણવાની ક્રિયાના કર્મરૂપે પણ બ્રહ્મનો કાર્યકોટિમાં પ્રવેશ થઇ શકતો નથી; કેમકે 'अन्यदेव तद्विदितादथोऽविदितादधि ॥' (તે કાર્યથી અન્ય જ છે, અને કારણથી પણ અન્ય છે) તથા 'येनेदं सर्वं विजानाति तं केन विजानीयात् ॥' (જે આત્માવડે આ સર્વ દૃશ્યને લોક જાણેછે, તે આત્માને કયા કરણવડે જાણે?) એ શ્રુતિઓમાં જાણવાની ક્રિયાના કર્મપણાનો નિષેધ કરેલો છે, તથા 'यद्वाचानभ्युदितं येन वागभ्युद्यते ॥' (જે વાણીવડે કહેવાતું નથી, પણ જેવડે વાણી બોલેછે) એપ્રમાણે બ્રહ્મના અવિષયપણાનો ઉપન્યાસ કરી 'तदेव ब्रह्म त्वं विद्धि नेदं यदिदमुपासते ॥' (તે અવેદ્યને જ તું બ્રહ્મ જાણ, પણ જે આ ઉપાધિવિશિષ્ટને લોકો ઉપાસેછે, તે આ બ્રહ્મ નથી) એ વચનવડે ઉપાસનાક્રિયાના કર્મપણાનો નિષેધ પણ કરેલો છે. બ્રહ્મના

શબ્દબોધના અવિષયપણામાં તેવું શાસ્ત્રપ્રમાણરૂપણું ન સંભવવાથી પ્રતિજ્ઞાની હાનિ થશે એમ શંકા પણ ન કરવી; કેમકે શાસ્ત્ર તો અવિદ્યાકલ્પિતભેદની નિવૃત્તિરૂપફલવાળું છે. શાસ્ત્ર કાંઇ इदंतावडे ('આ બ્રહ્મ' એમ કહીને) પોતાના વિષયભૂતબ્રહ્મનું પ્રતિપાદન કરવા ઇચ્છતું નથી, માત્ર પ્રસગાત્મરૂપે અવિષયતાવડે પ્રતિપાદન કરતાં અવિદ્યાકલ્પિત જે જ્ઞેય, જ્ઞાતા અને જ્ઞાન એ આદિ ભેદ, તેની નિવૃત્તિ કરેછે. 'यस्यामतं तस्य मतं मतं यस्य न वेद सः। अविज्ञातं विजानतां विज्ञातमविजानताम् ॥' (જેને બ્રહ્મ અવિષય છે, એવો નિશ્ચય છે, તેણે તેને યથાર્થ જાણ્યું છે, અને જે અજ્ઞને બ્રહ્મ વિષય છે, એવો નિશ્ચય છે, તે તેને જાણતો નથી; બ્રહ્મને દૃશ્યરૂપે જાણનારને તે અવિજ્ઞાત છે, અને દૃશ્યરૂપે નહિ જાણનારને તે વિજ્ઞાત છે,) 'न दृष्टेर्द्रष्टारं पश्येर्न श्रुतेः श्रोतारं शृणुया न मतेर्मन्तारं मन्वीथा न विज्ञातेर्विज्ञातारं विजानीयाः ॥' (દૃષ્ટિના સાક્ષીને દૃશ્યદૃષ્ટિવડે જોવાય એમ નથી, શ્રવણના સાક્ષીને શ્રવણવડે સાંભળી શકાય એમ નથી, મનની વૃત્તિના સાક્ષીને મનની વૃત્તિવડે વિષય કરાય એમ નથી, બુદ્ધિવૃત્તિના સાક્ષીને બુદ્ધિવૃત્તિવડે વિષય કરાય એમ નથી) ઇત્યાદિશ્રુતિઓ પણ એમ જ કહેછે. એવી રીતે અવિદ્યાકલ્પિત સંસારિપણાની નિવૃત્તિવડે નિત્યમુક્તઆત્મસ્વરૂપનું નિરૂપણ થાયછે, તેથી મોક્ષમાં અનિત્યપણાનો દોષ પણ પ્રાપ્ત થતો નથી. જેને મતે મોક્ષ ઉત્પાદ્ય કિંવા વિકાર્ય છે, તેને મતે માનસ, વાચિક વા કાયિકકાર્યની અપેક્ષા રહે એ યુક્ત છે. ઉત્પાદ્ય (ઉત્પન્ન થવાયોગ્ય) તથા વિકાર્ય (અવસ્થાંતર પામવાયોગ્ય) એ બંને પક્ષમાં મોક્ષનું અવશ્ય અનિત્યપણું છે. ઘટાદિઉત્પાદ્ય અથવા દહિંઆદિવિકાર્ય એ લોકમાં નિત્યરૂપે જોવામાં આવતાં નથી. પ્રાપ્યપણાવડે પણ મોક્ષમાં કાર્યની અપેક્ષા નથી; કેમકે મોક્ષ પોતાના આત્મરૂપ હોય તો તેને પ્રાપ્યપણું નથી, અને સ્વરૂપથી ભિન્ન હોય તોપણ બ્રહ્મરૂપ મોક્ષનું પ્રાપ્યત્વ નથી; કારણ કે તે સર્વવ્યાપક હોવાથી, આકાશની પેઠે, સર્વને તે બ્રહ્મનું સ્વરૂપ નિત્યપ્રાપ્ત છે. મોક્ષ સંસ્કાર્ય પણ નથી, કે જેથી તે કાર્યની અપેક્ષા કરે. સંસ્કાર્યનો સંસ્કાર ગુણાધાનથી કે દોષાપનયનથી થાયછે; અત્ર ગુણાધાનનો સંભવ નથી; કેમકે મોક્ષ તો જેમાં કોઇપણ અતિશય ન ઉપજાવી શકાય એવા બ્રહ્મરૂપ છે. તેમ દોષાપનયનનો પણ સંભવ નથી; કેમકે જે મોક્ષ છે, તે નિત્યશુદ્ધબ્રહ્મસ્વરૂપ છે. મોક્ષ સ્વાત્મધર્મ છતાં પણ અવિદ્યારૂપમલવડે આવૃત્ત છે, અને ઉપાસનારૂપક્રિયાવડે આત્માને સંસ્કાર(મલનાશ) થતાં તેની અભિવ્યક્તિ થાયછે; જેમ ઘસવાની ક્રિયાથી મલનાશ કરેલા દર્પણમાં ઉજ્જવલતારૂપધર્મ પ્રકટ થાયછે; એમ કહો તો તે કથન પણ નિર્દોષ નથી; કેમકે આત્માને ક્રિયાનો આશ્રય કહી શકાતો નથી; ક્રિયા જેને આશ્રયે પ્રવર્તેછે, તેને સયોગાદિવિકાર કર્યાવિના પોતાના સ્વરૂપને પામી શકતી નથી, અને આત્મા જો ક્રિયાથી વિકાર પામે તો આત્માનું અનિત્યપણું થાય, અને 'अविकार्योऽयमुच्यते ॥' (આ અવિકાર્ય કહેવાયછે) ઇત્યાદિશ્રુતિવાક્યો પણ બાધ પામે, જે અનિષ્ટ છે. તેથી આત્મામાં પોતાને આશ્રયે રહેલી ક્રિયા સંભવતી નથી, અને અન્યને આશ્રયે રહેલી ક્રિયાનો પણ આત્મા વિષય ન હોવાથી તેવડે આત્માને સસ્કાર થઇ શકતો નથી. દેહને આશ્રયે રહેલી સ્નાન, આચમન અને યજ્ઞોપવીતધારણાદિક્રિયાઓવડે આત્માને સસ્કાર થતો જોવામાં આવેછે, એમ કહો તો, તેમ નથી; તે સંસ્કાર આત્માને થતો નથી, પણ અવિદ્યાવડે દેહાદિસંઘાતમાં તાદાત્મ્યપણું પામેલા જીવને થાયછે. સ્નાનાદિક્રિયા દેહને આશ્રયે રહેલી છે, તે પ્રત્યક્ષ છે. તે ક્રિયાવડે દેહાદિમાં અવિદ્યાવડે આત્મપણાની બુદ્ધિ રાખનાર જ સસ્કાર પામે, એ યોગ્ય છે. જેમ દેહાશ્રિતચિકિત્સાદ્વારા ધાતુનું સમપણું થયે તે દેહાદિસંઘાતના અભિમાનીને પોતામાં 'હું રોગરહિત છું' એવી આરોગ્યરૂપફલની બુદ્ધિ ઉપજેછે, તેમ સ્નાન, આચમન અને યજ્ઞોપવીતધારણાદિવડે 'હું શુદ્ધ છું, સંસ્કારવાળો છું' એવી બુદ્ધિ જેમાં ઉપજેછે, તે દેહાભિમાની જ સસ્કાર પામેછે. દેહાભિમાની જીવ જ સર્વક્રિયાઓનો નિર્વાહ કરેછે, અને તેનાં ફલો ભોગવેછે, કેવલ સાક્ષી કર્તાભોક્તા નથી. 'तयोरन्यः पिप्पलं स्वाद्वत्त्यनश्नन्नन्योऽभिचाकशीति ॥' (જીવ અને પરમાત્મા એ બેમાંથી જીવ સ્વાદુકર્મફલને ભોગવેછે, અને બીજો ફલ નહિ ભોગવતાં તેને પ્રકાશેછે) તથા 'आत्मेन्द्रियमनोयुक्तं भोक्तेत्याहुर्मनीषिणः ॥' (દેહ, ઇંદ્રિય અને મન એયુક્ત ચિદાભાસ તે ભોક્તા છે, એમ બુદ્ધિમાનો કહેછે) એ શ્રુતિઓ એ વિષયમાં પ્રમાણરૂપ છે. 'एको देवः सर्वभूतेषु गूढः सर्वव्यापी सर्वभूतान्तरात्मा। कर्माध्यक्षः सर्वभूताधिवा-

सः साक्षी चेता केवलो निर्गुणश्च ॥' (તે દેવ–સ્વપ્રકાશરૂપ–સર્વભૂતોમાં એક, માયાવડે ઢંકાયેલા, સર્વવ્યાપી, સર્વભૂતોના અંતરાત્મા, કર્મના સાક્ષી, સર્વભૂતોના અધિષ્ઠાન, સર્વના સાક્ષી, બોધસ્વરૂપ, કેવલ અને નિર્ગુણ છે) તથા 'स पर्यगाच्छुक्रमकायमव्रणमस्नाविरं शुद्धमपापविद्धम् ॥' (તે આત્મા સર્વત્ર વ્યાપ્ત, પ્રકાશવાન્, લિંગદેહરહિત, અક્ષત, શિરારહિત, રાગાદિમલરહિત અને પુણ્યપાપના સ્પર્શરહિત છે) એ બે શ્રુતિઓ બ્રહ્મની અનાધેયઅતિશયતાને તથા નિત્યશુદ્ધતાને જણાવેછે, અને બ્રહ્મભાવ તે જ મોક્ષ છે; તેથી તે મોક્ષ સંસ્કાર્ય પણ નથી. ઉત્પત્તિ, પ્રાપ્તિ, વિકાર અને સંસ્કારથી ભિન્ન પાંચમું ક્રિયાફલ નથી, જે મોક્ષના ક્રિયાસાધ્યપણામાં હેતુ થાય, માટે એક જ્ઞાનને લઈને અહિં ક્રિયાના ગંધમાત્રનો પણ અનુપ્રવેશ સંભવતો નથી. જ્ઞાન માનસી ક્રિયા છે, એમ શંકા કરવી નહિ; કારણ કે જ્ઞાન અને ક્રિયાનું વિલક્ષણપણું છે. વસ્તુસ્વરૂપની અપેક્ષાવિના જ કરવારૂપે વિધાન થાયછે તે ક્રિયા છે, ને તે પુરુષના વ્યાપારને અધીન છે, જેમ 'यस्यै देवतायै हविर्गृहीतं स्यात् तां मनसा ध्यायेद्वषट्करिष्यन् ॥' (જે દેવતાને ઉદ્દેશે અધ્વર્યુએ હવિસ્ ગ્રહણ કર્યું હોય તે દેવતાનું હોતા મનવડે ધ્યાન કરે) તથા 'सन्ध्यां मनसा ध्यायेत् ॥' (મનવડે સંધ્યા દેવતાનું ધ્યાન કરે) ઇત્યાદિ વાક્યોમાં જેવી ધ્યાનક્રિયા વસ્તુની અપેક્ષાવિનાની અને પુરુષાધીન વિધાન કરાયછે, તેવી ક્રિયા છે. ધ્યાન અથવા ચિંતન જો કે માનસ છે, તોપણ પુરુષતંત્રપણાથી પુરુષવડે કરવાને, નહિ કરવાને, અથવા અન્યથા કરવાને, શક્ય છે; પણ જ્ઞાન તો પ્રમાણજન્ય છે, અને પ્રમાણ યથાભૂતવસ્તુને વિષય કરનારું છે, માટે જ્ઞાન કરવાને, નહિ કરવાને, અથવા અન્યથા કરવાને, અશક્ય છે; તે કેવલ વસ્તુતંત્ર જ છે, તે વિધિનો વિષય નથી, તેમ પુરુષની ક્રિયાને અધીન નથી, તેથી માનસપણું છતાં પણ જ્ઞાનનું મહાન્‌વિલક્ષણપણું છે. જેમ 'पुरुषो वाव गौतमाग्निः ॥ योषा वाव गौतमाग्निः ॥' (હે ગૌતમ! પ્રસિદ્ધ પુરુષ અગ્નિ છે. હે ગૌતમ! પ્રસિદ્ધ સ્ત્રી અગ્નિ છે) એમાં પુરુષમાં તથા સ્ત્રીમાં અગ્નિની બુદ્ધિ માનસી થાયછે, તે કેવલ વિધાનજન્યપણાથી ક્રિયા છે, અને તે પુરુષતંત્ર છે, પણ જે પ્રસિદ્ધઅગ્નિમાં અગ્નિબુદ્ધિ છે, તે વિધિનો વિષય નથી, તેમ પુરુષતંત્ર પણ નથી, કિંતુ તે પ્રત્યક્ષપ્રમાણના વિષયરૂપવસ્તુને અધીન હોવાથી જ્ઞાન જ છે, ક્રિયા નથી. એ પ્રમાણે સર્વપ્રમાણના વિષયરૂપવસ્તુઓમાં જાણવું; અને એમ હોવાથી યથાભૂતબ્રહ્માત્મવિષય પણ જ્ઞાન છે, વિધિનો વિષય નથી. જેમ ક્ષુર(અસ્ત્રા)ની તીક્ષ્ણધારા કઠિનપત્થરપ્રતિ કુંઠિત થાયછે, તેમ આત્મા વિધિનો વિષય ન હોવાથી તે અહેયઅનુપાદેયવસ્તુપ્રતિ 'आत्मा वा अरे द्रष्टव्यः श्रोतव्यः ॥' ઇત્યાદિ વિધિતુલ્યપદો કુંઠિત થાયછે. એ વિધિજેવાં જણાતાં પદો પુરુષની વિષયભણીની સ્વાભાવિકપ્રવૃત્તિને વિમુખ કરવારૂપ ફલવાળાં છે. આત્મજ્ઞાન પરમપુરુષાર્થનું સાધન છે, એવી સ્તુતિવડે, આત્યંતિકઇષ્ટહેતુપણાની ભ્રાંતિવડે પુરુષોની જે વિષયોમાં પ્રવૃત્તિ છે, તે આત્મશ્રવણાદિની પ્રતિબંધક છે, તે પ્રવૃત્તિથી તેમને વિમુખ કરીને 'आत्मा वा अरे द्रष्टव्यः श्रोतव्यः ॥' ઇત્યાદિવાક્યો પ્રત્યગાત્મભણીના ચિત્તવૃત્તિના પ્રવાહવડે તેઓને જ્ઞાનનાં સાધન શ્રવણાદિમાં પ્રવર્ત કરેછે. આત્મજ્ઞાનને માટે પ્રવૃત્ત થયેલા તે પુરુષને 'इदं सर्वं यदयमात्मा ॥' (જે આ સર્વ જગત્ છે, તે આ આત્મા છે) 'यत्र त्वस्य सर्वमात्मैवाभूत् तत् केन कं पश्येत् केन कं विजानीयात् ॥' (જ્યારે આને સર્વ આત્મા જ થયું છે, ત્યારે શાવડે કોને જુએ? શાવડે કોને જાણે?) 'विज्ञातारमरे केन विजानीयात् ॥' (અરે! વિજ્ઞાતાને શાવડે જાણે?) 'अयमात्मा ब्रह्म ॥' (આ આત્મા બ્રહ્મ છે) એ આદિ શ્રુતિઓવડે અહેય અને અનુપાદેય આત્મતત્ત્વનો આચાર્યવડે જે ઉપદેશ કરાયછે, તે શ્રવણ છે. અકર્તવ્યપ્રધાન એવું જે આત્મજ્ઞાન તે ત્યાગને માટે વા ગ્રહણને માટે નથી થતું એવો જે અમારો સ્વીકાર છે, તે દોષરૂપ નથી, પણ અલંકારરૂપ છે, બ્રહ્માત્માનું જ્ઞાન થયે સતે સર્વકર્તવ્યતાની હાનિ અને કૃતકૃત્યતા શ્રુતિસ્મૃતિ પણ વદેછે:—

" आत्मानं चेद्विजानीयादयमस्मीति पूरुषः ।
किमिच्छन् कस्य कामाय शरीरमनुसंज्वरेत् ॥ "
" एतद्बुद्ध्वा बुद्धिमान् स्यात् कृतकृत्यश्च भारत ॥ "

**અર્થ:**– 'આ સ્વપ્રકાશાનંદરૂપ પરમાત્મા હું છું' એમ જો કોઇ પુરુષ પોતાને જાણે તો તે કાલે કયા ફલને ઇચ્છતો સતો કયા ભોક્તાની પ્રીતિમાટે શરીરના તાપની પાછળ તાપ પામે?

હે અર્જુન! એ ગુહ્યતમતત્ત્વને જાણીને પુરુષ બુદ્ધિમાન્ તથા કૃતકૃત્ય થાયછે.

એ સર્વ ઉપરથી સિદ્ધ થાયછે કે વેદાંતવાક્યો ઉપાસનાના વિધિના વિષયપણાવડે બ્રહ્મનું નિરૂપણ કરતાં નથી.

**પૂર્વપક્ષ:**–પ્રવૃત્તિનિવૃત્તિરૂપવિધિ અને તેના અંગથી ભિન્ન કેવલ વસ્તુસ્વરૂપને કહેનારો કોઇ વેદભાગ નથી.

**સમાધાન:**–માત્ર ઉપનિષદ્થી જ જાણવામાં આવતા અજ્ઞાતફલસ્વરૂપઆત્માનું કાર્યશેષપણું ન હોવાથી સમગ્રવેદનું કાર્યપરાયણપણું અસિદ્ધ છે. કેવલ ઉપનિષદ્થી જ જાણવામાં આવતો આ પુરુષ જે અસંસારિબ્રહ્મરૂપ છે, તે ઉત્પાદ્યાદિ ચાર પ્રકારનાં કર્મફલથી વિલક્ષણ અને પુરુષનું સ્વરૂપ દર્શાવનારાં પ્રકરણમાં સ્થિત હોવાથી કર્મના અંગરૂપ નથી; તે પુરુષ 'નથી' અથવા 'નથી જણાતો' એમ કહેવાને શક્ય નથી, કેમકે 'स एष नेति नेत्यात्मा ॥' ('આ નહિ' 'આ નહિ' એપ્રમાણે સર્વદૃશ્યના નિષેધવડે જે આત્મા ઉપદેશ કરાયો છે, તે આ) એ વચનવડે તે પુરુષમાં આત્મશબ્દનો પ્રયોગ કર્યો છે, અને આત્મા(સ્વસ્વરૂપ)નું નિરાકરણ કરવું અશક્ય છે; કારણ કે સર્વનું નિરાકરણ કરનાર છે, તેનું જ આત્મપણું છે. આત્મા અહંપ્રત્યયનો વિષય હોવાથી સર્વલોકને પ્રસિદ્ધ છે, માટે તે કેવલ ઉપનિષદ્વેદ્ય છે, એમ કહેવું સંભવતું નથી, એવી શંકાને અવકાશ નથી; કેમકે અહંકારાદિના સાક્ષિપણાવડે અહંબુદ્ધિના વિષયપણાનું નિરાકરણ કરેલું હોવાથી આત્માનું લોકપ્રસિદ્ધપણું નથી. સર્વનો આત્મા જે અહંકારથી ભિન્ન, તેનો સાક્ષી, સર્વભૂતમાં સ્થિત, સમ, એક, અપરિણામિનિત્ય, પુરુષરૂપ છે, તે વિધિકાંડમાં અથવા તર્કશાસ્ત્રમાં કોઇવડે જાણવામાં આવ્યો નથી, તેથી તે આત્માનું નિરાકરણ કરવાને અથવા વિધિશેષપણું સિદ્ધ કરવાને કોઇપણ વાદી પ્રમાણવડે વા યુક્તિવડે સમર્થ નથી, અને સર્વના આત્મપણાથી જ તે હેય નથી, તેમ ઉપાદેય પણ નથી. જેમ અહિ રજ્જુરૂપઅંતમાં વિનાશ પામેછે, તેમ વિનાશ પામનારો સર્વ વસ્તુસમૂહ પુરુષરૂપઅંતમાં વિનાશ પામેછે, પણ પુરુષ વિનાશના હેતુના અભાવથી અવિનાશી અને વિક્રિયાના હેતુના અભાવથી અપરિણામિનિત્ય છે, તેથી જ તે નિત્યશુદ્ધબુદ્ધમુક્તસ્વભાવ છે. 'पुरुषात् न परं किञ्चित् सा काष्ठा सा परा गतिः ॥' (પુરુષથી પર કાંઇ પણ નથી, તે સર્વનો અવધિ છે, ને તે ઉત્કૃષ્ટગતિ છે) અને 'तं त्वौपनिषदं पुरुषं पृच्छामि ॥' (હે શાકલ્ય! હું તને ઉપનિષદ્વેદ્ય અધિષ્ઠાનરૂપ પુરુષ પૂછુંછું) એ ઔપનિષદ્પણાનું વિશેષણ પુરુષના ઉપનિષદોમાં જ પ્રધાનપણાવડે પ્રકાશમાનપણામાં સંભવવાળું થઇ શકેછે, માટે સિદ્ધવસ્તુને પ્રતિપાદન કરનારો વેદભાગ નથી, એમ કહેવું એ સાહસમાત્ર છે. 'કર્મનું જ્ઞાન કરવું એ વેદનો અર્થ છે' એ પૂર્વમીમાંસકોનું કથન ધર્મજિજ્ઞાસાના વિષયસંબંધમાં હોવાથી વિધિનિષેધના શાસ્ત્રના અભિપ્રાયવાળું છે; તેવડે વેદાંતોના બ્રહ્મપરાયણપણાનો નિષેધ થતો નથી. વળી 'વેદનું ક્રિયાર્થપણું હોવાથી ક્રિયાર્થવિનાના વેદનું અનર્થકપણું છે' એ જૈમિનિના વચનનો નિયમપૂર્વક સ્વીકાર કરવાથી દધિ અને સોમ આદિ સિદ્ધવસ્તુનો ઉપદેશ કરનારાં કર્મકાંડનાં વચનોને અનર્થકપણાની પ્રાપ્તિ થાયછે. પ્રવૃત્તિનિવૃત્તિરૂપ વિધિથી ભિન્ન દધિઆદિસિદ્ધવસ્તુનો કાર્યશેષપણાવડે વેદ ઉપદેશ કરેછે, તો સત્યાદિશબ્દવડે અપરિણામિનિત્યસિદ્ધવસ્તુનો વેદ ઉપદેશ ન કરે એમાં શો હેતુ છે? યદ્યપિ ઉપદેશ કરેલી સિદ્ધવસ્તુ ક્રિયા થતી નથી, તથાપિ અક્રિયાપણામાં પણ દધ્યાદિસિદ્ધવસ્તુનું ક્રિયાસાધનપણું હોવાથી એ સિદ્ધવસ્તુનો ઉપદેશ ક્રિયાર્થ જ છે, પણ કૂટસ્થનું તો કાર્યશેષપણું નથી, માટે તેનો ઉપદેશ સભવતો નથી, એમ કહો તો આ દોષ નથી; ક્રિયાર્થપણામાં પણ ક્રિયાનો નિર્વાહ કરનારી શક્તિવાળી વસ્તુનો જ ઉપદેશ કરેલો છે, અને ક્રિયાર્થપણું તો તેનું ફલ છે, ફલને માટે શેષપણાના અગીકારમાત્રથી શબ્દાર્થપણાનો ભંગ નથી, અર્થાત્ સિદ્ધવસ્તુકૂટસ્થનો ઉપદેશ પણ સ્વતઃફલવાળો હોવાથી દહિંઆદિની પેઠે તેનો ઉપદેશ સંભવેછે. ફલના અભાવથી કૂટસ્થનો ઉપદેશ નિરર્થક છે, એમ કહો તો તે કથન પણ અયોગ્ય છે; કેમકે અજ્ઞાતઆત્મવસ્તુનો ઉપદેશ દધ્યાદિના ઉપદેશની પેઠે ફલવાળો જ છે. તે આત્માના જ્ઞાનવડે સંસારના હેતુરૂપ મિથ્યાજ્ઞાનની નિવૃત્તિરૂપ શ્રેષ્ઠ ફલ થાયછે, માટે ક્રિયાના સાધનરૂપ વસ્તુના ઉપદેશની સાથે આ ઉપદેશનું પણ સમાનઅર્થવાળાપણું છે. વળી કર્મકાંડમાં 'ब्राह्मणो न हन्तव्यः ॥' (બ્રાહ્મણ હનન કરવાયોગ્ય નથી) એવા પ્રકારનો નિવૃત્તિનો ઉપદેશ કરાયછે, તે નિવૃત્તિ અથવા નિષેધ ક્રિયા નથી, તેમ ક્રિયાનું સાધન પણ નથી; ક્રિયા અથવા ક્રિયાનાં સાધનથી ભિન્ન અન્ય ઉપદેશ જો અર્થશૂન્ય હોય તો 'ब्राह्मणो न हन्तव्यः ॥' ઇત્યાદિનિષેધના ઉપદેશોને પણ અર્થશૂન્યપણાની પ્રાપ્તિ થશે, જે અનિષ્ટ છે. નિવૃત્તિ એ ઉદાસીનપણું છે, 'હનન કરવાયોગ્ય નથી' ઇત્યાદિસ્થલમાં હનનક્રિયામાં ઉદાસીનપણું અથવા હનનક્રિયાનો અભાવ એવો અર્થ નકારવડે સિદ્ધ થાયછે, અન્ય અર્થ થતો નથી. જીવોની સ્વાભાવિકહનનેચ્છાનો લક્ષ્ય કરીને તે નકારના બલવડે 'હનનની નિવૃત્તિનો સંકલ્પ કરે,' એવો અર્થ કરો તો તે સ્થળે તે અર્થ સંભવી શકતો નથી; કેમકે નકારનો એવો સ્વભાવ છે કે તે સ્વસંબંધીના અભાવનો બોધ કરેછે, અભાવબુદ્ધિ ઉદાસીનપણામાં કારણ

છે, અને તે અભાવબુદ્ધિ જેમ અગ્નિ ઇંધનને બાળીને શાંત થાયછે, તેમ હનનાદિમાં ઇષ્ટસાધનપણાના ભ્રાંતિમૂલ-રાગરૂપઇંધનને બાળીને શાંત થાયછે. તેથી 'ब्राह्मणो न हन्तव्यः ॥' ઇત્યાદિસ્થલમાં રાગથી પ્રાપ્ત ક્રિયાની નિવૃત્તિવડે ઉદાસીનપણું એ જ નકારનો અર્થ છે. 'नेक्षतोद्यन्तमादित्यम्' (ઊગતા સૂર્યને ન જુએ) એ પ્રજાપતિવ્રતના વચનવિના તેમ જ એવાં જ બીજાં વચનોવિના સર્વત્ર નકારનો અર્થ અભાવ જ થાયછે, તેથી જે પુરુષાર્થને અનુપયોગી એવાં ઉપાખ્યાનાદિ જે લોકપ્રસિદ્ધવસ્તુઓને વિષય કરનારાં છે, તે અક્રિયાર્થ હોવાથી નિરર્થક છે, એમ જૈમિનિમુનિનો આશય જણાયછે. કર્તવ્યવિધિના અનુપ્રવેશવિના વસ્તુમાત્રનું કથન 'સાત દ્વીપવાળી પૃથિવી' ઇત્યાદિની પેઠે અનર્થક થાયછે, એ પૂર્વપક્ષનો 'આ રજ્જુ છે, આ સર્પ નથી' એવા વસ્તુમાત્રના કથનમાં પણ ફલનું દૃષ્ટપણું હોવાથી, પરિહાર થયો છે. બ્રહ્મનું જેણે શ્રવણ કરેલું છે, એવા પુરુષનું પણ પૂર્વની પેઠે સંસારિપણું દેખવાથી રજ્જુસર્પના કથનની પેઠે બ્રહ્મનું સ્વરૂપ કહેનારાં વાક્યોની સાર્થકતા નથી, એ પૂર્વપક્ષના સમાધાનમાં કહીએછીએ કે વેદરૂપપ્રબલતમપ્રમાણથી ઉપજેલો બ્રહ્માત્મભાવ સંસારિપણાનો વિરોધી છે, તેથી બ્રહ્માત્મસ્વરૂપને જાણનારનું પૂર્વની પેઠે સંસારિપણું દેખાડવું શક્ય નથી. શરીરાદિમાં આત્માનું અભિમાન કરનારાઓને દુઃખભયાદિવાળાપણું જોવામાં આવેછે, તેમને વેદપ્રમાણથી ઉપજેલા બ્રહ્માત્મજ્ઞાનમાં તે અભિમાનની નિવૃત્તિ થયા સતાં તે મિથ્યાજ્ઞાનથી ઉપજેલું દુઃખભયાદિવાળાપણું છે. એમ કલ્પના કરવી અશક્ય છે. ધનાભિમાની ધનવાનગૃહસ્થને ધનના નાશને લીધે દુઃખ થતું જોવામાં આવેછે, પણ સંન્યાસ લઇ ધનાભિમાનરહિત થયેલાને તે ધનના નાશને લીધે દુઃખ થતું નથી. કુંડલવાળાને કુંડલિપણાના અભિમાનનિમિત્તનું સુખ જોવામાં આવેછે, પરંતુ કુંડલથી રહિત થયેલા કુંડલિપણાના અભિમાનવિનાનાને તે કુંડલિપણાના અભિમાનનિમિત્તનું સુખ થતું નથી. 'अशरीरं वाव सन्तं न प्रियाप्रिये स्पृशतः॥' (અશરીરને નિશ્ચય સુખદુઃખ સ્પર્શ કરતાં નથી) એ શ્રુતિ પણ એમ જ કહેછે. અશરીરપણું શરીર પડ્યાપછી થાયછે, જીવતાં થતું નથી, એવી શંકા કરવી નહિ; કેમકે સશરીરપણું મિથ્યાજ્ઞાનથી ઉપજેલું છે, તે મિથ્યાજ્ઞાનની નિવૃત્તિથી અશરીરપણું જીવતાં પણ પ્રાપ્ત થઇ શકેછે. આત્માને 'હું શરીર છું' એવા અભિમાનરૂપમિથ્યાજ્ઞાનથી ભિન્ન સશરીરપણું કલ્પી શકાય એમ નથી; કેમકે અકર્મના નિમિત્તપણાથી તેનું નિત્ય અશરીરપણું છે, એમ પૂર્વે કહ્યું છે. આત્માએ કરેલા ધર્માધર્મને લીધે તેને સશરીરપણું છે, એમ કહો તો તે પણ અયુક્ત છે, કેમકે આત્માને શરીરસંબંધનું અસિદ્ધપણું હોવાથી ધર્માધર્મ આત્માના કરેલા છે, એમ સિદ્ધ થઇ શકતું નથી. આત્માને શરીરસંબંધની અને તેણે કરેલા ધર્માધર્મની અન્યોન્યાશ્રયતાના પ્રસંગથી આ અંધપરંપરા છે. અન્યોન્યાશ્રયનો દોષ દૂર કરવા બીજાંકુરની પેઠે તે સંબંધ અનાદિ છે, એમ કહો તો તે પણ ઘટી શકે એમ નથી; કેમકે બીજાંકુરનો સંબંધ દૃષ્ટ છે, પણ આત્માનો અને શરીરનો સંબંધ પૂર્વકર્મકૃત હોય એમ પ્રત્યક્ષ નથી, તેમ શાસ્ત્રથી પણ એ વાત સિદ્ધ થતી નથી, શાસ્ત્ર તો 'असङ्गो ह्ययं पुरुषः ॥' ઇત્યાદિવચનોથી તેને અકર્તાઅભોક્તા જ જણાવેછે. સન્નિધાનમાત્રથી જેમ રાજાઆદિનું કર્તાપણું જોવામાં આવેછે, તેમ આત્માનું પણ સન્નિધાનમાત્રથી કર્તાપણું છે, એવી શંકા કરવી યોગ્ય નથી; કેમકે રાજાદિને ધનદાનાદિવડે મેળવેલું દાસનું સંબંધિપણું હોવાથી તેમને વિષે કર્તાપણાનો સંભવ થઇ શકેછે, પણ આત્માને ધનદાનાદિની પેઠે શરીરાદિની સાથે સ્વસ્વામિસંબંધનો કોઇ હેતુ કલ્પી શકાય એમ નથી, માત્ર મિથ્યાભિમાન જ તે પ્રત્યક્ષસંબંધનો હેતુ છે. તે ભ્રાંતિકૃતદેહાદિસંબંધવડે યાગાદિનું કર્તાપણું બ્રહ્મબોધપર્યંત રહેછે, એટલે 'यजेत' ઇત્યાદિવિધિઓ અર્થશૂન્ય થતા નથી. દેહાદિથી ભિન્ન આત્માનું પોતાના દેહાદિમાં જે અભિમાન છે, તે ગૌણ છે, પણ મિથ્યા નથી, એમ કહો તો તે પણ યોગ્ય નથી; કેમકે બન્ને પ્રસિદ્ધવસ્તુના ભેદનું ગૌણપણું અને મુખ્યપણું પ્રસિદ્ધ છે, એમાંની એક વસ્તુ અજ્ઞાત હોય ત્યાં તો અન્યમાં અન્ય શબ્દ ને જ્ઞાન ભ્રાંતિરૂપ જ ગણાયછે. સિંહમાં સિંહજ્ઞાન અને પુરુષમાં પુરુષજ્ઞાન છતાં પણ જો પુરુષમાં શૌર્યક્રૌર્યાદિસિંહગુણ જોઇને તેમાં 'આ પુરુષ સિંહ છે' એમ જ્ઞાન થાય તો ત્યાં સિંહશબ્દનો પ્રયોગ ગૌણ હોવાથી તે જ્ઞાન પણ ગૌણ ગણાયછે, પણ જો પુરુષમાં સિંહનું જ્ઞાન થઇ પુરુષનું જ્ઞાન નાશ પામે તો તે જ્ઞાન મિથ્યાજ્ઞાન જ કહેવાયછે, ગૌણજ્ઞાન કહેવાતું નથી. જ્યાં વસ્તુનો ભેદ જ્ઞાત ન હોય ત્યાં અન્યમાં જે અન્ય શબ્દ અને જ્ઞાન છે, તે ભ્રાંતિનિમિત્ત જ છે, ગૌણ નથી; જેમ મંદાંધકારમાં સ્થિત સ્થાણુમાં પુરુષશબ્દ અને પુરુષજ્ઞાન તથા શુક્તિમાં અકસ્માત્ આ રૂપું છે, એમ નિશ્ચિત શબ્દ તથા જ્ઞાન ભ્રાંતિનિમિત્ત છે, તેમ દેહાદિસંઘાતમાં અહંશબ્દ તથા અહંજ્ઞાન ભ્રાંતિનિમિત્ત છે. આત્માનાત્મવિવેકજ્ઞાનરહિતપુરુષના તેવા અવિવેકોત્પન્ન અહંજ્ઞાનને તથા અહંશબ્દને ગૌણ શી રીતે કહી શકાય? સામાન્યપણે જેમણે આત્માનાત્મનો વિવેક કર્યો છે, તેવા પંડિતોને પણ અજાગોવાળની પેઠે જ અપૃથક્ શબ્દ અને જ્ઞાન થાયછે. તેથી દેહાદિથી ભિન્ન આત્માનું અસ્તિત્વ માનનારા વાદિઓને દેહાદિમાં હુંપણાનું જ્ઞાન મિથ્યા જ છે, પણ ગૌણ નથી. એવી રીતે સશરી-

રપણાનું મિથ્યાજ્ઞાનનિમિત્તપણું હોવાથી વિદ્વાનને જીવતાં છતાં પણ અશરીરપણું સિદ્ધ છે. 'अहिनिर्ल्वयनी वल्मीके मृता प्रत्यस्ता शयीतैवमेवेदं शरीरं शेते । अथायमशरीरोऽमृतः प्राणो ब्रह्मैव तेज एव ॥' (સર્પે જેમાંથી અભિમાન ત્યજી દીધું છે, એવી સર્પની ત્વચા જેમ રાફડામાં નાંખેલી પડી રહેછે, તેમ જ વિદ્વાને જેમાંથી અભિમાન ત્યજી દીધું છે તે શરીર રહેછે, પછી દેહમાં સ્થિત છતાં આ અશરીર, અમૃત, જીવતો છતો સ્વયંપ્રકાશાનંદબ્રહ્મ જ છે) અને 'सचक्षुरचक्षुरिव सकर्णोऽकर्ण इव सवागवागिव समना अमना इव सप्राणोऽप्राण इव ॥' (વાસ્તવિક અચક્ષુ છતાં સચક્ષુજેવો, અકર્ણ છતાં સકર્ણજેવો, અવાક્ છતાં સવાક્જેવો, અમનવાળો છતાં મનવાળાજેવો અને અપ્રાણ છતાં સપ્રાણજેવો) એ બ્રહ્મવિદ્‌ના વિષયની શ્રુતિઓ પણ એમ જ કહેછે. સ્થિતપ્રજ્ઞનાં લક્ષણ કહેનારી સ્મૃતિ પણ વિદ્વાનને સર્વપ્રવૃત્તિનો અસબધ દેખાડેછે. તેથી બ્રહ્માત્મભાવને જાણનારનું પૂર્વના જેવું સસારિપણું નથી, અને જેનું પૂર્વના જેવું સસારિપણુ છે, તેણે બ્રહ્માત્મભાવને જાણ્યો નથી, એટલે અમારું કથન નિર્દોષ છે. શ્રવણપછી મનન અને નિદિધ્યાસનના દર્શનથી બ્રહ્મનું વિધિશેષપણું છે, સ્વરૂપપર્યવસાયિપણું નથી, એ પૂર્વપક્ષ પણ અસભવિત છે; કેમકે મનનનિદિધ્યાસનનું પણ જ્ઞાનાર્થપણું છે. જો જાણેલા બ્રહ્મનો ક્રિયામાં વિનિયોગ થતો હોય તો તેનું વિધિશેષપણુ થાય, પરતુ શ્રવણની પેઠે મનનનિદિધ્યાસનનુ પણ જ્ઞાનરૂપપ્રયોજનવાળાપણું હોવાથી તેનો ક્રિયામાં વિનિયોગ નથી. તેથી ઉપાસનાવિધિના વિષયપણાવડે બ્રહ્મનું શાસ્ત્રપ્રમાણકપણું સંભવતું નથી, માટે વેદાતવાક્યોના સમન્વયથી સ્વતંત્રરૂપે જ બ્રહ્મ શાસ્ત્રપ્રમાણક છે, એમ સિદ્ધ થયું. એવી રીતે બ્રહ્મનું સ્વતંત્રપણું હોવાથી જ 'अथातो ब्रह्मजिज्ञासा ॥' એવો તેના સબંધનો પૃથક્ શાસ્ત્રારભ યુક્ત થાયછે. જો બ્રહ્મનુ ઉપાસનાવિધિપરપણુ હોત તો 'अथातो धर्मजिज्ञासा॥' એમ જૈમિનિએ એ વિષયનો આરભ કરેલો હોવાથી વ્યાસભગવાન્ પૃથક્શાસ્ત્રનો આરંભ ન કરત. જૈમિનિમુનિએ માનસધર્મનો વિચાર કર્યો નથી, માત્ર અનુષ્ઠાનસાધ્ય બાહ્યધર્મનો જ વિચાર કર્યો છે, માટે વ્યાસદેવે માનસધર્મનો વિચાર કરવા આ શાસ્ત્રનો આરભ કર્યો છે, એમ પણ કહી શકાય એમ નથી; કેમકે જો તેમ હોત તો 'अथातः क्रत्वर्थपुरुषार्थयोर्जिज्ञासा ॥' (શેષશેષિપણાના નિર્ણયપછી શેષિવડે શેષના પ્રયોગનો સંભવ હોવાથી યજ્ઞનું શેષ શું છે? વા પુરુષશેષ શું છે? એની જિજ્ઞાસા કરાયછે) એ જૈમિનિના સૂત્રની પેઠે અત્ર પણ 'अथातः परिशिष्टधर्मजिज्ञासा ॥' (બાહ્યસાધનયુક્ત ધર્મના વિચારપછી બાહ્યધર્મની શુદ્ધિદ્વારા માનસોપાસનાનું ધર્મહેતુપણુ છે, માટે પરિશિષ્ટમાનસધર્મ જિજ્ઞાસા કરવાયોગ્ય છે) એમ આરભ કરત, પણ તેમ આરભ કર્યો નથી, તેથી માનસધર્મને માટે આ શાસ્ત્રનો આરંભ કહેવો એ અયુક્ત છે. બ્રહ્મ અને આત્માના એકપણાના જ્ઞાનનો વિચાર જૈમિનિએ કર્યો નથી, માટે તે વિચાર કરવાસારુ 'अथातो ब्रह्मजिज्ञासा ॥' એ શાસ્ત્રનો આરભ યુક્ત છે. માટે સર્વે વિધિઓનું અને પ્રત્યક્ષાદિ અન્ય સર્વપ્રમાણોનું 'હુ બ્રહ્મ છું' એવું જ્ઞાન ન થાય ત્યાંસુધી પ્રમાણપણું છે, પશ્ચાત્ નથી. અહેય અને અનુપાદેય એવા અદ્વૈતઆત્માનું જ્ઞાન થયાપછી પ્રમાતા, પ્રમાણ અને પ્રમેયરૂપ સર્વ વ્યવહાર બાધ પામેછે. બ્રહ્મ કાર્યશેષ નથી, તેના બોધથી પૂર્વે સર્વ વ્યવહાર છે, એમાં બ્રહ્મવેત્તાઓની નીચેની ગાથા પ્રમાણરૂપ છે—

"गौणमिथ्यात्मनोऽसत्त्वे पुत्रदेहादिबाधनात् ।
सद्ब्रह्मात्माऽहमित्येवं बोधे कार्यं कथं भवेत् ॥
अन्वेष्टव्यात्मविज्ञानात् प्राक् प्रमातृत्वमात्मनः ।
अन्विष्टः स्यात् प्रमातैव पाप्मदोषादिवर्जितः ॥
देहात्मप्रत्ययो यद्वत् प्रमाणत्वेन कल्पितः ।
लौकिकं तद्वदेवेदं प्रमाणं त्वात्मनिश्चयात् ॥"

**ભાવાર્થ:**—અબાધિત બ્રહ્મ જે સર્વસાક્ષી છે, તે હુ છું, એવો બોધ થયે સતે પુત્રદેહાદિના માયામાત્રપણાના નિશ્ચયથી સર્વવ્યવહારના હેતુરૂપપુત્રદારાદિમાં હુપણાના અભિમાનરૂપગૌણાત્માના અને શરીરમાં હુપણાના અભિમાનરૂપ મિથ્યાત્માના અસત્યપણામાં વિધિનિષેધરૂપ વ્યવહાર કેમ થાય? પાપરહિત, જરારહિત, મૃત્યુરહિત અને શોકરહિત એવા જ્ઞાતવ્યપરમાત્માના વિજ્ઞાનની પૂર્વે જ અજ્ઞાનથી ચેતનરૂપ આત્માનું પ્રમાતાપણું છે; પ્રમાતા જ જાણે સતે પાપ, રાગ, દ્વેષ અને મરણરહિત પરમાત્મા થાયછે. જેમ દેહમાં આ-

ત્માનું જ્ઞાન ભ્રમરૂપ છતાં પણ વૈદિકોએ વ્યવહારના અંગપણાવડે પ્રમાણપણારૂપે સ્વીકારાયછે, તેમ જ આ પ્રમાતાદિક પણ આત્મબોધપર્યંત વ્યવહારકાલમાં બાધરહિત છે, તેથી વ્યાવહારિકપ્રમાણપણારૂપે સ્વીકારવાયોગ્ય છે.

એપ્રમાણે કાર્યના તાત્પર્યનો બાધ કરીને સિદ્ધવસ્તુરૂપબ્રહ્મમાં સમગ્રવેદાંતોનો સમન્વય શુદ્ધબુદ્ધિવાળાના પુરુષાર્થમાટે દર્શાવ્યો. ૪.

બ્રહ્મના શાસ્ત્રપ્રમાણકપણાને સુસિદ્ધ કરીને પ્રધાનના સ્વતંત્રપણે જગત્કારણપણાનું પાંચમા સૂત્રથી માંડીને અગીઆરમા સૂત્રપર્યંતમાં ભગવાન સૂત્રકાર ઈક્ષત્યધિકરણવડે નિરાકરણ કરેછેઃ—

### પ. ઈક્ષત્યધિકરણ.

## ईक्षतेर्नाशब्दम् ॥ ५ ॥

**અન્વય અને અન્વયાર્થઃ**—अशब्दम् શબ્દથી અપ્રતિપાદ્ય [ પ્રધાન ]
નથી ईक्षतेः સંકલ્પથી ( જગત્કારણના સંકલ્પના શ્રવણથી ).

**ટીકાઃ**—શ્રુતિએ નહિ પ્રતિપાદન કરેલું સાંખ્યપરિકલ્પિત અચેતન
કેમકે 'सदेव सौम्येदमग्र आसीदेकमेवाद्वितीयं ॥' (હે સૌમ્ય! આ
સદ્રૂપ જ હતું, તે સત્ એક જ અદ્વિતીય હતું) ત્યાંથી પ્રારંભ કરીને
જોઽસૃजत ॥' (તે સત્ વિચારવા લાગ્યું હું બહુરૂપે થાઉં, નામરૂપે
એ અંતભાગમાં સત્શબ્દથી વાચ્યનું ઈક્ષણપૂર્વક તેજઃપ્રભૃતિનું સ્રષ્ટાપ
एवाग्र आसीन्नान्यत् किंचन मिषत् । स ईक्षत लोकान्नु सृजा इति । स इमाँ.
રૂપાત્મક જગત્ સૃષ્ટિની પૂર્વે એક આત્મરૂપ જ હતું, બીજું કાંઇ વ્યાપા
સર્જું એમ વિચાર કરવા લાગ્યો, તે આ લોકોને સૃજતો હવો) એ શ્રુ
પૂર્વક સૃષ્ટિ કહી છે. જડપ્રધાનમાં ઈક્ષિતૃપણાના અસંભવથી તે જગત્નું

તેજસ્ અને જલમાં જેમ ગૌણ ઈક્ષણ સંભવેછે, તેમ સત્શબ્દવડે
સંભવેછે, એપ્રમાણે આશંકા કરીને ભગવાન્ સૂત્રકાર તેનું નિરાકરણ કરેછે

## गौणश्चेन्नात्मशब्दात् ॥ ६ ॥

**અન્વય અને અન્વયાર્થઃ**—गौणः [ ईक्षतिशब्द ] ગૌણ
आत्मशब्दात् आत्मशब्दथी न [ તેમ ] નહિ.

**ટીકાઃ**—અચેતનપ્રધાન સત્શબ્દનું વાચ્ય છે, અને તેજસ્ તથા જલ
આવી પૂર્વપક્ષીની શંકા યોગ્ય નથી; કેમકે 'स य एषोऽणिमैतदात्म्यमिदं
श्वेतकेतो! ॥' (તે જે આ પરમસૂક્ષ્મ છે, એરૂપ આ સર્વ છે, તે સત્ય
કેતો! તે તું છે) એ શ્રુતિમાં સત્શબ્દવડે આત્માનું નિરૂપણ છે, પણ અ
તેથી તેમાં મુખ્ય ઈક્ષણ જ છે, ગૌણ નથી. ૬.

ઇંદ્રિયાત્મામાં જેમ આત્મશબ્દ ગૌણપણે યોજ્યો છે, તેમ પ્રધાનમાં ગ્ર
પણ બ્રહ્મમાં મુખ્યરૂપે યોજ્યો છે; ને એ બ્રહ્મ જગતનું કારણ છે, તેમા અન્યહેતુને ભગવાન્ સૂત્રકાર કહેછેઃ—

## तन्निष्ठस्य मोक्षोपदेशात् ॥ ७ ॥

**અન્વય અને અન્વયાર્થઃ**—तन्निष्ठस्य તેમાં (જગત્ના કારણમાં) નિષ્ઠાવાળાને मोक्षोपदेशात् મોક્ષનો ઉપદેશ હોવાથી [ બ્રહ્મ જગત્નું કારણ છે ].

**ટીકાઃ**—'तस्य तावदेव चिरं यावन्न विमोक्ष्ये अथ संपत्स्ये ॥' (તેને ત્યાંસુધી જ વિલંબ છે, જ્યાં-

સુધી દેહપાત થયો નથી, દેહપાત થયાપછી તે વિદેહકૈવલ્યને પામેછે) એ શ્રુતિમાં જગતના કારણ સતમાં જેને અભેદજ્ઞાનરૂપ નિષ્ઠા છે, તેને મોક્ષનો ઉપદેશ કરેલો છે, માટે સત્‌શબ્દથી વાચ્ય બ્રહ્મ જગતનું કારણ છે, જડપ્રધાનમાં અભેદજ્ઞાનરૂપ નિષ્ઠા રાખવાથી મોક્ષનો અસંભવ છે, માટે તે જગતનું કારણ નથી. ૭

સ્થૂલારુંધતીન્યાયવડે પ્રથમ પ્રધાનમાં નિષ્ઠા કરીને પછી બ્રહ્મમાં નિષ્ઠા કરવાથી મોક્ષ પ્રાપ્ત થશે, માટે સત્‌શબ્દથી પ્રધાનને ગ્રહણ કરવામાં વિરોધ નથી, એવી આશંકા થતાં ભગવાન્ સૂત્રકાર તેનું નિરાકરણ કરેછે —

## हेयत्वावचनाच्च ॥ ८ ॥

**અન્વય અને અન્વયાર્થઃ**—च અને हेयत्वावचनात् નિષેધના અકથનથી [ સત્‌શબ્દથી પ્રધાનનું ગ્રહણ થઇ શકે નહિ ].

**ટીકા:**—જો અનાત્મપ્રધાનને જ સત્‌શબ્દનું વાચ્ય માનીને 'स आत्मा तत्त्वमसि ॥' (તે આત્મા, તે તું છે) એ વચનોમાં ઉપદેશ કરેલો હોત તો તે ઉપદેશના શ્રવણથી અનાત્મજ્ઞપણાથી તેમાં નિષ્ઠા ન રાખવી એમ મુખ્ય આત્માનો ઉપદેશ કરવાને ઇચ્છતી શ્રુતિભગવતી આગળ જતાં તેના નિષેધનું કથન કરત, જેમ અરુંધતીને દેખાડવા ઇચ્છતો પુરુષ તેની સમીપના મુખ્ય સ્થૂલતારાને પ્રથમ અરુંધતીરૂપે ગ્રહણ કરાવીને પછી તેનું નિરાકરણ કરીને અરુંધતીને જ ગ્રહણ કરાવેછે; તેમ પ્રધાનનો ઉપદેશ કર્યાપછી આ આત્મા નથી, એમ શ્રુતિભગવતી પણ કહેત, પણ તેમ તો કહ્યું નથી, માટે સત્‌શબ્દથી પ્રધાનનું ગ્રહણ થઇ શકે નહિ, બ્રહ્મનું જ ગ્રહણ થઇ શકે. ૮.

બ્રહ્મના જગતકારણપણામાં અન્ય હેતુને કહેછે —

## स्वाप्ययात् ॥ ९ ॥

**અન્વય અને અન્વયાર્થઃ**—स्वाप्ययात् [સુષુપ્તિકાલમાં જીવોનો] પોતામાં લય હોવાથી [બ્રહ્મ જ જગતનું કારણ છે].

**ટીકા:**— 'सता सौम्य तदा सम्पन्नो भवति ॥' (હે સૌમ્ય! ત્યારે સતને પ્રાપ્ત થાયછે) એ શ્રુતિમા સુષુપ્તિકાલમાં અંતઃકરણવિશિષ્ટસર્વજીવોનો પોતાના અધિષ્ઠાનમા લય સાંભળવાથી અને જડપ્રધાનમાં ચેતનજીવોના લયનો અસંભવ હોવાથી બ્રહ્મ જ જગતનું કારણ છે. ૯.

વળી તેસંબંધમાં ભગવાન્ સૂત્રકાર અન્ય હેતુને દર્શાવેછે —

## गतिसामान्यात् ॥ १० ॥

**અન્વય અને અન્વયાર્થઃ**—गतिसामान्यात् [ બ્રહ્મમાં સર્વવેદાંતોના ] તાત્પર્યના સમાનપણાથી [બ્રહ્મ જ જગતનું કારણ છે].

**ટીકા:**—'तस्माद्वा एतस्मादात्मन आकाशः संभूतः ॥' (તે આ આત્માથી આકાશ ઉપજ્યું) 'आत्मन एष प्राणो जायते ॥' (આત્માથી આ પ્રાણ ઉપજેછે) એપ્રમાણે સર્વે વેદાંતોમા આત્મરૂપબ્રહ્મમાં જગતનું કારણપણું દર્શાવ્યું છે. પૂર્વોક્તરીતે બ્રહ્મમાં સર્વે વેદાંતોના તાત્પર્યના સમાનપણાને લીધે બ્રહ્મ જ જગતનું કારણ છે. ૧૦.

પુનઃ સર્વજ્ઞબ્રહ્મના જગતકારણપણાના હેતુને ભગવાન્ સૂત્રકાર વદેછે—

## श्रुतत्वाच्च ॥ ११ ॥

**અન્વય અને અન્વયાર્થઃ**—च અને श्रुतत्वात् શ્રુતપણાથી [બ્રહ્મ જ જગતનું કારણ છે].

**ટીકા:**—'यस्सर्वज्ञस्सर्ववित्' (જે સર્વજ્ઞ–સામાન્યપણે સર્વને જાણનાર–અને સર્વવિત્–વિશેષપણે સર્વને જાણનાર–છે) 'स कारणं ॥' (તે સર્વજ્ઞ કારણ છે) 'स सर्ववित् कारणं ॥' (તે સર્વવિત્ કારણ છે) ઇત્યાદિ શ્રુતિઓમાં જગતના કારણના સર્વજ્ઞપણાના શ્રવણથી સર્વજ્ઞ બ્રહ્મ જ જગતનું કારણ છે, અચેતનપ્રધાન કારણ નથી. ૧૧.

તૈત્તિરીયઉપનિષદ્‌માં અન્નમય, પ્રાણમય, મનોમય, વિજ્ઞાનમય ને આનંદમય આ પાંચ કોશો વર્ણવેલા છે; ત્યાં સંદેહ થાયછે કે आनन्दमयશબ્દથી મુખ્યઆત્માનું ગ્રહણ છે? કે અન્નમયાદિકોની પેઠે ગૌણઆત્માનું ગ્રહણ છે? એ શંકા દૂર કરવા ભગવાન્ સૂત્રકાર નીચેનું આનંદમયાધિકરણ રચેછેઃ—

### ૬. આનંદમયાધિકરણ.

## आनन्दमयोऽभ्यासात् ॥ १२ ॥

**અન્વય અને અન્વયાર્થઃ**—**आनन्दमयः** આનંદમય [ પરમાત્મા જ છે ] **अभ्यासात्** અભ્યાસથી.

**ટીકાઃ**—'तस्माद्वा एतस्माद्विज्ञानमयादन्योऽन्तर आत्माऽऽनन्दमयः' (તે આ વિજ્ઞાનમયથી અંતર્ અન્ય આનંદમય આત્મા છે) એ શ્રુતિમાં આનંદમય પરમાત્મા જ છે, જીવ નથી; કેમકે आनन्दमयશબ્દનો બહુ શ્રુતિઓમાં બ્રહ્મમાં જ પ્રયોગ કરેલો જોવામાં આવેછે. ઉદાહરણરૂપે 'आनन्दं ब्रह्मणो विद्वान्न बिभेति कुतश्चन॥' (બ્રહ્મના આનંદને જાણનાર કોઇથી ભય પામતો નથી), 'आनन्दो ब्रह्मेति व्यजानात् ॥' (આનંદ બ્રહ્મ છે, એ પ્રકારે જાણતો હવો), અને 'विज्ञानमानन्दं ब्रह्म ॥' (વિજ્ઞાન તથા આનંદ બ્રહ્મ છે) એ શ્રુતિઓમાં આનંદને બ્રહ્મરૂપે વર્ણવેલો છે. ૧૨.

શંકા અને સમાધાનને વિધાન કરનારું સૂત્ર કહેછેઃ—

## विकारशब्दान्नेति चेन्न प्राचुर्यात् ॥ १३ ॥

**અન્વય અને અન્વયાર્થઃ**—**विकारशब्दात्** વિકારશબ્દથી [ આનંદમય પરમાત્મા ] **न** નહિ **इति** એમ **चेत्** [ કહો ] તો **प्राचुर्यात्** બહુપણાથી **न** [ તેમ ] નહિ.

**ટીકાઃ**—'मृण्मयो घटः ॥' (ઘડો માટીના વિકારરૂપ છે) ઇત્યાદિમાં મયટ્પ્રત્યયના વિકારવાચકપણાથી નિર્વિકારબ્રહ્મને આનંદના વિકારરૂપ માનવું પડશે, ને એમ માનવું અયોગ્ય હોવાથી આનંદમય પરમાત્મા નથી, એમ કહો તો તે તમારું કથન યોગ્ય નથી; કેમકે 'अन्नमयो यज्ञः ॥' (અન્નના બહુપણાવાળો યજ્ઞ છે) ઇત્યાદિમાં બહુપણાના અર્થમાં પણ મયટ્પ્રત્યયનું વિધાન હોવાથી ને આનંદના પ્રચુરપણાનો બ્રહ્મમાં પણ સંભવ હોવાથી આનંદમય પરમાત્મા છે. ૧૩.

નીચેનાં બે સૂત્રથી પૂર્વોક્ત અર્થને દૃઢ કરેછેઃ—

## तद्धेतुव्यपदेशाच्च ॥ १४ ॥

**અન્વય અને અન્વયાર્થઃ**—**च** અને **तत् हेतुव्यपदेशात्** તેના (આનંદના) હેતુના કથનથી [ આનંદમય પરમાત્મા છે ].

**ટીકાઃ**—અને જેથી મયટ્પ્રત્યય પ્રાચુર્યના અર્થમાં છે, તેથી જ શ્રુતિભગવતી 'एष ह्येवानन्दयाति ॥' (આ જ નિશ્ચય આનંદરૂપ કરેછે) એ વચનથી બ્રહ્મના સકલજીવોના આનંદના હેતુપણાનું કથન કરેછે. જે બીજાને આનંદરૂપ કરે તે પોતે પ્રચુરાનંદરૂપ હોયછે, તેથી આનંદમય પરમાત્મા છે. ૧૪.

## मान्त्रवर्णिकमेव च गीयते ॥ १५ ॥

**અન્વય અને અન્વયાર્થઃ**—**च** અને **मान्त्रवर्णिकम्** મંત્રે કહેલા [ બ્રહ્મ ] નું **एव** જ **गीयते** [ આ શ્રુતિમાં ] કથન કરાયછે.

**ટીકાઃ**—અને 'सत्यं ज्ञानमनन्तं ब्रह्म ॥' (સત્ય, જ્ઞાન અને અનંતરૂપ બ્રહ્મ છે) એ મંત્રમાં જે બ્રહ્મનું કથન કરેલું છે, તે જ બ્રહ્મનું 'अन्योऽन्तर आत्माऽऽनन्दमयः ॥' (વિજ્ઞાનમયની અંતર અન્ય આનંદમય આત્મા છે) એ શ્રુતિમાં કથન કરાયછે, તેથી આનંદમય પરમાત્મા છે. ૧૫.

સિદ્ધાંતને કહીને હવે પૂર્વપક્ષનું નિરાકરણ કરેછેઃ—

## नेतरोऽनुपपत्तेः ॥ १६ ॥

**અન્વય અને અન્વયાર્થઃ**—अनुपपत्तेः અસંભવથી इतरः [ પરમાત્માથી ] અન્ય [ જીવ ] न [ આનંદમય ] નથી.

**ટીકાઃ**—પરમાત્માથી અન્ય-ભિન્ન-સંસારિજીવ आनन्दमयशब्दવડે કથન કરાતો નથી; કેમકે આનંદપ્રચુરપણું તથા જગત્સ્રષ્ટાપણુંઆદિ આનંદમયના ધર્મોનો જીવમાં અસંભવ છે. ૧૬.

## भेदव्यपदेशाच्च ॥ १७ ॥

**અન્વય અને અન્વયાર્થઃ**—च અને भेदव्यपदेशात् ભેદના કથનથી [ આનંદમય જીવ નથી ].

**ટીકાઃ**—'रसो वै सः । रसं ह्येवायं लब्ध्वाऽऽनन्दी भवति ॥' (તે-આનંદમય-જ રસ-સારરૂપ-છે, આ જીવ પ્રસિદ્ધરસને જ પામીને આનંદી થાયછે) એ શ્રુતિમાં જીવ અને આનંદમયનો ભેદ કહેલો છે, તેમ જ 'अन्योऽन्तर आत्माऽऽनन्दमयः ॥' (વિજ્ઞાનમય-જીવ-થી અંતરૂમાં રહેલો અન્ય આનંદમય આત્મા છે) એ શ્રુતિમાં પણ આનંદમયનો જીવથી ભેદ કથન કરેલો છે, તેથી આનંદમય જીવ નથી. સોળમા તથા સત્તરમા સૂત્રમાં જીવ તથા પરમાત્માનો જે ભેદ દર્શાવેલો છે, તે તેઓની અવિદ્યા તથા માયા એ બે ઉપાધિને લીધે દર્શાવેલો છે, તેમના ચૈતન્યરૂપ લક્ષ્યાર્થમાં ભેદનો અવકાશ નથી. ૧૭.

આનંદમય પ્રધાન હોવાની શંકા કરી, તેનું નિરાકરણ કરેછેઃ—

## कामाच्च नानुमानापेक्षा ॥ १८ ॥

**અન્વય અને અન્વયાર્થઃ**—च અને कामात् કામ(ઇચ્છાપૂર્વક સૃષ્ટિના કર્તાપણા)થી अनुमानापेक्षा અનુમાનની અપેક્ષા न નહિ.

**ટીકાઃ**—'सोऽकामयत बहु स्यां प्रजायेयेति ॥' (બહુ થાઉં, નામરૂપે વ્યક્ત થાઉં, એમ તે કામના કરવા લાગ્યા) એ શ્રુતિમાં આનંદમયનું કામનાકરનારપણું શ્રવણ કર્યું છે. જડપ્રધાનમાં ઇચ્છાનો અસંભવ છે, માટે સાંખ્યસ્મૃતિરૂપઅનુમાનથી પ્રતિપાદ્ય પ્રધાન આનંદમય છે, એમ અપેક્ષા (આશા) કરવી નહિ. ૧૮.

આનંદમય પ્રધાન નથી, એમાં અન્યહેતુને કહેછેઃ—

## अस्मिन्नस्य च तद्योगं शास्ति ॥ १९ ॥

**અન્વય અને અન્વયાર્થઃ**—च અને अस्मिन् આમાં (આનંદમયમાં) अस्य આના(પ્રબોધવાળાજીવના) तद्योगं તેરૂપયોગને (બ્રહ્મભાવની પ્રાપ્તિને) शास्ति [ શ્રુતિ ] ઉપદેશ કરેછે.

**ટીકાઃ**—'यदा ह्येवैष एतस्मिन्नदृश्येऽनात्म्येऽनिरुक्तेऽनिलयनेऽभयं प्रतिष्ठां विन्दते । अथ सोऽभयं गतो भवति ॥' (જ્યારે આ વિદ્વાન્ આ સ્થૂલપ્રપંચશૂન્ય, લિંગશરીરરહિત, શબ્દવડે કહેવાને અશક્ય અને માયાશૂન્યઅભયરૂપબ્રહ્મમાં (આનંદમયમાં) તાદાત્મ્યભાવે સ્થિર થાયછે, ત્યારે તે અભયરૂપબ્રહ્મ થાયછે) આ શ્રુતિમાં આનંદમયમાં આસક્તચિત્તવાળામુમુક્ષુનો બ્રહ્મથી અભેદ પ્રતિપાદન કર્યો છે, તેથી સિદ્ધ થાયછે કે આનંદમય પરમાત્મા છે, પણ પ્રધાન કે જીવ આનંદમય નથી; કેમકે તેમની સાથે અભેદ થવાથી મોક્ષનો અસંભવ છે. ૧૯.

'य एषोऽन्तरादित्ये ॥' (જે આ આદિત્યમાં) તથા 'य एषोऽन्तरक्षिणि ॥' (જે આ ચક્ષુમાં) એ શ્રુતિ ઉપાસનામાટે કહેછે કે આદિત્યમંડલમાં પુરુષ છે, તથા નેત્રમાં પુરુષ છે; ત્યાં સંશય થાયછે કે તે પુરુષ સંસારી છે? અથવા નિત્યસિદ્ધ પરમેશ્વર છે? એ શંકા દૂર કરવા ભગવાન્ સૂત્રકાર નીચેનાં બે સૂત્રોવાળું અંતરધિકરણ રચેછેઃ—

### ૭. અંતરધિકરણ.

## अन्तस्तद्धर्मोपदेशात् ॥ २० ॥

**અન્વય અને અન્વયાર્થઃ**—अन्तः [ આદિત્ય અને ચક્ષુની ] મધ્યે [ પરમાત્માનો ઉપદેશ છે ] तद्धर्मोपदेशात् તેના ધર્મના ઉપદેશથી.

**ટીકાઃ**—'अथ य एषोऽन्तरादित्ये हिरण्मयः पुरुषो दृश्यते ॥' ( હવે આદિત્યમંડલમાં જે આ જ્યોતિર્મય પુરુષ ઉપાસકોવડે દેખાયછે) એ શ્રુતિમાં તથા 'अथ य एषोऽन्तरक्षिणि पुरुषो दृश्यते ॥' ( હવે ચક્ષુમધ્યે જે આ પુરુષ ઉપાસકોવડે દેખાયછે) એ શ્રુતિમાં આદિત્યમંડલમાં તથા ચક્ષુમાં ઉપાસ્યરૂપે દર્શાવેલો પુરુષ સંસારી એટલે જીવ નથી, પરંતુ પરમાત્મા છે; કેમકે ત્યાં પરમાત્માના ધર્મનો ઉપદેશ કર્યો છે. એ ઉપાસ્યપુરુષનું નામ उत् છે, એમ દર્શાવી તે उत्नो સર્વપાપથી રહિત એવો અર્થ કર્યો છે. સર્વપાપથી રહિત પરમાત્મા છે, એમ 'य आत्माऽपहतपाप्मा ॥' (જે આત્મા પાપરહિત છે) ઇત્યાદિશ્રુતિઓમાં દર્શાવેલું છે, માટે આદિત્યમાં અને ચક્ષુમાં ઉપાસ્યપુરુષ પરમાત્મા જ છે, જીવ નથી. ૨૦.

## भेदव्यपदेशाच्चान्यः ॥ २१ ॥

**અન્વય અને અન્વયાર્થઃ**—च અને भेदव्यपदेशात् [ અન્યશ્રુતિમાં સૂર્ય તથા પરમાત્માના ] ભેદના કથનથી अन्यः [ સૂર્યથી પરમાત્મા ] ભિન્ન [ છે ].

**ટીકાઃ**—'य आदित्ये तिष्ठन्नादित्यादन्तरो यमादित्यो न वेद यस्याऽऽदित्यः शरीरं य आदित्यमन्तरो यमयत्येष त आत्माऽन्तर्याम्यमृतः ॥' (જે આદિત્યમાં રહેતા છતા આદિત્યની અંતર છે, જેને આદિત્ય જાણતા નથી, જેનું આદિત્ય શરીર છે, જે આદિત્યની અંતર રહી તેને નિયમમાં રાખેછે, આ તારો આત્મા અંતર્યામી અમૃતરૂપ છે) એ શ્રુતિમાં આદિત્યના અને પરમાત્માના ભેદનું કથન કરેલું છે, તેથી સૂર્યથી ભિન્ન પરમાત્માનો જ અહિં ઉપદેશ છે, એમ સિદ્ધ થાયછે. ૨૧.

શ્રીછાંદોગ્યઉપનિષદ્માં શ્રવણ થાયછે કે શાલાવત્યબ્રાહ્મણે જૈવલિરાજાને પૂછ્યું કે આ લોકનો તથા અન્યલોકનો આધાર કોણ છે? ત્યારે તે રાજાએ કહ્યું કે આકાશ છે; ત્યાં સંદેહ થાયછે કે એ પ્રસંગમા આકાશ શબ્દવડે પરબ્રહ્મનું ગ્રહણ છે? અથવા ભૂતાકાશનું ગ્રહણ છે? થયેલી એ શંકાને દૂર કરવા ભગવાન્ સૂત્રકાર નીચેનું આકાશાધિકરણ રચેછેઃ—

### ૮. આકાશાધિકરણ.

## आकाशस्तल्लिंगात् ॥ २२ ॥

**અન્વય અને અન્વયાર્થઃ**—आकाशः આકાશ [ પરમાત્મા છે ] तल्लिंगात् તેના (બ્રહ્મના) હેતુથી.

**ટીકાઃ**—'अस्य लोकस्य का गतिरित्याकाश इति होवाच सर्वाणि ह वा इमानि भूतान्याकाशादेव समुत्पद्यन्त आकाशं प्रत्यस्तं यन्त्याकाशो ह्येवैभ्यो ज्यायानाकाशः परायणम् ॥' (આ લોકનો આધાર કયો? એપ્રમાણે શાલાવત્યબ્રાહ્મણે પ્રશ્ન કરતાં જૈવલિરાજા બોલતા હવા, પ્રસિદ્ધ આ સર્વભૂતો આકાશથી જ ઉપજેછે, આકાશમાં લય પામેછે, આકાશ જ તેઓથી શ્રેષ્ઠ અને આકાશ જ પરમાધાર છે) એ શ્રુતિમાં આકાશ શબ્દથી પરમાત્માનું કથન છે, ભૂતાકાશનું નહિ, કેમકે તે શ્રુતિમાં સર્વભૂતોની ઉત્પત્તિ તથા લયરૂપ બ્રહ્મને દર્શાવનારા હેતુઓનું કથન છે. ૨૨.

શ્રીછાંદોગ્યઉપનિષદ્ના ઉદ્ગીથપ્રકરણમાં શ્રવણ થાયછે કે ચાક્રાયણઋષિએ પ્રસ્તોતા(સ્તુતિકરનાર)ને કહ્યું કે હે સ્તુતિકરનાર! તું જે દેવતાની સ્તુતિ કરેછે, તે દેવતાને નહિ જાણીને મારી સમીપ સ્તુતિ કરીશ, તો તારું શિર જુદી પડશે; ત્યારે પ્રસ્તોતાએ ભય પામીને પૂછ્યું કે તે દેવતા કોણ છે? ત્યારે

ચાક્રાયણઋષિએ ઉત્તર આપ્યું કે તે દેવતા પ્રાણ છે, ત્યાં શંકા થાયછે કે એ પ્રાણશબ્દથી પરબ્રહ્મનું ગ્રહણ કરવું કે પ્રાણવાયુનું ગ્રહણ કરવું? ઉપજેલી એ શંકાને ભગવાન્ સૂત્રકાર નીચેના પ્રાણાધિકરણવડે દૂર કરેછેઃ—

### ૯. પ્રાણાધિકરણ.

## अत एव प्राणः ॥ २३ ॥

**અન્વય અને અન્વયાર્થઃ**—अतः આથી (પૂર્વોક્તહેતુથી) एव જ प्राणः પ્રાણ [પરમાત્મા છે].

ટીકાઃ—શ્રીછાંદોગ્યઉપનિષદ્‌ના ઉદ્‌ગીથપ્રકરણમાં 'कतमा सा देवतेति ॥ प्राण इति होवाच सर्वाणि ह वा इमानि भूतानि प्राणमेवाभिसंविशन्ति प्राणमभ्युज्जिहते सैषा देवता प्रस्तावमन्वायत्ता ॥' (તે દેવ કયો? એમ પ્રસ્તોતાએ પૂછતાં ચાક્રાયણ બોલતા હવા, પ્રાણ એપ્રમાણે; પ્રસિદ્ધ આ સર્વભૂતો પ્રાણમાં જ સમ્યક્‌રીતે લય પામેછે, અને પ્રાણમાંથી ઉત્પન્ન થાયછે, તે આ દેવતા પ્રસ્તાવમાં—સામગાનના અંશવિશેષમાં—અનુગત છે) એ શ્રુતિમાં પ્રાણશબ્દથી પરમાત્માનું કથન છે; પ્રાણવાયુનું કથન નથી; કેમકે સર્વભૂતોનો લય અને ઉત્પત્તિ પૂર્વોક્તરીતે બ્રહ્મને વિષે સંભવેછે, પ્રાણવાયુને વિષે તે સંભવતાં નથી. ૨૩.

શ્રીછાંદોગ્યઉપનિષદ્‌માં શ્રવણ થાયછે કે આ દ્યુલોકથી ઉપર જ્યોતિનો પ્રકાશ છે. ત્યાં સંશય થાયછે કે એ જ્યોતિઃશબ્દથી આદિત્યાદિજ્યોતિનું ગ્રહણ કરવું? કે પરમાત્માનું ગ્રહણ કરવું? એ શંકાનું નિવારણ કરવા ભગવાન્ સૂત્રકાર નીચેનાં ચારસૂત્રોવાળું જ્યોતિરધિકરણ રચેછેઃ—

### ૧૦. જ્યોતિરધિકરણ.

## ज्योतिश्चरणाभिधानात् ॥ २४ ॥

**અન્વય અને અન્વયાર્થઃ**—ज्योतिः જ્યોતિ [પરમાત્મા છે] चरणाभिधानात् પાદના કથનથી.

ટીકાઃ—'अथ यदतः परो दिवो ज्योतिर्दीप्यते विश्वतः पृष्ठेषु सर्वतः पृष्ठेष्वनुत्तमेषूत्तमेषु लोकेष्विदं वाव तद्यदिदमस्मिन्नन्तः पुरुषे ज्योतिः ॥' (હવે જે જ્યોતિ સ્વર્ગથી ઉપર, સમગ્રપ્રાણિવર્ગથી ઉપર, સર્વભૂરાદિલોકથી ઉપર, અનુત્તમઉત્તમલોકોમાં, પ્રકાશેછે, તે આ જ્યોતિ નિશ્ચય આ પુરુષના અંતરમાં છે) એ શ્રુતિમાં જ્યોતિઃશબ્દથી પરમાત્માનું કથન કરેલું છે; સૂર્યાદિજ્યોતિનું કથન કરેલું નથી; કેમકે ત્યાં 'पादोऽस्य सर्वा भूतानि त्रिपादस्यामृतं दिवि ॥' (સર્વભૂતો આનો એક પાદ છે; અને આનાં ત્રણ પાદ સ્વપ્રકાશસ્વરૂપમાં અથવા સ્વર્ગમાં અમૃતરૂપ છે) એમ બ્રહ્મના ચારપાદોનું કથન છે, ને તે જ બ્રહ્મનું સ્વર્ગલોકના સંબંધવડે એ જ્યોતિર્વાક્યમાં વર્ણન કરેલું છે. ૨૪.

પૂર્વવાક્યમાં ચારપાદવાળાપણું ગાયત્રીનું જ કહેલું છે, બ્રહ્મનું કહેલું નથી; એપ્રમાણે આશંકા કરીને તેનું નિરાકરણ કરેછેઃ—

## छन्दोभिधानान्नेति चेन्न तथा चेतोर्पणनिगदात्तथाहि दर्शनम् ॥ २५ ॥

**અન્વય અને અન્વયાર્થઃ**—छन्दोभिधानात् છંદના કથનથી न નહિ इति એમ चेत् [જો કહો] તો न [તેમ] નહિ तथा તેદ્વારા चेतोर्पणनिगदात् ચિત્તના [બ્રહ્મમાં] સમાધાનના કથનથી तथाहि તેમ જ दर्शनम् શ્રુતિ [છે].

ટીકાઃ—'गायत्री वा इदं सर्वं भूतं ॥' (ગાયત્રી નિશ્ચય આ સર્વ ભૂત છે) એ શ્રુતિમાં ગાયત્રિનામના છંદનું આરંભપણું હોવાથી ચારપાદવાળાપણું પણ ગાયત્રીનું જ કહેલું છે; પણ બ્રહ્મનું કહેલું નથી, એમ શંકા કરો તો તે શંકા સંભવતી નથી; કેમકે ગાયત્રિઅવચ્છિન્નબ્રહ્મમાં ચિત્તના સમાધાનના કથનથી ચારપાદવાળાપણું બ્રહ્મનું જ કહેલું છે, કેવલ ગાયત્રિછંદનું કહેલું નથીઃ વળી માત્ર અક્ષરનો જ જેમાં પ્રવેશ છે,

એવા ગાયત્રિછંદનું સર્વાત્મકપણું સંભવતું નથી, તેથી ગાયત્રિનામના વિકારમાં અનુસ્યૂત જે જગત્કારણ બ્રહ્મ છે, તેનું જ ત્યાં કથન છે. તેવીરીતે અન્યત્ર પણ એટલે આદિત્યમંડલાદિહૃદ્દરસ્થલોમાં પણ પરમાત્માની અભિવ્યક્તિ કહી છે; તેમ જ 'सैषा विराडन्नादी ॥' (તે આ વિરાટ્‌ના ઉપાસનથી અન્નનો ભોક્તા થાયછે) એમાં જેમ દશઅક્ષરવાળાવિરાટ્છંદનું કથન છતાં પણ તદવચ્છિન્નબ્રહ્મનું ગ્રહણ થાયછે, તેમ ગાયત્રીમાં પણ જાણવું. ૨૫.

## भूतादिपादव्यपदेशोपपत्तेश्चैवम् ॥ २६ ॥

**અન્વય અને અન્વયાર્થઃ**—च અને भूतादिपादव्यपदेशोपपत्तेः ભૂતાદિરૂપઅવયવોના કથનનો [ બ્રહ્મમાં જ ] સંભવ હોવાથી एवम् એપ્રકારે (ગાયત્રિશબ્દવડે કરીને) [ ગાયત્રિઅવચ્છિન્નબ્રહ્મ જ કહેલું છે ].

*ટીકાઃ*—ભૂત, પૃથિવી, શરીર અને હૃદય આ ગાયત્રીના ચારપાદોનું કથન કરીને 'सैषा चतुष्पदा षड्विधा गायत्री ॥' (તે આ ચારપાદવાળી છપ્રકારની ગાયત્રી છે) એમ કહ્યું છે; તેમાં બ્રહ્મના આશ્રયવિના કેવલ ગાયત્રિછંદના ભૂતાદિપાદો સભવી શકે નહિ; વળી 'पादोऽस्य सर्वा भूतानि त्रिपादस्यामृतं दिवि ॥' એ વાક્યમાં પણ ચારપાદવાળાબ્રહ્મનું જ કથન સભવી શકેછે, કેમકે ત્યાં તેનું સર્વાત્મપણું દર્શાવ્યું છે, તેમ જ 'गायत्री वा इदं सर्वं भूतम् ॥' (ગાયત્રી જ આ સર્વભૂત છે) એ શ્રુતિમાં પણ ગાયત્રીનું પંચમહાભૂતાદિસકલપ્રપંચરૂપપણું કહ્યું છે, તે ગાયત્રિઅવચ્છિન્નબ્રહ્મનું જ સભવેછે, કેવલ ગાયત્રીનું સંભવતું નથી. ૨૬.

## उपदेशभेदान्नेति चेन्नोभयस्मिन्नप्यविरोधात् ॥ २७ ॥

**અન્વય અને અન્વયાર્થઃ**—उपदेशभेदात् ઉપદેશના ભેદથી [ બ્રહ્મનું જ્ઞાન થતું ] न નથી इति એમ चेत् [ કહો ] તો न [ તે સંભવે ] નહિ उभयस्मिन् બંનેમાં अपि પણ अविरोधात् અવિરોધથી.

*ટીકાઃ*—'त्रिपादस्यामृतं दिवि ॥' આ શ્રુતિમાં दिवि એ શબ્દમાંની સાતમી વિભક્તિ આધારને જણાવેછે, અને 'अथ यदतः परो दिवो ज्योतिर्दीप्यते ॥' આ શ્રુતિમાં દિવઃ એ શબ્દમાંની પાંચમી વિભક્તિ મર્યાદાને દર્શાવેછે. આ બંને શ્રુતિઓમાં ઉપદેશનો ભેદ હોવાથી તેવડે બ્રહ્મનું જ્ઞાન થઇ શકતું નથી, એમ પૂર્વપક્ષ કરો તો તે પૂર્વપક્ષ સભવી શકતો નથી; કેમકે ત્યાં (दिविશબ્દમાં) જે સાતમી વિભક્તિ છે, તે લક્ષણાવડે પાંચમીવિભક્તિના અર્થનો બોધ કરેછે, એટલે दिविનો અર્થ સ્વર્ગથી ઉપર એમ થયો, એટલે પૂર્વોક્તગાયત્રિવાક્યનો તથા જ્યોતિર્વાક્યનો વિરોધ રહેતો નથી; એટલે ज्योतिःશબ્દનો અર્થ પરબ્રહ્મ જ થાયછે. ૨૭.

કૌષીતકિબ્રાહ્મણોપનિષદ્‌માં શ્રવણ થાયછે કે પ્રતર્દનનામના કાશીના રાજાએ સ્વર્ગમાં જઇને ઇંદ્રની સાથે યુદ્ધ કર્યું, ત્યારે ઇંદ્રે પ્રસન્ન થઇને કહ્યું કે 'હે પ્રતર્દન ! તું મારા પાસેથી વર માગ,' ત્યારે પ્રતર્દને કહ્યું કે 'હે ઇંદ્ર! મનુષ્યને માટે આપ જે અત્યંતહિતકરનાર વર માનતા હો તે જ વર હું માગુંછુ.' ત્યારે ઇંદ્રે કહ્યું કે 'प्राणोऽस्मि प्रज्ञात्मा तं मामायुरमृतमित्युपास्स्व ॥' (હું પ્રજ્ઞાનરૂપ પ્રાણ છું, તે મારી આયુઃ અમૃત એવીરીતે ઉપાસના કર); ત્યાં સંદેહ થાયછે કે અહિ प्राणશબ્દથી માત્ર વાયુનું ગ્રહણ છે? કે પરબ્રહ્મનું ગ્રહણ છે? એ શંકા દૂર કરવા ભગવાન્ સૂત્રકાર નીચેનું ઇંદ્રપ્રાણાધિકરણ રચેછેઃ—

### ૧૧. ઇંદ્રપ્રાણાધિકરણ.

## प्राणस्तथाऽनुगमात् ॥ २८ ॥

**અન્વય અને અન્વયાર્થઃ**—प्राणः પ્રાણ [ પરમાત્મા છે ] तथा તેવા अनुगमात् સમન્વયથી.

*ટીકાઃ*—'प्राणोऽस्मि प्रज्ञात्मा ॥' એ શ્રુતિમાં प्राण એ શબ્દ પરમાત્માનો વાચક છે, પણ ઇંદ્રદેવ-

તાનો, પ્રાણનો કે જીવનો વાચક નથી; કેમકે પ્રતર્દને મનુષ્યને અત્યંતહિતકરનારવરની માગણી કરી છે, તે અન્ય અર્થ લેવાથી સંભવી શકતી નથી, અને બ્રહ્મનો અર્થ લેવાથી સંભવી શકેછે; કેમકે બ્રહ્મના જ્ઞાનથી ત્રણપ્રકારનાં દુઃખોની આત્યંતિકનિવૃત્તિના ને પરમાનંદની નિત્યપ્રાપ્તિના લાભરૂપ જે મોક્ષ તેરૂપહિતતમફલની પ્રાપ્તિ થાયછે. પ્રજ્ઞાપણું પણ બ્રહ્મમાં જ સંભવેછે, અચેતનવાયુમાં સંભવતું નથી, તેમ જ ઉપસંહારમાં 'आनंदोऽजरोऽमृतः ॥' (આનંદ, અજર ને અમૃત) ઇત્યાદિ કહ્યુ છે, તે પણ બ્રહ્મમાં સંભવેછે, પ્રાણવાયુમાં સંભવતું નથી, માટે સમન્વયવડે (પૂર્વાપરનાં પદોના પર્યાલોચનવડે) સિદ્ધ થાયછે કે ત્યાં પ્રાણશબ્દ બ્રહ્મનો વાચક છે. ૨૮.

## न वक्तुरात्मोपदेशादिति चेदध्यात्मसम्बन्धभूमा ह्यस्मिन् ॥ २९ ॥

**અન્વય અને અન્વયાર્થઃ**—वक्तुः વક્તાના आत्मोपदेशात् શરીરના ઉપદેશથી [प्राणशब्दનું વાચ્ય બ્રહ્મ નહિ, પણ ઇંદ્રનું શરીર છે] इति એમ चेत् [કહો] તો न [તે સંભવે] નહિ, हि કેમકે अस्मिन् આમાં (આ અધ્યાયમાં) अध्यात्मसम्बन्धभूमा પ્રત્યગાત્માના હેતુઓનું બહુપણુ [છે].

ટીકાઃ—વક્તારૂપઇંદ્રના શરીરનો ઉપદેશ તે અધ્યાયમાં હોય એમ 'मामेव निजानीहि ॥' (મને જ જાણ) તથા 'त्रिशीर्षाणं त्वाष्ट्रमहनं ॥' (ત્રણમસ્તકવાળા વિશ્વરૂપને મેં હણ્યો છે) ઇત્યાદિશ્રુતિથી જણાયછે, એમ શંકા કરો તો તે શંકા સંભવતી નથી; કેમકે તે અધ્યાયમાં 'स एष प्राण एव प्रज्ञात्माऽऽनन्दोऽजरोऽमृतः ॥' (તે આ પ્રાણ જ પ્રજ્ઞારૂપ, આનંદ, અજર ને અમૃત છે) તથા 'स म आत्मेति विद्यात् ॥' (તે મારો આત્મા છે, એમ જાણે) ઇત્યાદિવાક્યોમાં પ્રત્યગાત્માના લિંગોનું બહુપણુ છે, પણ 'જેના હાથમાં વજ્ર છે' ઇત્યાદિ ઇંદ્રશરીરના લિંગનું ત્યાં કથન નથી, તેથી સિદ્ધ થાયછે કે ત્યાં પ્રાણશબ્દથી પ્રત્યગાત્મરૂપબ્રહ્મનું કથન છે, પણ ઇંદ્રશરીરનું કથન નથી. ૨૯.

જો પ્રાણશબ્દથી ઇંદ્રશરીરનું ગ્રહણ નથી, તો પ્રતર્દનપ્રતિ 'मामेव विजानीहि' (મને જ તું જાણ) એવો ઉપદેશ ઇંદ્રે કેમ કર્યો છે? એ શંકાનું સમાધાન ભગવાન્ સૂત્રકાર નીચેના સૂત્રવડે કરેછેઃ—

## शास्त्रदृष्ट्या तूपदेशो वामदेववत् ॥ ३० ॥

**અન્વય અને અન્વયાર્થઃ**—वामदेववत् વામદેવની પેઠે शास्त्रदृष्ट्या શાસ્ત્રદૃષ્ટિવડે तु [ઇંદ્રે] પણ उपदेशः ઉપદેશ [કર્યો છે].

ટીકાઃ—જેમ વામદેવઋષિએ શાસ્ત્રદૃષ્ટિવડે પોતાનું પરમાત્મસ્વરૂપ જાણીને 'હું મનુ થયો હતો, હું સૂર્ય થયો હતો' એમ ગર્ભને વિષે કહ્યુ હતું, તેમ ઇંદ્રે પણ શાસ્ત્રદૃષ્ટિવડે પોતાનું પરમાત્મસ્વરૂપ જાણીને 'मामेव विजानीहि' એમ ઉપદેશ કર્યો છે. વિશ્વરૂપઆદિના વધનું જે કથન છે, તે પણ બ્રહ્મજ્ઞાનની સ્તુતિમાટે છે, માટે ત્યાં પ્રાણશબ્દથી પરમાત્માનું જ કથન છે. ૩૦.

## जीवमुख्यप्राणलिङ्गान्नेति चेन्नोपासात्रैविध्यादाश्रितत्वादिह तद्योगात् ॥३१॥

**અન્વય અને અન્વયાર્થઃ**—जीवमुख्यप्राणलिङ्गात् [શ્રુતિમાં] જીવના અને મુખ્યપ્રાણના લિંગથી न [ત્યાં બ્રહ્મની ઉપાસના] નથી इति એમ चेत् [જો કહો] તો न [તે સંભવે] નહિ उपासात्रैविध्यात् ઉપાસનાનું ત્રિવિધપણું થવાથી आश्रितत्वात् [અને જીવ તથા મુખ્યપ્રાણના] આશ્રિતપણાથી इह [તેમ જ] અહિં तद्योगात् તેના યોગથી (બ્રહ્મના લિંગના યોગથી) [એ શ્રુતિમાં બ્રહ્મનું જ કથન છે].

ટીકાઃ—'न वाचं विजिज्ञासीत वक्तारं विद्यात् ॥' (વાણીને જાણવાની ઇચ્છા ન કરે, કિંતુ વક્તાને જાણે) એ શ્રુતિમાં જીવના લિંગનું કથન છે, અને 'प्राण एव प्रज्ञात्मेदं शरीरं परिगृह्योत्थापयति ॥'

(પ્રાણ જ પ્રજ્ઞાત્મા છે, તે આ શરીરને ચારે ભણીથી ગ્રહણ કરીને ધારણ કરેછે) એ શ્રુતિમાં મુખ્યપ્રાણના લિંગનું કથન છે, માટે તે અધ્યાયમાં જીવની તથા મુખ્યપ્રાણની કિંવા એમાના એકની ઉપાસનાનું કથન છે, પણ બ્રહ્મની ઉપાસનાનું કથન નથી, એમ શકા કરે તો તે શકા સભવતી નથી; કેમકે ત્યાં જીવની, મુખ્ય-પ્રાણની અને બ્રહ્મની એમ ત્રણપ્રકારની ઉપાસના પ્રતીત થાયછે ખરી, પણ પ્રથમનાં બે તત્ત્વો બ્રહ્મનો આશ્રય કરીને રહેલાં હોવાથી તેમની સ્વતત્રઉપાસનાવડે શ્રેષ્ઠતમફલની પ્રાપ્તિ થાય નહિ, તથા એકવા-ક્યમા ત્રણપ્રકારની ઉપાસના સ્વીકારવાયોગ્ય પણ નથી, માટે તે વાક્યોનુ પણ, બ્રહ્મ પ્રાણનો પ્રાણ હો-વાથી, તથા જીવબ્રહ્મનો અત્યંત ભેદ ન હોવાથી, બ્રહ્મની ઉપાસનામાં જ તાત્પર્ય છે. વળી આ અધ્યાયમાં ‘ मामेव विजानीहि ॥’ એપ્રકારે આરભ કરી ‘ प्राणोऽस्मि प्रज्ञात्मा तं मामायुरमृतमित्युपास्स्व ॥’ એમ કહી અંતે ‘ स एष प्राण एव प्रज्ञात्माऽऽनन्दोऽजरोऽमृतः ॥’ એમ કહ્યુ છે, ત્યાં ઉપક્રમઉપસંહારમાં બ્રહ્મનાં લિં-ગોનું જ દર્શન થાયછે, માટે એ અધ્યાયમાં જીવની તથા મુખ્યપ્રાણની કિંવા એમાંના એકની ઉપાસનાનું ક-થન નથી, પણ બ્રહ્મની જ ઉપાસનાનુ કથન છે. ૩૧.

## ઇતિ શ્રીવેદાંતદર્શનની તાત્પર્યદીપિકાનામની ગૂજરાતીભાષાની ટીકામાં સમન્વયનામના પહેલા અધ્યાયનો સુસ્પષ્ટબ્રહ્મબોધકશ્રુતિવા-ક્યોનો સમન્વય એ નામનો પહેલો પાદ સમાપ્ત. ૧.





## ૨. અથ ઉપાસ્યબ્રહ્મવાચકઅસ્પષ્ટશ્રુતિવાક્યોનો સમન્વય એ નામનો પહેલાઅધ્યાયનો બીજો પાદ.

પ્રથમપાદમાં 'जन्माद्यस्य यतः ॥' આ સૂત્રવડે આકાશાદિસર્વજગતનું કારણ બ્રહ્મ છે, એમ કહ્યું છે, વળી ત્યાં આનંદમયાદિવાક્યોનો પણ બ્રહ્મને વિષે સમન્વય કરેલો છે. હવે જેમાં બ્રહ્મના હેતુઓ સ્પષ્ટ નથી, એવાં મનોમયાદિવાક્યો બ્રહ્મનાં પ્રતિપાદક છે? કે અન્યઅર્થનાં પ્રતિપાદક છે? તેનો નિર્ણય કરવાને બીજા તથા ત્રીજા પાદનો આરંભ ભગવાન્ સૂત્રકાર કરેછે. ત્યાં પ્રથમ 'मनोमयः प्राणशरीरः ॥' એ શ્રુતિમાં પરમાત્માની ઉપાસના કહી છે, પણ જીવની ઉપાસના કહી નથી, એમ ભગવાન્ સૂત્રકાર નીચેના સર્વત્રપ્રસિદ્ધાધિકરણવડે નિરૂપણ કરેછેઃ—

### ૧. સર્વત્રપ્રસિદ્ધાધિકરણ.

## सर्वत्र प्रसिद्धोपदेशात् ॥ १ ॥

**અન્વય અને અન્વયાર્થઃ**—**सर्वत्र** સર્વ[ વેદાંતવાક્યો ]માં **प्रसिद्धोपदेशात्** પ્રસિદ્ધ[ બ્રહ્મ ]-ના ઉપદેશથી [ આ શ્રુતિમાં પણ બ્રહ્મના ઉપદેશનો જ નિશ્ચય થાયછે ].

**ટીકાઃ**—'मनोमयः प्राणशरीरः ॥' ( મનોમયરૂપ અને પ્રાણ જેનું શરીર છે ) એ શ્રુતિમાં ઉપાસ્યપણાવડે જીવનો ઉપદેશ કર્યો નથી, કિંતુ સર્વવેદાંતોમાં પ્રસિદ્ધ બ્રહ્મનો ઉપાસ્યપણાવડે ઉપદેશ કર્યો છે; કેમકે પૂર્વોક્તશ્રુતિના આરંભમાં 'सर्वं खल्विदं ब्रह्म ॥' (નિશ્ચય આ સર્વ બ્રહ્મ છે) એમ કહી અંતમાં તેનો મનોમયત્વાદિધર્મોસહિત ઉપદેશ કર્યો છે. એવા ઉપદેશથી તે બ્રહ્મ સન્નિહિત થાય એ ફલ છે, પણ જીવના તેવા ઉપદેશથી કાંઇ ફલ નથી, માટે ત્યાં સગુણબ્રહ્મની જ ઉપાસના કહી છે, એ સિદ્ધ છે. ૧.

## विवक्षितगुणोपपत्तेश्च ॥ २ ॥

**અન્વય અને અન્વયાર્થઃ**—**च** અને **विवक्षितगुणोपपत्तेः** [ ઉપાદેયપણાવડે ] કહેવાને ઇચ્છેલા ગુણોની [ બ્રહ્મમાં] સંગતિ હોવાથી [ બ્રહ્મનું જ ઉપાસ્યપણાવડે કથન છે ].

**ટીકાઃ**—ઉપાસનામાં ઉપાદેયપણાવડે ઉપદેશ કરેલા સત્યસંકલ્પત્વઆદિગુણોની બ્રહ્મમાં જ સંગતિ હોવાથી ત્યાં ઉપાસ્યપણાવડે બ્રહ્મનું જ નિરૂપણ છે, જીવનું નથી. મનોમયત્વાદિજીવનાં લિંગો પણ બ્રહ્મનું સર્વાત્મપણું હોવાથી બ્રહ્મમાં સંભવી શકેછે, માટે તે લિંગો વિરોધકર્તા નથી. ૨.

## अनुपपत्तेस्तु न शारीरः ॥ ३ ॥

**અન્વય અને અન્વયાર્થઃ**—**तु** નિશ્ચય **अनुपपत्तेः** [ સત્યસંકલ્પત્વાદિગુણોની જીવમાં ] અસિદ્ધિ હોવાથી **शारीरः** જીવ **न** [ ઉપાસ્ય ] નથી.

**ટીકાઃ**—નિશ્ચય તે શ્રુતિમાં કહેલા સત્યસંકલ્પતા, સત્યકામતા, વિભુતા, નિત્યતૃપ્તતા અને અનિંદ્રિયતાઆદિગુણો વાસ્તવિકરીતે જીવમાં સંભવી શકતા નથી, માટે ત્યાં ઉપાસ્યપણાવડે જીવનું કથન નથી, પણ મનોમયત્વાદિધર્મવડે ઉપાસ્યબ્રહ્મનું કથન છે. ૩.

## कर्मकर्तृव्यपदेशाच्च ॥ ४ ॥

અન્વય અને અન્વયાર્થઃ—च વળી कर्मकर्तृव्यपदेशात् પ્રાપ્ય અને પ્રાપકના કથનથી [જીવ મનોમયત્વાદિવિશિષ્ટ નથી].

ટીકાઃ—વળી 'एतमितः प्रेत्याभिसंभवितास्मि ॥' (હું આ લોકથી મરીને મારા ઉપાસ્યપરમાત્માને પ્રાપ્ત થઇશ) આ શ્રુતિવાક્યમાં ઉપાસ્યપરમાત્મરૂપકર્મ(પ્રાપ્ય)નું અને ઉપાસકજીવરૂપકર્તા(પ્રાપક)નું કથન છે. જીવ જો ઉપાસ્ય હોય તો એક જ જીવ કર્મ અને કર્તા થઇ શકે નહિ, માટે મનોમયત્વાદિધર્મવાળું બ્રહ્મ ઉપાસ્ય છે, અને જીવ ઉપાસક છે.

## शब्दविशेषात् ॥ ५ ॥

અન્વય અને અન્વયાર્થઃ—शब्दविशेषात् [બંને] શબ્દના વિશેષથી (વિભક્તિના ભેદથી) [મનોમયત્વાદિવિશિષ્ટ બ્રહ્મ છે].

ટીકાઃ—'यथा व्रीहिर्वा यवो वा श्यामाको वा श्यामाकतण्डुलो वैवमयमन्तरात्मन् पुरुषो हिरण्मयः॥' (જેમ વ્રીહિ, અથવા જવ, અથવા શ્યામાક (ઋષિઅન્ન), અથવા શ્યામાકતંડુલ, તુપની અંતર હોયછે, તેમ આ પ્રકાશરૂપ પરમાત્મા જીવની અંતર છે) આ સમાનપ્રકરણની અન્યશ્રુતિમાં 'अन्तरात्मन्' [વિભક્તિનો લોપ છાંદસ છે] આ સાતમીવિભક્તિવાળો શબ્દ જીવાત્માનું કથન કરેછે, અને 'पुरुषः॥' આ પહેલીવિભક્તિવાળો શબ્દ મનોમયત્વાદિગુણવિશિષ્ટપરમાત્માનું કથન કરેછે. આવી રીતે બંને શબ્દોની વિભક્તિનો ભેદ હોવાથી મનોમયત્વાદિવિશિષ્ટ પરમાત્મા ઉપાસ્ય છે. અથવા 'सर्वं खल्विदं ब्रह्म॥' એ શ્રુતિમાં ब्रह्म-શબ્દનો પ્રયોગ હોવાથી મનોમયત્વાદિવિશિષ્ટ બ્રહ્મ છે, એમ પણ આ સૂત્રનો અર્થ થઇ શકેછે. ૫.

## स्मृतेश्च ॥ ६ ॥

અન્વય અને અન્વયાર્થઃ—च અને स्मृतेः સ્મૃતિથી [પણ જીવાત્માનો અને પરમાત્માનો વ્યાવહારિક ભેદ સિદ્ધ થાયછે].

ટીકાઃ—'ईश्वरः सर्वभूतानां हृद्देशेऽर्जुन तिष्ठति । भ्रामयन् सर्वभूतानि यन्त्रारूढानि मायया ॥' (હે અર્જુન! દેહાભિમાનિસર્વપ્રાણિઓને માયાવડે ભ્રમાવતા છતા ઈશ્વર સર્વપ્રાણિઓના હૃદયદેશમાં રહેછે) ઇત્યાદિસ્મૃતિથી પણ વ્યવહારદશામાં જીવ અને પરમાત્માનો ભેદ છે, એમ સિદ્ધ થાયછે. ૬.

## अर्भकौकस्त्वात्तद्व्यपदेशाच्च नेति चेन्न निचाय्यत्वादेवं व्योमवच्च ॥ ७ ॥

અન્વય અને અન્વયાર્થઃ—अर्भकौकस्त्वात् [હૃદયરૂપ] અલ્પસ્થાનપણાથી च અને तद्व्यपदेशात् તેના (સૂક્ષ્મપણાના) કથનથી [અહિં જીવનો ઉપદેશ છે, પરમાત્માનો ઉપદેશ] न નથી इति એમ चेत् [કહો] તો न [તે સંભવે] નહિ [કેમકે] निचाय्यत्वात् દેખવાયોગ્યપણાથી एवं એવો [ઉપદેશ છે] च અને व्योमवत् આકાશની પેઠે [તે સંભવી શકેછે].

ટીકાઃ—'एष म आत्माऽन्तर्हृदये ॥' (આ મારો આત્મા અંતરભાગરૂપહૃદયમાં છે) એ શ્રુતિમાં હૃદયકમલરૂપ અલ્પસ્થાન કહેલું હોવાથી અર્થથી ત્યાં સ્થિતિ કરનારનું અલ્પપણું સિદ્ધ થાયછે, અને 'अणीयान् व्रीहेर्वा यवाद्वा ॥' (ડાંગરથી સૂક્ષ્મ અથવા યવથી સૂક્ષ્મ) એ શ્રુતિમાં અલ્પપણાના વાચકશબ્દવડે પણ તેનું અલ્પપણું સિદ્ધ થાયછે, માટે અહિં ઉપાસ્યરૂપે સૂક્ષ્મજીવનું કથન છે, પણ વ્યાપકપરમાત્માનું કથન નથી, એમ કહો તો તે કથન સંભવી શકતું નથી; કેમકે ત્યાં હૃદયકમલરૂપઅલ્પસ્થાનનું તથા સૂક્ષ્મતાદિગુણનું કથન મંદાધિકારીને ઈશ્વરના ધ્યાનના શક્યપણામાટે છે, મંદઅધિકારીથી વ્યાપકપરમાત્માનું ધ્યાન થઇ શકે નહિ એ પ્રસિદ્ધ જ છે. વળી જેમ વ્યાપક આકાશ સૂઈના છિદ્રાદિમાં અલ્પસ્થાનવાળું ને સૂક્ષ્મ કહેવાયછે, તેમ વ્યાપક ઈશ્વર હૃદયકમલમાં દેખવાને (ધ્યાન કરવાને) શક્ય હોવાથી તેમને અલ્પ

સ્થાનવાળા ને સૂક્ષ્મ કહ્યા છે. જેમ વસુધાપતિને પ્રસંગે અયોધ્યાપતિ કહેવામાં વિરોધ નથી, તેમ વ્યાપક-ઈશ્વરને ઉપાસનાના પ્રસગમાં વ્યાવહારિકરીતે પરિચ્છિન્ન (હૃદયકમલસ્થાદિ) કહેવામાં વિરોધ નથી. ૭.

## सम्भोगप्राप्तिरिति चेन्न वैशेष्यात् ॥ ८ ॥

**અન્વય અને અન્વયાર્થઃ—सम्भोगप्राप्तिः** [જીવની પેઠે ઈશ્વરને પણ] સંભોગ(સુખ-દુઃખાદિના ભોગ)ની પ્રાપ્તિ [થશે] **इति** એમ **चेत्** [કહો] તો **वैशेष्यात्** વિશેષપણાથી **न** [તે સંભવી શકે] નહિ.

**ટીકાઃ**—વ્યાપકઈશ્વરની, ચેતન હોવાથી, તથા સર્વપ્રાણિઓના હૃદયની સાથે સબધ હોવાથી, જીવ જે ચેતન તથા હૃદયની સાથે સંબંધવાળો છે, તેની સાથે અભિન્નતા થશે, ને તેથી તેમને સુખદુઃખાદિના ભોગની પ્રાપ્તિ થશે, એમ પૂર્વપક્ષ કરો તો તે તમારો પૂર્વપક્ષ સંભવી શકતો નથી; કેમકે જીવ તથા ઈશ્વરમાં સમાનતા નથી, કિંતુ વ્યાવહારિકવિશેષતા છે, એટલે કે જીવ ધર્માધર્મનો કર્તા તથા સુખદુઃખનો ભોક્તા છે, પણ ઈશ્વર ધર્માધર્મના કર્તા નથી, તેમ સુખદુઃખના ભોક્તા નથી, તે તો પાપરહિતપણાદિગુણવાળા છે. જો સમીપતાથી ભોગની પ્રાપ્તિ થશે એમ કહો તો આકાશાદિને પણ દાહનો પ્રસંગ પ્રાપ્ત થશે. પૂર્વોક્ત શંકા તથા સમાધાન ઉપાધિને લઈને વ્યાવહારિકરીતે કર્યાં છે, વસ્તુતાએ તો જીવનું પારમાર્થિકસ્વરૂપ સુખદુઃખાદિના ભોગથી રહિત છે. ૮.

શ્રીકઠવલ્લીઉપનિષદ્માં આપ્રમાણે શ્રવણ થાયછેઃ—'यस्य ब्रह्म च क्षत्रं चोभे भवत ओदनः । मृत्युर्यस्योपसेचनं क इत्था वेद यत्र सः ॥' (જેનું બ્રાહ્મણ અને ક્ષત્રિય એ બે ભક્ષ્ય છે, અને મૃત્યુ જેનું ધૃત છે, એવો જે સર્વનો ભક્ષક તે જ્યાં વર્તેછે, ત્યાં તેને એ પ્રકારે કોણ જાણી શકે?) તે વચનમાં શકા થાયછે કે એ બ્રાહ્મણાદિને ભક્ષણ કરનાર કોણ છે? તે અગ્નિ છે? જીવ છે? અથવા પરમાત્મા છે? એ શંકાના નિવારણમાટે ભગવાન્ સૂત્રકાર નીચેનાં બે સૂત્રોરૂપ અત્ત્રધિકરણ કહેછેઃ—

### ૨. અત્ત્રધિકરણ.

## अत्ता चराचरग्रहणात् ॥ ९ ॥

**અન્વય અને અન્વયાર્થઃ—चराचरग्रहणात्** સ્થાવરજંગમનું ગ્રહણ હોવાથી **अत्ता** ભક્ષણ (સંહાર) કરનાર [પરમાત્મા છે].

**ટીકાઃ**—'यस्य ब्रह्म ॥' ઇત્યાદિવચનરૂપ પૂર્વોક્તશ્રુતિમાં જે સંહાર કરનાર કહેલા છે, તે અગ્નિ નથી, તેમ જીવ પણ નથી, પરંતુ પરમાત્મા છે; કેમકે તે શ્રુતિમાં સ્થાવરજગમ સર્વપદાર્થના સંહાર કરનારનું ગ્રહણ છે. સર્વપદાર્થનો સહાર કરનાર પરમાત્મા છે, પણ અગ્નિ કે જીવ નથી, એ વાર્તા સર્વવેદાંતોમાં પ્રસિદ્ધ છે. ૯.

## प्रकरणाच्च ॥ १० ॥

**અન્વય અને અન્વયાર્થઃ—च** અને **प्रकरणात्** [પરમાત્માના] પ્રકરણથી [પણ અત્તા પરમાત્મા છે, એમ સિદ્ધ થાયછે].

**ટીકાઃ**—'न जायते म्रियते वा विपश्चित् ॥' (સર્વને જાણનાર–પરમાત્મા–જન્મતા નથી, અથવા મરતા નથી) એ શ્રુતિ આ પ્રકરણમાં હોવાથી આ પરમાત્માનું પ્રકરણ છે, એમ નિશ્ચય થાયછે. આમ આ પરમાત્મસબંધીપ્રકરણ હોવાથી, તેમ જ 'क इत्था वेद यत्र सः ॥' એ દુર્વિજ્ઞાનપણું પરમાત્માનું લિંગ છે તેથી, ત્યાં અત્તા (સહાર કરનાર) પરમાત્માને જ કહેલા છે. ૧०.

"ऋतं पिबन्तौ सुकृतस्य लोके गुहां प्रविष्टौ परमे परार्धे ।
छायातपौ ब्रह्मविदो वदन्ति पञ्चाग्नयो ये च त्रिणाचिकेताः ॥"

**અર્થઃ**—પુણ્યકર્મના કાર્યરૂપશરીરમાં પરમાત્માના શ્રેષ્ઠસ્થાનરૂપહૃદયમા જે આકાશરૂપ અથવા બુદ્ધિરૂપ

ગુહામાં સ્થિત છે, અને અવશ્યંભાવિકર્મફલને ભોગવેછે, તથા જે છાયા અને તડકાની પેઠે પરસ્પરવિરુદ્ધ છે, તે બેને બ્રહ્મવેત્તા કહેછે, ને પંચાગ્નિનું ઉપાસન કરનારા તથા જેઓ ત્રિણાચિકેત (નાચિકેતાના વાક્યનું અધ્યયન કરનાર, વા તેના અર્થને જાણનાર, વા તે અગ્નિનું ત્રણ વાર અનુષ્ઠાનકરનાર) છે તેઓ પણ કહેછે.

ઉપર દર્શાવેલી કઠવલ્લીઉપનિષદ્‌ની શ્રુતિમાં સંશય થાયછે કે એ શ્રુતિમાં બુદ્ધિ અને જીવનું કથન છે? અથવા જીવ અને પરમાત્માનું કથન છે? એ સંશયનો ઉચ્છેદ કરવા ભગવાન્ સૂત્રકાર નીચેનાં બેસૂત્રોવાળું ગુહાધિકરણ રચેછેઃ—

### ૩. ગુહાધિકરણ.

## गुहां प्रविष्टावात्मानौ हि तद्दर्शनात् ॥ ११ ॥

**અન્વય અને અન્વયાર્થઃ**—गुहां ગુહામાં प्रविष्टौ પ્રવેશ પામેલા आत्मानौ બે આત્માઓ (જીવાત્મા ને પરમાત્મા) हि જ [છે] तद्दर्शनात् [લોકમાં] તેના દર્શનથી. ૧૧.

**ટીકાઃ**—હૃદયાકાશરૂપગુહામાં સ્થિતિ કરીને રહેલા જીવાત્મા અને પરમાત્મા છે, બુદ્ધિ અને જીવ નથી. જેમ લોકમાં ગાયના સમાનસ્વભાવવાળી ગાય છે, અશ્વ અથવા પુરુષ નથી, તેમ ચેતનરૂપજીવના સમાનસ્વભાવવાળા ચેતનરૂપપરમાત્મા છે, પણ જડરૂપબુદ્ધિ નથી; આવીરીતની પ્રતીતિ હોવાથી 'ऋतं पिबन्तौ ॥' એ શ્રુતિમાં જીવાત્મા અને પરમાત્માનું કથન છે, એમ નિશ્ચય થાયછે. પરમાત્મા બુદ્ધિરૂપગુહામાં રહેલા છે, એમ 'गुहाहितं गह्वरेष्ठं पुराणं ॥' (બુદ્ધિરૂપગુહામાં રહેલા તથા અનેક અનર્થયુક્ત દેહમાં રહેલા અનાદિપુરુષને) તથા 'यो वेद निहितं गुहायां परमे व्योमन् ॥' (શ્રેષ્ઠહૃદયાકાશમાં બુદ્ધિરૂપગુહામાં રહેલાને જે જાણેછે) ઇત્યાદિશ્રુતિઓમાં પણ કહેલું છે. જેમ બે મનુષ્ય ચાલ્યા જતા હોય તેમાંનો એક છત્ર ઓઢીને ચાલ્યો જતો હોય ને બીજે છત્ર ન ઓઢેલું હોય તોપણ 'છત્રવાળા જાયછે' એવો લોકમાં ગૌણપણે પ્રયોગ થાયછે, તેમ અહિં પણ જીવાત્મા કર્મફલ ભોગવેછે, ને પરમાત્મા કર્મફલ આપેછે, કર્મફલ ભોગવતા નથી, છતાં બંને કર્મફલ ભોગવેછે, એવો ગૌણપણે પ્રયોગ કર્યો છે. જીવ સંસારી અને પરમાત્મા અસંસારી હોવાથી છાયા અને તડકાની પેઠે તેઓમાં પરસ્પરવિરુદ્ધપણું પણ છે. આમ હોવાથી તે શ્રુતિમાં ગુહામાં રહેલા જીવાત્મા અને પરમાત્માનું નિરૂપણ છે, એમ સિદ્ધ થયું. ૧૧.

## विशेषणाच्च ॥ १२ ॥

**અન્વય અને અન્વયાર્થઃ**—च અને विशेषणात् વિશેષણથી [પણ જીવ અને પરમાત્માનો નિશ્ચય થાયછે].

**ટીકાઃ**—'आत्मानं रथिनं विद्धि शरीरं रथमेव तु ॥' (જીવાત્માને રથમાં બેસનાર જાણ, અને શરીરને રથ જ જાણ) એ શ્રુતિમાં 'रथिनं' એ પદ જીવનું વિશેષણ હોવાથી અને 'सोऽध्वनः पारमाप्नोति तद्विष्णोः परमं पदम् ॥' (તે જીવ સંસારરૂપમાર્ગના પારને પામેછે, તે પાર વ્યાપકપરમાત્માનું પરમસ્વરૂપ છે) એ શ્રુતિમાં 'परमं पदम् ॥' એ બે પદો પરમાત્માનાં વિશેષણ હોવાથી 'ऋतं पिबन्तौ ॥' એ શ્રુતિમાં જીવાત્મા અને પરમાત્માનું ગ્રહણ છે, એમ નિશ્ચય થાયછે. આ પ્રકરણના ઉત્તરભાગમાં પૂર્વોક્તરીતે જેમ જીવાત્મપરમાત્માનું ગંતાગંતવ્યરૂપે વર્ણન કર્યું છે, તેમ પૂર્વભાગમાં તેમનું મંતામંતવ્યરૂપે પણ વર્ણન કર્યું છે; વળી આ પ્રકરણ પરમાત્મસંબંધી છે, ને અંતમાં 'ब्रह्मविदो वदन्ति ॥' એમ કહ્યું છે; આ સર્વ ઉપરથી અહિં જીવાત્મપરમાત્માનું જ નિરૂપણ સ્વીકારવું ઉચિત છે. ૧૨.

'य एषोऽक्षिणि पुरुषो दृश्यते एष आत्मा ॥' (જે આ નેત્રમાં પુરુષ દેખાયછે, તે આ આત્મા છે) આ શ્રુતિમાં સંશય થાયછે કે નેત્રને વિષે રહેલો પુરુષ તે પ્રતિબિંબાત્મા છે? કે જીવાત્મા છે? કે નેત્રના અધિષ્ઠાતાદેવ છે? કે પરમાત્મા છે? એ શંકાનું સમાધાન નીચેના અંતરાધિકરણનાં પાંચસૂત્રોવડે ભગવાન્ સૂત્રકાર કરેછેઃ—

### ૪. અન્તરાધિકરણ.

## अन्तर उपपत्तेः ॥ १३ ॥

**અન્વય અને અન્વયાર્થઃ**—अन्तरः [ નેત્રની ] અંતર [ પરમાત્મા છે, અમૃતત્વાદિગુણોની ] उपपत्तेः સંગતિથી.

ટીકાઃ—' य एषोऽक्षिणि ॥ ' એ શ્રુતિમાં પ્રતિબિંબાત્માનું, જીવાત્માનું કે દેવાત્મા( નેત્રના અધિષ્ઠાતા આદિત્ય )નું કથન નથી; કેમકે તેમાં અમૃતપણું તથા અભયપણું સંભવી શકતું નથી. અમૃતત્વાદિધર્મો પરમાત્મામાં જ સંભવી શકેછે, તેમ જ મુખ્યવૃત્તિવડે આત્મપણું પણ પરમાત્મામાં જ ઘટી શકેછે, માટે ત્યાં પરમાત્માનું નિરૂપણ છે. વળી નેત્રસ્થાન પણ પરમેશ્વરને અનુરૂપ છે, એટલે કે પરમાત્મા જેમ અલિપ્ત છે, તેમ નેત્રસ્થાન પણ અલિપ્ત છે, તેથી પણ ત્યાં પરમાત્માના નિરૂપણનો નિશ્ચય થાયછે. ૧૩.

સર્વવ્યાપકબ્રહ્મનું અલ્પનેત્રસ્થાન કેમ સંભવી શકે? એ શંકાનું નિવારણ કરેછેઃ—

## स्थानादिव्यपदेशाच्च ॥ १४ ॥

**અન્વય અને અન્વયાર્થઃ**—च અને स्थानादिव्यपदेशात् [ ધ્યાનમાટે ] સ્થાનાદિના કથનથી [ પરમાત્માનું સ્થાન નેત્ર પણ સંભવી શકેછે ].

ટીકાઃ—એક નેત્ર જ બ્રહ્મનું સ્થાન છે, એમ નહિ, કિંતુ ' यः पृथिव्यां तिष्ठन् ॥ ' ( જે પૃથિવીમાં સ્થિત છતાં ) ઇત્યાદિશ્રુતિવાક્યોવડે પરમાત્માનાં પૃથિવીઆદિઅન્યસ્થાનો પણ દર્શાવ્યાં છે, ને તે સર્વનું કથન ધ્યાનાર્થે છે, માટે નેત્રના સ્થાનપણાનું કથન દોષરહિત છે. ' स्थानादि ' એ પદમાંના आदि એ પદવડે નામરૂપ ગ્રહણ કરવાં. નામરૂપરહિતબ્રહ્મમાં નામરૂપનો ઉપદેશ પણ ધ્યાનમાટે છે. ૧૪.

## सुखविशिष्टाभिधानादेव च ॥ १५ ॥

**અન્વય અને અન્વયાર્થઃ**—च અને सुखविशिष्टाभिधानात् સુખગુણયુક્તના કથનથી [ નેત્રની અંતર પરમાત્મા ] एव જ [ છે ].

ટીકાઃ—ધ્યાનને માટે ભેદની કલ્પના કરીને ' प्राणो ब्रह्म कं ब्रह्म खं ब्रह्म ॥ ' ( પ્રાણ બ્રહ્મ, સુખ બ્રહ્મ, આકાશ બ્રહ્મ ) એ પ્રારંભની શ્રુતિમાં જે સુખગુણવિશિષ્ટબ્રહ્મનું કથન કર્યું છે, તેનું જ કથન ' य एषोऽक्षिणि ॥ ' એ શ્રુતિમાં કર્યું છે, માટે અક્ષિપુરુષ પરમાત્મા જ છે. ' यथा पुष्करपलाश आपो न श्लिष्यन्त एवमेवंविदि पापं कर्म न श्लिष्यते ॥ ' ( જેમ કમલપત્રને જલ સ્પર્શ કરતું નથી, તેમ એવીરીતે જાણનારને પાપકર્મ સ્પર્શ કરતું નથી ) એ શ્રુતિ પણ અક્ષિપુરુષને જાણનારને પાપસ્પર્શનો નિષેધ કરતી સતી અક્ષિપુરુષનું બ્રહ્મપણું દર્શાવેછે. ૧૫.

## श्रुतोपनिषत्कगत्यभिधानाच्च ॥ १६ ॥

**અન્વય અને અન્વયાર્થઃ**—च અને श्रुतोपनिषत्कगत्यभिधानात् ઉપનિષદ્‌ના રહસ્યનું ( સગુણબ્રહ્મની ઉપાસનાનું ) અનુષ્ઠાનકરનારની ગતિના કથનથી [ અક્ષિપુરુષ પરમાત્મા છે ].

ટીકાઃ—ઉપનિષદ્‌ના રહસ્યનું એટલે સગુણબ્રહ્મની ઉપાસનાનું જેણે અનુષ્ઠાન કર્યું હોય તે શ્રુતોપનિષત્ક કહેવાયછે; તે પુરુષની દેવયાનનામની ગતિ શ્રુતિસ્મૃતિમાં પ્રસિદ્ધ છે. ત્યાં શ્રુતિઃ—

" अथोत्तरेण तपसा ब्रह्मचर्येण श्रद्धया विद्ययाऽऽत्मानमन्विष्याऽऽदित्यमभिजयन्ते ।
एतद्वै प्राणानामायतनमेतदमृतमभयमेतत्परायणमेतस्मान्न पुनरावर्तन्ते ॥ "

ભાવાર્થઃ—સ્વધર્મ, બ્રહ્મચર્ય, આસ્તિક્ય અને ઉપાસનાવડે આત્માનું ધ્યાન કરીને દેહપાતપછી તે ઉપાસનાવડે ઉપાસક દેવયાનમાર્ગે આદિત્યને પામેછે, આદિત્યદ્વારા સગુણબ્રહ્મસ્થાનપ્રતિ જાયછે, એ બ્રહ્મ જ વ્યષ્ટિસમષ્ટિકરણોના સ્થાન-હિરણ્યગર્ભ-રૂપ છે, એ અમૃત ને અભય છે, એ ઉત્કૃષ્ટસ્થાન છે, એ સ્થાનથી ઉપાસકો પુનરાવૃત્તિ પામતા નથી.

નીચેની સ્મૃતિ પણ એવો જ ભાવ દર્શાવેછે.—

"अग्निर्ज्योतिरहः शुक्लः षण्मासा उत्तरायणम् ।
तत्र प्रयाता गच्छन्ति ब्रह्म ब्रह्मविदो जनाः ॥"

**ભાવાર્થ:**—જ્યોતીરૂપઅગ્નિદેવતા, દિવસની દેવતા, શુક્લપક્ષની દેવતા ને છમાસરૂપઉત્તરાયણની દેવતા ઇત્યાદિ જે માર્ગમાં રહેલ છે, તેમાં જનારા સગુણબ્રહ્મના ઉપાસકજનો સગુણબ્રહ્મને પામેછે.

પૂર્વોક્તશ્રુતિસ્મૃતિમાં દર્શાવેલી ગતિ અક્ષિપુરુષને જાણનારની પણ થાયછે, એમ 'अर्चिषमेवाभिसम्भवन्ति ॥' (અર્ચિને જ પામેછે) તથા 'एष देवपथो ब्रह्मपथः ॥' (આ દેવયાન તથા બ્રહ્મમાર્ગ) એ શ્રુતિઓમા દર્શાવ્યું છે, તેથી સિદ્ધ થાયછે કે અક્ષિપુરુષ પરમાત્મા છે. ૧૬.

સિદ્ધાંતને કહીને હવે પૂર્વપક્ષમાં દોષ દર્શાવેછે —

## अनवस्थितेरसम्भवाच्च नेतरः ॥ १७ ॥

**અન્વય અને અન્વયાર્થ:**—**अनवस्थितेः** [ સર્વદા ] સ્થિતિ ન હોવાથી **च** અને **असम्भवात्** [ અમૃતત્વાદિગુણોના ] અસંભવથી **इतरः** બીજા (છાયાત્માદિ) **न** [ એ વાક્યવડે પ્રતિપાદ્ય ] નથી.

**ટીકા:**—છાયાત્મા, જીવાત્મા કિંવા દેવતાત્મા અક્ષિપુરુષ નથી, કેમકે તેમની ચક્ષુને વિષે સર્વદા સ્થિતિ નથી. જ્યારે કોઇ પુરુષ નેત્રની સામે હોય ત્યારે છાયાત્મા (પ્રતિબિંબાત્મા) દેખાયછે, સર્વદા દેખાતો નથી, જીવાત્માનો સમગ્રશરીર તથા ઇંદ્રિયોની સાથે સંબધ હોવાથી કેવલ નેત્રને વિષે તેની સર્વદા સ્થિતિ કહેવી યોગ્ય નથી, અને દેવતાત્મા બહિર્દેશમાં હોવાથી તેનું નિત્ય આત્મપણુ નથી, તેમ જ છાયાત્મા, જીવાત્મા ને દેવતાત્મામા અમૃતપણુ, અભયપણુ એ આદિ ગુણોનો અસભવ છે, તેથી અક્ષિપુરુષ જ પરમાત્મા છે, પણ અન્ય નથી. ૧૭

'अधिदैवतमधिलोकमधिवेदमधियज्ञमधिभूतमध्यात्मं च कश्चिदन्तरवस्थितो यमयिताऽन्तर्यामी ॥' (સર્વદેવમા રહેનાર, સર્વલોકમાં રહેનાર, સર્વવેદમાં રહેનાર, સર્વયજ્ઞમાં રહેનાર, સર્વભૂતમાં રહેનાર અને સર્વઆત્મામા રહેનાર એવો જે કોઇ અત સ્થિત થઇને પ્રેરણા કરનાર છે, તે અતર્યામી છે) એવા ભાવની અંતર્યામિબ્રાહ્મણની શ્રુતિઓમાં કહેલા અતર્યામી અધિદૈવાદિની અભિમાનીદેવતા છે ? કિંવા અણિમાદિ ઐશ્વર્યવાળાયોગી છે ? કિંવા પરમાત્મા છે ? એમ શકા થાયછે, તે શકા દૂર કરવા નીચેનું ત્રણસૂત્રવાળુ અંતર્યામ્યધિકરણ ભગવાન્ સૂત્રકાર રચેછે —

### ૫. અંતર્યામ્યધિકરણ.

## अन्तर्याम्यधिदैवादिषु तद्धर्मव्यपदेशात् ॥ १८ ॥

**અન્વય અને અન્વયાર્થ:**—**अधिदैवादिषु** અધિદૈવાદિમાં [ જે ] **अन्तर्यामी** અંતર્યામી [ શ્રવણ થાયછે, તે પરમાત્મા છે ] **तद्धर्मव्यपदेशात्** તેના (પરમાત્માના) ધર્મના કથનથી.

**ટીકા:**—શ્રીબૃહદારણ્યકોપનિષદ્ના અંતર્યામિબ્રાહ્મણમા 'य. पृथिव्यां तिष्ठन् ॥' (જે પૃથિવીમાં સ્થિત છતાં) ઇત્યાદિવાક્યોવડે પૃથિવીઆદિમાં જે અંતર્યામીનું શ્રવણ થાયછે, તે અંતર્યામી પરમાત્મા છે, પૃથિવીઆદિની અભિમાનીદેવતા કિંવા ઐશ્વર્યસંપન્નયોગી નથી; કેમકે ત્યાં 'एष त आत्माऽन्तर्याम्यमृतः॥' (આ તારો આત્મા અતર્યામી અમૃત છે) એ શ્રુતિવડે પરમાત્માના ગુણનુ કથન કર્યું છે, આત્મપણું અને અમૃતપણુ મુખ્યરીતે પરમાત્મામાં જ સંભવેછે, પૃથિવીઆદિની દેવતામાં સંભવતાં નથી વળી 'यं पृथिवी न वेद ॥' (જેને પૃથિવીદેવતા જાણતી નથી) એ શ્રુતિમા પૃથિવીદેવતા એ અંતર્યામીને જાણતી નથી, એમ દર્શાવ્યુ છે, તથા 'अदृष्टोऽश्रुतः ॥' (અદૃષ્ટ તથા અશ્રુત છે) એવી પણ શ્રુતિ છે, તેથી પણ એમ જ સિદ્ધ થાયછે કે એ અતર્યામી (અંતરમા રહી પોતાની સત્તાવડે જડને વ્યાપાર કરાવનારા) પરમાત્મા જ છે. ૧૮.

સાંખ્યસ્મૃતિકલ્પિત પ્રધાન અંતર્યામિશબ્દનું વાચ્ય નથી, એમ દર્શાવેછેઃ—

## न च स्मार्तमतद्धर्माभिलापात् ॥ १९ ॥

**અન્વય અને અન્વયાર્થઃ**—च અને स्मार्तं સ્માર્ત (સાંખ્યસ્મૃતિમાં કહેલું પ્રધાન)[ પણ ] न [ અંતર્યામિશબ્દવડે કહેલું ] નથી अतद्धर्माभिलापात् અપ્રધાનના ( ચેતનના ) ધર્મના કથનથી.

**ટીકાઃ**—રૂપાદિહીનપણાથી પ્રધાનમાં અદષ્ટપણું સંભવી શકેછે, છતાં તે અંતર્યામી નથી; કેમકે અચેતનપ્રધાનમાં દ્રષ્ટાપણુંઆદિ સંભવતાં નથી, ને ત્યાં વાક્યશેષમાં 'अदृष्टो द्रष्टाऽश्रुतः श्रोताऽमतो मन्ताऽविज्ञातो विज्ञाता ॥' ( અદષ્ટ છતાં દ્રષ્ટા, અશ્રુત છતાં શ્રોતા, અમત છતાં મંતા ને અવિજ્ઞાત છતાં વિજ્ઞાતા ) એમ કહેવાવડે અંતર્યામીમાં દ્રષ્ટાપણુંઆદિ કહેલાં છે; વળી આત્મપણું પણ પ્રધાનમાં સંભવી શકતું નથી, માટે અંતર્યામી પ્રધાન નહિ, પણ પરમાત્મા જ છે. ૧૯.

ચેતનપણું અને દ્રષ્ટાપણું એ આદિ ધર્મો જીવમાં છે, માટે જીવ અંતર્યામી છે, એમ શંકા થાય તો એ શંકા દૂર કરવામાટે નીચેનું સૂત્ર રચેછેઃ—

## शारीरश्चोभयेऽपि हि भेदेनैनमधीयते ॥ २० ॥

**અન્વય અને અન્વયાર્થઃ**—शारीरः જીવાત્મા च પણ [ न [ અંતર્યામી ] નથી ] हि કેમકે उभये બંને ( કાણ્વશાખાવાળા તથા માધ્યંદિનશાખાવાળા ) अपि પણ एनम् એને (જીવને) भेदेन ભેદવડે ( પરમાત્માથી ભિન્નપણે ) अधीयते અધ્યયન કરેછે.

**ટીકાઃ**—નની પૂર્વસૂત્રમાંથી અનુવૃત્તિ કરી છે. જો કે દ્રષ્ટાપણુંઆદિધર્મો જીવમાં સંભવેછે, તથાપિ ઘટાકાશની પેઠે ઉપાધિવડે પરિચ્છિન્ન હોવાથી તે જીવ સમગ્રપૃથિવીઆદિમાં સ્થિતિ કરવાને તથા તેમને નિયમમાં રાખવાને સમર્થ નથી; વળી કાણ્વ અને માધ્યંદિન એ બંનેશાખાવાળાઓ પણ અનુક્રમે 'यो विज्ञाने तिष्ठन् ॥' ( જે જીવમાં રહેતા છતાં ) તથા 'य आत्मनि तिष्ठन् ॥' ( જે આત્મામાં સ્થિત છતાં ) એ વાક્યોવડે અંતર્યામીથી એ જીવને ભિન્નપણે કથન કરેછે. આ ભેદ ઉપાધિવડે થયેલો છે, પારમાર્થિક નથી, કેમકે પરમાર્થસત્તામાં વિશેષના અભાવથી ભેદ સંભવી શકતો નથી. ભેદવિના વ્યવહારની સિદ્ધિ થાય નહિ, માટે કલ્પિતભેદનો સ્વીકાર કરી આ સમાધાન આપ્યું છે. ૨૦.

'यत्तदद्रेश्यमग्राह्यमगोत्रमवर्णमचक्षुःश्रोत्रं तदपाणिपादं नित्यं विभुं सर्वगतं सुसूक्ष्मं तदव्ययं यद्भूतयोनिं परिपश्यन्ति धीराः ॥' ( જે અદશ્ય, અગ્રાહ્ય, વંશરહિત, જાતિરહિત, નેત્રરહિત, કાનરહિત, હાથપગરહિત, નિત્ય, પ્રભુ, વ્યાપક, અતિસૂક્ષ્મ, નાશરહિતને સર્વભૂતોનું કારણ છે, તેને ધીરપુરુષો દેખેછે ) એ મુંડકોપનિષદની શ્રુતિમાં સંશય થાયછે, કે ત્યાં દર્શાવેલા અદૃશ્યત્વાદિગુણવાન્ તથા ભૂતયોનિ પ્રધાન છે? અથવા જીવાત્મા છે? અથવા પરમાત્મા છે? એ શંકા દૂર કરવા ભગવાન્ સૂત્રકાર ત્રણસૂત્રોનું નીચેનું અદૃશ્યત્વાદિગુણકાધિકરણ રચેછેઃ-

### ૬. અદૃશ્યત્વાદિગુણકાધિકરણ.

## अदृश्यत्वादिगुणको धर्मोक्तेः ॥ २१ ॥

**અન્વય અને અન્વયાર્થઃ**—अदृश्यत्वादिगुणकः અદૃશ્યત્વાદિગુણવાળા [ પરમાત્મા છે ] धर्मोक्तेः [ પરમાત્માના ] ધર્મના કથનથી.

**ટીકાઃ**—'यत्तदद्रेश्यम् ॥' એ શ્રુતિમાં જે અદૃશ્યત્વાદિગુણવાળાભૂતયોનિનું નિરૂપણ છે, તે ભૂતયોનિ પરમાત્મા છે, પ્રધાન કે જીવ નથી; કેમકે ત્યાં 'यः सर्वज्ञः सर्ववित् ॥' ( જે સામાન્યરૂપથી સર્વને જાણેછે, જે વિશેષરૂપથી સર્વને જાણેછે ) એ વાક્યવડે પરમાત્માના ધર્મનું કથન કર્યું છે. અચેતનપ્રધાનમાં અથવા પરિચ્છિન્નઉપાધિવાળાજીવમાં સર્વજ્ઞપણું તથા સર્વવિત્પણું સર્વથા અસંભવિત છે. ૨૧.

## विशेषणभेदव्यपदेशाभ्यां च नेतरौ ॥ २२ ॥

**અન્વય અને અન્વયાર્થઃ**—च અને विशेषणभेदव्यपदेशाभ्यां વિશેષણથી અને ભેદના કથનથી [ ભૂતયોનિ પરમાત્મા છે ] इतरौ બીજા બે ( જીવ અને પ્રધાન ) न નહિ.

ટીકાઃ—'दिव्यो ह्यमूर्तः पुरुषः ॥' (સ્વયંજ્યોતિ, પૂર્ણ, પ્રત્યગાત્મા ) એ શ્રુતિમાં સ્વયંજ્યોતિપણાદિ જે વિશેષણો દર્શાવ્યાં છે, તે શોકમોહવાળાપરિચ્છિન્નજીવમાં સંભવતાં નથી, પણ પરમાત્મામાં જ સંભવી શકેછે; અને 'अक्षरात् परतः परः ॥' (પ્રધાનથી પર પરમાત્મા છે) એ શ્રુતિમાં પ્રધાનથી પ્રકૃતભૂતયોનિનું ભેદવડે કથન કર્યું છે. એવીરીતે વિશેષણ અને ભેદકથનરૂપ હેતુથી જીવ કિંવા પ્રધાન ભૂતયોનિ નથી, પણ પરમાત્મા જ ભૂતયોનિ છે. ૨૨.

## रूपोपन्यासाच्च ॥ २३ ॥

**અન્વય અને અન્વયાર્થઃ**—च અને रूपोपन्यासात् [ પરમાત્માના ] રૂપના કથનથી [ ભૂતયોનિ પરમાત્મા છે ].

ટીકાઃ—'अग्निर्मूर्धा चक्षुषी चन्द्रसूर्यौ दिशः श्रोत्रे वाग्विवृताश्च वेदाः । वायुः प्राणो हृदयं विश्वमस्य पद्भ्यां पृथिवी ह्येष सर्वभूतान्तरात्मा ॥' (સ્વર્ગલોક જેની મૂર્ધા, ચંદ્રસૂર્ય જેનાં નેત્ર, દિશા જેનાં શ્રોત્ર, પ્રસિદ્ધવેદો જેની વાણી, વાયુ જેનો પ્રાણ, વિશ્વ જેનું હૃદય ને પૃથિવી જેના પાદ છે, તે આ—આવારૂપવાળો—સર્વભૂતોનો અંતરાત્મા છે) એ શ્રુતિમાં જે રૂપનું કથન કર્યું છે, તે રૂપ અલ્પમહિમાવાળા જીવને વિષે સંભવતું નથી; તેમ જ પ્રધાનને વિષે સર્વભૂતોનું અતરાત્મપણુ અસંભવિત હોવાથી તે રૂપનું કથન પ્રધાનમાટે પણ નથી; પરિશેષથી પરમાત્મા જે સર્વવિકારના કારણ છે, તેને વિષે જ એ રૂપનું કથન ઉચિત છે, માટે એ શ્રુતિમાં દર્શાવેલા ભૂતયોનિ પરમાત્મા છે, અન્ય નથી. ૨૩.

શ્રીછાંદોગ્યોપનિષદ્‌માં શ્રવણ થાયછે કે પ્રાચીનશાલ, સત્યયજ્ઞ, ઈંદ્રદ્યુમ્ન, જનક, બુડિલ ને ઉદ્દાલક આ ૭ પુરુષો મળીને કૈકયદેશના રાજા અશ્વપતિપાસે ગયા, ને તેને પૂછવા લાગ્યા કે 'હે રાજન્! તું જે વૈશ્વાનરઆત્માનેજાણેછે, તે અમને કહે.' ત્યાં સંશય થાયછે કે ત્યાં વૈશ્વાનરશબ્દથી જાઠરાગ્નિનું ગ્રહણ છે? વા ભૂતાગ્નિનું ગ્રહણ છે? વા અગ્નિઅભિમાનીદેવતાનું ગ્રહણ છે? વા જીવનુંગ્રહણ છે? વા પરમાત્માનું ગ્રહણ છે? એ શંકાને દૂર કરવા ભગવાન્ સૂત્રકાર નવસૂત્રોવાળું નીચેનું વૈશ્વાનરાધિકરણ રચેછે.—

### ૭. વૈશ્વાનરાધિકરણ.

## वैश्वानरः साधारणशब्दविशेषात् ॥ २४ ॥

**અન્વય અને અન્વયાર્થઃ**—वैश्वानरः [ શ્રીછાંદોગ્યોપનિષદ્‌માં કહેલા ] વૈશ્વાનર [ પરમાત્મા છે ] साधारणशब्दविशेषात् સાધારણશબ્દોના વિશેષથી.

ટીકાઃ—'आत्मानमेवेमं वैश्वानरं सम्प्रत्यध्येषि तमेव नो ब्रूहि ॥' (વર્તમાનકાલમાં તું આ વૈશ્વાનરઆત્માને જ સ્મરણ કરેછે, તે જ અમને કહે) એ શ્રુતિમાં કહેલા आत्मा અને वैश्वानर એ બે શબ્દો જો કે સાધારણ છે, અર્થાત્ आत्मशब्द જીવાત્માને વિષે ને પરમાત્માને વિષે સાધારણ છે, અને वैश्वानरशब्द જાઠરાગ્નિ, ભૂતાગ્નિ ને અગ્નિદેવતા એ ત્રણને વિષે સાધારણ છે, તથાપિ आत्मशब्दनो અને वैश्वानरशब्दनो 'तस्य ह वा एतस्याऽऽत्मनो वैश्वानरस्य मूर्धैव सुतेजाः ॥' (તે આ વૈશ્વાનરઆત્માની મૂર્ધા સ્વર્ગ જ છે) એ પરમાત્માના લિંગવાળીશ્રુતિવડે પરમાત્મામાં વિશેષ હોવાથી ત્યાં વૈશ્વાનરશબ્દથી પરમાત્માનું ગ્રહણ છે. વળી એ વૈશ્વાનરને જાણનારનાં સર્વપાપો બળી જાયછે, એમ ત્યાં દર્શાવ્યું છે, તેમ જ 'को न आत्मा किं ब्रह्म ॥' (આપણો આત્મા કોણ? બ્રહ્મ શું?) એ શ્રુતિવડે ઉપક્રમ પણ પરમાત્મસંબંધી જ કર્યો છે, તેથી પણ સિદ્ધ થાયછે કે ત્યાં વૈશ્વાનરશબ્દ પરમાત્માનો વાચક છે. ૨૪.

## स्मर्यमाणमनुमानं स्यादिति ॥ २५ ॥

**અન્વય અને અન્વયાર્થઃ**—स्मर्यमाणं [ જેથી ] સ્મૃતિવડે કહેલું [ પરમાત્માનું રૂપ વૈશ્વાનરશબ્દના પરમાત્મપરત્વનું ] अनुमानं લિંગ स्यात् છે इति તેથી [ વૈશ્વાનર પરમાત્મા જ છે ].

ટીકાઃ—" यस्याग्निरास्यं द्यौर्मूर्धा खं नाभिश्चरणौ क्षितिः ।
सूर्यश्चक्षुर्दिशः श्रोत्रे तस्मै लोकात्मने नमः ॥ "

**ભાવાર્થઃ**—જે પરમાત્માનું અગ્નિ મુખ છે, સ્વર્ગ મસ્તક છે, આકાશ નાભિ છે, પૃથિવી ચરણ છે, સૂર્ય ચક્ષુ છે ને દિશા શ્રોત્ર છે, તે સર્વલોકરૂપપરમાત્માને નમસ્કાર હો.

જેથી ઉપર કહેલી સ્મૃતિમાં કહેલુ પરમાત્માનું ત્રૈલોક્યાત્મકરૂપ વૈશ્વાનરશબ્દના પરમાત્મપરત્વનું લિંગ છે-શ્રુતિમાં જે વૈશ્વાનરનું ત્રૈલોક્યાત્મકરૂપે વર્ણન છે તેનું જ અહિં પણ વર્ણન છે, તેથી વૈશ્વાનર પરમાત્મા છે, અન્ય નથી. ૨૫.

## शब्दादिभ्योऽन्तःप्रतिष्ठानाच्च नेति चेन्न तथा दृष्ट्युपदेशादसंभवात् पुरुषमपि चैनमधीयते ॥ २६ ॥

**અન્વય અને અન્વયાર્થઃ**—शब्दादिभ्यः [વૈશ્વાનર] શબ્દાદિથી च અને अन्तःप्रतिष्ठानात् [શરીરની] અંતર સ્થિતપણાથી [વૈશ્વાનર પરમાત્મા] न નથી इति એમ [કહો] चेत् તો [તે સંભવે] न નહિ तथा તેવીરીતે (જાઠરાગ્નિઅવચ્છિન્નબ્રહ્મમાં) दृष्ट्युपदेशात् ઉપાસનાના ઉપદેશથી [અને] असम्भवात् [કેવલ જાઠરાગ્નિમાં 'સ્વર્ગ જેનું મસ્તક' ઇત્યાદિનો] અસંભવ હોવાથી च તેમ જ [વાજસનેયિશાખાવાળા] एनं એને (વૈશ્વાનરને) पुरुषं પુરુષરૂપે अपि પણ अधीयते અધ્યયન કરેછે, [માટે પરમેશ્વર જ વૈશ્વાનર છે].

ટીકાઃ—'स एषोऽग्निर्वैश्वानरः ॥' (તે આ અગ્નિ વૈશ્વાનર છે) એ શ્રુતિમાં વૈશ્વાનરશબ્દથી અગ્નિનું ગ્રહણ છે, સૂત્રમાંના આદિશબ્દથી પ્રાણાહુતિની અધિકરણતા પણ જાઠરાગ્નિમાં છે, એમ ગ્રહણ કરવાનું છે; એ હેતુઓથી તથા 'पुरुषेऽन्तः प्रतिष्ठितं वेद॥' (પુરુષની અંતર સ્થિત અગ્નિને જે જાણેછે) એ શ્રુતિમાં જાઠરાગ્નિનું ગ્રહણ હોવાથી વૈશ્વાનર પરમાત્મા નથી, પણ જાઠરાગ્નિ છે, એવી શંકા કરો તો તે શંકા સંભવી શકતી નથી; કેમકે ત્યાં જાઠરાગ્નિઅવચ્છિન્નબ્રહ્મની ઉપાસનાનો ઉપદેશ વૈશ્વાનરશબ્દવડે કર્યો છે; જો તેમ ન માનીએ ને કેવલ જાઠરાગ્નિ માનીએ તો 'मूर्धैव सुतेजाः ॥' (સ્વર્ગ જ જેનું મસ્તક છે) ઇત્યાદિ શ્રુતિમાં કહેલા વિશેષનો અસંભવ થાયછે; વળી વાજસનેયિશાખાવાળા એ વૈશ્વાનરને 'स एषोऽग्निर्वैश्वानरो यत्पुरुषः ॥' (તે આ અગ્નિ વૈશ્વાનર જે પુરુષરૂપ છે) એ વાક્યવડે પુરુષરૂપે અધ્યયન કરેછે, માટે પરમેશ્વર જ વૈશ્વાનર છે, અન્ય નથી. ૨૬.

## अत एव न देवता भूतं च ॥ २७ ॥

**અન્વય અને અન્વયાર્થઃ**—अतः આથી (પૂર્વોક્તહેતુથી) एव જ देवता [અગ્નિની અભિમાની] દેવતા [વૈશ્વાનર] न નથી च અને भूतं ભૂતાગ્નિ [પણ વૈશ્વાનર નથી].

ટીકાઃ—પૂર્વોક્ત(સ્વર્ગ જેનું મસ્તક, તેને જાણવાથી સર્વપાપો નાશ થાય છે, ઇત્યાદિ)હેતુઓથી સિદ્ધ થાયછે કે અગ્નિદેવતા કિંવા અગ્નિ એ વૈશ્વાનર નથી. અગ્નિદેવતાનું કિંવા અગ્નિનું મસ્તક સ્વર્ગ છે, એમ કહેવું અસંગત છે, તેમ જ તેના જ્ઞાનથી સર્વપાપોનો નાશ થવાનો પણ અસંભવ છે, વળી આત્મશબ્દનો તો બંનેમાં અસંભવ છે, માટે વૈશ્વાનર પરમાત્મા જ છે. ૨૭.

## साक्षादप्यविरोधं जैमिनिः ॥ २८ ॥

**અન્વય અને અન્વયાર્થઃ**—साक्षात् સાક્ષાત્ (જાઠરાગ્નિના સંબંધવિના) [ઇશ્વરના ઉપાસ્યપણામાં] अपि પણ अविरोधं [શબ્દનો] અવિરોધ [છે એમ] जैमिनिः જૈમિનિ [માનેછે].

ટીકાઃ—જાઠરાગ્નિરૂપઉપાધિના સંબંધવિના કેવલ ઈશ્વરના ઉપાસ્યપણામાં પણ વૈશ્વાનરાદિશબ્દનો અવિરોધ છે, એમ જૈમિનિઆચાર્યે માનેછે. પુરુષની અંતર સાક્ષિપણે ઈશ્વર સ્થિત હોવાથી તેની પુરુષની

અંતર સ્થિતિ કહી છે, અને વિશ્વ એટલે સમસ્ત, તથા નર એટલે જીવ, એ બે શબ્દ મળીને સર્વજીવરૂપ એવો વિશ્વાનરનો અર્થ થાયછે. વિશ્વાનર તે જ વૈશ્વાનર. સર્વાત્મપણાથી ઈશ્વરનું સર્વજીવપણું સંભવેછે. વળી अग्रितः (સર્વભણીથી) गतः (વ્યાપક) એમ અગ્નિશબ્દનો પણ ઈશ્વર એવો અર્થ થઇ શકેછે, એમ તેઓ કહેછે. ૨૮.

વૈશ્વાનરનો અર્થ ઈશ્વર ગ્રહણ કરીએ તો તેના પ્રાદેશમાત્રનું કથન કરનારી શ્રુતિ કેમ સંભવી શકશે ? તે શંકાને દૂર કરવાનો આરંભ કરેછેઃ—

## अभिव्यक्तेरित्याश्मरथ्यः ॥ २९ ॥

**અન્વય અને અન્વયાર્થઃ**—**अभिव्यक्तेः** [ પ્રાદેશમાત્રપણાનું કથન ] પ્રકટતાને માટે [ છે ] **इति** એમ **आश्मरथ्यः** આશ્મરથ્ય [ આચાર્ય માનેછે ].

**ટીકાઃ**—વ્યાપકપરમેશ્વરને પ્રાદેશમાત્રપણાનું કથન છે, તે તેમની પ્રકટતાના નિમિત્તથી છે. ઉપાસકોના અનુગ્રહમાટે પ્રદેશવિશેષમાં (હૃદયાદિસ્થાનોમાં) જે પ્રકટ થાયછે, તે પરમાત્મા પ્રાદેશમાત્ર કહેવાયછે, એમ આશ્મરથ્યઆચાર્ય માનેછે. ૨૯.

એવિષયમાં મતાંતરો કહેછેઃ—

## अनुस्मृतेर्बादरिः ॥ ३० ॥

**અન્વય અને અન્વયાર્થઃ**—**अनुस्मृतेः** [ પ્રાદેશમાત્રહૃદયમાં રહેલા મનવડે ] અનુસ્મરણ થવાથી [ પરમાત્માને પ્રાદેશમાત્ર કહ્યા છે, એમ ] **बादरिः** બાદરિ [ આચાર્ય માનેછે ].

**ટીકાઃ**—અથવા પ્રાદેશમાત્રહૃદયમાં પ્રવેશ પામેલા મનવડે પરમાત્માનું અનુસ્મરણ (ચિંતન–ધ્યાન) થવાથી પરમાત્માને શ્રુતિમાં પ્રાદેશમાત્ર કહ્યા છે, એમ બાદરિનામના આચાર્ય માનેછે. ૩૦.

## सम्पत्तेरिति जैमिनिस्तथाहि दर्शयति ॥ ३१ ॥

**અન્વય અને અન્વયાર્થઃ**—**सम्पत्तेः** સંપત્તિથી (મૂર્ધાદિસ્થાનની પ્રાપ્તિરૂપનિમિત્તથી) [ પરમાત્મા પ્રાદેશમાત્ર છે, શ્રુતિ પણ ] **तथाहि** તેમ જ **दर्शयति** દેખાડેછે **इति** એમ **जैमिनिः** જૈમિનિ [ આચાર્ય માનેછે ].

**ટીકાઃ**—અથવા સ્વર્ગથી પૃથિવીપર્યંતનાં સ્થાનોને ત્રૈલોક્યરૂપવૈશ્વાનરના અંગરૂપે ઉપદેશ કરીને તે બધાને ઉપાસકના મસ્તકથી ચિબુકપર્યંતના અવયવોમાં સંપાદન કરીને પરમાત્માની પ્રાદેશમાત્રસંપત્તિ કહી છે; એ સંપત્તિરૂપનિમિત્તથી પરમાત્મા પ્રાદેશમાત્ર છે; ને 'प्रादेशमात्रमिव ह वै देवाः सुविदिता अभिसम्पन्नाः ॥' (પૂર્વકાલમાં દેવો પરમાત્માને પ્રાદેશમાત્રની કલ્પના કરીને સારીરીતે જાણતા હવા, તથા તે-સાથે અભેદભાવને પામતા હવા) એ શ્રુતિ પણ પરમાત્માનું પ્રાદેશમાત્રપણું દેખાડેછે, માટે પરમાત્મા પ્રાદેશમાત્ર છે, એમ જૈમિનિઆચાર્ય માનેછે. ૩૧.

## आमनन्ति चैनमस्मिन् ॥ ३२ ॥

**અન્વય અને અન્વયાર્થઃ**—**च** અને **एनं** આને (પરમાત્માને) **अस्मिन्** આમાં (મસ્તક અને ચિબુકની મધ્યમાં) **आमनन्ति** [ જાબાલ ] ઉપદેશ કરેછે.

ટીકાઃ—અને આ પરમાત્માને 'य एषोऽनन्तोऽव्यक्त आत्मा सोऽविमुक्ते प्रतिष्ठितः ॥' (જે આ અનંત અવ્યક્ત આત્મા છે, તે મસ્તકથી ચિબુકપર્યંતમાં વિશેષભાવે અવસ્થિત છે) એ જાબાલશ્રુતિ મસ્તક અને ચિબુકની મધ્યમાં ઉપદેશ કરેછે, માટે પરમાત્મા જ પ્રાદેશમાત્ર અને વૈશ્વાનર છે. ૩૨.

**ઇતિ શ્રીવેદાંતદર્શનની તાત્પર્યદીપિકાનામની ગૂજરાતીભાષાની ટીકામાં સમન્વયનામના પહેલા અધ્યાયનો ઉપાસ્યબ્રહ્મવાચકઅસ્પષ્ટશ્રુતિવાક્યોનો સમન્વય એ નામનો બીજો પાદ સમાપ્ત. ૨.**

ॐ



## ૩. અથ જ્ઞેયબ્રહ્મપ્રતિપાદકઅસ્પષ્ટશ્રુતિવાક્યોનો સમન્વય એ નામનો પહેલા અધ્યાયનો ત્રીજો પાદ.

'यस्मिन् द्यौः पृथिवी चान्तरिक्षमोतं मनः सह प्राणैश्च सर्वैः । तमेवैकं जानथ आत्मानमन्या वाचो विमुञ्चथामृतस्यैष सेतुः ॥' (જેમાં સ્વર્ગ, પૃથિવી અને અંતરિક્ષરૂપ વિરાટ્, સર્વે ઇંદ્રિયોસહિત મનરૂપ સૂત્રાત્મા ને અવ્યાકૃત કલ્પિત છે, તે એક આત્માને જ જાણ, અને અન્યઅનાત્મવાણીનો ત્યાગ કર; આ—અનાત્મવાણીના ત્યાગપૂર્વક તત્ત્વસાક્ષાત્કાર—અમૃત એટલે મોક્ષનો વ્યવસ્થાપક છે) એ શ્રીમુંડકોપનિષદ્‌ની શ્રુતિમાં સંશય થાયછે કે દ્યુલોકાદિનો આધાર પરબ્રહ્મ છે? અથવા અન્ય પ્રધાનાદિક છે? એ શંકાને નિવૃત્ત કરવા ભગવાન્ સૂત્રકાર સાતસૂત્રોવાળું નીચેનું દ્યુભ્વાદ્યધિકરણ રચેછે—

### ૧. દ્યુભ્વાદ્યધિકરણ.

### द्युभ्वाद्यायतनं स्वशब्दात् ॥ १ ॥

**અન્વય અને અન્વયાર્થઃ**—द्युभ्वाद्यायतनं સ્વર્ગ અને પૃથિવીઆદિનો આધાર [ બ્રહ્મ છે ] **स्वशब्दात्** [ એ વાત શ્રુતિમાંના ] આત્મશબ્દથી [ સિદ્ધ થાયછે ].

**ટીકાઃ**—સ્વર્ગ અને પૃથિવીઆદિનું અધિષ્ઠાન બ્રહ્મ છે, પ્રધાન, વાયુ કિંવા જીવ નથી; કેમકે તે શ્રુતિમાં 'तमेवैकं जानथ आत्मानम् ॥' એ વચનમાં આત્મશબ્દનો પ્રયોગ કર્યો છે. આત્મશબ્દનો પ્રયોગ બ્રહ્મમાં જ મુખ્યપણે સંભવેછે, પ્રધાનાદિમાં સભવતો નથી. ૧.

### मुक्तोपसृप्यव्यपदेशात् ॥ २ ॥

**અન્વય અને અન્વયાર્થઃ**—मुक्तोपसृप्यव्यपदेशात् મુક્તોએ પ્રાપ્ય[ જે બ્રહ્મ તે ]ના કથનથી [ સ્વર્ગ અને પૃથિવીઆદિનું અધિષ્ઠાન બ્રહ્મ છે ].

**ટીકાઃ**—અવિદ્યા, રાગ, દ્વેષ, ભય અને મોહાદિદોષોથી મુક્ત થયેલાઓએ પ્રાપ્યથવાયોગ્યબ્રહ્મનું 'यदा सर्वे प्रमुच्यन्ते कामा येऽस्य हृदि श्रिताः । अथ मर्त्योऽमृतो भवत्यत्र ब्रह्म समश्नुते ॥' (જ્યારે આ પુરુષના હૃદયમાં રહેલી સર્વે કામનાઓ દૂર થાયછે, ત્યારે આ પુરુષ અમૃત થાયછે, ને અહિં જ બ્રહ્મને પ્રાપ્ત થાયછે) ઇત્યાદિશ્રુતિઓમાં કથન હોવાથી સ્વર્ગલોક અને ભૂર્લોકઆદિનું અધિષ્ઠાન બ્રહ્મ જ છે, પણ પ્રધાનાદિ નથી. ૨.

### नानुमानमतच्छब्दात् ॥ ३ ॥

**અન્વય અને અન્વયાર્થઃ**—**अतच्छब्दात्** પ્રધાનપ્રતિપાદકશબ્દના અભાવથી **अनुमानं** [ અચેતન ] પ્રધાન **न** [ સ્વર્ગલોક અને પૃથિવીઆદિનું અધિષ્ઠાન ] નથી.

**ટીકાઃ**—સાંખ્યસ્મૃતિપરિકલ્પિતઅચેતનપ્રધાનને પ્રતિપાદન કરનાર શબ્દનો આ પ્રકરણમાં અભાવ છે, અને ચેતનબ્રહ્મને પ્રતિપાદન કરનાર 'यः सर्वज्ञः सर्ववित् ॥' ઇત્યાદિશબ્દોનો સદ્ભાવ છે, માટે અચેતન પ્રધાન સ્વર્ગલોક અને ભૂર્લોકઆદિનું આયતન (અધિષ્ઠાન) નથી, પણ બ્રહ્મ જ છે. ૩.

### प्राणभृच्च ॥ ४ ॥

**અન્વય અને અન્વયાર્થઃ**—च અને प्राणभृत् જીવ [ પણ અધિષ્ઠાન ] न નથી ].

ટીકા:—યદ્યપિ પ્રાણને ધારણ કરનાર જીવમાં આત્મત્વ અને ચેતનત્વાદિ ધર્મો છે, તથાપિ ઉપાધિ-પરિચ્છિન્નજ્ઞાનવાળાજીવમાં સર્વજ્ઞત્વાદિધર્મોનો અભાવ હોવાથી જીવાત્મા સ્વર્ગ અને પૃથિવીઆદિનું અધિષ્ઠાન નથી, પણ સર્વજ્ઞ બ્રહ્મ જ અધિષ્ઠાન છે. નની પૂર્વસૂત્રમાંથી આ સૂત્રમાં અનુવૃત્તિ કરી છે. ૪.

## भेदव्यपदेशात् ॥ ५ ॥

**અન્વય અને અન્વયાર્થ:—भेदव्यपदेशात्** [ જ્ઞાતા તથા જ્ઞેયના ] ભેદના કથનથી [ જીવ અધિષ્ઠાન નથી ].

ટીકા:–'तमेवैकं जानथ आत्मानम् ॥' એ શ્રુતિમાં જ્ઞાતા અને જ્ઞેયના ભેદનું કથન છે, ત્યાં પ્રાણભૃત્ (જીવ) મુમુક્ષુપણાથી જ્ઞાતા છે, અને આત્મશબ્દવાચ્ય બ્રહ્મ જ્ઞેય છે. પૂર્વોક્તરીતે ભેદનું કથન હોવાથી જ્ઞેયબ્રહ્મ જ સ્વર્ગ અને પૃથિવીનું અધિષ્ઠાન છે, જીવ નહિ. ૫.

## प्रकरणात् ॥ ६ ॥

**અન્વય અને અન્વયાર્થ:-प्रकरणात्** [ બ્રહ્મસંબંધી ] પ્રકરણ હોવાથી [બ્રહ્મ જ અધિષ્ઠાન છે].

ટીકા:–'कस्मिन्नु भगवो विज्ञाते सर्वमिदं विज्ञातं भवति ॥' ( હે ભગવન્! કયા પદાર્થના જાણવાથી આ સર્વ જગત્ જાણેલું થાયછે ?) એ શ્રુતિવડે એકના વિજ્ઞાનથી સર્વના વિજ્ઞાનની અપેક્ષા હોવાથી, એક-બ્રહ્મના વિજ્ઞાનથી જ સર્વના વિજ્ઞાનનો સંભવ છે, કેવલ જીવના વિજ્ઞાનથી સર્વના વિજ્ઞાનનો સંભવ નથી. એવીરીતે બ્રહ્મસંબંધીપ્રકરણ હોવાથી બ્રહ્મ જ સ્વર્ગ અને પૃથિવીઆદિનું અધિષ્ઠાન છે. ૬.

## स्थित्यदनाभ्यां च ॥ ७ ॥

**અન્વય અને અન્વયાર્થ:-च** અને **स्थित्यदनाभ्याम्** [ ઔદાસીન્ય ] સ્થિતિ [ અને કર્મ-ફલના ] ભોગથી [ પણ બ્રહ્મ જ અધિષ્ઠાન છે, એમ સિદ્ધ થાયછે ].

ટીકા:–'द्वा सुपर्णा सयुजा सखाया समानं वृक्षं परिषस्वजाते । तयोरन्यः पिप्पलं स्वाद्वत्त्यनश्नन्न्योऽभिचाकशीति ॥' (સાથે રહેનારા સમાનસ્વભાવવાળા બે પક્ષિઓ–જીવ અને બ્રહ્મ–એકવૃક્ષનો–શરીરનો–આશ્રય કરીને સ્થિત છે; એ બેમાંનો એક–જીવ–સ્વાદુ કર્મફલભોગ ભોગવેછે, અને અન્ય–બ્રહ્મ–ભક્ષણ નહિ કરતો છતો સર્વજ્ઞણીથી પ્રકાશેછે) એ શ્રુતિમાં શરીરમાં બ્રહ્મની ઉદાસીનરૂપતાથી સ્થિતિનું કથન હોવાથી અને જીવને કર્મફલના ભોગનું કથન હોવાથી બ્રહ્મ જ સ્વર્ગ અને પૃથિવીઆદિનું અધિષ્ઠાન છે, જીવ નથી. ૭.

'भूमा त्वेव विजिज्ञासितव्यः ॥' (ભૂમા જ નિશ્ચય વિશેષરૂપે જિજ્ઞાસાકરવાયોગ્ય છે ) એ શ્રી-છાંદોગ્યોપનિષદ્ની શ્રુતિમાં સંશય થાયછે, કે ભૂમા પ્રાણ છે? અથવા પરમાત્મા છે? એ શંકાને દૂર કરવા ભગવાન્ સૂત્રકાર બેસૂત્રવાળું નીચેનું ભૂમાધિકરણ રચેછે:—

### ૨. ભૂમાધિકરણ.

## भूमा सम्प्रसादादध्युपदेशात् ॥ ८ ॥

**અન્વય અને અન્વયાર્થ:-भूमा** [ શ્રીછાંદોગ્યશ્રુતિમાં કહેલા ] ભૂમા [ પરમાત્મા છે ] **सम्प्रसादात्** પ્રાણથી **अधि** ઉપરમાં **उपदेशात्** ઉપદેશથી.

ટીકા:–'भूमा त्वेव विजिज्ञासितव्यः ॥' ઇત્યાદિશ્રુતિમાં જે ભૂમાશબ્દ છે, તે પરમાત્માનો વાચક છે, પ્રાણનો વાચક નથી; કેમકે પ્રાણથી પશ્ચાત (ઊર્ધ્વ) તેનો ઉપદેશ છે. સંપ્રસાદશબ્દનો વાચ્યાર્થ સુષુપ્તિ છે, અને લક્ષ્યાર્થ સુષુપ્તિમાં જાગ્રત્ રહેનાર પ્રાણ છે. 'तं मा भगवान् शोकस्य पारं तारयतु॥' (તે મને ભગવાન્–આપ–શોકના પાર–અંત–ને પમાડો) એપ્રમાણેનો ઉપક્રમ અને 'तस्मै मृदितकषायाय तमसः पारं दर्शयति भगवान् सनत्कुमारः ॥' (જેના પાપસંસ્કાર નાશ પામ્યા છે, એવા તે નારદને

ભગવાન્ સનત્કુમારે અજ્ઞાનનો પાર દેખાડ્યો) એવીરીતનો ઉપસંહાર પણ ભૂમાશબ્દનું પરમાત્મપણું દેખાડેછે; અને નિરતિશયવ્યાપકતારૂપ જે ભૂમરૂપતા તે પણ પરમાત્મામાં જ સંભવેછે, પ્રાણમાં સંભવતી નથી; માટે ભૂમા પરમાત્મા છે, પ્રાણ નહિ. ૮.

## धर्मोपपत्तेश्च ॥ ९ ॥

**અન્વય અને અન્વયાર્થઃ**—च અને धर्मोपपत्तेः [ અમૃતત્વાદિ ] ધર્મોની સંગતિથી [ ભૂમા પરમાત્મા જ છે ].

**ટીકાઃ**—'यो वै भूमा तदमृतम् ॥' (જે ભૂમા છે, તે જ અમૃત છે) ઇત્યાદિશ્રુતિઓમાં સાંભળવામાં આવતા જે અમૃતપણું, દર્શનાદિવ્યવહારાભાવપણું, આનંદપણું, સત્યપણું, સ્વમહિમામાં પ્રતિષ્ઠિતપણું, સર્વગતપણું અને સર્વાત્મપણું એ ધર્મો પરમાત્માને વિષે જ સંભવિત હોવાથી ભૂમા પરમાત્મા છે. ૯.

'कस्मिन्नु खल्वाकाश ओतश्च प्रोतश्चेति। स होवाचैतद्वै तदक्षरं गार्गि ब्राह्मणा अभिवदन्त्यस्थूलमनणु॥' (હે મુને! આ આકાશ શામાં ઓતપ્રોત છે? ત્યારે યાજ્ઞવલ્ક્યમુનિએ કહ્યું કે હે ગાર્ગિ! જેને બ્રહ્મવેત્તાઓ અસ્થૂલ અને અનણુ કહેછે, તે આ અક્ષર છે, અને તે અક્ષરમાં આકાશ ઓતપ્રોત છે) ઇત્યાદિશ્રીબૃહદારણ્યકની શ્રુતિમાં સંશય થાયછે કે ત્યાં અક્ષરશબ્દવડે વર્ણરૂપ ૐકારનું ગ્રહણ છે? અથવા પરમાત્માનું ગ્રહણ છે? એ શંકાને નિરાસ કરવા ભગવાન્ સૂત્રકાર નીચેનું ત્રણસૂત્રવાળું અક્ષરાધિકરણ રચેછેઃ—

### ૩. અક્ષરાધિકરણ.

## अक्षरमम्बरान्तधृतेः ॥ १० ॥

**અન્વય અને અન્વયાર્થઃ**—अम्बरान्तधृतेः આકાશપર્યંતના ધારણથી अक्षरं [ શ્રુતિમાં કહેલું ] અક્ષર [ બ્રહ્મ જ છે ].

**ટીકાઃ**—પૃથિવીથી માંડીને આકાશપર્યંતના વિકારસમૂહના ધારણથી 'कस्मिन्नु खल्वाकाश ओतश्च प्रोतश्चेति ॥' ઇત્યાદિશ્રુતિમાં કહેલું અક્ષર પરમાત્મા જ છે, પણ ૐકારવર્ણ નથી; કેમકે ૐકારમાં પ્રપંચનું ધારકપણું સંભવતું નથી. 'ॐकार एवेदं सर्वम् ॥' (ૐકાર જ આ સર્વ છે) એ શ્રુતિ તો બ્રહ્મજ્ઞાનના સાધનપણાથી સ્તુતિમાટે છે, ૐકારનું પ્રપંચધારકપણું દર્શાવવામાટે નથી, તેમ જ નિત્યપણું (न क्षरति) અને વ્યાપિપણું (अश्नुते) એવા જે બે અર્થ અક્ષરના થાયછે, તે પણ પરમાત્મામાં જ સભવેછે, માટે અક્ષર પરમાત્મા છે. ૧૦.

જો આકાશપર્યંતનું ધારણરૂપકાર્ય કારણને અધીન છે, તો પ્રધાનકારણવાદિસાંખ્યમતમાં પણ આકાશપર્યંતનું ધારણરૂપકાર્ય પ્રધાનરૂપકારણને અધીન સભવી શકેછે, માટે તે પ્રપંચધારકપણાથી બ્રહ્મની સિદ્ધિ થઇ શકતી નથી, એવી શંકા થાય તો તેનું સમાધાન કરેછેઃ—

## सा च प्रशासनात् ॥ ११ ॥

**અન્વય અને અન્વયાર્થઃ**—च અને प्रशासनात् શિક્ષાથી सा તે (આકાશપર્યંતની ધારણક્રિયા) [ પરમેશ્વરનું કર્મ છે ].

**ટીકાઃ**—'एतस्य वा अक्षरस्य प्रशासने गार्गि सूर्याचन्द्रमसौ विधृतौ तिष्ठतः ॥' (હે ગાર્ગિ! આ અક્ષરની આજ્ઞારૂપશિક્ષામાં સૂર્યચંદ્ર ધારણ કરાયા છતા સ્થિત છે) એ શ્રુતિમાં પરમાત્માની આજ્ઞારૂપશિક્ષાનું કથન હોવાથી આકાશપર્યંતના પ્રપંચની ધારણક્રિયા ચેતનપરમાત્માનું કર્મ છે, અચેતનપ્રધાનનું કર્મ નથી. ૧૧.

## अन्यभावव्यावृत्तेश्च ॥ १२ ॥

**અન્વય અને અન્વયાર્થઃ**—च અને अन्यभावव्यावृत्तेः અન્યના ભાવથી (બ્રહ્મથી ભિન્ન જડપ્રધાનના ભાવથી) પૃથક્પણાવડે સ્થાપનથી [ અક્ષરશબ્દનું વાચ્ય બ્રહ્મ જ છે ].

**ટીકાઃ**—અને 'तद्वा एतदक्षरं गार्ग्यदृष्टं द्रष्टृश्रुतं श्रोत्रमतं मन्त्रविज्ञातं विज्ञातृ ॥' (હે ગાર્ગિ!

તે જ આ અક્ષર અદષ્ટ છતાં દ્રષ્ટા, અશ્રુત છતાં શ્રોતા, અમત છતાં મંતા ને અવિજ્ઞાત છતાં વિજ્ઞાતા ) એ શ્રુતિમાં દ્રષ્ટાપણાદિનું કથન છે, તેનો અચેતનપ્રધાનમાં અસંભવ છે. આવીરીતે અચેતનભાવથી પૃથક્રૂપણાવડે અક્ષરનું સ્થાપન હોવાથી અક્ષરશબ્દનું વાચ્ય બ્રહ્મ જ છે, પ્રધાન નથી; અને તે બ્રહ્મ જ સર્વજગતનો આધાર છે. 'नान्यदतोऽस्ति द्रष्टृ ॥" (આનાથી અન્ય દ્રષ્ટા નથી ) ઇત્યાદિશ્રુતિમાં ભેદનો નિષેધ હોવાથી જીવ પણ અક્ષરશબ્દનું વાચ્ય નથી. ૧૨.

શ્રીપ્રશ્નોપનિષદ્‌માં શ્રીપિપ્પલાદગુરુએ સત્યકામશિષ્યને ૐકારદ્વારા બ્રહ્મનું ધ્યાન કહ્યું છે, ત્યાં સંશય થાયછે કે ૐકારદ્વારા નિર્ગુણબ્રહ્મ ધ્યાનને યોગ્ય છે? અથવા સગુણબ્રહ્મ ધ્યાનને યોગ્ય છે? તે શંકાને દૂર કરવા ભગવાન્ સૂત્રકાર નીચેનું એકસૂત્રવાળું ઈક્ષતિકર્માધિકરણ રચેછેઃ—

### ૪. ઈક્ષતિકર્માધિકરણ.

## ईक्षतिकर्मव्यपदेशात् सः ॥ १३ ॥

**અન્વય અને અન્વયાર્થઃ—ईक्षतिकर्मव्यपदेशात्** [ વાક્યશેષમાં ] દર્શન( સાક્ષાત્કાર )નો વિષય [ જે પરપુરુષ ] તેના કથનથી **सः** [ ૐકારદ્વારા જે ધ્યેય] તે [ પરમાત્મા જ છે ].

**ટીકાઃ**—'स एतस्माज्जीवघनात् परात् परं पुरिशयं पुरुषमीक्षते ॥' (તે ઉપાસક પુરુષ આ ઉત્કૃષ્ટ-હિરણ્યગર્ભથી પર પુરિશય-સર્વશરીરોમાં શયન કરનાર-પુરુષને-નિર્ગુણબ્રહ્મને-દેખેછે-અભેદરૂપે સાક્ષાત્કાર કરેછે) એ વાક્યશેષમાં સમ્યક્‌દર્શનનો (સાક્ષાત્કારનો) વિષય જે પરપુરુષ (નિર્ગુણબ્રહ્મ) તેનું કથન હોવાથી નિર્ગુણબ્રહ્મ ૐકારદ્વારા ધ્યાનને યોગ્ય છે, એમ સિદ્ધ થાયછે. ૧૩.

'अथ यदिदमस्मिन् ब्रह्मपुरे दहरं पुण्डरीकं वेश्म दहरोऽस्मिन्नन्तराकाशस्तस्मिन् यदन्तस्तदन्वेष्टव्यं तद्वाव विजिज्ञासितव्यम् ॥' (અનંતર જે આ બ્રહ્મપુર—શરીર—માં દહર—અલ્પ—હૃદયકમલરૂપ ગૃહ છે, તેમાં દહરઅંતરાકાશ છે, તેમાં જે અંતર છે, તે આશ્રયસહિત શોધવાયોગ્ય છે, તે જ વિશેષે કરી જ્ઞાતવ્ય છે) એ શ્રીછાંદોગ્યોપનિષદ્‌ની શ્રુતિમાં સંશય થાયછે કે તેમાં કહેલું દહરાકાશ ભૂતાકાશ છે? અથવા જીવ છે? અથવા પરમાત્મા છે? એ શંકાને દૂર કરવા ભગવાન્ સૂત્રકાર પાંચસૂત્રોવાળું નીચેનું દહરાધિકરણ રચેછેઃ—

### ૫. દહરાધિકરણ.

## दहर उत्तरेभ्यः ॥ १४ ॥

**અન્વય અને અન્વયાર્થઃ—उत्तरेभ्यः** ઉત્તર- વાક્યશેષ-માંના [ હેતુઓથી ] **दहरः** દહર (દહરાકાશ) [ બ્રહ્મ જ છે ].

**ટીકાઃ**—'एष आत्माऽपहतपाप्मा विजरो विमृत्युर्विशोको विजिघत्सोऽपिपासः सत्यकामः सत्यसङ्कल्पः॥' (આ આત્મા નિષ્પાપ, અજર, અમર, શોકરહિત, ક્ષુધાશૂન્ય, તૃષારહિત, સત્યકામ ને સત્યસંકલ્પ છે) એ વાક્યશેષમાં નિષ્પાપપણાદિ જે લિંગો બતાવ્યાં છે, તે પરમાત્મામાં જ સંભવેછે, ભૂતાકાશ તથા જીવમાં સંભવતાં નથી, માટે દહરાકાશ પરમાત્મા જ છે. ૧૪.

દહરાકાશના પરમાત્મપણામાં અન્યહેતુને કહેછેઃ—

## गतिशब्दाभ्यां तथा हि दृष्टं लिङ्गं च ॥ १५ ॥

**અન્વય અને અન્વયાર્થઃ-गतिशब्दाभ्यां** ગતિ અને શબ્દથી [ દહરાકાશ પરમાત્મા છે ] **तथा** તેમ [ શ્રુત્યંતરમાં ] **हि** પણ **दृष्टं** જોયું છે, [ તે ] **च** પણ **लिङ्गं** લિંગ (હેતુ) [ છે ].

**ટીકાઃ**—'इमाः सर्वाः प्रजा अहरहर्गच्छन्त्य एतं ब्रह्मलोकं न विन्दन्ति ॥' (આ સર્વજીવો દિનદિનપ્રતિ સુષુપ્તિકાલમાં પોતાના હૃદયમાં સ્થિત બ્રહ્મસ્વરૂપને પ્રાપ્ત થાયછે, પણ તે બ્રહ્મસ્વરૂપને જાણતા નથી) એ શ્રુતિમાં સર્વે જીવોનું સુષુપ્તિકાલમાં દહરાકાશમાં ગમન સાંભળ્યું છે, તે ગતિરૂપહેતુથી, તથા યોગવ્યુત્પત્તિવડે બ્રહ્મલોકશબ્દનું પરમાત્મવાચકપણું છે, તે શબ્દરૂપ હેતુથી દહરાકાશ પરમાત્મા જ છે. તેવીરીતે 'सता सौम्य तदा सम्पन्नो भवति ॥' (હે પ્રિયદર્શન શ્વેતકેતો! આ જીવ સુષુપ્તિમાં બ્રહ્મને પ્રાપ્ત થાયછે) એ અન્યશ્રુતિમાં પણ સર્વે જીવોની સુષુપ્તિકાલમાં બ્રહ્મમાં સ્થિતિ જોયી છે, તે પણ દહરાકાશના પરમાત્મપણામાં હેતુ છે. ૧૫.

સર્વજગતના ધારણરૂપહેતુથી દહરાકાશ પરમાત્મા છે, એમ કહેછેઃ—

## धृतेश्च महिम्नोऽस्यास्मिन्नुपलब्धेः ॥ १६ ॥

**અન્વય અને અન્વયાર્થઃ**-धृतेः [સર્વજગતના] ધારણથી च અને अस्य આના (ધારણરૂપનિયમના) महिम्नः મહિમાની अस्मिन् [અન્યશ્રુતિને વિષે] આમાં (પરમાત્મામાં) उपलब्धेः પ્રાપ્તિ હોવાથી [દહરાકાશ પરમાત્મા છે].

**ટીકાઃ**—'य आत्मा स सेतुर्विधृतिरेषां लोकानामसम्भेदाय ॥' (જે આત્મા છે, તે આ સમગ્રલોકોના અસંકરમાટે વિધારણ સેતુ છે) એ શ્રુતિમાં દહરાકાશરૂપપરમાત્માને વિષે સર્વજગતનુ ધારણપણુ કહ્યુ છે, તે હેતુથી દહરાકાશ પરમાત્મા છે; વળી આ ધારણરૂપનિયમના મહિમાની 'एष सर्वेश्वर एष भूताधिपतिरेष भूतपाल एष सेतुर्विधारण एषां लोकानामसम्भेदाय ॥' (આ સર્વેશ્વર, આ ભૂતોનો અધિપતિ, આ ભૂતપાલ અને આ લોકોના અસંકરમાટે આ વિધારણ સેતુ છે) એ અન્યશ્રુતિમાં, પરમાત્માને વિષે પ્રાપ્તિ હોવાથી દહરાકાશ પરમાત્મા છે, એમ સિદ્ધ થાયછે. ૧૬

## प्रसिद्धेश्च ॥ १७ ॥

**અન્વય અને અન્વયાર્થઃ**-च અને प्रसिद्धेः [કારણરૂપઆકાશની પરમાત્મામાં] પ્રસિદ્ધિ હોવાથી [દહરાકાશ પરમાત્મા છે].

**ટીકાઃ**—'सर्वाणि ह वा इमानि भूतान्याकाशादेव समुत्पद्यन्ते ॥' (પ્રસિદ્ધ આ સર્વભૂતો આકાશશબ્દવાચ્યપરમાત્માથી જ ઉત્પન્ન થાયછે) ઇત્યાદિશ્રુતિવડે કારણરૂપઆકાશશબ્દની પરમાત્મામાં પ્રસિદ્ધિ હોવાથી દહરાકાશ પરમાત્મા છે. જીવમાં કદીપણ આકાશનો પ્રયોગ કરેલો જણાતો નથી, અને ભૂતાકાશમાં જો કે આકાશશબ્દ પ્રસિદ્ધ છે, તોપણ ઉપમાન અને ઉપમેયભાવના અસંભવથી અત્ર તે ગ્રહણ કરવાયોગ્ય નથી, તેથી જીવ અને આકાશ દહરાકાશ નથી. ૧૭.

## इतरपरामर्शात् स इति चेन्नासंभवात् ॥ १८ ॥

**અન્વય અને અન્વયાર્થઃ**—इतरपरामर्शात् અન્યના (જીવના) ગ્રહણથી सः તે (જીવ) [દહરાકાશ છે] इति એમ चेत् [કહો] તો न [તે સંભવે] નહિ असंभवात् અસંભવથી.

**ટીકાઃ**—'अथ य एष सम्प्रसादोऽस्माच्छरीरात् समुत्थाय परं ज्योतिरुपसम्पद्य स्वेन रूपेणाभिनिष्पद्यते ॥' (જાગ્રત્ તથા સ્વપ્નપછી જે આ સંપ્રસાદ-સુષુપ્તિયુક્તજીવ-આ શરીરથી સમુત્થાન કરીને બ્રહ્મનો સાક્ષાત્કાર કરી પોતાના બ્રહ્મરૂપથી તેને પ્રાપ્ત થાયછે) એ વાક્યશેષમાં સંપ્રસાદશબ્દથી ઇતર એટલે જીવનું ગ્રહણ હોવાથી તે જીવ દહરાકાશ છે, એવી શંકા કરો તો તે શંકા સંભવતી નથી; કેમકે બુદ્ધિઆદિઉપાધિવડે પરિચ્છિન્ન અભિમાનીજીવની આકાશની સાથે ઉપમા સંભવી શકતી નથી, તેમ જ ઉપાધિના ધર્મના અભિમાનવાળામાં નિષ્પાપપણુંઆદિ ધર્મો પણ સંભવતા નથી, માટે દહરાકાશ જીવ નહિ પણ પરમાત્મા છે. ૧૮.

પૂર્વોક્તનિર્ણયને દૃઢ કરવા ત્રણસૂત્રોવાળું નીચેનુ ઉત્તરાધિકરણ ભગવાન્ સૂત્રકાર રચેછેઃ—

### ૬. ઉત્તરાધિકરણ.

## उत्तराच्चेदाविर्भूतस्वरूपस्तु ॥ १९ ॥

**અન્વય અને અન્વયાર્થઃ**—उत्तरात् ઉત્તર[વાક્ય]થી [જીવનું કથન હોવાથી દહરાકાશ જીવ છે] चेत् [એમ કહો] તો तु [અમે કહીએછીએ] કે आविर्भूतस्वरूपः [તે પ્રસંગમાં] ઉપાધિરહિત શુદ્ધજીવસ્વરૂપ [પ્રતિપાદન કરાયછે, માટે તેનું પરમાત્મપણું હોવાથી દહરાકાશ પરમાત્મા છે].

**ટીકાઃ**—પૂર્વસૂત્રમાં જીવમાં વાક્યશેષમાં કહેલા ધર્મોનો અસંભવ દેખાડીને દહરાકાશના જીવપણાનો નિષેધ કર્યો છે; હવે આ સૂત્રમાં પુનઃ વાક્યશેષસ્થ શ્રીપ્રજાપતનાં વાક્યોદ્વારા શંકાનું ઉત્થાપન કરી તે વાક્યોના તાત્પર્યનિર્ણયપૂર્વક દહરાકાશનું પરમાત્મપણુ સ્થાપન કરેછે. 'य एषोऽक्षिणि पुरुषो दृश्यत एष आत्मा ॥'

(જે આ ચક્ષુમાં પુરૂષ દેખાયછે, આ આત્મા છે) એ વાક્યવડે શ્રીપ્રજાપતિએ ઇંદ્રપ્રતિ નેત્રમાં જીવનું કથન કરીને પુનઃ 'य एष स्वप्ने महीयमानश्चरत्येष आत्मा ॥' (જે આ સ્વપ્નમાં વાસનામયવિષયોવડે પૂજિત થયો છતો વિચરેછે, તે આ આત્મા છે) એ વાક્યવડે સ્વપ્નાવસ્થાને પામેલા જીવનું કથન કરી 'तद्यत्रैतत् सुप्तः समस्तः सम्प्रसन्नः स्वप्नं न विजानात्येष आत्मा ॥' (જ્યારે તે આ સુષુપ્તિવાળો, સર્વઇંદ્રિયોના વ્યાપારથી રહિત, અને સારીરીતે નિર્મલ થયો છતો સ્વપ્નને જાણતો નથી, આ આત્મા છે) એ વાક્યવડે સુષુપ્તિને પામેલા જીવનું કથન કર્યું છે, અને અંતે 'एष सम्प्रसादोऽस्माच्छरीरात् समुत्थाय परं ज्योतिरुपसम्पद्य स्वेन रूपेणाभिनिष्पद्यते स उत्तमः पुरुषः ॥' (આ જીવ આ શરીરથી સારીરીતે ઉત્થાન કરીને ઉત્કૃષ્ટજ્યોતિને પામીને પોતાના રૂપવડે સંપન્ન થાયછે, તે ઉત્તમ પુરુષ છે) એ વાક્યવડે પણ જીવનું કથન હોવાથી દહરાકાશ જીવ છે, એમ કહો તો તેના ઉત્તરમાં અમે કહીએછીએ કે એ ઉત્તરવાક્યથી પણ દહરાકાશ જીવ છે એમ સિદ્ધ થતું નથી, કેમકે પ્રથમનાં ત્રણવાક્યોમાં જાગ્રદાદિત્રણઅવસ્થાઓના દ્રષ્ટાનું નિરૂપણ કરી ચોથાવાક્યમાં તે દ્રષ્ટાનું જ પારમાર્થિકરૂપ દર્શાવ્યું છે. એવીરીતે એ વાક્યોમાં ઉપાધિરહિતશુદ્ધજીવસ્વરૂપનું કથન કરેલું છે, અને શુદ્ધજીવસ્વરૂપ તે પરમાત્મા છે, એ વાત 'तत्त्वमसि' (તે તું છે) ઇત્યાદિશાસ્ત્રવચનોથી સિદ્ધ હોવાથી દહરાકાશ પરમાત્મા છે, જીવ નથી. ૧૯.

દહરવિદ્યાના વાક્યશેષમાં જે જીવનું વર્ણન છે, તેને પરમાત્માનું વર્ણન માનવાથી संप्रसादशब्द નિરર્થક થાયછે, એમ શંકા થાય તો એ શંકાના સમાધાનમાટે ભગવાન્ સૂત્રકાર નીચેનું સૂત્ર રચેછેઃ—

## अन्यार्थश्च परामर्शः ॥ २० ॥

**અન્વય અને અન્વયાર્થઃ**—च અને **परामर्शः** [ જીવનું ] ગ્રહણ **अन्यार्थः** અન્યને (પરમાત્માનું સ્વરૂપ પ્રતિપાદન કરવાને ) માટે [ છે ].

**ટીકાઃ**—'य एष सम्प्रसादः ॥'( જે આ સંપ્રસાદ–જીવ ) આ દહરવિદ્યાના વાક્યશેષમાં संप्रसादशब्दવડે જે જીવનું ગ્રહણ છે, તે જીવના સ્વરૂપના પ્રતિપાદનમાટે નથી, કિંતુ ત્રણે અવસ્થાઓમાં દ્રષ્ટારૂપે રહેનારો જે નિરુપાધિજીવ તે પરમાત્મા છે, અને તે જ નિષ્પાપતાઆદિગુણવિશિષ્ટ અને ઉપાસ્ય છે, એમ પરમાત્માના સ્વરૂપના પ્રતિપાદનમાટે છે. ૨૦.

## अल्पश्रुतेरिति चेत्तदुक्तम् ॥ २१ ॥

**અન્વય અને અન્વયાર્થઃ**—**अल्पश्रुतेः** [ આકાશના ] અલ્પપણાની શ્રુતિ હોવાથી [ તે અલ્પપણું પરમાત્મામાં સંભવી શકતું નથી, પણ જીવમાં સંભવી શકેછે ] **इति** એમ **चेत्** [ કહો] તો **तत्** તે (તેનું સમાધાન) **उक्तम्** [ પૂર્વે ] કહ્યું છે.

**ટીકાઃ**—'दहरोऽस्मिन्नन्तराकाशः ॥' એ શ્રુતિમાં અલ્પહૃદયમાં અલ્પઆકાશનું કથન હોવાથી વ્યાપક પરમાત્મા દહરાકાશ નથી, કિંતુ અલ્પ જીવ દહરાકાશ છે, એમ પૂર્વપક્ષ કરો તો તે તમારો પૂર્વપક્ષ સંભવતો નથી; કેમકે 'अर्भकौकस्त्वात्तद्व्यपदेशाच्च नेति चेन्न निचाय्यत्वादेवं व्योमवच्च ॥' એ સૂત્રમાં અલ્પહૃદયની અપેક્ષાથી પરમાત્માના અલ્પપણાનું કથન છે, એમ અમે તેનો પરિહાર કર્યો છે. ૨૧.

'न तत्र सूर्यो भाति न चन्द्रतारकं नेमा विद्युतो भान्ति कुतोऽयमग्निः तमेव भान्तमनुभाति सर्वं तस्य भासा सर्वमिदं विभाति ॥' (તે બ્રહ્મમાં સૂર્ય પ્રકાશ કરતો નથી, ચંદ્ર અને તારા પ્રકાશ કરતા નથી, અને આ વીજળી પ્રકાશ કરતી નથી; જ્યાં સૂર્યાદિ પ્રકાશ કરતા નથી, ત્યાં અલ્પતેજવાળો અગ્નિ કેમ પ્રકાશ કરે? તે બ્રહ્મના પ્રકાશની પછી સર્વ જગત્ પ્રકાશિત થાયછે, અને તેની દીપ્તિવડે આ સર્વ જગત્ ભાસેછે) એ શ્રીમુંડકોપનિષદ્‌ની શ્રુતિમાં સંશય થાયછે કે જેના પ્રકાશપછી સર્વ પ્રકાશિત થાયછે, તે તેજને ધારણ કરનારો કોઇ પદાર્થ છે? અથવા પ્રાજ્ઞપરમાત્મા છે? એ શંકાના નિવારણમાટે ભગવાન્ સૂત્રકાર બેસૂત્રોવાળું નીચેનું અનુકૃત્યધિકરણ રચેછેઃ—

७. અનુકૃત્યધિકરણ.

## अनुकृतेस्तस्य च ॥ २२ ॥

**અન્વય અને અન્વયાર્થઃ**—अनुकृतेः અનુકૃતિથી (અનુકરણરૂપહેતુથી) च અને तस्य તેની [દીપ્તિવડે આ સર્વ ભાસેછે, એવું કથન હોવાથી તે શ્રુતિમાં પ્રાજ્ઞપરમાત્માનું ગ્રહણ છે].

**ટીકાઃ**—એકના પ્રકાશપછી બીજાએ પ્રકાશવું તે અત્ર અનુકરણ કહેવાયછે; 'તેના પ્રકાશની પછી સર્વજગત્ પ્રકાશિત થાયછે,' એ અનુકરણરૂપહેતુથી, અને 'तस्य भासा सर्वमिदं विभाति ॥' એ શ્રુતિમાં તેનું સર્વપ્રકાશકપણુ કહ્યુ છે, તેથી, 'न तत्र सूर्यो भाति ॥' ઇત્યાદિપૂર્વોક્તશ્રુતિમાં સત્યસંકલ્પપ્રાજ્ઞપરમાત્માનું કથન છે, અન્યનું નથી. ૨૨.

## अपि च स्मर्यते ॥ २३ ॥

**અન્વય અને અન્વયાર્થઃ**—च અને अपि [સ્મૃતિમાં] પણ स्मर्यते [એપ્રમાણે] કહેવાયછે.

**ટીકાઃ**—વળી શ્રીમદ્ભગવદ્ગીતારૂપસ્મૃતિમાં પણ નીચેના શ્લોકવડે પ્રાજ્ઞપરમાત્માને અન્યવડે અપ્રકાશ્ય અને સર્વને પ્રકાશ કરનાર કહ્યા છેઃ—

"न तद्भासयते सूर्यो न शशाङ्को न पावकः ।
यद्गत्वा न निवर्तन्ते तद्धाम परमं मम ॥"

**ભાવાર્થઃ**—હે અર્જુન! તે મારા સ્વરૂપને સૂર્ય પ્રકાશતો નથી, ચંદ્ર પ્રકાશતો નથી, અને અગ્નિ પણ પ્રકાશતો નથી, જેને પામીને ઉપાસકો પુનઃ આ સંસારમાં આવતા નથી, તે મારુ ઉત્કૃષ્ટ સ્વપ્રકાશસ્વરૂપ છે.

પૂર્વોક્તહેતુથી પાછળ કહેલો 'न तत्र सूर्यो भाति॥' ઇત્યાદિઅનુભાનમંત્ર બ્રહ્મમાં સમન્વિત છે. ૨૩.

'अङ्गुष्ठमात्रः पुरुषो ज्योतिरिवाधूमकः । ईशानो भूतभव्यस्य स एवाद्य स उ श्व एतद्वै तत् ॥' (હે નચિકેતઃ! ધૂમરહિતઅગ્નિના જ્યોતિસમાન, અંગુષ્ઠમાત્રપરિમાણવાળાહૃદયમાં અંગુષ્ઠમાત્રપરિમાણવાળો પુરુષ છે, તે ભૂત, ભવિષ્ય અને વર્તમાનનો નિયંતા છે, તે જ હમણાં છે, તેજ કાલ છે, જેને તું પૂછેછે તે આ પુરુષ છે) એ શ્રીકઠવલ્લીઉપનિષદ્ની શ્રુતિમાં સંશય થાયછે કે તે અંગુષ્ઠમાત્ર પુરુષ જીવાત્મા છે? કિંવા પરમાત્મા છે? એ શંકાને દૂર કરવા ભગવાન્ સૂત્રકાર બેસૂત્રોવાળું નીચેનું પ્રમિતાધિકરણ રચેછે.—

૮. પ્રમિતાધિકરણ.

## शब्दादेव प्रमितः ॥ २४ ॥

**અન્વય અને અન્વયાર્થઃ**—शब्दात् [ઈશાન]શબ્દથી एव જ प्रमितः [અંગુષ્ઠમાત્ર]-પરિમાણવાળો [પુરુષ પરમાત્મા છે, જીવ નથી].

**ટીકાઃ**—'ईशानो भूतभव्यस्य ॥' આ શ્રુતિમાંના ઈશાન(નિયતા)શબ્દથી નિશ્ચય થાયછે કે અંગુષ્ઠમાત્રપરિમાણવાળો પુરુષ પરમાત્મા છે, જીવ નથી. નિરંકુશનિયંતાપણું પરમાત્મામાં સંભવેછે, જીવમાં સંભવતું નથી, અને નચિકેતાએ પ્રશ્ન પણ પરમાત્મસંબધી પૂછ્યો છે, ને તેના ઉત્તરમાં યમે પણ પરમાત્માનું જ નિરૂપણ કરેલુ છે, તેથી સિદ્ધ થાયછે કે અંગુષ્ઠમાત્રપરિમાણવાળો પુરુષ પરમાત્મા છે. ૨૪.

વ્યાપકપરમાત્માને અંગુષ્ઠમાત્રપરિમાણવાળા કહેવા એ અસંગત છે, એવી શંકા કરીને તેનુ સમાધાન કરેછેઃ—

## हृद्यपेक्षया तु मनुष्याधिकारत्वात् ॥ २५ ॥

**અન્વય અને અન્વયાર્થઃ**—मनुष्याधिकारत्वात् મનુષ્યને [શાસ્ત્રનો] અધિકાર હોવાથી तु અને हृदि હૃદયમાં अपेक्षया [પરમાત્માની સ્થિતિની] અપેક્ષાથી [પરમાત્માનું અંગુષ્ઠમાત્રપણું કહ્યું છે].

ટીકા:—શક્તિમાન્ અને ફલાર્થી મનુષ્યને શાસ્ત્રનો અધિકાર છે, પ્રત્યેકમનુષ્યની ઉચાઇ પોતપોતાના સાડાત્રણહાથ ને હૃત્પદ્મનુ પરિમાણ પોતપોતાના અંગુષ્ઠપર્વસમાન છે, અને મનુષ્યના હૃદયમા પરમાત્માની સ્થિતિ હોવાથી તે સ્થિતિની અપેક્ષાથી પરમાત્માને અંગુષ્ઠમાત્રપરિમાણવાળા કહ્યા છે મંદબુદ્ધિવાળા વ્યાપક-પરમાત્માની ઉપાસના કરવા અસમર્થ છે, અને હૃદયમા અંગુષ્ઠમાત્રપરિમાણવાળાની ઉપાસના તેઓ કરી શકેછે, એ હેતુથી પણ તેમનું અંગુષ્ઠમાત્રપણુ કહ્યુ છે પૂર્વોક્તહેતુઓથી સિદ્ધ થાયછે કે પાછળ કહેલુ કઠવાક્ય જ્ઞેયપ્રસગબ્રહ્મમા સમન્વિત છે ૨૫

મનુષ્યના અધિકારપણાના કથનથી દેવોને અધિકાર નથી, એવી શંકા થાય તો તે દૂર કરવામાટે ભગવાન્ સૂત્રકાર આસૂત્રોવાળુ નીચેનુ દેવતાધિકરણ રચેછે —

### ૯. દેવતાધિકરણ.

## तदुपर्यपि बादरायणः सम्भवात् ॥ २६ ॥

**અન્વય અને અન્વયાર્થ:**—**सम्भवात्** [સામર્થ્યનો તથા મોક્ષની ઇચ્છાનો] સભવ હોવાથી **तदुपरि** તેઓની ઉપરમાં [ સ્થિત દેવોને ] **अपि** પણ [ વિદ્યામાં અધિકાર છે, એમ ] **बादरायणः** શ્રીબાદરાયણ [ માનેછે ]

ટીકા:—કર્મમા ભલે મનુષ્યોને જ અધિકાર હો, પણ બ્રહ્મજ્ઞાનમા તેવો નિયમ નથી સામર્થ્યનો અને મોક્ષની ઇચ્છાનો દેવોમા સભવ હોવાથી મનુષ્યોની ઉપર સ્વર્ગમા સ્થિત દેવોને પણ બ્રહ્મજ્ઞાનરૂપશાસ્ત્રમાં અધિકાર છે, એમ શ્રીબાદરાયણઆચાર્ય માનેછે, અને તેમના હૃદય અને અંગુષ્ઠની અપેક્ષાથી પરમાત્મા અંગુષ્ઠમાત્ર છે, તેથી અંગુષ્ઠમાત્રની શ્રુતિનો દેવાદિમા અવિરોધ છે, એમ કહેછે ૨૬.

શરીરવાળા દેવના અંગીકારમા બાધકને કહી તેનુ નિરાકરણ કરેછે —

## विरोधः कर्मणीति चेन्नानेकप्रतिपत्तेर्दर्शनात् ॥ २७ ॥

**અન્વય અને અન્વયાર્થ:**—**कर्मणि** [ દેવને શરીરવાળા માનવાથી ] કર્મમા **विरोधः** વિરોધ [ આવશે ] **इति** એમ **चेत्** [ કહો ] તો **न** [ તે વિરોધ આવતો ] નથી **अनेकप्रतिपत्तेः** અનેક [ શરીરની ] પ્રાપ્તિના **दर्शनात्** દર્શનથી.

ટીકા:—જો ઇંદ્રાદિકદેવોના શરીરનો સ્વીકાર કરીને તેમને શાસ્ત્રનો અધિકાર કહેશો તો શરીરધારી ઇંદ્રાદિકદેવોને એકસમયમા કરવામા આવતા અનેકયજ્ઞમા ગમનનો અસભવ હોવાથી યજ્ઞકર્મમા વિરોધ આવશે, એમ કહો તો અમે કહીએછીએ જેમ એક સિદ્ધયોગી પોતાના યોગબલથી અનેક શરીર ધારણ કરેછે, તેમ એકદેવને પણ પોતાના સામર્થ્યથી અનેકશરીરની પ્રાપ્તિનુ શ્રુતિસ્મૃતિમા દર્શન હોવાથી યજ્ઞાદિકર્મમા વિરોધ આવતો નથી ૨૭

દેવને શરીરવાળા માનવામા શબ્દવિરોધ પણ નથી, એમ દર્શાવેછે —

## शब्द इति चेन्नातः प्रभवात् प्रत्यक्षानुमानाभ्याम् ॥ २८ ॥

**અન્વય અને અન્વયાર્થ:**—**शब्दे** શબ્દમા [ વિરોધ આવશે ] **इति** એમ **चेत्** [ કહો ] તો [ કહીએછીએ કે ] **अतः** આથી (વૈદિકશબ્દથી) **प्रभवात्** [ દેવાદિની ] ઉત્પત્તિ હોવાથી, **न** [ તે શંકા સભવતી ] નથી, **प्रत्यक्षानुमानाभ्याम्** શ્રુતિ અને સ્મૃતિથી [ શબ્દથી દેવાદિની ઉત્પત્તિ છે, એમ સિદ્ધ થાયછે ]

ટીકા:—જો કે દેવતાઓ અનેકશરીરને ધારણ કરી શકવાની સામર્થ્યવાળા હોવાથી કર્મમા વિરોધ આવતો નથી, તોપણ ઔત્પત્તિકસૂત્રમા (પૂર્વમીમાંસાદર્શનના પ્રથમાધ્યાયના પ્રથમપાદના પાંચમાસૂત્રમા) શબ્દ અને અર્થને અનાદિ માનીને તેમના સબધને પણ શ્રીજૈમિનિએ અનાદિ માન્યો છે, અને વેદને અન્ય કોઇ પ્રમાણની અપેક્ષા ન હોવાથી વૈદિકશબ્દમા પ્રામાણ્ય સ્થાપન કર્યુ છે, અને તમે જો હવે જન્મમરણવાળા અનિત્યદેવાદિશરીરોની સાથે નિત્યશબ્દનો સબધ કહેશો તો તે સબધ અનિત્ય હોવાથી જૈમિનિના

ને તમારા શબ્દમાં વિરોધ આવશે; એવી શંકા કરો તો તે શંકા વૈદિકશબ્દથી દેવાદિજગત્‌ની ઉત્પત્તિનો અમારે અંગીકાર હોવાથી સભવતી નથી. અન્ય કોઇપણ પ્રમાણની અપેક્ષા ન કરવાથી શ્રુતિ પ્રત્યક્ષ કહેવાયછે, અને શ્રુતિરૂપ અન્યપ્રમાણની અપેક્ષા કરવાથી સ્મૃતિ અનુમાન કહેવાયછે. નીચેની શ્રુતિ અને સ્મૃતિ વૈદિકશબ્દથી સર્વજગત્‌ની ઉત્પત્તિ કહેછે.—

"एत इति वै प्रजापतिर्देवानसृजतासृग्रमिति मनुष्यानिन्दव इति पितॄंस्तिरःपवित्रमिति ग्रहानाशव इति स्तोत्रं विश्वानीति शस्त्रमभिसौभगेत्यन्याः प्रजाः ॥"

**ભાવાર્થ:**—પ્રજાપતિ 'एते' એ શબ્દના સ્મરણપૂર્વક દેવતાને, 'असृग्रम्'। એ શબ્દના સ્મરણપૂર્વક મનુષ્યોને, 'इन्दव' એ શબ્દના, સ્મરણપૂર્વક પિતૃઓને, 'तिरःपवित्रम्'। એ શબ્દના સ્મરણપૂર્વક ગ્રહોને, 'आशवः' એ શબ્દના સ્મરણપૂર્વક સ્તોત્રને, 'विश्वानि' એ શબ્દના સ્મરણપૂર્વક શસ્ત્રને, અને 'अभिसौभग' એ શબ્દના સ્મરણપૂર્વક અન્યપ્રજાઓને સર્જતા હવા.

"नामरूपे च भूतानां कर्मणां च प्रवर्तनम् ।
वेदशब्देभ्य एवाऽऽदौ निर्ममे स महेश्वरः ॥"

**ભાવાર્થ:**—તે મહેશ્વર આદિમાં વૈદિકશબ્દોથી જ ભૂતોનાં નામરૂપોને અને કર્મોના પ્રવર્તનને નિર્માણ કરતા હવા.

ક્રમપૂર્વક ઉચ્ચારણ કરેલા વર્ણોવડે વ્યુત્પન્નમાણસને જાતિના બોધદ્વારા વ્યક્તિનો બોધ થાયછે, અને વર્ણોનું સામાન્ય (જાતિ) સ્થાયી છે, તેથી નિત્યશબ્દથી દેવાદિવ્યક્તિઓની ઉત્પત્તિ અવિરુદ્ધ છે. २८.

## अत एव च नित्यत्वम् ॥ २९ ॥

**અન્વય અને અન્વયાર્થ:**—च અને अतः एव આથી જ (દેવાદિની વેદશબ્દથી ઉત્પત્તિ હોવાથી જ) नित्यत्वम् [વેદશબ્દનું] નિત્યપણું [છે].

**ટીકા:**—દેવાદિસર્વજગત્‌ની વેદશબ્દથી ઉત્પત્તિ હોવાથી જ વેદશબ્દનું નિત્યપણું છે, એમ સિદ્ધ થાયછે. શ્રીવેદવ્યાસ પણ નીચેના વચનથી એમ જ કહેછે.—

"युगान्तेऽन्तर्हितान् वेदान् सेतिहासान्महर्षयः ।
लेभिरे तपसा पूर्वमनुज्ञाताः स्वयम्भुवा ॥"

**ભાવાર્થ:**—પ્રલયકાળમાં ઇતિહાસોસહિત અંતર્ધાન થયેલા વેદોને સૃષ્ટિના આદિકાળમાં બ્રહ્માની આજ્ઞાને પામેલા મહર્ષિઓ તપવડે સંપાદન કરતા હવા. २९.

મહાપ્રલયમાં સર્વજગત્ પોતાના નામરૂપનો ત્યાગ કરીને લીન થાયછે, અને મહાસૃષ્ટિમાં નવીન ઉત્પન્ન થાયછે, તેથી શબ્દ અને અર્થનો સંબંધ અનિત્ય ઠરેછે, ને આમ થવાથી શબ્દપ્રામાણ્યમાં વિરોધ છે, એવી શંકા થાય તો તેનું સમાધાન કહેછેઃ—

## समाननामरूपत्वाच्चाऽऽवृत्तावप्यविरोधो दर्शनात् स्मृतेश्च ॥ ३० ॥

**અન્વય અને અન્વયાર્થ:**—दर्शनात् શ્રુતિથી च અને स्मृतेः સ્મૃતિથી आवृत्तौ આવૃત્તિમાં (વારંવારના મહાપ્રલય અને મહાસૃષ્ટિમાં) अपि પણ समाननामरूपत्वात् સમાનનામરૂપપણાથી अविरोधः [શબ્દપ્રામાણ્યમાં] અવિરોધ च જ [છે].

**ટીકા:**—'सूर्याचन्द्रमसौ धाता यथापूर्वमकल्पयत् । दिवञ्च पृथिवीञ्चान्तरिक्षमथो स्वः ॥' (પરમેશ્વર, પૂર્વકલ્પમાં જેવાં સૂર્ય, ચંદ્ર, દિવ, પૃથિવી, અંતરિક્ષ અને સ્વર્ગ હતાં, તેવાં આ કલ્પમાં પણ સર્જતા હવા) ઇત્યાદિશ્રુતિથી અને 'ऋषीणां नामधेयानि याश्च वेदेषु दृष्टयः । शर्वर्यन्ते प्रसूतानां तान्येवैभ्यो ददात्यजः ॥' (પરમેશ્વર પ્રલયના અંતમાં ઉત્પન્ન થયેલા ઋષિઓનાં નામો અને વેદોમાં જ્ઞાન જેવા પૂર્વકલ્પમાં હતાં, તેવાં જ નામ અને જ્ઞાન તેમને આપેછે) ઇત્યાદિસ્મૃતિથી વારંવારના મહાપ્રલય અને મહાસૃષ્ટિને વિષે પણ જગત્ સમાનનામરૂપવાળું હોવાથી શબ્દપ્રામાણ્યમાં અવિરોધ જ છે. ३०.

## પૂર્વપક્ષઃ—मध्वादिष्वसम्भवादनधिकारं जैमिनिः ॥ ३१ ॥

**અન્વય અને અન્વયાર્થઃ**—**मध्वादिषु** મધુઆદિ[ વિદ્યા ]માં **असम्भवात्** [ દેવાદિને અધિકારનો ) અસંભવ હોવાથી **अनधिकारं** [ બ્રહ્મવિદ્યામાં દેવાદિના ] અધિકારાભાવને **जैमिनिः** જૈમિનિ [ આચાર્ય માનેછે ].

**ટીકાઃ**—'असौ वा आदित्यो देवमधु ॥' ( આ આદિત્ય દેવોને આનંદનો હેતુ હોવાથી મધના જેવો છે) આ મધુવિદ્યાનું વાક્ય છે. એમાં મનુષ્યલોક આદિત્યનું મધુરૂપથી ધ્યાન કરેછે; અહિં મનુષ્ય ધ્યાતા છે, અને આદિત્ય ધ્યેય છે; હવે જો દેવોને વિદ્યાધિકાર હોય તો આ વિદ્યામાં આદિત્યદેવ કોનું ધ્યાન કરે ? પોતે જ ધ્યાતા ને પોતે જ ધ્યેય એમ બનવું અસંભવિત છે. 'આકાશરૂપબ્રહ્મનો અગ્નિ એક પાદ છે' ઇત્યાદિદેવરૂપઉપાસનાઓમાં પણ તે તે દેવોને ઉપાસનાઓનો અસંભવ છે. વળી 'આ દક્ષિણકર્ણ ગૌતમ છે' ઇત્યાદિઋષિસંબંધની ઉપાસનાઓમાં ઋષિઓને અધિકારનો સભવ નથી. આવી રીતે મધુઆદિવિદ્યાઓમાં દેવાદિને અધિકારનો અસંભવ હોવાથી, બ્રહ્મવિદ્યા પણ વિદ્યા છે, માટે તેમાં પણ દેવાદિને અધિકાર નથી, એમ જૈમિનિઆચાર્ય માનેછે. ૩૧.

દેવાદિના અધિકારાભાવમાં તે ( જૈમિનિઆચાર્ય ) અન્યહેતુને કહેછેઃ—

## ज्योतिषि भावाच्च ॥ ३२ ॥

**અન્વય અને અન્વયાર્થઃ**—**च** અને **ज्योतिषि** જ્યોતિમાં ( જ્યોતિઃપિંડમાં ) **भावात्** [ પ્રયોગના ] અસ્તિત્વથી [ શરીરવિનાના દેવાદિને અધિકારનો અભાવ છે ].

**ટીકાઃ**—'आदित्यः पुरस्तादुदेता पश्चादस्तमेता॥' (આદિત્ય પૂર્વદિશામાં ઉદય થાયછે, અને પશ્ચિમદિશામાં અસ્ત થાયછે ) આ ઉદયાસ્તને કેહેનારા મધુવિદ્યાના વાક્યશેષવડે आदित्यશબ્દ જ્યોતિર્મંડલમાં પ્રસિદ્ધ છે. એવી રીતે અન્યત્ર પણ આદિત્ય ( સૂર્ય ) અને ચંદ્રાદિશબ્દોનો જ્યોતિર્મંડલમાં પ્રયોગ હોવાથી આદિત્યાદિદેવ શરીરધારી નથી, અને શરીરધારી ન હોવાથી તેમને વિદ્યામાં અધિકારનો અભાવ છે. ૩૨.

એસંબંધમાં સ્વમત કહેછેઃ—

## સિદ્ધાંતઃ— भावं तु बादरायणोऽस्ति हि ॥ ३३ ॥

**અન્વય અને અન્વયાર્થઃ**—**तु** પૂર્વોક્તપૂર્વપક્ષ સંભવતો નથી **भावं** [ બ્રહ્મવિદ્યામાં દેવાદિના અધિકારના ] ભાવને **बादरायणः** બાદરાયણ [ આચાર્ય માનેછે ]**अस्ति** [ અને દેવ શરીરધારી ] છે [ એ વાત ] **हि** [ શાસ્ત્રમાં ] પ્રસિદ્ધ [ છે ].

**ટીકાઃ**—तुશબ્દ પૂર્વપક્ષની નિવૃત્તિમાટે છે. દેવાદિની સાથે મિશ્ર મધ્વાદિવિદ્યામાં જો કે દેવાદિનો અધિકાર નથી, તોપણ શુદ્ધબ્રહ્મવિદ્યામાં દેવાદિને અધિકારનો સદ્ભાવ છે, એમ શ્રીબાદરાયણઆચાર્ય માને-છે. 'तद्यो यो देवानां प्रत्यबुध्यत स एव तदभवत् ॥' (દેવોમાં જે જે દેવે બ્રહ્મને જાણ્યું તે તે દેવ બ્રહ્મરૂપ થયા) ઇત્યાદિશ્રુતિઓ પણ દેવતાને બ્રહ્મવિદ્યામાં અધિકાર છે, એમ સૂચવેછે. જેમ ગોલકોથી ઇંદ્રિયો ભિન્ન છે, તેમ જ્યોતિર્મંડલોથી તે તે મંડલના અભિમાની દેવ ભિન્ન છે, અને તેમને ઇચ્છાનુસાર શરીર ધારણ કરવાનું સામર્થ્ય છે. 'मेधातिथिं ह काण्वायनमिन्द्रो मेषो भूत्वा जहार ॥' ( ઇંદ્રે મેષ થઇને કાણ્વાયનમેધાતિથિનું હરણ કર્યું ) એ શ્રુતિ તથા 'आदित्यः पुरुषो भूत्वा कुन्तीमुपजगाम ह ॥' ( પ્રસિદ્ધ આદિત્ય પુરુષ થઇને કુંતીની સમીપ આવતા હવા ) એ સ્મૃતિ દેવોને યથેષ્ટ શરીર ધારણ કરવાના સામર્થ્યના સદ્ભાવમાં પ્રમાણરૂપ છે; વળી પુરાણમાં દેવોને શરીરધારી કહ્યા છે, તથા લોકોમાં પણ તેઓ શરીરધારી છે, એમ મનાયછે. એવીરીતે દેવાદિને શરીરનો સદ્ભાવ હોવાથી તથા સામર્થ્ય અને અર્થિપણાના સંભવથી દેવાદિને બ્રહ્મવિદ્યામાં અધિકાર છે, એ વાત સિદ્ધ થાયછે. ૩૩.

જેમ દેવતા અને દ્વિજાતિમનુષ્યોને વેદપૂર્વક વિદ્યાનો અધિકાર છે, તેમ 'अह हारेत्वा शूद्र तवैव सह गोभिरस्तु ॥' (હે શૂદ્ર! ગાયોસહિત હાર અને રથ તને જ હો) એ શ્રીછાંદોગ્યોપનિષદ્‌ની શ્રુતિમાં શૂદ્ર-શબ્દનો પ્રયોગ હોવાથી શૂદ્રોને પણ વેદપૂર્વક વિદ્યામાં અધિકાર હશે, એવી શંકા થાય તો તે દૂર કરવા નીચેના અપશૂદ્રાધિકરણનો આરંભ છેઃ—

## ૧૦. અપશૂદ્રાધિકરણ.

## शुगस्य तदनादरश्रवणात्तदाद्रवणात् सूच्यते हि ॥ ३४ ॥

**અન્વય અને અન્વયાર્થઃ**–हि જેથી अस्य આને (જાનશ્રુતિરાજાને) तदनादरश्रवणात् તે[હંસો]ના અનાદર[વચન]ના શ્રવણથી शुक् શોક [થયો] तदाद्रवणात् [તેથી] તે[શોક]વડે [રૈકવપ્રતિ તેના] આગમનથી सूच्यते [શૂદ્રશબ્દવડે જાનશ્રુતિને] સૂચવાયછે.

**ટીકાઃ**—શ્રીછાંદોગ્યોપનિષદ્‌માં સંવર્ગવિદ્યાનો પ્રસંગ છે. તેમાં જે શૂદ્રશબ્દનો ઉપયોગ થયો છે, તે જાતિપરત્વે નથી, એમ આ સૂત્રદ્વારા નિર્ણય કર્યો છે. જાનશ્રુતિનામનો કોઇ રાજા પોતાના પ્રાસાદની અગાશીમાં ઉષ્ણકાલની રાત્રિએ સૂતો હતો. તે કાલમાં તે રાજાના અન્નદાનાદિકથી પ્રસન્ન થયેલા ઋષિઓ હંસનાં રૂપો ધારણ કરીને હારબંધ થઇને તે રાજાની ઉપર થઇને આકાશમાર્ગમા ઊડતા હવા. તે હંસોમાંના પાછળના હંસે આગળના હંસને કહ્યું કે 'હે ભદ્રાક્ષ! જાનશ્રુતિરાજાનું તેજ સ્વર્ગપર્યંત સ્થિત થઇ રહ્યું છે, તે તને દગ્ધ કરશે.' ત્યારે આગળ ચાલનાર હંસે કહ્યું કે 'આ વિદ્યાહીનરાજાનું તેજ કાંઇ નથી, ગાડીસહિત રહેનાર બ્રહ્મજ્ઞાની રૈકવઋષિનું તેજ બહુ છે.' અમારા વચનથી રાજા રૈકવઋષિસમીપ જઇને વિદ્યા સંપાદન કરશે, આ હંસોના બોલવાનો અભિપ્રાય હતો. આ જાનશ્રુતિરાજાને હંસોનાં પૂર્વોક્તઅનાદરવચનના શ્રવણથી શોક ઉત્પન્ન થયો, તેથી છસો ગાયો, એક હાર તથા એક રથ લઇને તે રૈકવઋષિસમીપ ગયો; અને ગાયો, હાર અને રથ તેમને નિવેદન કરીને રાજાએ કહ્યું કે 'હે ગુરો! મને વિદ્યાનો ઉપદેશ કરો.' ત્યારે કન્યાર્થી રૈકવે કહ્યું કે 'હે શૂદ્ર! ગાયોસહિત હાર અને રથ તને જ હો, મને પત્નીહીનને એ કાંઇ કામનાં નથી.' 'હંસોનાં વચનો સાંભળીને આ રાજાને શોક ઉત્પન્ન થયો છે, ને તે શોકથી તેનું મારાસમીપ આગમન થયું છે,' એમ રૈકવઋષિએ પોતાના જ્ઞાનબલથી જાણી જાનશ્રુતિને 'હે શૂદ્ર! (શોક પામેલા!), એવીરીતે સંબોધન કરીને પોતાનું સર્વજ્ઞપણું સૂચવ્યું છે. જાનશ્રુતિ જાતિશૂદ્ર હતો, માટે તેને શૂદ્ર કહ્યો છે, એમ નથી. શૂદ્રને ઉપનયનના અભાવથી ઉપનિષદ્‌ના અધ્યયનનો અભાવ છે, ને ઉપનિષદ્‌ના અધ્યયનના અભાવથી તેમાં પ્રતિપાદન કરેલી વિદ્યા તે શૂદ્રોમાં સંપાદન કરવાનો તેમને અનધિકાર છે. ૩૪.

## क्षत्रियत्वगतेश्चोत्तरत्र चैत्ररथेन लिङ्गात् ॥ ३५ ॥

**અન્વય અને અન્વયાર્થઃ**—च અને उत्तरत्र ઉત્તરમાં (સંવર્ગવિદ્યાના વાક્યશેષમાં) चैत्ररथेन ચૈત્રરથની [સાથે કથનરૂપ] लिङ्गात् હેતુથી क्षत्रियत्वगतेः [જાનશ્રુતિના] ક્ષત્રિયપણાના નિશ્ચયથી [જાતિશૂદ્રને વિદ્યાધિકાર નથી].

**ટીકાઃ**—સંવર્ગવિદ્યાના વાક્યશેષમાં ચિત્રરથરાજાના વંશમાં ઉત્પન્ન થયેલા અભિપ્રતારીનામના ક્ષત્રિયરાજાનું કથન છે. તે ક્ષત્રિયરાજાની સાથે સમાનવિદ્યામાં જાનશ્રુતિરાજાનું કથન છે, એ હેતુથી જાનશ્રુતિરાજાના ક્ષત્રિયપણાનો નિશ્ચય થાયછે. જાનશ્રુતિનું ઐશ્વર્ય પણ તેના ક્ષત્રિયપણાની સાક્ષી પૂરેછે. એવીરીતે જાનશ્રુતિ જાતિશૂદ્ર નહિ હોવાથી જાતિશૂદ્રને વેદપૂર્વક વિદ્યાધિકાર નથી. ૩૫.

## संस्कारपरामर्शात् तदभावाभिलापाच्च ॥ ३६ ॥

**અન્વય અને અન્વયાર્થઃ**—संस्कारपरामर्शात् [ઉપનયનાદિ]સંસ્કારના કથનથી च અને तदभावाभिलापात् [શૂદ્રને] તેના અભાવના કથનથી [જાતિશૂદ્રને વિદ્યાનો અધિકાર નથી].

**ટીકાઃ**— 'तं होपनिन्ये ॥' (તે શિષ્યને આચાર્યે ઉપનયનસંસ્કાર કર્યો) ઇત્યાદિશ્રુતિરૂપશાસ્ત્રવચ

નમાં વિદ્યાગ્રહણનું અંગ જે ઉપનયનાદિસંસ્કાર છે, તેનું કથન હોવાથી અને 'न शूद्रे पातकं किञ्चिन्न च संस्कारमर्हति ॥' (શૂદ્રને અભક્ષ્યભક્ષણમાં કાંઇ પાપ નથી, અને તે સંસ્કારને યોગ્ય નથી) ઇત્યાદિસ્મૃતિરૂપ-શાસ્ત્રવાક્યમાં શૂદ્રને ઉપનયનાદિસંસ્કારના અભાવનું કથન હોવાથી જાતિશૂદ્રને વેદપૂર્વક વિદ્યાધિકાર નથી. ૩૬.

## तदभावनिर्धारणे च प्रवृत्तेः ॥ ३७ ॥

**અન્વય અને અન્વયાર્થઃ**—च અને तदभावनिर्धारणे તેના (શૂદ્રના) અભાવના નિશ્ચયમાં प्रवृत्तेः [ગૌતમની ઉપનયનની] પ્રવૃત્તિથી [શૂદ્રને વિદ્યાધિકાર નથી].

**ટીકાઃ**—શ્રીછાંદોગ્યોપનિષદ્‌માં શ્રવણ થાયછે કે જેનો પિતા મરણ પામ્યો હતો એવા સત્યકામે પોતાની માતા જબાલાને પૂછ્યું કે 'મારું ગોત્ર કયું છે?' ત્યારે જબાલાએ કહ્યું કે 'હું તારા પિતાની સેવામાં બહુવ્યગ્રચિત્ત હતી, તેથી તારા પિતાનું ગોત્ર જાણતી નથી, માત્ર એટલું જાણુંછું કે મારું નામ જબાલા છે, અને તારું નામ સત્યકામ છે.' પછી સત્યકામ ગૌતમઋષિની સમીપ ગયો, ત્યારે ગૌતમઋષિએ તેને પૂછ્યું કે 'તારું કયું ગોત્ર છે?' ત્યારે સત્યકામે કહ્યું કે 'હું મારું ગોત્ર જાણતો નથી, અને મારી મા પણ જાણતી નથી, પરંતુ મારી માએ કહ્યું છે કે તું ઉપનયનસંસ્કારમાટે આચાર્યસમીપ જઇને કહે કે મારું નામ સત્યકામ છે, અને હું જબાલાનો પુત્ર છું.' ત્યારે ગૌતમે કહ્યું કે 'હે સૌમ્ય! તારા સત્યવચનવડે નિશ્ચય થાયછે કે તું શૂદ્ર નથી. તુ સમિધ્ લઇ આવ, તને ઉપનયન કરીશ.' ગૌતમની આ પ્રવૃત્તિથી જણાયછે કે શૂદ્રને વેદપૂર્વક વિદ્યાધિકાર નથી. ૩૭.

## श्रवणाध्ययनार्थप्रतिषेधात् स्मृतेश्च ॥ ३८ ॥

**અન્વય અને અન્વયાર્થઃ**—च અને स्मृतेः સ્મૃતિથી श्रवणाध्ययनार्थप्रतिषेधात् [શૂદ્રને] વેદશ્રવણ, વેદાધ્યયન અને વેદાર્થના નિષેધથી [શૂદ્રોને વેદપૂર્વક વિદ્યાધિકાર નથી]. ૩૮.

**ટીકાઃ**—'अथास्य वेदमुपशृण्वतस्त्रपुजतुभ्यां श्रोत्रप्रतिपूरणम् ॥' (જ્યારે બ્રાહ્મણ વેદનો પાઠ કરે ત્યારે શૂદ્ર પ્રમાદથી વેદને સાંભળે તો સીસાને અને લાખને તપાવીને તેવડે પોતાના કાનપૂરવારૂપ પ્રાયશ્ચિત્ત કરે) તથા 'न शूद्राय मतिं दद्यात् ॥' (શૂદ્રને વેદનું જ્ઞાન આપવું નહિ) ઇત્યાદિસ્મૃતિઓથી શૂદ્રને વેદશ્રવણનો, વેદાધ્યયનનો અને વેદાર્થના અનુષ્ઠાનનો નિષેધ હોવાથી શૂદ્રોને વેદપૂર્વક વિદ્યાધિકાર નથી, પણ 'श्रावयेच्चतुरो वर्णान् ॥' (ચારે વર્ણોને સંભળાવે) એ સ્મૃતિથી ઇતિહાસ, પુરાણ તથા દેશભાષામાં રચાયેલા તત્ત્વવિદ્યાના ગ્રંથોદ્વારા જિજ્ઞાસુશૂદ્રને બ્રહ્મવિદ્યા સંપાદન કરવાનો અધિકાર છે. ૩૮.

'यदिदं किञ्च जगत् सर्वं प्राण एजति निःसृतम् ॥' (જે કાંઇ આ સર્વ જગત્ છે, તે પ્રાણથી ઉત્પન્ન થયું છે, અને પ્રાણ પ્રેરક હોવાથી ચેષ્ટા કરેછે) એ શ્રીકઠવલ્લીની શ્રુતિમાં સંશય થાયછે કે જેનાવડે આ સર્વ જગત્ ચેષ્ટા કરેછે, તે પ્રાણ છે? અથવા ચિદાત્મા છે? એ શંકાને દૂર કરવા ભગવાન્ સૂત્રકાર એકસૂત્રવાળું નીચેનું કંપનાધિકરણ રચેછેઃ-

### ૧૧. કંપનાધિકરણ.

## कम्पनात् ॥ ३९ ॥

**અન્વય અને અન્વયાર્થઃ**—कम्पनात् [સર્વજગત્‌ની] ચેષ્ટાથી [પ્રાણશબ્દવડે ત્યાં ચિદાત્માનું કથન છે].

**ટીકાઃ**—'भीषाऽस्माद्वातः पवते। भीषोदेति सूर्यः। भीषाऽस्मादग्निश्चेन्द्रश्च। मृत्युर्धावति पञ्चमः ॥' (આ ચિદાત્માના ભયથી વાયુ પવિત્ર કરેછે, ભયવડે સૂર્ય ઉદય થાયછે, આના ભયથી અગ્નિ દાહ કરેછે, અને ઇંદ્ર વૃષ્ટિ કરેછે, તથા પાંચમો મૃત્યુ દોડેછે) આ શ્રુતિથી જણાયછે કે સર્વજગત્‌ની ચેષ્ટાના હેતુ ચિદાત્મા છે. તે ચેષ્ટારૂપ હેતુથી સિદ્ધ થાયછે કે કઠવલ્લીની પૂર્વોક્તશ્રુતિમાં જે प्राणशब्द છે તે પ્રાણવાયુને માટે નથી, પણ ચિદાત્માને માટે છે; વળી 'प्राणस्य प्राणम् ॥' (પ્રાણના પ્રાણ) એ શ્રુતિમાં પણ પ્રાણના પ્રાણરૂપે ચિદાત્માનું કથન

હોવાથી ત્યાં પ્રાણશબ્દવડે ચિદાત્મા જ કહેલા છે, એમ સિદ્ધ થાયછે. 'कम्पनात्' એ શબ્દનો 'ભયના હેતુપણાથી' એવો અર્થ કરીએ તો આ સૂત્રનો અર્થ નીચેપ્રમાણે થાય—

વાયુસહિત સર્વજગતને ચિદાત્માથી ભયની હેતુતાનું શ્રુતિમાં કથન છે, માટે તે ભયના હેતુપણાથી સર્વજગતની ચેષ્ટાનું કારણ ચિદાત્મા છે, પણ પ્રાણવાયુ નથી. ૩૯.

'एष सम्प्रसादोऽस्माच्छरीरात्समुत्थाय परं ज्योतिरुपसम्पद्य स्वेन रूपेणाभिनिष्पद्यते ॥' (આ જીવ સુષુપ્તિમાં આ શરીરના અભિમાનને ત્યજીને પરમજ્યોતિને પામી પોતાના રૂપવડે સ્થિત થાયછે) એ શ્રીછાંદોગ્યોપનિષદ્‌ની શ્રુતિમાં સંશય થાયછે કે ત્યાં ज्योतिःશબ્દથી તમોનાશકસૂર્યના તેજનું, ગ્રહણ છે? અથવા પરબ્રહ્મનું ગ્રહણ છે? એ શંકાને દૂર કરવા ભગવાન્ સૂત્રકાર એકસૂત્રવાળું નીચેનું જ્યોતિર્દર્શનાધિકરણ રચેછેઃ—

### ૧૨. જ્યોતિર્દર્શનાધિકરણ.

## ज्योतिर्दर्शनात् ॥ ४० ॥

**અન્વય અને અન્વયાર્થઃ**—दर्शनात् દર્શનથી ज्योतिः જ્યોતિઃ [શબ્દ પરબ્રહ્મને માટે છે].

**ટીકાઃ**—'य आत्माऽपहतपाप्मा ॥' (જે આત્મા છે તે સર્વપાપથી રહિત છે) આ શ્રુતિવાક્યમાં સર્વપાપરહિતપણાનું દર્શન હોવાથી ज्योतिःશબ્દથી પરબ્રહ્મનું ગ્રહણ છે, સૂર્યના તેજનું ગ્રહણ નથી.

જો કે ज्योतिश्चरणाभिधानात् ॥' એ સૂત્રમા ज्योतिःશબ્દનો વિચાર કર્યો છે, તોપણ ત્યાં ज्योतिःશબ્દ પોતાના અર્થનો ત્યાગ કરીને બ્રહ્મમાં વર્તેછે, અને અહિં અર્થના ત્યાગમાં કાંઇ કારણ દેખાતું નથી, આવો પૂર્વપક્ષીનો અભિપ્રાય હોવાથી તેના અભિપ્રાયાનુસાર ઉત્તર આ સૂત્રમાં આપેલું છે. ૪૦.

'आकाशो ह वै नाम नामरूपयोर्निर्वहिता' (પ્રસિદ્ધ આકાશ નામરૂપનું નિર્વાહક છે) એ શ્રીછાંદોગ્યોપનિષદ્‌ની શ્રુતિમાં સંશય થાયછે કે ત્યાં आकाशશબ્દથી ભૂતાકાશનું ગ્રહણ છે? અથવા પરબ્રહ્મનું ગ્રહણ છે? એ શંકાને દૂર કરવા ભગવાન્ સૂત્રકાર નીચેનું એકસૂત્રવાળું અર્થાંતરત્વાદિવ્યપદેશાધિકરણ રચેછેઃ-

### ૧૩. અર્થાંતરત્વાદિવ્યપદેશાધિકરણ.

## आकाशोऽर्थान्तरत्वादिव्यपदेशात् ॥ ४१ ॥

**અન્વય અને અન્વયાર્થઃ**—अर्थान्तरत्वादिव्यपदेशात् અર્થાંતરપણાદિના કથનથી आकाशः આકાશ [પરબ્રહ્મ છે].

**ટીકાઃ**—'ते यदन्तरा तत् ब्रह्म ॥' (તે નામરૂપ જેનાથી ભિન્ન, તે બ્રહ્મ) એ શ્રુતિમાં નામરૂપથી ભિન્ન આકાશનું કથન કર્યું છે, અને તે બ્રહ્મ છે, એમ દર્શાવેલું છે, તેથી નિશ્ચય થાયછે કે ત્યાં आकाशશબ્દથી પરબ્રહ્મનું ગ્રહણ છે. પૂર્વે 'आकाशस्तल्लिङ्गात् ॥' એ સૂત્ર કહ્યુ છે, તેનો અહિં વિસ્તારમાત્ર કર્યો છે, તેથી પુનરુક્તિદોષ નથી. ૪૧.

'कतम आत्मेति योऽयं विज्ञानमयः प्राणेषु हृद्यन्तर्ज्योतिः पुरुषः ॥' (જનક—અહંબુદ્ધિથી જણાનારામાં આત્મા કોણ? યાજ્ઞવલ્ક્ય—જે આ વિજ્ઞાનમય, પ્રાણબુદ્ધિથી ભિન્ન, અંતર, જ્યોતીરૂપ અને પૂર્ણ તે આત્મા) એ શ્રીબૃહદારણ્યકોપનિષદ્‌ની શ્રુતિમાં સંશય થાયછે કે તે શ્રુતિમાં વિજ્ઞાનમયાદિશબ્દવડે સંસારિજીવાત્માના સ્વરૂપનું નિરૂપણ કર્યું છે? અથવા અસંસારિપ્રાજ્ઞાત્માના સ્વરૂપનુ નિરૂપણ કર્યું છે? એ શંકાને દૂર કરવા ભગવાન્ સૂત્રકાર એકસૂત્રવાળુ નીચેનું સુષુપ્ત્યુત્ક્રાંત્યધિકરણ રચેછે.—

### ૧૪. સુષુપ્ત્યુત્ક્રાંત્યધિકરણ.

## सुषुप्त्युत्क्रान्त्योर्भेदेन ॥ ४२ ॥

**અન્વય અને અન્વયાર્થઃ**—सुषुप्त्युत्क्रान्त्योः સુષુપ્તિ અને મરણમાં भेदेन ભેદવડે [કથનથી ત્યાં અસંસારિપ્રાજ્ઞાત્માનું નિરૂપણ છે].

ટીકા:—' अथ पुरुष: प्राज्ञेनाऽऽत्मना सम्परिष्वक्तो न बाह्य किञ्चन वेद नाऽऽन्तरम् ॥ ' (આ જીવ પ્રાજ્ઞાત્માની સાથે એકપણાને પામ્યો છતો બહારનુ કાંઇ જાણતો નથી, તથા અંતરનું કાંઇ જાણતો નથી) એ શ્રુતિમાં સુષુપ્તિકાળમા જીવનુ અને પ્રાજ્ઞાત્માનુ ભેદવડે કથન છે, તથા ' अय शारीर आत्मा प्राज्ञेनाऽऽत्मनाऽन्वारूढ उत्सर्जन् याति ॥ ' (આ જીવાત્મા પ્રાજ્ઞાત્માવડે અધિષ્ઠિત થયો છતો ઘોરશબ્દો કરતો અન્યશરીરપ્રતિ જાયછે) એ શ્રુતિમાં મરણકાલમા જીવનું અને પ્રાજ્ઞાત્માનું ભેદવડે કથન છે, તેથી જાણી શકાયછે કે શ્રીયાજ્ઞવલ્ક્યમુનિએ અસંસારિપ્રાજ્ઞાત્માનુ સ્વરૂપ જનકરાજાપ્રતિ નિરૂપણ કર્યું છે ૪૨

## पत्यादिशब्देभ्यः ॥ ४३ ॥

**અન્વય અને અન્વયાર્થ:**—पत्यादिशब्देभ्यः પતિઆદિશબ્દોથી [ સિદ્ધ થાયછે કે ત્યાં અસંસારિસ્વરૂપનુ નિરૂપણ છે ]

ટીકા:—' सर्वस्य वशी सर्वस्येशानः सर्वस्याधिपति ॥ ' (સર્વના અપરાધીન, સર્વના નિયતા અને સર્વના અધિપતિ) એ શ્રુતિમા પતિઆદિશબ્દોથી અસંસારિસ્વભાવવાળાનુ પ્રતિપાદન છે, તેમ જ ' स न साधुना कर्मणा भूयान्नो एवासाधुना कनीयान् ॥ ' (તે સત્કર્મવડે મહાન્ થતા નથી, અને અસત્કર્મવડે કનિષ્ઠ થતા નથી) એ શ્રુતિમા સંસારિસ્વભાવવાળાનો નિષેધ છે, તેથી નિશ્ચય થાયછે કે ત્યાં અસંસારિપ્રાજ્ઞાત્મા(પરબ્રહ્મ)ના સ્વરૂપનું નિરૂપણ છે, અન્યનું નથી ૪૩

**ઇતિ શ્રીવેદાંતદર્શનની તાત્પર્યદીપિકાનામની ગૂજરાતીભાષાની ટીકામાં સમન્વયનામના પહેલા અધ્યાયનો જ્ઞેયબ્રહ્મપ્રતિપાદકઅસ્પષ્ટશ્રુતિવાક્યોનો સમન્વય એ નામનો ત્રીજો પાદ સમાપ્ત. ૩.**





## ૪. અથ અવ્યક્તાદિસંદિગ્ધપદોનો સમન્વય એ નામનો પહેલા અધ્યાયનો ચોથો પાદ.

પ્રધાનને જગત્નું કારણપણું વેદસિદ્ધ નથી. કોઇશાખામાં અવ્યક્તાદિશબ્દો જોવામાં આવેછે ખરા, પણ તેના અર્થો સાંખ્યના પ્રધાનાદિથી ભિન્ન છે, એમ દર્શાવવા આ ચતુર્થપાદનો આરંભ થાયછે. તેમાં પ્રથમના આનુમાનિકાધિકરણવડે ભગવાન્ સૂત્રકાર અવ્યક્તશબ્દના અર્થનો નિર્ણય કરેછેઃ-

### ૧. આનુમાનિકાધિકરણ.

## आनुमानिकमप्येकेपामिति चेन्न शरीररूपकविन्यस्तगृहीतेर्दर्शयति च ॥१॥

**અન્વય અને અન્વયાર્થઃ**—आनुमानिकम् [ પ્રધાન ] અનુમાનગમ્ય [ છતાં ] अपि પણ एकेषाम् એક[ શાખા ]માં [ તેને અવ્યક્તશબ્દવડે પ્રતિપાદન કરેલું હોવાથી તે પ્રધાન વૈદિક છે ] इति એમ चेत् [ કહે ] તો न [ તે સંભવે ] નહિ शरीररूपकविन्यस्तगृहीतेः શરીરના રૂપકના વર્ણનના ગ્રહણથી च અને दर्शयति [ તે રૂપક શ્રુતિ ] દેખાડેછે.

**ટીકાઃ**—પ્રધાન અનુમાનગમ્ય છતાં પણ શ્રીકઠવલ્લીઉપનિષદ્ના 'महतः परमव्यक्तमव्यक्तात् पुरुषः परः॥' (મહત્થી પર અવ્યક્ત છે, અને અવ્યક્તથી પર પુરુષ છે) એ વાક્યમાં તે અવ્યક્તશબ્દવડે પ્રતિપાદન કરેલું હોવાથી વૈદિકશબ્દની પેઠે પ્રાપ્ત થાયછે, એમ જો સાંખ્યવાદી કહે તો તે તેનું કહેવું અસંગત છે; કેમકે તે પ્રકરણમાં રથના સાદશ્યવડે અવ્યક્તશબ્દથી શરીરના વર્ણનનું જ ગ્રહણ છે, પ્રધાનનું ગ્રહણ નથી. શ્રુતિભગવતી પણ તે પ્રકરણમાં આત્માને રથિરૂપે અને શરીરને રથરૂપે વર્ણવેછેઃ—

" आत्मानं रथिनं विद्धि शरीरं रथमेव तु ।
बुद्धिं तु सारथिं विद्धि मनः प्रग्रहमेव च ॥ "

**ભાવાર્થઃ**—આત્માને રથી જાણ, શરીરને તો રથ જ જાણ, અને બુદ્ધિને સારથી તથા મનને અશ્વરશના (લગામ) જ જાણ.

તે પ્રકરણની પૂર્વાપરઆલોચના કરતાં સ્પષ્ટ જણાયછે કે ત્યાં સાંખ્યપરિકલ્પિતપ્રધાનને માટે અવકાશ નથી, પણ તે શ્રુતિમાંના તે અવ્યક્તશબ્દવડે માત્ર શરીરનું જ ગ્રહણ છે. ૧.

પૂર્વે કહ્યું કે કાઠકશ્રુતિમાં અવ્યક્તશબ્દથી પ્રધાનનું ગ્રહણ નથી, પણ શરીરનું ગ્રહણ છે, તે કહેવું સંભવતું નથી, કેમકે અવ્યક્તશબ્દનો અર્થ સૂક્ષ્મ છે, અને શરીર તો સ્થૂલ છે, તેથી તે અવ્યક્તશબ્દનો અર્થ સંભવી શકે નહિ, એવી શંકા થાય તો તેનું સમાધાન કરેછે —

## सूक्ष्मं तु तदर्हत्वात् ॥ २ ॥

**અન્વય અને અન્વયાર્થઃ**—तु પૂર્વપક્ષની નિવૃત્તિને માટે છે सूक्ष्मं [ અવ્યક્તશબ્દથી સ્થૂલશરીરના હેતુરૂપ ભૂત ]સૂક્ષ્મ [ ગ્રહણ કરાયછે ] तदर्हत्वात् તેના યોગ્યપણાથી.

**ટીકાઃ**—જો કે આ સ્થૂલશરીર અવ્યક્તશબ્દને યોગ્ય નથી, પણ તે સ્થૂલશરીર જે ભૂતસૂક્ષ્મ(પાંચભૂતોની સૂક્ષ્માવસ્થા)માંથી ઉપજ્યું છે, તેમાં અવ્યક્તશબ્દની યોગ્યતા હોવાથી પ્રકૃતિશબ્દનો વિકારમા ઉપયોગ કર્યો છે. 'गोभिः श्रीणीत मत्सरम् ॥' (ગાયની-દૂધની-સાથે સોમને મિશ્ર કરે) એ વાક્યમાં જેમ

પ્રકૃતિશબ્દનો વિકારમાં ઉપયોગ કર્યો છે, તેમ અત્ર પણ જાણવું. 'तद्धेदं तर्ह्यव्याकृतमासीत् ॥' (સૃષ્ટિની પૂર્વે તે આ પ્રપંચ નિશ્ચય અવ્યક્ત હતો) એ શ્રુતિ પણ અવ્યક્તકારણથી વિકારોના અનન્યપણાવડે અવ્યક્ત-શબ્દના કારણરૂપયોગ્યપણામાં પ્રમાણરૂપ છે. ૨.

તમે કહોછો કે સૃષ્ટિની પૂર્વે આ જગત્ પોતાના નામરૂપને લઇને બીજશક્તિમાં સ્થિત રહેછે, તેમાં જેમ અવ્યક્તશબ્દનો પ્રયોગ કરાયછે, તેમ સ્થૂલશરીરના બીજરૂપસૂક્ષ્મભૂતમાં પણ અવ્યક્તશબ્દનો પ્રયોગ થઇ શકેછે; તો આ તમારું કથન પ્રકારાંતરે અમારા પ્રધાનકારણવાદને દર્શાવેછે, એવી શંકા **સાંખ્યવાદી** કરે તો તેનું નિરાકરણ કરેછે:—

## तदधीनत्वादर्थवत् ॥ ३ ॥

**અન્વય અને અન્વયાર્થ:**—**तदधीनत्वात्** તે[અવ્યક્ત]ના [પરમાત્માના] અધીનપણાથી **अर्थवत्** [તે] અર્થવાળું [છે].

**ટીકા:**—જો અમે અવ્યક્ત(જગતની પૂર્વાવસ્થા)ને સ્વતંત્ર માનીએ તો અમારા મતમાં પ્રધાનકારણ-વાદનો પ્રસંગ પ્રાપ્ત થાય; પરતુ અમે આ અવ્યક્તને પરમાત્માને અધીન માનીએછીએ, સ્વતંત્ર માનતા નથી, તેથી આ અવ્યક્તશબ્દ તમારા પ્રધાનથી ભિન્નઅર્થવાળો ઠરેછે. અવિદ્યા, અવ્યક્ત ને માયા આદિ શબ્દો એકઅર્થના વાચક છે, ને તેવડે જ નિર્વિકારિપરમાત્મામાં સ્રષ્ટાપણું સિદ્ધ થાયછે, માટે તે સાર્થક છે. ૩.

અવ્યક્તશબ્દવડે શ્રુતિમાં પ્રધાનનું ગ્રહણ નથી, એમાં અન્યહેતુને કહેછે:—

## ज्ञेयत्वावचनाच्च ॥ ४ ॥

**અન્વય અને અન્વયાર્થ:**—**च** અને **ज्ञेयत्वावचनात्** જ્ઞેયપણાના કથનના અભાવથી [અ-વ્યક્તશબ્દવડે પ્રધાનનું ગ્રહણ નથી].

**ટીકા:**—'गुणपुरुषान्तरज्ञानात् कैवल्यम् ॥' (ત્રણગુણરૂપપ્રધાનથી પુરુષનું ભેદજ્ઞાન થવાથી મોક્ષ થાયછે)ઇત્યાદિવચનોવડે **સાંખ્યવાદિઓ** પ્રધાનનું જ્ઞેયપણાવડે કથન કરેછે; વળી અણિમાદિની પ્રાપ્તિમાટે પ્રધાનને તેઓ ઉપાસ્ય પણ માનેછે; પરંતુ 'महतः परमव्यक्तमव्यक्तात् पुरुषः परः ॥' એ શ્રુતિમાં અવ્ય-ક્તને જ્ઞેય કે ઉપાસ્ય કહેલું નથી, કિંતુ અવ્યક્ત એટલો શબ્દ જ કહ્યો છે, તેથી ત્યાં અવ્યક્તશબ્દવડે પ્રધા-નનું ગ્રહણ નથી. ૪.

## वदतीति चेन्न प्राज्ञो हि प्रकरणात् ॥ ५ ॥

**અન્વય અને અન્વયાર્થ:**—**वदति** [શ્રુતિ પ્રધાનને જ્ઞેયપણાવડે] કહેછે **इति** એમ **चेत्** [કહો] તો **न** [તે કથન યોગ્ય] નથી **हि** કેમકે **प्रकरणात्** [બ્રહ્મના] પ્રકરણથી **प्राज्ञः** [એ વાક્યમાં] બ્રહ્મ [પ્રતિપાદન કરેલું છે, પ્રધાન નહિ].

**ટીકા:**— "अशब्दमस्पर्शमरूपमव्ययं
तथाऽरसं नित्यमगन्धवच्च यत् ।
अनाद्यनन्तं महतः परं ध्रुवं
निचाय्य तं मृत्युमुखात् प्रमुच्यते ॥"

**ભાવાર્થ:**—જે શબ્દરહિત, સ્પર્શરહિત, રૂપરહિત, વિકારરહિત, રસરહિત, નિત્ય, અગંધ, અનાદિ, અનંત, મહત્‌થી પર અને અચલ છે, તેને જાણીને પુરુષ મૃત્યુના મુખથી અત્યંત મોકળો થાયછે—કૈવલ્ય પામેછે.

એ શ્રુતિમાં શબ્દાદિવિહીન અને મહત્‌થી પર જે વસ્તુ કહી છે, તે **સાંખ્યસ્મૃતિમાં** નિરૂપણ કરેલા પ્ર-ધાનને મળતી છે, માટે એ શ્રુતિ પ્રધાનને જ્ઞેયપણાવડે નિરૂપણ કરેછે, એમ જો **સાંખ્યવાદી** કહે તો તે તેનું કથન પૂર્વાપરઆલોચના કર્યાવિનાનું હોવાથી મિથ્યા છે; કેમકે એ શ્રુતિ બ્રહ્મના પ્રકરણમાં આવેલી છે, તેથી

તે શ્રુતિવડે બ્રહ્મનું જ કથન છે, પ્રધાનનું નથી. કેવલ પ્રધાનના જ્ઞાનથી મોક્ષ થાયછે, એ વાર્તા સાંખ્યવાદીને પણ અંગીકાર નથી, અને પૂર્વોક્તશ્રુતિમાં તો તેના જ્ઞાનથી મોક્ષની પ્રાપ્તિ કહી છે, તેથી તેને મતે પણ તે પ્રધાનનું નિરૂપણ નથી, એમ સિદ્ધ થાયછે. સર્વે વેદાંતોમાં બ્રહ્મના શબ્દાદિવિહીનપણાનું કથન છે, તથા તેને જાણવાથી મોક્ષ થાયછે, એમ પણ નિરૂપણ છે, તેથી અહિં પ્રધાનનું જ્ઞેયપણું કે અવ્યક્તશબ્દવડે નિરૂપણપણું નથી. ૫.

## त्रयाणामेवं चैवमुपन्यासः प्रश्नश्च ॥ ६ ॥

**અન્વય અને અન્વયાર્થઃ**— च અને त्रयाणाम् ત્રણનો ( અગ્નિ, જીવ અને બ્રહ્મનો )एव જ प्रश्नः પ્રશ્ન च અને उपन्यासः નિરૂપણ [ પણ ] एवम् એપ્રકારે [ છે તેથી અવ્યક્ત જ્ઞેય કે પ્રધાન નથી ].

**ટીકાઃ**—શ્રીકઠવલ્લીઉપનિષદ્‌માં નચિકેતાએ યમપ્રતિ અગ્નિ, જીવ અને બ્રહ્મને જાણવામાટે ત્રણ પ્રશ્નો પૂછયાનું શ્રવણ થાયછે. તેમાં 'स त्वमग्निं स्वर्ग्यमध्येषि मृत्यो प्रब्रूहि तं श्रद्दधानाय मह्यम् ॥' (હે મૃત્યો! સ્વર્ગના હેતુ અગ્નિને તમે સ્મરણ કરોછો, તે અગ્નિનું શ્રદ્ધાવાળા મારાપ્રતિ તમે કથન કરો) એ પ્રશ્ન અગ્નિના સંબંધનો છે, 'येयं प्रेते विचिकित्सा मनुष्येऽस्तीत्येके नायमस्तीति चैके। एतद्विद्यामनुशिष्टस्त्वयाऽहम् ॥' (મૃત્યુ પામે સતે, લોકમાં જે આ શંકા છે, એક છે એમ કહેછે, અને બીજા દેહથી ભિન્ન આ–જીવ–નથી, એમ કહેછે; આ વિજ્ઞાનને તમારાથી ઉપદેશ પામ્યો છતો હું જાણું) એ જીવવિષયનો પ્રશ્ન છે, અને 'अन्यत्र धर्मादन्यत्राधर्मादन्यत्रास्मात्कृताकृतात्। अन्यत्र भूताच्च भव्याच्च यत् तत्पश्यसि तद्वद ॥' (ધર્મથી ભિન્ન, અધર્મથી ભિન્ન, આ કાર્ય અને કારણથી ભિન્ન તથા ભૂત અને ભવિષ્યથી ભિન્ન જેને તમે જુઓછો, તે મને કહો) આ બ્રહ્મવિષયનો પ્રશ્ન છે. યમે ઉત્તરરૂપે પણ એ ત્રણના જ સ્વરૂપનું નિરૂપણ કર્યું છે; તેમાં 'लोकादिमग्निं तमुवाच तस्मै या इष्टका यावतीर्वा यथा वा ॥' (લોકના હેતુરૂપ તે ચિત્યઅગ્નિને યમે નચિકેતાપ્રતિ કહ્યો, તથા ઈંટોનાં જે સ્વરૂપ, જેટલી સંખ્યા અને જેવો ક્રમ તે પણ કહ્યાં) એ અગ્નિવિષયનું પ્રતિવચન છે, 'योनिमन्ये प्रपद्यन्ते शरीरत्वाय देहिनः । स्थाणुमन्येऽनुसंयन्ति यथाकर्म यथाश्रुतम् ॥' (અન્ય દેહાભિમાની પુરુષો શરીરને માટે યોનિને પામેછે, અને અન્ય સ્થાવરભાવને પામેછે. જેણે જેવું કર્મ કર્યું હોય અને જેનું જેવું જ્ઞાન હોય તે તેવા જન્મને ધરેછે) એ અવિદ્યાની ઉપાધિવાળાજીવવિષયનું પ્રતિવચન છે, અને 'न जायते म्रियते वा विपश्चित्॥' (સર્વજ્ઞ જન્મતો નથી, અથવા મરતો નથી) ઇત્યાદિ ઘણાં પ્રતિવચનો પરમાત્મવિષયનાં છે. પૂર્વોક્તરીતે અગ્નિ, જીવ અને બ્રહ્મસંબંધી પ્રશ્ન તથા તે પ્રશ્નોનાં પ્રતિવચનો તે ઉપનિષદ્‌માં છે, પ્રધાનવિષયનો ત્યાં પ્રશ્ન નથી, તેમ તેના પ્રતિવચનરૂપેતેનું નિરૂપણ પણ નથી, તેથી પ્રધાન અવ્યક્તશબ્દનું વાચ્ય નથી, અને જ્ઞેય પણ નથી. ૬.

## महद्वच्च ॥ ७ ॥

**અન્વય અને અન્વયાર્થઃ**—च અને महद्वत् [ શ્રુતિમાંના ] મહત્ [ શબ્દ ]ની પેઠે [ શ્રુતિમાંનો અવ્યક્તશબ્દ પણ પ્રધાનનો બોધક નથી ].

**ટીકાઃ**—અને 'बुद्धेरात्मा महान् परः ॥' (બુદ્ધિથી મહાન્ આત્મા પર છે) ઇત્યાદિશ્રુતિઓમાં જેમ આત્મશબ્દરૂપ પ્રયોગાદિના હેતુથી તે મહત્‌શબ્દ સાંખ્યવાદિઓના પ્રકૃતિના પ્રથમપરિણામરૂપમહત્‌શબ્દનો બોધક નથી, તેમ વૈદિકપ્રયોગમાં અવ્યક્તશબ્દ પ્રધાનનો બોધક નથી, તેથી પ્રધાન અવૈદિક છે. ૭.

" अजामेकां लोहितशुक्लकृष्णां
बह्वीः प्रजाः सृजमानां सरूपाः ।
अजो ह्येको जुषमाणोऽनुशेते
जहात्येनां भुक्तभोगामजोऽन्यः ॥ "

**ભાવાર્થઃ**—રજસ, સત્ત્વ અને તમોગુણવાળી, પોતાના જેવી ઘણીપ્રજાને સજનારી, એક અજા (પ્રકૃતિ) છે. તેને એક અજ (પુરુષ) સેવતો છતો સંસારને પામેછે, અને બીજો અજ (વિરક્ત પુરુષ) ભોગવી લીધેલી એ પ્રકૃતિનો ત્યાગ કરેછે.

એ શ્રુતિમાં જે अजाશબ્દ છે, તે પ્રધાનનો વાચક છે; તેથી પ્રધાન અવૈદિક નથી, પણ વૈદિક છે, એવી **સાંખ્યવાદીની** શંકાને દૂર કરવા ભગવાન્ સૂત્રકાર ત્રણસૂત્રોવાળું નીચેનું ચમસાધિકરણ રચેછેઃ—

### ૨. ચમસાધિકરણ.

## चमसवदविशेषात् ॥ ८ ॥

**અન્વય અને અન્વયાર્થઃ**—**चमसवत्** ચમસની પેઠે **अविशेषात्** વિશેષ[ નિશ્ચયના કારણ ]ના અભાવથી [ શ્રુતિમાંનો અજાશબ્દ પ્રધાનને માટે કહેવાયો છે, એમ નિયમપૂર્વક કહી શકાય નહિ ].

**ટીકાઃ**—જેમ ' अर्वाग्बिलश्चमस ऊर्ध्वबुध्नः ॥' (નીચે છિદ્ર અને ઉપર ગોલ તે ચમસ) એ મંત્રમાં જે चमसशब्द આવેલો છે, તેનો અર્થ **ચમસનામનું** યજ્ઞપાત્ર જ થાય એવો નિયમ નથી, ગિરિગુહાદિ જે પૂર્વોક્તસ્વરૂપવાળાં હોય તે પણ તેના અર્થરૂપે સંભવી શકેછે, તેમ ' अजामेकां ' એ મંત્રમાં પણ વિશેષ નિશ્ચય કરાવનારા કારણના અભાવથી अजाशब्दથી **સાંખ્યપરિકલ્પિતપ્રધાનનું** જ ગ્રહણ થવું જોઇએ એવો નિયમ નથી, અન્ય માયાઆદિનું પણ તેથી ગ્રહણ થઇ શકેછે. ૮.

**સાંખ્યપરિકલ્પિતપ્રધાનનું** નામ અજા નથી, તો કોનું નામ 'અજા છે? એવી શંકા થતાં તેનું સમાધાન કરેછેઃ—

## ज्योतिरुपक्रमा तु तथा ह्यधीयत एके ॥ ९ ॥

**અન્વય અને અન્વયાર્થઃ**—तु નિશ્ચય **ज्योतिरुपक्रमा** જ્યોતિ (તેજ) જેમાં મુખ્ય છે તે [ આ અજા છે, એમ જાણવું ] हि કેમકે **एके** એક[ શાખાવાળા ] **तथा** એવીરીતે **अधीयते** અધ્યયન કરેછે.

**ટીકાઃ**—તેજથી માંડીને જે પરમાત્માથી ઉત્પન્ન થયેલાં છે, અને જરાયુજ, અંડજ સ્વેદજ તથા ઉદ્ભિજ્જ એ ચારપ્રકારનાં પ્રાણિઓનાં જે કારણ છે, એવાં તેજ જલ અને પૃથિવી આ ત્રણભૂતોનું નામ અજા છે, **સાંખ્યપરિકલ્પિતત્રણગુણોનું** નામ અજા નથી; કેમકે શ્રી**સામવેદની** છંદોગશાખાવાળા ' यदग्ने रोहितं रूपं तेजसस्तद्रूपं यच्छुक्लं तदपां यत्कृष्णं तदन्नस्य ॥' (જે અગ્નિનું રાતું રૂપ છે, તે રૂપ તેજનું છે, જે શ્વેત તે જલનું, અને જે કૃષ્ણ તે પૃથિવીનું) એ મંત્રવડે પૂર્વોક્તત્રણભૂતોના રાતાઆદિ ત્રણપ્રકારનાં રૂપને કહેછે. વાક્યના ઉપક્રમમાં અને શેષમાં પણ માયાનું જ નિરૂપણ છે, અને પૂર્વોક્તત્રણભૂતો તેના વિકાર હોવાથી ત્યાં ત્રણભૂતોરૂપે તેનું નિરૂપણ છે, તેથી ' अजामेकां ' એ મંત્રમાં કોઇ પ્રધાનનામની સ્વતંત્રપ્રકૃતિનું નિરૂપણ નથી, એમ સિદ્ધ થાયછે. ૯.

તેજ, જલ અને પૃથિવી આનાં ત્રણ રૂપ હોવાથી અને અજાનું એક રૂપ હોવાથી આ ત્રણમાં અજાની જાતિ (આકૃતિ) નથી, અને આ ત્રણેના જન્મનું શ્રવણ થાયછે, તેથી એ ત્રણને વિષે अजाशब्द સંભવતો નથી, પણ પ્રધાન કે જેમાં એકરૂપવડે અજાની જાતિ છે, તથા જે અજન્મા છે, તેમાં अजाशब्द સંભવેછે, એવી શંકા થતાં તેનું ઉત્તર કહેછેઃ—

## कल्पनोपदेशाच्च मध्वादिवदविरोधः ॥ १० ॥

**અન્વય અને અન્વયાર્થઃ**—च અને **मध्वादिवत्** [ આદિત્યાદિકમાં ] મધુઆદિની પેઠે **कल्पनोपदेशात्** કલ્પનાવડે ઉપદેશ હોવાથી **अविरोधः** અવિરોધ [ છે ].

**ટીકાઃ**—આ अजाशब्द જાતિ (આકૃતિ) અને અજન્મને માટે નથી, કિંતુ જેમ આદિત્યાદિ મધુ-

આદિ નહિ છતાં તે આદિત્યાદિમાં મધુઆદિની કલ્પના કરીને ઉપાસકો તેની ઉપાસના કરેછે, તેમ તેજ, જલ અને પૃથિવી આ ત્રણમાં તે સ્થળે અજાની કલ્પનાનો ઉપદેશ હોવાથી કોઇપ્રકારનો વિરોધ નથી. અજા (બકરી) જેમ બહુધા ત્રણરંગવાળી હોયછે, તથા પોતાના જેવાં ઘણાંબચ્ચાંને જન્મ આપેછે, તેમ આ અવાંતરપ્રકૃતિ (ત્રણ ભૂતો) પણ બહુધા ત્રણરંગવાળી તથા પોતાના જેવા અનંતપદાર્થોને ઉપજાવનારી હોવાથી સાદૃશ્યતાને લીધે આ અવાંતરપ્રકૃતિને કલ્પનાવડે અજારૂપે વર્ણવી છે. શ્રુતિમાં ઘણાજીવોનો સદ્ભાવ ઉપાધિને લીધે દર્શાવ્યો છે, તેમનો પારમાર્થિક ભેદ નથી. ૧૦.

'यस्मिन् पञ्च पञ्चजना आकाशश्च प्रतिष्ठितः । तमेव मन्य आत्मानं विद्वान् ब्रह्मामृतोऽमृतम् ॥' (જેમાં પ્રાણ, ચક્ષુ, શ્રોત્ર, અન્ન અને મન એ પાંચ અને તેમનું કારણ આકાશ સ્થિત છે, તે અમૃતબ્રહ્મઆત્માને હું માનુંછું, અને આ મનનથી હું વિદ્વાન્ અમૃતરૂપ છું) આ શ્રુતિમાં 'पञ्चपञ्चजनाः' એમ બેવાર પાંચશબ્દનું શ્રવણ થાયછે, અને પાંચને પાંચગુણા કરીએ તો પંચવીશ થાયછે, તે જ પચવીશતત્ત્વ સાંખ્યમાં કહ્યાં છે, તેથી પ્રધાનશબ્દ વૈદિક છે, એવી શંકા થતાં તેના નિરાકરણમાટે ભગવાન્ સૂત્રકાર ત્રણસૂત્રવાળા નીચેના સંખ્યોપસંગ્રહાધિકરણને રચેછેઃ—

### ૩. સંખ્યોપસંગ્રહાધિકરણ.

## न संख्योपसंग्रहादपि नानाभावादतिरेकाच्च ॥ ११ ॥

**અન્વય અને અન્વયાર્થઃ—संख्योपसंग्रहात्** સંખ્યાના ઉપસંગ્રહથી अपि પણ न [ પ્રધાન વૈદિક ] નથી **नानाभावात्** નાનાધર્મથી च અને अतिरेकात् વિશેષથી.

**ટીકાઃ**—સંખ્યાના ગ્રહણથી પ્રધાનનું વૈદિકપણું સિદ્ધ થતું નથી; કેમકે સાંખ્યનાં પચવીશતત્ત્વો ભિન્નભિન્નધર્મવાળાં છે; વળી આ **પંચ પંચજના**માં એવો કોઇ સાધારણ ધર્મ નથી, કે જેથી તે શબ્દોવડે પચવીશની સંખ્યાનું નિયમપૂર્વક ગ્રહણ થાય. જેમ **સપ્તર્ષિ** સાત છે, તેમ કોઇ પાંચ **પંચજના** છે, પંચવીશતત્ત્વ નથી, એમ શબ્દરચનાથી જણાયછે; તેમ જ આ શ્રુતિમાં આકાશ અને આત્મા એ બે વિશેષ (અધિક) કહેલા છે, તેથી પણ ત્યાં સાંખ્યોક્તપંચવીશતત્ત્વનું ગ્રહણ થઇ શકતું નથી. ૧૧.

જો પચવીશતત્ત્વનું નામ *પંચ પંચજના* નથી, તો તે કોનું નામ છે? એવી શંકા ઉપજે તો તે શંકાને દૂર કરેછેઃ—

## प्राणादयो वाक्यशेषात् ॥ १२ ॥

**અન્વય અને અન્વયાર્થઃ—वाक्यशेषात्** વાક્યશેષથી **प्राणादयः** પ્રાણાદિ [પંચ પંચજના છે].

**ટીકાઃ**—'यस्मिन् पञ्च पञ्चजनाः ॥' આ વાક્યની પછી બ્રહ્મસ્વરૂપના નિરૂપણમાટે 'प्राणस्य प्राणमुत चक्षुषश्चक्षुरुत श्रोत्रस्य श्रोत्रमन्नस्यान्नं मनसो ये मनो विदुः ॥' (જે વિવેકિપુરુષો છે, તે તે બ્રહ્મને પ્રાણનું પ્રાણ, ચક્ષુનું ચક્ષુ, શ્રોત્રનું શ્રોત્ર, અન્નનું અન્ન અને મનનું મન જાણેછે) આ વાક્યશેષ છે. તેમાં જે પ્રાણ, ચક્ષુ, શ્રોત્ર, અન્ન અને મન આ પાંચ કહ્યાં છે, તે છે; કેમકે અહિં **પંચજના** पञ्चजनाशब्दની પ્રાણાદિપાંચમાં લક્ષણા છે. જેમ *જન* શબ્દવાચિપુરુષની પ્રાણમાં લક્ષણા થાયછે, તેમ અત્રે પણ *જન* શબ્દની, વાક્યશેષના સમન્વયમાટે, રૂઢીથી પ્રાણાદિમાં લક્ષણા માનવી ઉચિત છે. ૧૨.

માધ્યંદિનશાખાવાળા પ્રાણાદિકમાં અન્નનું કથન કરેછે, તેના મતમાં પ્રાણાદિક પંચજના છે, અને કાણ્વશાખાવાળા પ્રાણાદિકમાં અન્નને કહેતા નથી, તો તેના મતમાં પ્રાણાદિક કેવીરીતે **પંચજના** છે? એવી શંકા થાય તો એ શંકાનું સમાધાન કરેછેઃ—

## ज्योतिषैकेषामसत्यन्ने ॥ १३ ॥

**અન્વય અને અન્વયાર્થઃ—एकेषाम्** કાણ્વશાખાવાળાઓને **अन्ने** અન્ન[ શબ્દ ] असति અવિદ્યમાન [ સતાં પણ ] ज्योतिषा જ્યોતિઃ[ શબ્દ ]વડે [ પાંચની સંખ્યા પૂરી થાયછે].

ટીકા:—જો કે કાણ્વશાખાવાળાને अन्नशब्दનો ત્યાં અભાવ છે, તેથી તેઓ તેનું કથન કરતા નથી, તો પણ 'तद्देवा ज्योतिषां ज्योतिः ॥' (સૂર્યાદિને પ્રકાશનાર તે બ્રહ્મને દેવો ઉપાસેછે) એ વચનવડે તેઓ ज्योतिःશબ્દવડે પાંચની સંખ્યા પૂરી કરેછે. જેમ અતિરાત્રનામના યાગમાં ષોડશીપાત્રનું ગ્રહણ અને અગ્રહણ વાક્યભેદથી વિકલ્પરૂપે છે, તેમ શાખાભેદવડે અન્નના પાઠ અને અપાઠવડે જ્યોતિનો વિકલ્પ છે. ૧૩.

'आत्मन आकाशः सम्भूतः ॥' (પરમાત્માથી આકાશ ઉપજ્યુ) 'तत्तेजोऽसृजत ॥' (તે બ્રહ્મ તેજને રચતું હવું) 'स प्राणमसृजत ॥' (તે પ્રાણને રચતા હવા) 'स इमाँल्लोकानसृजत ॥' (તે આલોકોને રચતા હવા) ઇત્યાદિવેદાંતવાક્યોમાં સૃષ્ટિક્રમનો વિરોધ હોવાથી જગત્‌નુ કારણ બ્રહ્મ છે, એમ સિદ્ધ થઇ શકતું નથી, એવી શંકા થાય તો તેને દૂર કરવામાટે ભગવાન્ સૂત્રકાર નીચેનું બેસૂત્રવાળું કારણત્વાધિકરણ રચેછે:—

## ૪. કારણત્વાધિકરણ.

# कारणत्वेन चाऽऽकाशादिषु यथाव्यपदिष्टोक्तेः ॥ १४ ॥

**અન્વય અને અન્વયાર્થ:**—**आकाशादिषु** આકાશાદિમાં **यथाव्यपदिष्टोक्तेः** જેવો [સૃષ્ટિક્રમ] કહ્યો છે [તેવો સૃષ્ટિક્રમ સર્વત્ર] કહેલો હોવાથી [સૃષ્ટિક્રમમાં વિરોધ નથી] **च** કેમકે **कारणत्वेन** [સર્વત્ર આત્માના] કારણપણાવડે [અન્યની રચના છે].

**ટીકા:**—'आत्मन आकाशः सम्भूतः ॥' એ શ્રુતિમાં આકાશાદિમાં જેવો સૃષ્ટિક્રમ કહ્યો છે, તેવો જ સૃષ્ટિક્રમ સર્વવેદાંતવાક્યોમાં કહેલો હોવાથી સૃષ્ટિક્રમમાં વિરોધ નથી; કેમકે સૃષ્ટિક્રમને કહેનારાં સર્વવેદાંતવાક્યોમાં આત્માના કારણપણાવડે અન્યની રચનાનું કથન છે. મદબુદ્ધિવાળાને આપાતદૃષ્ટિએ વેદાંતવાક્યોના સૃષ્ટિક્રમમાં જે વિરોધ ભાસેછે, તેની એકવાક્યતા તો વ્યાસભગવાન્ આગળ વિસ્તારથી કરશે, પણ અત્ર એટલું જ જણાવવાનું કે તેવાઓને આકાશાદિકાર્યમાં ભલે સૃષ્ટિક્રમનો વિરોધ પ્રતીત થાય, પણ કારણબ્રહ્મમાં તો કોઇપણ પ્રકારનો વિરોધ નથી; કેમકે સર્વવેદાંતોમાં સત્ય, જ્ઞાન અને અનંત બ્રહ્મને જ જગત્‌નું કારણ કહ્યું છે. વેદાંતવાક્યોનું સૃષ્ટિના પ્રતિપાદનમાં તાત્પર્ય નથી, પણ કાર્યકારણના અભેદદ્વારા બ્રહ્મબોધમાં તાત્પર્ય છે; કેમકે પ્રથમનાથી કોઇપ્રકારનો સ્થાયી લાભ નથી, અને અન્યથી અનંતસુખની પ્રાપ્તિ છે. સંપ્રદાયવેત્તાઓ પણ નીચેના વચનથી એમ જ કહેછે:—

" मृल्लोहविस्फुलिङ्गाद्यैः सृष्टिर्या चोदिताऽन्यथा ।
उपायः सोऽवताराय नास्ति भेदः कथञ्चन ॥"

**ભાવાર્થ:**—શ્રુતિમાં મૃત્તિકા, લોહ અને તણખાઆદિનાં દૃષ્ટાંતવડે ભિન્નભિન્નપ્રકારે જે સૃષ્ટિ વર્ણવી છે, બ્રહ્મજ્ઞાનની ઉત્પત્તિમાટે ઉપાયમાત્ર છે, તેથી તેના અન્યથાપણામાં પણ બ્રહ્મમાં કોઈ રીતે ભેદ નથી.૧૪.

'असद्वा इदमग्र आसीत् ॥' (આ જગત્ ઉત્પત્તિની પૂર્વે અસત્ જ હતું) એ શ્રુતિમાં આ જગત્‌નું કારણ અસત્ છે, એમ કહ્યું છે, તેથી સદ્‌બ્રહ્મ જગત્‌નુ કારણ નથી, એવી શંકા થાય તો તેનું નિવારણ કરેછે:—

# समाकर्षात् ॥ १५ ॥

**અન્વય અને અન્વયાર્થ:**—**समाकर्षात्** [સૃષ્ટિની પૂર્વે સત્ જ હતું એ શ્રુતિમાંના સદ્રૂપબ્રહ્મનું] સમ્યક્પ્રકારે આકર્ષણ હોવાથી [જગત્‌નું કારણ શૂન્યરૂપ અસત્ નહિ, પણ સત્ જ છે].

**ટીકા:**—'असद्वा इदमग्र आसीत् ॥' એ વાક્યમાં શૂન્યરૂપઅસત્‌નું કારણપણાવડે કથન નથી, પણ બ્રહ્મનું કથન છે; કેમકે ત્યાં અતીંદ્રિયવસ્તુ જે બ્રહ્મ તેની અસત્‌પદવડે લક્ષણા કરી છે. પૂર્વોક્તવાક્યની પહેલાંના

'असन्नेव स भवति। असद्ब्रह्मेति वेद चेत्॥' (જો બ્રહ્મ શૂન્યરૂપ અસત્ છે, એમ કોઇ જાણેછે, તો તે જ શૂન્યરૂપ અસત્ થાયછે) એ વાક્યવડે ત્યાં શૂન્યરૂપઅસદ્વાદને દૂર કર્યો છે, ને 'सदेव सौम्येदमग्र आसीत् ॥' (હે સૌમ્ય! આ જગત્ ઉત્પત્તિની પૂર્વે સત્ જ હતું) એ શ્રુતિમાંના સદ્રૂપબ્રહ્મનું ત્યાં સમ્યક્પ્રકારે આકર્ષણ છે, તેથી ઉપર કહેલી વાત સિદ્ધ થાયછે, ને તેમ હોવાથી જગત્નું કારણ સદ્બ્રહ્મ છે, એમાં વિવાદ રહેતો નથી. ૧૫.

શ્રીઋગ્વેદના કૌષીતકિબ્રાહ્મણના ચોથાઅધ્યાયમાં શ્રવણ થાયછે કે કાશીના રાજા અજાતશત્રુએ બાલાકિબ્રાહ્મણને કહ્યું કે 'यो वै बालाक एतेषां पुरुषाणां कर्ता यस्य वैतत् कर्म स वै वेदितव्यः॥' (હે બાલાકે! જે આ આદિત્યાદિપુરુષોનો કર્તા છે, અને જેનું આ સર્વ જગત્ કાર્ય છે, તે જ જાણવાયોગ્ય છે) ત્યાં સંશય થાયછે કે તે જાણવાયોગ્ય જીવ કહ્યો છે? અથવા મુખ્યપ્રાણ કહ્યો છે? અથવા પરમાત્મા કહ્યા છે? એ શંકાને દૂર કરવા ભગવાન્ સૂત્રકાર ત્રણસૂત્રોવાળું નીચેનું જગદ્વાચિત્વાધિકરણ રચેછે:—

### ૫. જગદ્વાચિત્વાધિકરણ.

## जगद्वाचित्वात् ॥ १६ ॥

**અન્વય અને અન્વયાર્થઃ**—जगद्वाचित्वात् [ एतत्—આ–શબ્દના ] જગત્ના વાચકપણાથી [ તે શ્રુતિવાક્યમાં જાણવાયોગ્ય પરમાત્મા કહ્યા છે ].

ટીકાઃ—શ્રીકૌષીતકિબ્રાહ્મણના પૂર્વોક્તપ્રસગનો આરંભ 'ब्रह्म ते ब्रवाणि ॥' (હું તને બ્રહ્મનું સ્વરૂપ કહીશ) એ અજાતશત્રુપતિના બાલાકિવાક્યથી થાયછે, એટલે ઉપક્રમ પરમાત્મસંબંધી હોવાથી તેમ જ આદિત્યાદિપુરુષોના તથા શ્રુતિમાં एतत् શબ્દવડે કહેલા જગદ્રૂપકાર્યના કર્તાનું કથન પણ પરમાત્માને વિષે જ સંભવિત હોવાથી ત્યાં પરમાત્માને જ જાણવાયોગ્ય કહ્યા છે, અન્યને નહિ. ૧૬.

## जीवमुख्यप्राणलिङ्गान्नेति चेत्तद्व्याख्यातम् ॥ १७ ॥

**અન્વય અને અન્વયાર્થઃ**—जीवमुख्यप्राणलिङ्गात् [વાક્યશેષમાં] જીવના અને મુખ્યપ્રાણના લિંગથી न [ તે શ્રુતિમાં પરમાત્માને જાણવાયોગ્ય કહ્યા ] નથી इति એમ चेत् [જો કહો] તો तद्व्याख्यातम् [ અમે કહીએછીએ કે ] તેનું વ્યાખ્યાન થઇ ગયું છે.

ટીકાઃ—'तद्यथा श्रेष्ठी स्वैर्भुङ्क्ते यथा वा स्वाः श्रेष्ठिनं भुञ्जन्त्येवमेवैष प्रज्ञात्मैतैरात्मभिर्भुङ्क्ते एवमेवैत आत्मान एतमात्मानं भुञ्जन्ति ॥' (જેમ મુખ્ય પુરુષ દાસોએ અથવા જ્ઞાતિએ આણેલા ધનાદિનો ભોગ કરેછે, અને જ્ઞાતિગણ અથવા દાસવર્ગ તેના આશ્રયમાં રહી ઉપજીવિત થાયછે, તેમ આ જીવ આદિત્યાદિના પ્રકાશવડે ઇંદ્રિયોથી ભોગ ભોગવેછે, અને તે આદિત્યાદિ પોતે જીવે આપેલા હવિસ્આદિવડે ઉપજીવિત થાયછે) એ વાક્યશેષમાં જીવનો બોધ કરનાર હેતુ હોવાથી તેમ જ 'अथास्मिन् प्राण एवैकधा भवति॥' (સુષુપ્તિમાં જીવ આ પ્રાણમાં જ એકપણાને પામેછે) એ વાક્યશેષમાં મુખ્યપ્રાણનો બોધ કરનાર હેતુ હોવાથી 'यो वै बालाके॥' એ શ્રુતિમાં પરમાત્માને જાણવાયોગ્ય કહ્યા નથી, પરંતુ જીવને કિંવા મુખ્યપ્રાણને અથવા તે બનેને જાણવાયોગ્ય કહ્યા છે, એમ પૂર્વપક્ષ કરો તો તમારો તે પૂર્વપક્ષ સંભવતો નથી; કેમકે એમ માનીએ તો તેમાં ત્રિવિધઉપાસનાના પ્રસંગરૂપ દૂષણ પ્રાપ્ત થાયછે, એમ અમે 'नोपासात्रैविध्यादाश्रितत्वादिह तद्योगात्॥' એ સૂત્રના વ્યાખ્યાનમાં નિરૂપણ કર્યું છે; વળી આ પ્રસંગમાં તો 'ब्रह्म ते ब्रवाणि ॥' એમ બ્રહ્મવિષયક ઉપક્રમ છે, અને 'सर्वान् पाप्मनोऽपहत्य सर्वेषां च भूतानां श्रैष्ठ्यं स्वाराज्यमाधिपत्यं पर्येति य एवं वेद॥' (જે એપ્રકારે જાણેછે, તે સર્વે પાપોનો વિનાશ કરીને સર્વે ભૂતોના શ્રેષ્ઠપણા–ગુણાધિકપણા–ને, નિયતાપણાને અને અનિયમ્યપણાને પામેછે) એપ્રમાણે ઉપસંહારનું પણ, નિરતિશયફલના શ્રવણથી, બ્રહ્મવિષયપણું દેખાયછે, તેથી ત્યાં જાણવાયોગ્ય પરમાત્મા જ કહ્યા છે, અને જીવનું તથા મુખ્યપ્રાણનું જે કથન છે, તે બ્રહ્મની સાથેના તેમના પારમાર્થિકઅભેદના અભિપ્રાયવડે છે, એમ જાણવું. ૧૭.

## अन्यार्थं तु जैमिनिः प्रश्नव्याख्यानाभ्यामपि चैवमेके ॥ १८ ॥

**અન્વય અને અન્વયાર્થઃ**—प्रश्नव्याख्यानाभ्याम् પ્રશ્ન અને ઉત્તરથી अन्यार्थं [ જીવનું ગ્રહણ ] અન્ય( બ્રહ્મ )ને માટે [ છે ] तु એમ जैमिनिः જૈમિનિ [ માનેછે ] च અને एके એક (વાજસનેયિશાખાવાળા ) अपि પણ एवम् એમ [ માનેછે].

*ટીકાઃ*—શ્રીકૌપીતકિબ્રાહ્મણમાંના 'क्वैष एतद्बालाके पुरुषोऽशयिष्ट क्व वा एतदभूत् कुत एतदागात् ॥' (હે બાલાકે! આ શયન આ પુરુષ કયા અધિષ્ઠાનમાં કરતો હતો? અથવા આ એકીભાવરૂપે ક્યાં સૂતો હતો? અને આ આગમન ક્યાંથી કર્યું?) એ પ્રશ્નથી તથા 'यदा सुप्तः स्वप्नं न कञ्चन पश्यत्यथास्मिन् प्राण एवैकधा भवति ॥' (સૂતેલો પુરુષ જ્યારે કાંઇપણ સ્વપ્નને જોતો નથી, ત્યારે તે આ પ્રાણમાં જ એકપણાને પામેછે) એ ઉત્તરથી જણાયછે કે ત્યાં પ્રાણરૂપબ્રહ્મમાં સૂતેલા જીવનું ગ્રહણ તેનાથી ભિન્ન બ્રહ્મના જ્ઞાનમાટે છે, એમ જૈમિનિઆચાર્ય માનેછે. વળી વાજસનેયિશાખાવાળા પણ 'य एष विज्ञानमयः पुरुषः क्वैष तदाऽभूत् कुत एतदागात् ॥' (જે આ વિજ્ઞાનમય પુરુષ છે, તે આ શયનકાલે ક્યાં હતો? અને આ આગમન ક્યાંથી કર્યું?) એ પ્રશ્નથી તથા 'य एषोन्तर्हृदय आकाशस्तस्मिन् शेते ॥' (જે આ અંતર્હૃદયમાં આકાશ છે, તેમાં શયન કરેછે) એ ઉત્તરથી વિજ્ઞાનમયજીવથી પરમાત્માને ભિન્ન માનેછે.

પ્રાણના નિરાકરણમાટે આ સૂત્રનો નીચેપ્રમાણે અન્ય અર્થ પણ થઇ શકેછેઃ-

પૂર્વોક્તપ્રશ્નોત્તરથી વાક્યનું બ્રહ્મપરાયણપણું હોવાથી ત્યાં પ્રાણનો ઉપદેશ બ્રહ્મજ્ઞાનને માટે છે, એમ જૈમિનિઆચાર્ય માનેછે, અને વાજસનેયિશાખાવાળા પણ એમ જ માનેછે. ૧૮.

'आत्मा वा अरे द्रष्टव्यः श्रोतव्यो मन्तव्यो निदिध्यासितव्यः ॥' (અરે મૈત્રેયિ! આત્મા જ શ્રવણકરવાયોગ્ય છે, મનનકરવાયોગ્ય છે, નિદિધ્યાસનકરવાયોગ્ય છે, અને દર્શનકરવાયોગ્ય છે) એ શ્રીબૃહદારણ્યકોપનિષદ્ના મૈત્રેયીબ્રાહ્મણના વાક્યમાં સંશય થાયછે કે શ્રવણમનનાદિકરવાયોગ્ય જીવાત્મા છે? અથવા પરમાત્મા છે? એ શંકાને દૂર કરવા ભગવાન્ સૂત્રકાર ચારસૂત્રોવાળું નીચેનું વાક્યાન્વયાધિકરણ રચેછેઃ—

### ૬. વાક્યાન્વયાધિકરણ.

## वाक्यान्वयात् ॥ १९ ॥

**અન્વય અને અન્વયાર્થઃ**—वाक्यान्वयात् વાક્યના અન્વયથી [ શ્રવણાદિકરવાયોગ્ય પરમાત્મા છે ].

*ટીકાઃ*—'आत्मा वा अरे द्रष्टव्यः ॥' ઇત્યાદિવાક્યની પૂર્વાપરઆલોચના કરવાથી તેનું પરમાત્મામાં જ તાત્પર્ય છે, એમ સિદ્ધ થાયછે. મૈત્રેયીએ મોક્ષને માટે પરમાત્માના વિજ્ઞાનના ઉપદેશની પ્રાર્થના કરી છે, અને તદનુસાર શ્રીયાજ્ઞવલ્ક્ય તેમને પરમાત્માનો ઉપદેશ કરેછે, એકના જ્ઞાનથી સર્વનું જ્ઞાન કહ્યું છે, તે પણ પરમાત્મામાં સંભવેછે, તેમ જ સર્વમયપણું તથા વેદાદિનું કારણપણું એ કથન પણ તેમાં જ ઘટી શકેછે, ઇત્યાદિહેતુઓથી શ્રવણાદિકરવાયોગ્ય પરમાત્મા છે, જીવ નથી. ૧૯.

ઉપક્રમમાં પ્રિયશબ્દ હોવાથી ત્યાં જીવાત્માનું કથન છે, એમ શંકા થાય તો એ શંકા દૂર કરવા ત્રણઆચાર્યોના ભિન્નભિન્નમતને કહેછેઃ—

## प्रतिज्ञासिद्धेर्लिङ्गमाश्मरथ्यः ॥ २० ॥

**અન્વય અને અન્વયાર્થઃ**—लिङ्गम् [ આત્માના દ્રષ્ટવ્યત્વાદિના કથનરૂપ જે લિંગ છે, તે ] લિંગ प्रतिज्ञासिद्धेः પ્રતિજ્ઞાની સિદ્ધિનું [ સૂચક છે, એમ ] आश्मरथ्यः આશ્મરથ્ય [ માનેછે ].

*ટીકાઃ*—'आत्मनि विज्ञाते सर्वमिदं विज्ञातं भवति ॥' (આત્મા વિજ્ઞાત થયે સતે આ સર્વ વિજ્ઞાત થાયછે) આ વેદની પ્રતિજ્ઞા છે. આ પ્રતિજ્ઞાની સિદ્ધિનું સૂચક લિંગ ઉપક્રમમાં પ્રિયશબ્દવડે સૂચવાતા જીવા-

ત્માના દ્રષ્ટવ્યપણાદિના કથનરૂપ છે; અર્થાત્ જીવાત્માનો અને પરમાત્માનો ભેદાભેદ છતાં પણ અત્યંત ભેદ ન હોવાથી અભેદાંશવડે બ્રહ્મને સ્થાને જીવનો ઉપક્રમ પ્રતિજ્ઞાની સિદ્ધિમાટે છે, એમ આશ્મરથ્યઆચાર્ય માનેછે. ૨૦.

## उत्क्रमिष्यत एवम्भावादित्यौडुलोमिः ॥ २१ ॥

**અન્વય અને અન્વયાર્થઃ**—**उत्क्रमिष्यतः** [ દેહાદિકઉપાધિના ] ત્યાગથી **एवम्** એવા ( બ્રહ્માભિન્ન ) **भावात्** ભાવથી [ શ્રુતિમાં અભેદવડે ઉપક્રમ છે ] **इति** એમ **औडुलोमिः** ઔડુલોમિ [ માનેછે ].

**ટીકાઃ**—સત્યસંસારદશામાં દેહ, ઇંદ્રિયો, મન ને બુદ્ધિરૂપ ઉપાધિના સંબંધથી જે મલિન જીવ છે, તે જ્ઞાનધ્યાનાદિસાધનોના અનુષ્ઠાનવડે પવિત્ર થઇને દેહાદિકઉપાધિને સજીને મુક્તિદશામાં પરમાત્માની સાથે અભેદભાવને પામેછે, તેથી-મુક્તિદશામાં અભેદ હોવાથી-શ્રુતિમાં જીવબ્રહ્મનો અભેદ માનીને બ્રહ્મને સ્થાને જીવનો ઉપક્રમ કર્યો છે, એમ ઔડુલોમિઆચાર્ય માનેછે. ૨૧.

## अवस्थितेरिति काशकृत्स्नः ॥ २२ ॥

**અન્વય અને અન્વયાર્થઃ**—**अवस्थितेः** [ પરમાત્માની જ જીવભાવે ] અવસ્થિતિ હોવાથી [ અત્યંતઅભેદને લીધે શ્રુતિમાં તેપ્રમાણે ઉપક્રમ છે ] **इति** એમ **काशकृत्स्नः** કાશકૃત્સ્ન [ માનેછે ].

**ટીકાઃ**—આ પરમાત્માનું જ જીવભાવવડે અવસ્થાન હોવાથી-જીવપરમાત્માનો અત્યંત અભેદ હોવાથી-તે શ્રુતિમાં જીવવડે બ્રહ્મનો ઉપક્રમ કરીને 'દર્શનકરવાયોગ્યપણું' આદિ બ્રહ્મના ધર્મો કહ્યા છે, એમ શ્રીકાશકૃત્સ્નઆચાર્ય માનેછે. 'अनेन जीवेनाऽऽत्मनाऽनुप्रविश्य नामरूपे व्याकरवाणि ॥' (પરમાત્માએ આલોચના કરી કે, હું આ જીવરૂપવડે અનુપ્રવેશ કરીને નામરૂપને વ્યક્ત કરું) ઇત્યાદિશ્રુતિઓ પરમાત્માનું જીવભાવે અવસ્થાન દર્શાવેછે. શ્રીકાશકૃત્સ્નનો મત શ્રુતિઅનુસાર હોવાથી શ્રીસૂત્રકારને તથા શ્રીભાષ્યકારને માન્ય છે; કાર્યકારણભાવવડે જીવપરમાત્માનો વાસ્તવિક ભેદાભેદ માનનાર આશ્મરથ્યાચાર્યનો કે સત્યસંસારદશા અને મુક્તિદશા એવા કાલભેદના અવસ્થાંતરની અપેક્ષાવડે જીવપરમાત્માનો ભેદાભેદ માનનાર ઔડુલોમિઆચાર્યનો મત શ્રુતિવિરુદ્ધ તથા યુક્તિવિરુદ્ધ હોવાથી તેમને માન્ય નથી.

'एकमेवाद्वितीयम् ॥' (એક જ અદ્વિતીય) 'आत्मैवेदं सर्वम् ॥' (આ સર્વ આત્મા જ છે) 'ब्रह्मैवेदं सर्वम् ॥' (આ સર્વ બ્રહ્મ જ છે) 'इदं सर्वं यदयमात्मा ॥' (જે આ સર્વ છે, તે આ આત્મા છે) 'नान्योऽतोऽस्ति द्रष्टा ॥' (આનાથી ભિન્ન દ્રષ્ટા નથી) ઇત્યાદિશ્રુતિઓ તથા 'वासुदेवः सर्वमिति ॥' (વાસુદેવ સર્વ છે, એમ) 'क्षेत्रज्ञं चापि मां विद्धि सर्वक्षेत्रेषु भारत ॥' (હે અર્જુન! સર્વક્ષેત્રો-દેહો-માં મને જ ક્ષેત્રજ્ઞ-જીવ-જાણ) 'समं सर्वेषु भूतेषु तिष्ठन्तं परमेश्वरम् ॥' (સર્વભૂતોમાં સમાન રહેલા પરમેશ્વરને) ઇત્યાદિસ્મૃતિવચનો પારમાર્થિકઅભેદનું નિરૂપણ કરેછે, તેથી જીવપરમાત્માનો ભેદ અવિદ્યાએ પ્રતીત કરેલા દેહાદિકઉપાધિને લીધે છે, વાસ્તવિક નથી. 'अन्योऽसावन्योऽहमस्मीति न स वेद यथा पशुः ॥' (આ દેવ અન્ય છે, અને હું અન્ય છું, એમ જે જાણેછે, તે વાસ્તવિક જાણતો નથી, તે પશુજેવો છે) 'मृत्योः स मृत्युमाप्नोति य इह नानेव पश्यति ॥' (જે આ પરમાત્મામાં નાનાની પેઠે જુએછે, તે મૃત્યુથી મૃત્યુને પામેછે) ઇત્યાદિશ્રુતિઓ ભેદદર્શનનો અપવાદ કરેછે, અને 'स वा एष महानज आत्माऽजरोऽमरोऽमृतोऽभयो ब्रह्म॥' (તે આ પ્રસિદ્ધ આત્મા મહાન્, અજન્મા, અજર, અમર, અમૃત, અભય ને બ્રહ્મ છે) એ શ્રુતિ આત્મામાં સર્વવિક્રિયાનો નિષેધ કરેછે, તેથી આત્મામાં ભેદ કે વિક્રિયાનો અવકાશ નથી. 'तत्र को मोहः कः शोक एकत्वमनुपश्यतः ॥' (એકપણાને જોનારને તેમાં મોહ શો ? અને શોક શો ?) એ શ્રુતિ પણ આત્માના આત્યંતિકએકપણામાં પ્રજ્ઞાને સ્થિર કરવાનું સૂચવેછે. ક્ષેત્રજ્ઞ અને પરમાત્મા પર્યાય હોવાથી નામમાત્રનો ભેદ છે, સ્તંભકુંભના જેવો અપર્યાયરૂપ ભેદ નથી. એક જ આ આત્મા નામમાત્રના ભેદવડે બહુપ્રકારે કહેવાયછે. 'सत्यं ज्ञानमनन्तं ब्रह्म यो वेद ।

गुहायाम्॥' (જે પુરુષ બુદ્ધિરૂપ અથવા પંચકોશરૂપ ગુહામાં રહેલા સત્ય, જ્ઞાન અને અનંત બ્રહ્મને જાણેછે) એ શ્રુતિમાં કહેલા સ્થાનના ઐક્યથી જીવ જ બ્રહ્મ છે, એમ નિશ્ચય થાયછે, તેમ જ 'तत्सृष्ट्वा तदेवानुप्राविशत्॥' (તેને રચીને તેમાં જ અનુપ્રવેશ કરતા હવા) એ શ્રુતિ પણ સ્રષ્ટાના જ પ્રવેશદ્વારા બ્રહ્મ અન્યગુહામાં રહેલું નથી, એમ દર્શાવી તે જ વાર્તા સિદ્ધ કરેછે. ભેદમાં આગ્રહ રાખી અત્યંતઅભેદરૂપવેદાંતના અર્થમાં જેઓ વિવેકપુરઃસર સ્થિતિ કરતા નથી, તેઓ મુક્તિના દ્વારસ્વરૂપસમ્યક્જ્ઞાનને જ બાધ કરેછે, જે યુક્ત નથી; વળી તેઓ મોક્ષને જન્ય માનેછે, એટલે તેમાં અનિત્યપણાનો દોષ પણ આવેછે.

જો બુદ્ધિમાંદ્યથી શાસ્ત્રવાક્યોનો સૂક્ષ્મપણે પૂર્વાપર નિર્ણય ન થઇ શકતો હોય, કિંવા કુતર્ક વા વિપરીતદુરાગ્રહ વા ઐહિકઆમુષ્મિકવિષયાનુરાગાદિરૂપબુદ્ધિમાલિન્ય કે બુદ્ધિચાંચલ્ય વિદ્યમાન હોવાથી કેવલચિન્માત્રઅદ્વૈત જે ધર્મના આત્યંતિકવિકાસરૂપ કિંવા અંતિમવસ્તુસ્વરૂપ છે તે પોતાની બુદ્ધિને ગ્રાહ્ય ન થઇ શકતું હોય તો વિદ્યમાન સ્વદોષને જ દૂર કરવાની અપેક્ષા છે, પણ વસ્તુગતિને વિનાપ્રયોજને દૂષિત કરવા અશાસ્ત્રીય યત્ન સેવવાની અપેક્ષા નથી, કેમકે તેવા અશાસ્ત્રીયયત્નથી તો લાભને સ્થાને હાનિ થવાનો જ પૂરેપૂરો સંભવ છે. ૨૨.

જેમ અભ્યુદયના હેતુપણાથી ધર્મ જિજ્ઞાસ્ય છે, તેમ નિઃશ્રેયસ–મોક્ષ–ના હેતુપણાથી બ્રહ્મ જિજ્ઞાસ્ય છે, એમ પૂર્વે કહ્યું છે. ત્યાં જિજ્ઞાસ્યબ્રહ્મનું 'जन्माद्यस्य यतः ॥' (જેનાથી આ પ્રપંચનાં જન્માદિ થાયછે, તે બ્રહ્મ) એમ લક્ષણ કહ્યું છે. તે લક્ષણ ઘટાદિના મૃત્તિકાદિના જેવા ઉપાદાનપણામાં તથા કુંભારાદિના જેવા નિમિત્તપણામાં સમાન છે, તેથી સંશય થાયછે કે બ્રહ્મ આ જગત્‌નું ઉપાદાનકારણ છે? અથવા નિમિત્તકારણ છે? એ સંશયને દૂર કરવા ભગવાન્ સૂત્રકાર નીચેનું પાંચસૂત્રોવાળું પ્રકૃત્યધિકરણ રચેછેઃ—

### ૭. પ્રકૃત્યધિકરણ.

## प्रकृतिश्च प्रतिज्ञादृष्टान्तानुपरोधात् ॥ २३ ॥

**અન્વય અને અન્વયાર્થઃ**—**प्रतिज्ञादृष्टान्तानुपरोधात्** પ્રતિજ્ઞા અને દૃષ્ટાંતનો રોધ ન હોવાથી–તેના પ્રામાણ્યથી **प्रकृतिः** [ બ્રહ્મ આ પ્રપંચનું ] ઉપાદાનકારણ **च** અને [ નિમિત્તકારણ છે ].

**ટીકાઃ**—પરમાણુ કિંવા સ્વતંત્રપ્રકૃતિ એ આ જગત્‌નું ઉપાદાનકારણ નથી. 'येनाश्रुतं श्रुतं भवत्यमतं मतमविज्ञातं विज्ञातम् ॥' (જેના જ્ઞાનવડે અશ્રુત શ્રુત થાયછે, અમત મનન કરેલું થાયછે, અને અવિજ્ઞાત વિજ્ઞાત થાયછે) એ શ્રુતિએ કરેલી પ્રતિજ્ઞાનો તથા 'यथा सौम्यैकेन मृत्पिण्डेन सर्वं मृण्मयं विज्ञातं स्यात् ॥' (હે સૌમ્ય! જેમ એક મૃત્તિકાના પિંડને જાણવાથી સર્વ મૃદ્‌વિકાર–માટીનાં કાર્યો–જાણવામાં આવેછે, [તેમ બ્રહ્મને જાણવાથી સર્વ જગત્ જાણવામાં આવેછે] ) એ શ્રુતિએ આપેલા દૃષ્ટાંતનો અબાધ હોવાથી બ્રહ્મ જ જગત્‌નું ઉપાદાનકારણ છે. પૂર્વોક્તશ્રુતિઓમાં ઉપાદાનકારણના જ્ઞાનથી તેના કાર્યનું જ્ઞાન થવાનું કહ્યું છે, તે બ્રહ્મને ઉપાદાનકારણ માનીએ ત્યારે જ સંભવી શકેછે, અન્યને ઉપાદાનકારણ માનવાથી સંભવી શકતું નથી. 'यतो वा इमानि भूतानि जायन्ते ॥' (જેમાંથી આ ભૂતો ઉપજેછે) એ શ્રુતિમાં પણ બ્રહ્મને જ જગત્‌નું ઉપાદાનકારણ કહેલું છે. જેમ મૃત્તિકાદિથી ભિન્ન કુંભાર ઘટનું નિમિત્તકારણ છે, તેમ બ્રહ્મથી ભિન્ન જગત્‌નું અન્ય નિમિત્તકારણ નથી, કેમકે સૃષ્ટિની પૂર્વે બ્રહ્મથી ભિન્ન અન્ય પદાર્થ હતો જ નહિ, એટલે જગત્‌નું નિમિત્તકારણ પણ બ્રહ્મ જ છે. ૨૩.

કયા હેતુથી એક જ બ્રહ્મ જગત્‌નું ઉપાદાનકારણ તથા નિમિત્તકારણ છે, તે કહેછેઃ—

## अभिध्योपदेशाच्च ॥ २४ ॥

**અન્વય અને અન્વયાર્થઃ**—**च** અને **अभिध्योपदेशात्** સૃષ્ટિસંકલ્પના ઉપદેશથી [ પણ પરમાત્મા આ જગત્‌નું નિમિત્તકારણ તથા ઉપાદાનકારણ છે એમ નિશ્ચય થાયછે ].

टीका:—' सोऽकामयत बहु स्यां प्रजायेय ॥' (તે પરમાત્મા સંકલ્પ કરતા હવા કે હું બહુરૂપે થાઉં, નામરૂપે વ્યક્ત થાઉં) એ શ્રુતિમાં સૃષ્ટિના સંકલ્પની સ્વતંત્રપણે પ્રવૃત્તિનો ઉપદેશ હોવાથી, તથા બહુરૂપે થવાના સંકલ્પનો ઉપદેશ હોવાથી નિશ્ચય થાયછે કે બ્રહ્મ જ આ જગતનું નિમિત્તકારણ તથા ઉપાદાનકારણ છે. ૨૪.

## साक्षाच्चोभयाम्नानात् ॥ २५ ॥

**અન્વય અને અન્વયાર્થઃ**—**च** અને **साक्षात्** સાક્ષાત્ (અન્યઉપાદાનવિના) **उभयाम्नानात्** [બ્રહ્મથી] બંનેના (ઉત્પત્તિ અને પ્રલયના) કથનથી [નિશ્ચય થાયછે કે જગતનું ઉપાદાનકારણ બ્રહ્મ છે].

टीका:—' सर्वाणि ह वा इमानि भूतान्याकाशादेव समुत्पद्यन्ते । आकाशं प्रत्यस्तं यन्ति॥' (આ સર્વ પ્રસિદ્ધ ભૂતો બ્રહ્મમાંથી જ ઉપજેછે, અને બ્રહ્મમાં જ લય પામેછે) એ શ્રુતિમાં અન્યઉપાદાનવિના સાક્ષાત્બ્રહ્મથી આ જગતની ઉત્પત્તિનું અને તેમાં તેના લયનું કથન છે, તેથી નિશ્ચય થાયછે કે આ જગતનું ઉપાદાનકારણ બ્રહ્મ છે. જેમાંથી જેની ઉત્પત્તિ થાય તેમાં તે લય પામે એ વાર્તા લોકપ્રસિદ્ધ છે. ૨૫.

## आत्मकृतेः परिणामात् ॥ २६ ॥

**અન્વય અને અન્વયાર્થઃ**—**आत्मकृतेः** [બ્રહ્મના] પોતાના કર્મવડે **परिणामात्** [પ્રપંચરૂપ]પરિણામથી [બ્રહ્મ જ આ જગતનું નિમિત્તકારણ તથા ઉપાદાનકારણ છે, એમ નિશ્ચય થાયછે].

टीका:—' तदात्मानं स्वयमकुरुत ॥' (તે બ્રહ્મ પોતે પોતાને વિશેષાકારે ઉપજાવતું હવું) એ શ્રુતિમાં બ્રહ્મને પોતાને કર્તાપણુ તથા કર્મપણું કહ્યું છે, એટલે માટી જેમ ઘટાકારપરિણામને પામેછે, તેમ બ્રહ્મ પોતે પોતાથી જ વિશેષવિકારરૂપજગદાકારે પરિણામને પામેલું છે, એમ દર્શાવ્યું છે, તેથી બ્રહ્મ જ આ જગતનું નિમિત્તકારણ તથા ઉપાદાનકારણ છે.

आत्मकृतेः અને परिणामात् એમ બે પૃથક્ સૂત્ર ગણીએ તો બ્રહ્મના કર્તાપણાથી તે નિમિત્તકારણ છે, અને જગદાકારપરિણામથી તે ઉપાદાનકારણ છે, એવો અર્થ થાયછે. ૨૬.

## योनिश्च हि गीयते ॥ २७ ॥

**અન્વય અને અન્વયાર્થઃ**—**च** અને **हि** જેથી **योनिः** [બ્રહ્મ જગતનું] કારણ [છે, એમ શ્રુતિ] **गीयते** કહેછે [તેથી પણ નિશ્ચય થાયછે કે બ્રહ્મ જગતનું ઉપાદાનકારણ છે].

टीका:—અને જે કારણથી બ્રહ્મ આ જગતનું કારણ છે, એમ ' यद्भूतयोनिं परिपश्यन्ति धीराः ॥' (જે સર્વભૂતોનું કારણ છે, તેને ધીરપુરુષો ધ્યાનવડે જુએછે) ઇત્યાદિવેદાંતવચનો કહેછે, તે કારણથી પણ નિશ્ચય થાયછે કે બ્રહ્મ આ જગતનું ઉપાદાનકારણ છે.

પરમાત્માએ સંકલ્પપૂર્વક સૃષ્ટિ કરી છે, માટે સંકલ્પપૂર્વક ઘડો કરનાર કુંભારમાં જેમ નિમિત્તકારણતા છે, પણ ઉપાદાનકારણતા નથી, તેમ પરમાત્મામાં જગતની નિમિત્તકારણતા છે, પણ ઉપાદાનકારણતા નથી, એમ કહો તો અમે કહીએછીએ કે શાસ્ત્રીય અર્થ અનુમાનાદિથી નિશ્ચયકરવાયોગ્ય નથી, પણ શાસ્ત્રથી જ નિર્ણયકરવાયોગ્ય છે, અને સર્વવેદાંતોમાં બ્રહ્મને અભિન્નનિમિત્તોપાદાનતા કહી છે; કરોળીઆના દૃષ્ટાંતમાં તે જોવામાં પણ આવેછે, એટલે બ્રહ્મમાં કહેલી અભિન્નનિમિત્તોપાદાનતા નિર્દોષ છે; વળી બ્રહ્મની જે ઉપાદાનતા કિંવા પરિણામિતા કહી છે, તે પણ વિકારના અભિપ્રાયવડે કહી નથી, કેમકે અખંડ અને નિષ્કલબ્રહ્મમાં તેવી ઉપાદાનતાઆદિનો અસંભવ છે. જેમ પ્રતીત થતા સર્પનું ઉપાદાનકારણ રજ્જુ છે, તેમ આ પ્રતીત થતા પ્રપંચનું ઉપાદાનકારણ બ્રહ્મ છે, એવા અભિપ્રાયવડે જ શ્રુતિમાં બ્રહ્મમાં ઉપાદાનતા કહી છે. ૨૭.

પરમાણુઆદિ જગતના કારણ છે, એમ માનનારાના મતનું પણ પ્રધાનકારણવાદના નિરાકરણવડે નિરાકરણ થાયછે, એમ દર્શાવવા ભગવાન્ સૂત્રકાર એકસૂત્રવાળા નીચેના સર્વવ્યાખ્યાનાધિકરણને રચેછે —

## ૮. સર્વવ્યાખ્યાનાધિકરણ.

## एतेन सर्वे व्याख्याता व्याख्याताः ॥ २८ ॥

**અન્વય અને અન્વયાર્થઃ—एतेन** આવડે ( પ્રધાનકારણવાદના નિષેધવડે ) **सर्वे** સર્વે ( પરમાણુઆદિસર્વકારણવાદો ) **व्याख्याताः** [ નિષેધરૂપે ] વ્યાખ્યાન કરાયા **व्याख्याताः** વ્યાખ્યાન કરાયા

**ટીકાઃ**—'ईक्षतेर्नाशब्दम् ॥' એ સૂત્રથી આરભ કરીને અહિંપર્યંત સૂત્રોવડે જ પુન પુન આ શકા કરીને પ્રધાનકારણવાદનું નિરાકરણ કર્યું છે આ પ્રધાનકારણવાદના નિષેધવડે ન્યાયાદિપરિકલ્પિત પરમાણુઆદિસર્વેકારણવાદોના નિષેધનું વ્યાખ્યાન કરાયુ છે એમ જાણવુ, કેમકે તેઓમા પણ અવૈદિકપણુ અને વેદવિરોધિપણુ છે અહિં व्याख्याताः એ પદનું જે બેવાર કથન છે, તે આ **સમન્વયાધ્યાયની** સમાપ્તિનુ દ્યોતન કરેછે ૨૮

**ઇતિ શ્રીવેદાંતદર્શનની તાત્પર્યદીપિકાનામની ગૂજરાતીભાષાની ટીકામાં સમન્વયનામના પહેલા અધ્યાયનો અવ્યક્તાદિસંદિગ્ધપદોનો સમન્વય એ નામનો ચોથો પાદ સમાપ્ત. ૪.**








-※ ॥ श्रीसद्गुरुर्विजयतेतराम् ॥ ※-

॥ श्रीवेदांतदर्शन ॥

## २. અવિરોધાધ્યાય.

### ૧. અથ સાંખ્ય, યોગ અને કાણાદાદિ સ્મૃતિઓથી અને સાંખ્યાદિપ્રયુક્તતર્કોથી વેદાંતસમન્વયના વિરોધનો પરિહાર એ નામનો પહેલો પાદ.

---

પ્રથમાધ્યાયમાં પ્રધાનાદિ અવૈદિક છે, તથા તે આ જગતનું કારણ નથી, કિંતુ સર્વજ્ઞ સર્વેશ્વર પરમાત્મા આ નામરૂપાત્મકપ્રપંચનું વિવર્તઉપાદાનકારણ છે, અને તે આપણો સૌનો આત્મા છે, એમ વેદાંતવાક્યોના સમન્વયના પ્રતિપાદનવડે પ્રતિપાદન કર્યું છે. હવે પોતાના પક્ષમાં સ્મૃતિ અને ન્યાયનો વિરોધ દૂર કરવા, પ્રધાનાદિવાદોનું ભ્રાંતિજન્યપણું કહેવા, ઉપનિષદોમાં કહેલી સૃષ્ટિઆદિપ્રક્રિયાઓનું અવિરોધિપણું પ્રતિપાદન કરવા અને લિંગશરીરસંબધિશ્રુતિઓનો અવિરોધ દર્શાવવામાટે આ **બીજાઅધ્યાયનો** આરંભ કરવામાં આવેછે. તેમાં પ્રથમ સ્મૃતિના વિરોધના કથનપૂર્વક તેનો પરિહાર કરવા ભગવાન્ સૂત્રકાર બેસૂત્રોવાળું નીચેનું સ્મૃત્યધિકરણ રચેછેઃ—

### ૧. સ્મૃત્યધિકરણ.

## स्मृत्यनवकाशदोषप्रसङ्ग इति चेन्नान्यस्मृत्यनवकाशदोषप्रसङ्गात् ॥ १ ॥

**અન્વય અને અન્વયાર્થઃ**—स्मृत्यनवकाशदोषप्रसङ्गः [બ્રહ્મને જગતનું કારણ કહેવાથી કપિલાદિની] સ્મૃતિના અનવકાશ(નિરર્થકતા)રૂપદોષનો પ્રસંગ [વેદાંતમતમાં પ્રાપ્ત થશે] इति એમ चेत् [કહો] તો न [તેઆશંકા સંભવતી] નથી अन्यस्मृत्यनवकाशदोषप्रसङ्गात् [કેમકે] અન્યસ્મૃતિઓના અનવકાશરૂપદોષના પ્રસંગથી [અમારા મતમાં દોષની પ્રાપ્તિ થતી નથી].

*ટીકાઃ*—જો સર્વજ્ઞબ્રહ્મને જગતનું કારણ કહેશો તો અચેતનપ્રધાનને જગતનું કારણ કહેનારી કપિલ અને પંચશિખ આદિની સ્મૃતિઓને, તેમાં ધર્મશાસ્ત્રનો વિષય ન હોવાથી અને મોક્ષના વિષયમાં નિરર્થક થવાથી, નિરર્થકતારૂપદોષનો પ્રસંગ વેદાંતમતમાં પ્રાપ્ત થશે, એમ શંકા કરો તો તે તમારી શંકા સંભવતી નથી; કેમકે કપિલાદિની સ્મૃતિને પ્રમાણ માનીએ તો બ્રહ્મમાંથી જગતની ઉત્પત્તિ કહેનારી અન્ય શ્રુતિ-

અનુકૂલપ્રસિદ્ધસ્મૃતિઓને નિરર્થકતારૂપદોષનો પ્રસંગ પ્રાપ્ત થાયછે, જે યોગ્ય નથી. 'अहं कृत्स्नस्य जगतः प्रभवः प्रलयस्तथा ॥' (હું પરમાત્મા સમગ્રજગતની ઉત્પત્તિનો હેતુ તથા લયનું અધિષ્ઠાન છું) એ ગીતાસ્મૃતિના વાક્યમાં તથા 'तस्मात् कायाः प्रभवन्ति सर्वे स मूलं शाश्वतिकः स नित्यः ॥' (તે પરમાત્માથી બ્રહ્માઆદિસર્વે ઉપજેછે, તે ઉપાદાનકારણ છે, અને તે અનાદિ તથા અવિનાશી છે) એ આપસ્તંબસ્મૃતિના વાક્યમાં તેમ જ 'स सर्गकाले च करोति सर्गं, संहारकाले च तदत्ति भूयः ॥' (તે પરમાત્મા સૃષ્ટિકાલમાં સૃષ્ટિને ઉપજાવેછે, અને પ્રલયકાલમાં પુનઃ તેનો લય કરેછે) એ પુરાણવાક્યમાં પરમાત્માથી જગતની ઉત્પત્તિ કહી છે, માટે કેવલ સ્વતંત્રપ્રકૃતિ જગતનું ઉપાદાનકારણ છે, એમ કહેવું એ વેદવિરુદ્ધ છે. 'यस्मिन् सर्वाणि भूतान्यात्मैवाभूद्विजानतः । तत्र को मोहः कः शोक एकत्वमनुपश्यतः ॥' (જે જ્ઞાનકાલમાં સર્વેભૂતો આત્મા જ થયાં એમ જાણનારને તથા એકપણાને જોનારને તેમાં શો મોહ? અને શો શોક?) ઇત્યાદિશ્રુતિઓમાં તથા 'सर्वभूतेषु चाऽऽत्मानं सर्वभूतानि चाऽऽत्मनि । समं पश्यन्नात्मयाजी स्वाराज्यमधिगच्छति ॥'(સર્વભૂતોમાં પોતાને અને પોતામાં સર્વભૂતોને સમરૂપે જોતો છતો આત્માનું યજન કરનારો પુરુષ મોક્ષને પામેછે) ઇત્યાદિસ્મૃતિવાક્યોમાં તેમ જ 'एकश्चरति भूतेषु स्वैरचारी यथासुखम् ॥' (સ્વતંત્ર એક યથાસુખે સર્વભૂતોમાં પ્રકાશેછે) એ ઇતિહાસવાક્યમાં સર્વાત્મપણું દર્શાવ્યું છે, અને કપિલાદિની સાંખ્યસ્મૃતિઓમાં આત્માના નાનાપણાનું કથન છે, તે પણ વેદવિરુદ્ધ છે. વેદવિરુદ્ધવિષયમાં સ્મૃતિનાં અનવકાશનો પ્રસગ એ દોષરૂપ નથી. ૧.

સાંખ્યસ્મૃતિના અનવકાશના પ્રસંગરૂપ દોષ વેદાંતમતમાં પ્રાપ્ત થતો નથી, તેમાં હેતુ કહેછેઃ—

# इतरेषां चानुपलब्धेः ॥ २ ॥

**અન્વય અને અન્વયાર્થઃ**—च અને इतरेषां [ પ્રકૃતિથી ] ભિન્નની **अनुपलब्धेः** [ વેદમાં તથા લોકમાં ] અપ્રસિદ્ધિ હોવાથી [સાંખ્યસ્મૃતિના અનવકાશના પ્રસંગરૂપ દોષ વેદાંતમતમાં નથી].

**ટીકા:**—પ્રધાનથી ભિન્ન જે મહત્ તથા અહંકારાદિ તત્ત્વો પ્રધાનના પરિણામરૂપે **સાંખ્યસ્મૃતિ**માં કલ્પ્યા છે, તે વેદમાં અને લોકમાં અપ્રસિદ્ધ છે, ભૂત અને ઇંદ્રિયોની પેઠે પ્રસિદ્ધ નથી. શ્રુતિમાં કોઈ સ્થલે મહતનું શ્રવણ થાયછે, તે **સાંખ્યો**ક્તમહતનું બોધક નથી, એમ 'आनुमानिकमप्येकेषाम् ॥' એ સૂત્રમાં દર્શાવી ગયા છીએ. કાર્યસ્મૃતિના અપ્રામાણ્યથી કારણસ્મૃતિનું પણ અપ્રામાણ્ય માનવું યોગ્ય છે. તેથી **સાંખ્યસ્મૃ**તિના અનવકાશપ્રસંગરૂપ દોષ વેદાંતમતમાં નથી. ૨.

જડપ્રધાન સ્વતંત્રપણે જગતનું ઉપાદાનકારણ છે, એમ કહેનારા સાંખ્યવાદીના મતનું નિરાકરણ કરીને હવે ઈશ્વરપ્રેરિત જડપ્રધાન જગતનું ઉપાદાનકારણ છે, એમ કહેનારા યોગવાદીના વેદાંતવિરોધીઅંશનું નિરાકરણ કરવા ભગવાન્ સૂત્રકાર નીચેનું યોગપ્રત્યુક્ત્યાધિકરણ રચેછેઃ—

## ૨. યોગપ્રત્યુક્ત્યધિકરણ.

# एतेन योगः प्रत्युक्तः ॥ ३ ॥

**અન્વય અને અન્વયાર્થઃ**—**एतेन** આવડે (સાંખ્યસ્મૃતિના નિષેધવડે) **योगः** યોગસ્મૃતિ [ **પણ** ] **प्रत्युक्तः** નિષેધ કરાયી [ એમ જાણવું ].

**ટીકા:**—**સાંખ્યસ્મૃતિ**ના નિષેધવડે યોગસ્મૃતિ પણ નિષેધ કરાયી એમ જાણવું. પુરુષોને નાના કહેવા, પ્રકૃતિને નિત્ય માનવી, જડપ્રધાનને જગતનું ઉપાદાનકારણ કહેવું તથા વેદમાં અને લોકોમાં અપ્રસિદ્ધ એવાં મહદાદિકોને પ્રધાનનાં કાર્ય કહેવાં એટલા અંશમાં યોગસ્મૃતિ શ્રુતિવિરુદ્ધ હોવાથી અહિં તેટલાનો જ નિષેધ કરાયો છે, એમ જાણવું; પણ આસનપ્રાણાયામાદિભાવનાખ્યયોગનો વિસ્તાર શ્વેતાશ્વતરોપનિષદાદિમાં હોવાથી તેનો તથા તત્ત્વસાક્ષાત્કારમાટે નિદિધ્યાસનનું કથન શ્રુતિમાં હોવાથી 'अथ तत्त्वदर्शनाभ्युपायो योगः॥' (હવે તત્ત્વદર્શનનો ઉપાય યોગ છે તે કહીએછીએ) એ યોગશાસ્ત્રના કથનનો નિષેધ કરાયો છે, એમ ન જાણવું. ચિત્તના નિરોધરૂપ યોગ શ્રુતિસમ્મત હોવાથી અમને સર્વથા અંગીકાર છે; વળી **સાંખ્યસ્મૃતિ**માં તથા

યોગસ્મૃતિમાં પુરુષનુ વિશુદ્ધપણું દર્શાવ્યું છે, તે તથા યોગસ્મૃતિમાં જે નિવૃત્તિનિષ્ઠા દર્શાવી છે, તે પણ અમને માન્ય છે. ૩.

વેદવિરુદ્ધસ્મૃતિઓના અપ્રામાણ્યથી તેમનાવડે, બ્રહ્મ આ જગતનું અભિન્નનિમિત્તોપાદાનકારણ છે, એરૂપસમન્વયનો, વિરોધ નથી, એમ સ્મૃતિના આક્ષેપનો પરિહાર દર્શાવી હવે તર્કનિમિત્તઆક્ષેપોનો પરિહાર કરવા ભગવાન્ સૂત્રકાર આઠસૂત્રોનું નીચેનું નવિલક્ષણત્વાધિકરણ રચેછેઃ—

### ૩. નવિલક્ષણત્વાધિકરણ.

પૂર્વપક્ષઃ— न विलक्षणत्वादस्य तथात्वं च शब्दात् ॥ ४ ॥

**અન્વય અને અન્વયાર્થઃ**—**अस्य** આના (આ જગત્‌ના) **विलक्षणत्वात्** [બ્રહ્મથી] વિલક્ષણપણાથી **न** [બ્રહ્મ આ જગતનું ઉપાદાનકારણ] નથી **च** અને **शब्दात्** શબ્દથી[પણ] **तथात्वं** તેવાપણું (વિલક્ષણપણું) [સિદ્ધ થાયછે].

**ટીકાઃ**—પૂર્વપક્ષી તર્કથી આક્ષેપ કરેછે.—ચેતનબ્રહ્મ આ જગત્‌નુ ઉપાદાનકારણ છે, એમ કહેવું યોગ્ય નથી; કેમકે આ જગત્‌નું બ્રહ્મથી વિલક્ષણપણું છે. જગત્ અચેતન અને અશુદ્ધ છે, તથા બ્રહ્મ ચેતન અને શુદ્ધ છે. સુખ, દુઃખ અને મોહરૂપપણાવડે પ્રીતિ, પરિતાપ અને વિષાદ આદિના હેતુપણાથી તથા સ્વર્ગનરકાદિઉચ્ચનીચગતિના આશ્રયપણાવડે જગત્ અશુદ્ધ છે, એ પ્રસિદ્ધ છે. અચેતન અને સુખદુઃખમોહયુક્તજગત્‌નું કારણ પણ અચેતન અને સુખદુઃખમોહયુક્ત હોવું ઘટેછે, પણ ચેતન અને શુદ્ધ એવું બ્રહ્મ જગત્‌નું કારણ હોવું સંભવી શકતું નથી. વિલક્ષણોનો કાર્યકારણભાવ સંભવતો નથી, એ વાર્તા કટકાદિભૂષણના અને મૃત્તિકાના કાર્યકારણભાવના અભાવવડે સુવિદિત છે. 'विज्ञानं चाविज्ञानं च॥' (વિજ્ઞાન અને અવિજ્ઞાન) એ શ્રુતિવાક્યથી પણ વિજ્ઞાનસ્વરૂપચેતનબ્રહ્મથી અવિજ્ઞાનસ્વરૂપજડજગત્‌નું વિલક્ષણપણું સિદ્ધ થાયછે. ૪.

'तत्तेज ऐक्षत' ॥ (તે તેજ આલોચના કરતું હવું) ઇત્યાદિશ્રુતિઓમાં, અચેતનપણાવડે સ્વીકારેલાં ભૂતોનું, ચેતનપણું સંભળાયછે, તેમ જ 'ते हेमे प्राणा अहंश्रेयसे विवदमाना ब्रह्म जग्मुः ॥' (તે આ પ્રસિદ્ધ ઇંદ્રિયો પોતાની શ્રેષ્ઠતામાટે વિવાદ કરતી છતી બ્રહ્માપાસે ગઈ) ઇત્યાદિશ્રુતિઓમાં ઇંદ્રિયોનુ પણ ચેતનપણું સાંભળ્યું છે, એટલે વિલક્ષણતાના અભાવથી ચેતનબ્રહ્મથી ચેતનજગત્‌ની ઉત્પત્તિ સંભવી શકેછે, એમ વેદાંતી આશંકા કરે તો સાંખ્યવાદી તેનું સમાધાન કરેછે—

## अभिमानिव्यपदेशस्तु विशेषानुगतिभ्याम् ॥ ५ ॥

**અન્વય અને અન્વયાર્થઃ**—**तु** આ શબ્દ આશંકાની નિવૃત્તિમાટે છે **विशेषानुगतिभ्याम्** વિશેષ અને અનુગતિથી **अभिमानिव्यपदेशः** અભિમાનીનું કથન [છે].

**ટીકાઃ**—ભોક્તાનો અને ભૂતેંદ્રિયરૂપભોગ્યનો ચેતનઅચેતનરૂપ લોકપ્રસિદ્ધ વિભાગ છે, તે વિભાગરૂપવિશેષથી અથવા 'एता ह वै देवता अहंश्रेयसे विवदमानाः ॥' (આ પ્રસિદ્ધ ઇંદ્રિયોના દેવો પોતાના શ્રેષ્ઠપણામાટે વિવાદ કરતા છતા) એ શ્રીકૌષીતકિબ્રાહ્મણના પ્રાણસંવાદના વાક્યમાં કરણમાત્રની આશંકાની નિવૃત્તિમાટે અધિષ્ઠાતાચેતનના ગ્રહણસારુ ચેતનવાચી દેવતાપદરૂપ વિશેષ છે, તે વિશેષથી અને 'अग्निर्वाग्भूत्वा मुखं प्राविशत् ॥' (અગ્નિ વાણીરૂપ થઈને મુખમાં પ્રવેશ કરતો હવો) ઇત્યાદિશાસ્ત્રવચનોથી જણાનારી અભિમાનિચેતનદેવતાની સર્વઅચેતનોમાં અનુગતિ(અનુપ્રવેશ)થી 'तत्तेज ऐक्षत ॥' તથા 'ते हेमे प्राणाः ॥' ઇત્યાદિશ્રુતિઓમાં કેવળ અચેતનનું કથન નથી, કિંતુ તેની અભિમાનિચેતનદેવતાનુ કથન છે. જડમાં ચેતનતા ક્યાંઇ પણ જોવામાં આવતી નથી. એમ હોવાથી બ્રહ્મ અને જગત્‌નું વિલક્ષણપણુ સિદ્ધ રહેછે, તેથી ચેતનબ્રહ્મ અચેતનજગત્‌નું કારણ સંભવતું નથી. ૫.

ભગવાન્ સૂત્રકાર સાંખ્યવાદીના પૂર્વોક્તઆક્ષેપનો પરિહાર કરેછેઃ—

સિદ્ધાંતઃ— **दृश्यते तु ॥ ६ ॥**

**અન્વય અને અન્વયાર્થઃ**—**तु** આ શબ્દ પૂર્વપક્ષની નિવૃત્તિ કરેછે **दृश्यते** [ વિલક્ષણપણાથી બ્રહ્મ જગતનું કારણ નથી, એમ કહેવું યોગ્ય નથી, કેમકે એવી વિલક્ષણતા લોકમાં] દેખાયછે.

**ટીકાઃ**—વિલક્ષણપણાથી ચેતનબ્રહ્મ આ અચેતનજગતનું કારણ થઇ શકતું નથી, એમ કહેવું યોગ્ય નથી; કેમકે ચેતનમાંથી અચેતન કિંવા અચેતનમાંથી ચેતન ન જ થાય એવો નિયમ નથીઃ લોકમાં ચેતનપણાવડે પ્રસિદ્ધ પુરુષાદિથી વિલક્ષણ એટલે અચેતનકેશનખાદિની ઉત્પત્તિ અને અચેતનપણાવડે પ્રસિદ્ધ ગોમયાદિથી વિલક્ષણ એટલે ચેતનવૃશ્ચિકાદિની ઉત્પત્તિ જોવામાં આવેછે. અચેતનપુરુષાદિનાં શરીરો અચેતનકેશાદિનું કારણ છે, અને અચેતનગોમયાદિ વૃશ્ચિકાદિના અચેતનશરીરનું કારણ છે, એમ કહો તોપણ કિંચિત્ અચેતન ચેતનના આશ્રયભાવને પામેછે, ને કિંચિત્ પામતું નથી, એવી વિલક્ષણતા રહેછે. જો કહો કે એ બન્નેમાં પાર્થિવપણુંઆદિ યત્કિંચિત્ સાદૃશ્ય છે, તેથી તેમનો કારણકાર્યભાવ ઘટેછે, તો અમે કહીએછીએ કે બ્રહ્મનો સત્તાસ્વભાવ આકાશાદિજગતમાં અનુવર્તેછે, માટે તેમનું યત્કિંચિત્ સાદૃશ્ય હોવાથી તેમનો પણ કારણકાર્યભાવ સભવી શકેછે. ૬.

**असदिति चेन्न प्रतिषेधमात्रत्वात् ॥ ७ ॥**

**અન્વય અને અન્વયાર્થઃ**—**असत्** [ ઉત્પત્તિની પહેલાં કાર્ય ] અસત્ [ હતું એમ પ્રાપ્ત થશે ] **इति** એમ **चेत्** [ કહો ] તો **प्रतिषेधमात्रत्वात्** પ્રતિષેધમાત્રપણાથી **न** [ આ દોષ ] નથી.

**ટીકાઃ**—જો શબ્દાદિહીનશુદ્ધચેતનબ્રહ્મને તેનાથી વિપરીત શબ્દાદિમાન્અશુદ્ધઅચેતનકાર્ય(જગત્)નું કારણ સ્વીકારશો તો તમારા સત્કાર્યવાદી( ઉત્પત્તિની પહેલાં કાર્યનું અસ્તિત્વ માનનાર)ના મતમાં ઉત્પત્તિની પહેલાં આ જગત્રૂપ કાર્ય અસત્ હતું એવો પ્રસંગ પ્રાપ્ત થશે, જે તમને અનિષ્ટ છે. એમ કહો તો તે તમારું કહેવું પ્રતિષેધમાત્ર ( કથનમાત્ર નિષેધ ) છે, પ્રતિષેધકરવાયોગ્ય વસ્તુ કોઇ નથી, જેમ હવણાં આ જગત્ કારણરૂપે સત્ છે તેમ ઉત્પત્તિની પહેલાં પણ કારણરૂપે સત્ જ હતું, અસત્ ન હોતું. ઉત્પત્તિની પહેલાં કાર્યના સત્પણાનો નિષેધ કરવાને તમારો પ્રતિષેધ સમર્થ ન હોવાથી, તમારા તે પ્રતિષેધમાત્રપણાથી તમારો કહેલો દોષ અમારા મતમાં પ્રાપ્ત થતો નથી. ૭.

પૂર્વપક્ષઃ— **अपीतौ तद्वत् प्रसङ्गादसमञ्जसम् ॥ ८ ॥**

**અન્વય અને અન્વયાર્થઃ**—**अपीतौ** પ્રલયમાં **तद्वत्** તેના જેવા **प्रसङ्गात्** [ અશુદ્ધિઆદિના ] પ્રસંગથી **असमञ्जसम्** [ ઔપનિષદ દર્શન ] અસમીચીન [ છે ].

**ટીકાઃ**—પૂર્વપક્ષી શંકા કરેછેઃ-જો સ્થૂલત્વ, સાવયવત્વ, અચેતનત્વ, પરિચ્છિન્નત્વ અને અશુદ્ધત્વ આદિ ધર્મવાળું જગત્ બ્રહ્મનું કાર્ય છે, એમ કહેશો તો જેમ જલમાં લીન થયેલું લવણ જલને દૂષિત કરેછે, તેમ પ્રલયકાલમાં કારણરૂપબ્રહ્મમાં લીન થયેલું જગત્ બ્રહ્મને દૂષિત કરશે. આવીરીતે પ્રલયકાલમાં કારણબ્રહ્મને કાર્યના જેવી અશુદ્ધિઆદિના પ્રસંગથી ઉપનિષદ્ બ્રહ્મને જગતનું કારણ કહેછે, તે અયથાર્થ છે.

અથવા પ્રલયમાં સર્વકાર્યના કારણના જેવા એકરૂપપણાના પ્રસગથી પુનરુત્પત્તિમાં નિયમકારણના અભાવથી ભોક્તાભોગ્યઆદિવિભાગવડે ઉત્પત્તિના અભાવરૂપદોષથી ઉપનિષદ્ બ્રહ્મને જગતનું કારણ કહેછે, તે યથાર્થ નથી.

કિંવા પ્રલયમાં ભોક્તારૂપજીવોની બ્રહ્મની સાથે એકતા થયી છે, તેથી તેમને ઉત્પત્તિનાં નિમિત્ત જે કર્મઆદિ તેનો અભાવ છે. કર્મના નાશમાં પણ ભોક્તાની ઉત્પત્તિ માનશો તો તેની પેંડે મુક્તોને પણ ઉત્પત્તિનો પ્રસંગ પ્રાપ્ત થશે, એરૂપદોષથી પણ ઉપનિષદ્ બ્રહ્મને જગતનું કારણ કહેછે, તે સમીચીન નથી.

પ્રલયકાલમાં પણ આ જગત્ બ્રહ્મમાં વિભક્તરૂપે જ રહેછે, એમ કહો તો તે સ્થિતિકાલ હોવાથી પ્રલયકાલનો અભાવ થાયછે, અને દ્વૈતની પણ પ્રાપ્તિ થાયછે, તેથી પણ ઉપનિષદનું કથન અયથાર્થ જ છે. ૮.

## સિદ્ધાંતઃ—　　न तु दृष्टान्तभावात् ॥ ९ ॥

**અન્વય અને અન્વયાર્થઃ—दृष्टान्तभावात्** દષ્ટાંત હોવાથી न [પૂર્વોક્ત દૂષણ પ્રાપ્ત થતાં] નથી तु જ.

**ટીકાઃ**—સિદ્ધાંતી પૂર્વોક્તપૂર્વપક્ષોનું નિરાકરણ કરેછેઃ-કાર્ય કારણમાં લીન થયા છતાં તે કાર્ય પોતાના ધર્મોવડે કારણને દૂષિત કરતું નથી, એમાં દષ્ટાંત હોવાથી અમારા મતમાં પૂર્વોક્ત દૂષણ પ્રાપ્ત થતાં જ નથી તેથી, અમારા દર્શનમાં લેશ પણ અસમીચીનતા નથી. જેમ ઘટશરાવાદિ નાનાં મોટાં મૃત્તિકાનાં કાર્યો અને કટકકુંડલાદિનાપ્રકારનાં સુવર્ણનાં કાર્યો નાશ પામીને પોતાનાં કારણ મૃત્તિકામાં તથા સુવર્ણમાં લીન થાયછે, ત્યારે મૃત્તિકાને તથા સુવર્ણને પોતપોતાના ધર્મવડે દૂષિત કરતાં નથી, તેમ આ જગત્ કારણરૂપબ્રહ્મમાં લીન થઇને તે બ્રહ્મને પોતાના ધર્મોથી દૂષિત કરતું નથી. અમારા પક્ષમાં જેમ આ દષ્ટાંતો છે, તેમ તમારા મતમાં કોઇ દષ્ટાંત નથી; તમે જે જલ અને લવણનું દષ્ટાંત આપ્યું છે તે વિષમ છે, કેમકે મધુર જલ લવણનું કારણ નથી. 'आत्मैवेदं सर्वम् ॥' તથા 'इदं सर्वं यदयमात्मा ॥' ઇત્યાદિશ્રુતિઓમાં અવિશેષપણે ત્રણેકાલમાં કાર્યનું કારણથી અનન્યપણું કહ્યું છે, તેથી જેમ સ્થિતિકાલમાં અવિદ્યાએ આરોપેલાં કાર્ય અને તેના ધર્મોનો બ્રહ્મને સ્પર્શ નથી, તેમ પ્રલયમાં પણ તેમનો તેને સ્પર્શ નથી. માયાનું અવસ્તુપણું હોવાથી પોતાની પ્રસારેલી માયાસાથે જેમ માયાવી ત્રણેકાલમાં સ્પર્શ પામતો નથી, તેમ પરમાત્મા પણ સંસારમાયાસાથે સ્પર્શ પામતા નથી. સંપ્રદાયને જાણનારા આચાર્યો પણ જગતની ઉત્પત્તિઆદિને માયામય અને પરમાત્માને અસંગી કહેછેઃ—

"अनादिमायया सुप्तो यदा जीवः प्रबुध्यते ।
अजमनिद्रमस्वप्नमद्वैतं बुध्यते तदा ॥"

**ભાવાર્થઃ**—અનાદિમાયાવડે સૂતેલો જીવ જ્યારે ('तत्त्वमसि' એપ્રકારના ઉપદેશકાલમાં) માયાનિદ્રાને તજેછે, ત્યારે જન્મ, લય ને સ્થિતિઅવસ્થાશૂન્ય પરમાત્માને આત્મપણાવડે અનુભવેછે.

પ્રલયમાં કાર્યકારણની એકતા થઇ જવાથી નિયમકારણના અભાવથી વિભાગવડે ઉત્પત્તિનો અભાવ થશે એ દોષ પણ દષ્ટાંતના સદ્ભાવથી દૂર થાયછે. જેમ સુષુપ્તિ અને સમાધિઆદિમાં અવિભાગની પ્રાપ્તિ થયા છતાં પણ મિથ્યાજ્ઞાનનો નાશ નહિ થવાથી પૂર્વની પેઠે પુનઃ જાગ્રત્કાલમાં વિભાગ થાયછે, તેમ અહિં પણ થશે.

પ્રલયકાલમાં અજ્ઞાની જીવો મિથ્યાજ્ઞાનસહિત હોયછે, તેથી તેમની પુનરુત્પત્તિ ઘટેછે, મુક્તજીવોનું અજ્ઞાન અત્યંત નિવૃત્ત થઇ ગયેલું હોવાથી તેમની પુનરુત્પત્તિ સંભવતી નથી.

પ્રલયકાલમાં આ જગત્ બ્રહ્મમાં વિભક્તરૂપે રહેતું નથી, એટલે પૂર્વપક્ષીનો છેલ્લો વિકલ્પ પણ ઘટતો નથી. ૯.

## स्वपक्षदोषाच्च ॥ १० ॥

**અન્વય અને અન્વયાર્થઃ—च** અને स्वपक्षदोषात् [સાંખ્યવાદીના] પોતાના પક્ષમાં [પણ તે] દોષ હોવાથી [તે દોષોનું નિરાકરણ કરવા અમારે પ્રયાસ કરવો આવશ્યક નથી].

**ટીકાઃ**—સાંખ્યવાદીએ જેટલા દોષ વેદાંતપક્ષમાં કહ્યા છે, તેટલા જ દોષ સાંખ્યવાદીના પક્ષમાં પણ પ્રાદુર્ભાવ પામેછે. જેમ વાદી કહેછે કે વિલક્ષણપણાથી બ્રહ્મ જગતનું કારણ સંભવે નહિ, તેમ પ્રધાન પણ શબ્દાદિહીન હોવાથી વિલક્ષણપણાવડે જગતનું કારણ સંભવે નહિ, એ દોષ સાંખ્યમતમાં સમાન છે. ઉત્પત્તિની પહેલાં અસત્કાર્યવાદનો પ્રસંગ કહ્યો તે પણ પ્રધાન અને તેનાં કાર્યોનું વિલક્ષણપણું હોવાથી સાંખ્યપક્ષમાં સમાન છે. પ્રલયકાલમાં કાર્યવડે કારણ દૂષિત થશે એ દોષ પણ સાંખ્યપક્ષમાં સમાન છે. ઇત્યાદિસર્વદોષોના સાધારણપણાથી તે બેમાંના એકે પક્ષમાં પૂછવાયોગ્ય નથી, અને તેથી તેઓની અદોષતા જણાયછે, ને તેમ હોવાથી તે દોષોનું નિરાકરણ કરવા અમારે પ્રયાસ કરવો આવશ્યક નથી. ૧૦.

## तर्काप्रतिष्ठानादप्यन्यथाऽनुमेयमिति चेदेवमप्यविमोक्षप्रसङ्गः ॥ ११ ॥

**અન્વય અને અન્વયાર્થઃ**—**तर्काप्रतिष्ठानात्** તર્કના અપ્રતિષ્ઠાનથી **अपि** પણ [ બ્રહ્મમાં રહેલી જગત્કારણતાનો બાધ થતો નથી ] **अन्यथा** બીજીરીતે ( પ્રતિષ્ઠિતતર્કવડે ) [ પ્રધાન ] **अनुमेयम्** અનુમાનકરવાયોગ્ય [ છે ] **इति** એમ **चेत्** [ કહો ] તો **एवम्** એમ [ કરવાથી ] **अपि** પણ **अविमोक्षप्रसङ्गः** મોક્ષાભાવનો ( તર્કના અપ્રતિષ્ઠાનરૂપદોષના અનિવારણનો અથવા મુક્તિના અભાવનો ) પ્રસંગ [ પ્રાપ્ત થાયછે ].

**ટીકા:**—વેદપ્રમાણથી રહિત કપિલકણાદાદિની ભિન્નભિન્નબુદ્ધિમાત્રથી અન્યથાઅન્યથાકલ્પિતતર્કની પ્રતિષ્ઠા નથી, તેથી બ્રહ્મમાં રહેલી જગત્કારણતા વેદવડે સિદ્ધ હોવાથી કેવલ તેમના તર્કોવડે તેનો બાધ થઇ શકતો નથી. જો તર્કવાદી એમ કહે કે કોઇ પ્રતિષ્ઠિતતર્કને અતનો તર્ક ગણી તે પ્રતિષ્ઠિત-સ્થિર-તર્કવડે પ્રધાન આ જગતનું કારણ છે, એમ અનુમાનકરવાયોગ્ય છે; સર્વતર્કને અપ્રતિષ્ઠિત કહેશો તો સર્વ લોકવ્યવહાર તર્કથી ચાલેછે, તેના ઉચ્છેદની પ્રાપ્તિ થશે. તો અમે તેના ઉત્તરમાં કહીએછીએ કે શ્રુતિઅનુકૂલ તર્ક ગ્રાહ્ય છે, સ્વતંત્ર તર્ક ગ્રાહ્ય નથી, બુદ્ધિનું તારતમ્ય હોવાથી પ્રબલતર્ક નિર્બલતર્કને સર્વદા હણી નાંખેછે, એટલે કોઇ પણ સ્થિરતર્ક સંભવતો નથી, તેથી તર્કની અનવસ્થાનો જે દોષ પૂર્વે કહ્યો છે, તે દૂર થતો નથી, એટલે પ્રધાનને જગત્કારણ માની શકાય એમ નથી. કિંવા યથાર્થજ્ઞાનથી મોક્ષ થાયછે, એમ સર્વ મોક્ષવાદી માનેછે, અને જ્ઞાનના વસ્તુતંત્રપણાથી તે જ્ઞાન અગ્નિના ઉષ્ણજ્ઞાનની પેઠે એકરૂપ છે, તેથી તેમાં વિવાદનો અભાવ છે, પણ પરસ્પર વિરોધ કરનારા પુરુષોની કલ્પનામાત્રથી રચેલા તર્કોવડે વિવાદના અભાવવાળા એકજ્ઞાનની સિદ્ધિ થતી નથી, વળી પ્રધાનવાદીને બીજા તાર્કિકોએ શ્રેષ્ઠતર્કવાદીરૂપે સ્વીકાર્યો નથી તેથી, તેમ જ ભૂતકાલના, વર્તમાનકાલના અને ભવિષ્યકાલના બધા તર્કવાદિઓને એકકાલે એકસ્થાને એકત્ર થઇ એકસુસિદ્ધતર્કદ્વારા એકપ્રકારના જ્ઞાનનો નિર્ણય કરવાનો અસંભવ હોવાથી તેમના મતમાં મુક્તિના અભાવના પ્રસગની પ્રાપ્તિ થાયછે. વેદનું નિત્યપણું હોવાથી તથા તેને વિજ્ઞાનની ઉત્પત્તિનું કારણપણું હોવાથી તેમાં વ્યવસ્થિતઅર્થના વિષયપણાની સિદ્ધિ સંભવી શકેછે. વેદજનિતજ્ઞાનનું સમ્યક્પણું ભૂત, વર્તમાન અને ભવિષ્યના સર્વતાર્કિકોએ પણ લોપ કરવાને શક્ય નથી, તેથી ઔપનિષદજ્ઞાનનું સમ્યગ્જ્ઞાનપણું સિદ્ધ છે, ને તે કારણથી આગમાનુસારિતર્કવડે ચેતનબ્રહ્મ જગત્નું નિમિત્તકારણ તથા ઉપાદાનકારણ છે. ૧૧.

પ્રધાનકારણવાદના નિષેધનો બીજાકારણવાદોના નિષેધમાં અતિદેશ કરવા ભગવાન્ સૂત્રકાર નીચેનું શિષ્ટાપરિગ્રહાધિકરણ રચેછેઃ—

### ૪. શિષ્ટાપરિગ્રહાધિકરણ.

## एतेन शिष्टापरिग्रहा अपि व्याख्याताः ॥ १२ ॥

**અન્વય અને અન્વયાર્થઃ**—**एतेन** આવડે ( પ્રધાનકારણવાદના નિરાકરણવડે ) **शिष्टापरिग्रहाः** શિષ્ટોએ નહિ ગ્રહણ કરેલા [ પરમાણુકારણવાદઆદિ ] **अपि** પણ **व्याख्याताः** નિષેધ કરાયા [ છે ].

**ટીકા:**—પ્રધાનકારણવાદનો નિષેધ પૂર્વે થઇ ગયો. એ પ્રધાનકારણવાદના નિષેધવડે મનુ, વ્યાસ અને વસિષ્ઠઆદિ શિષ્ટપુરુષોએ કોઇપણ અંશવડે નહિ ગ્રહણ કરેલા ન્યાયાદિપરિકલ્પિતપરમાણુકારણવાદાદિનો પણ નિષેધ કરાયો છે, એમ જાણવું. પરમગંભીર જગત્કારણનું કેવલતર્કવડે દુર્બોધ્યપણું, તર્કનું અપ્રતિષ્ઠિતપણું, અન્યથાઅનુમાનમાં મોક્ષનો અભાવ, અને વેદવિરોધ એપ્રકારનાં નિષેધનાં કારણો છે. ૧૨.

વ્યાવહારિકભોક્તાભોગ્યનું અસ્તિત્વ દર્શાવવા ભગવાન્ સૂત્રકાર નીચેનું ભોક્ત્રાપત્ત્યધિકરણ રચેછેઃ—

### ૫. ભોક્ત્રાપત્ત્યધિકરણ.

## भोक्त्रापत्तेरविभागश्चेत् स्याल्लोकवत् ॥ १३ ॥

**અન્વય અને અન્વયાર્થઃ**—**भोक्त्रापत्तेः** [ ભોગ્યને ] ભોક્તાની પ્રાપ્તિથી **अविभागः** [ ભોક્તાભોગ્યનો ] ભેદ નહિ [ રહે ] **चेत्** [ એમ કહો ] તો **लोकवत्** લોકની પેઠે [ ભેદ ] **स्यात्** છે.

ટીકાઃ—બ્રહ્મકારણવાદમાં અભિન્નતાને લીધે ભોક્તા ભોગ્યભાવને પ્રાપ્ત થશે, અથવા ભોગ્ય ભોક્તાના ભાવને પામશે. એવીરીતે તે વાદમાં ઇતરેતરભાવની પ્રાપ્તિ હોવાથી લોકમાં જે આ ચેતન જીવાત્મા ભોક્તા છે, અને આ શબ્દાદિવિષય ભોગ્ય છે, એવો ભોક્તાભોગ્યનો ભેદ દેખાયછે, તે ભેદ નહિ રહે, એમ પૂર્વપક્ષ કરો તો અમે કહીએછીએ કે અમારા પક્ષમાં દૃષ્ટાંતનો સદ્ભાવ હોવાથી તમે કહોછો તે દોષ પ્રાપ્ત થતો નથી. જેમ લોકમાં સમુદ્રથી જલ અભિન્ન છે, છતાં ફેનતરંગબુદ્બુદાદિરૂપે ભિન્ન પણ છે, તેમ જ અભિન્ન એવાં ભોક્તા ને ભોગ્ય પણ ઉપાધિવડે ભિન્નરૂપે સંભવી શકેછે. ૧૩.

પૂર્વના જ પૂર્વપક્ષમાં વિવર્તવાદવડે મુખ્યસમાધાનને કહેવા ભગવાન્ સૂત્રકાર સાતસૂત્રોવાળું નીચેનું આરંભણાધિકરણ રચેછેઃ—

## ૬. આરંભણાધિકરણ.

## तदनन्यत्वमारम्भणशब्दादिभ्यः ॥ १४ ॥

**અન્વય અને અન્વયાર્થઃ—आरम्भणशब्दादिभ्यः** આરંભણશબ્દાદિથી **तदनन्यत्वम्** તેનું (કાર્યકારણનું) અનન્યપણું [ છે ].

**ટીકાઃ**—વ્યાવહારિકભોક્તા અને ભોગ્યને માનીને પૂર્વસૂત્રમાં તેનો વિભાગ કહ્યો છે. એ વિભાગ પરમાર્થથી નથી; કેમકે आरंभणઆદિશબ્દથી કાર્યરૂપજગત્નું કારણરૂપબ્રહ્મથી અનન્યપણું (પૃથક્સત્તાશૂન્યપણું–વ્યતિરેકાભાવ) કહ્યું છે. એકના વિજ્ઞાનવડે સર્વના વિજ્ઞાનની પ્રતિજ્ઞા કરીને દૃષ્ટાંતની અપેક્ષામાં 'यथा सौम्यैकेन मृत्पिण्डेन सर्वं मृण्मयं विज्ञातं स्याद्वाचारम्भणं विकारो नामधेयं मृत्तिकेत्येव सत्यम् ॥' (હે પ્રિયદર્શન શ્વેતકેતો! એક માટીના પિંડના યથાર્થજ્ઞાનવડે સર્વઘટશરાવાદિ માટીના વિકારો જાણવામાં આવેછે, કેમકે વાણીવડે જેમનો આરંભ થયો એવા ઘટાદિવિકાર નામમાત્ર છે, પોતાના કારણ મૃત્તિકાથી ભિન્ન નથી, અને કારણરૂપ મૃત્તિકા જ સત્ય છે) એમ કહ્યું છે. શ્રુતિમાંના आरंभणશબ્દથી સિદ્ધાંતમાં પણ બ્રહ્મથી ભિન્ન કાર્યસમૂહનો અભાવ સિદ્ધ થાયછે. શ્રુતિમાં પુન· તેજ, જલ અને પૃથ્વીનાં કાર્યોનો તેજ, જલ અને પૃથ્વીથી ભિન્ન અભાવ કહ્યો છે. એ ત્રણતત્ત્વોનું પણ સતથી ભિન્ન અસ્તિત્વ નથી. શ્રીછાંદોગ્યોપનિષદ્માંના એ પ્રસંગનાં દૃષ્ટાંતોની તથા તેઉપરથી ઉપજતા સિદ્ધાંતની જે શ્રુતિઓ તે आरंभण શબ્દ છે. સૂત્રમાંના आदिશબ્દવડે 'ब्रह्मैवेदं सर्वम् ॥' (બ્રહ્મ જ આ સર્વ છે) તથા 'आत्मैवेदं सर्वम् ॥' ઇત્યાદિ આત્માનું એકપણું પ્રતિપાદન કરનારાં વચનોનો સમૂહ જાણવો. કારણથી કાર્યનુ અનન્યપણું હોવાથી એકકારણના વિજ્ઞાનવડે સર્વકાર્યનું વિજ્ઞાન સિદ્ધ થાયછે. પ્રાતીતિક અને અનિત્યસ્વરૂપવડે સત્તાસ્ફુર્તિના શૂન્યપણાથી જેમ ઘટાકાશાદિનું મહાકાશથી અને મૃગજલનું ક્ષારમયપ્રદેશથી અનન્યપણુ છે, તેમ આ ભોગ્યભોક્તાદિપ્રપંચસમૂહનું બ્રહ્મથી અનન્યપણું એટલે વ્યતિરેકવડે અભાવ છે.

**શંકાઃ**—જેમ વૃક્ષ અનેક શાખાયુક્ત છે, તેમ બ્રહ્મ અનેકશક્તિપ્રવૃત્તિયુક્ત છે; આમ હોવાથી એકપણું અને નાનાપણુ એ બંને સત્ય જ છે, જેમ મૃત્તિકાનું મૃત્તિકારૂપે એકપણું અને ઘટશરાવાદિરૂપે નાનાપણુ છે. તેમાં બ્રહ્મના એકપણાના અંશવડે જ્ઞાનથી મોક્ષવ્યવહાર સિદ્ધ થાયછે, અને નાનાપણાના અંશવડે કર્મકાંડનો આશ્રય કરીને રહેલા લૌકિકવૈદિકવ્યવહાર સિદ્ધ થાયછે.

**સમાધાનઃ**—તમે બ્રહ્મને ઉભયરૂપે સત્ય કહેવા ઇચ્છોછો તે યોગ્ય નથી. 'मृत्तिकेत्येव सत्यम् ॥' (મૃત્તિકા જ સત્ય છે) ઇત્યાદિ દૃષ્ટાંતોમાં ઉપાદાનકારણના જ સત્યપણાનો નિશ્ચય છે, અને વાણીવડે કહેવાતા વિકારસમૂહોના મિથ્યાપણાનો પણ નિર્ણય છે. સિદ્ધાંતમા પણ 'तत्सत्यम् ॥' (તે સત્ય છે) ઇત્યાદિવચનોવડે પરમકારણના જ સત્યપણાનો નિશ્ચય છે, ને 'तत्त्वमसि श्वेतकेतो ॥' (હે શ્વેતકેતો! તે તુ છે) એવી રીતે જીવના બ્રહ્મભાવનો ઉપદેશ પણ કર્યો છે, તેથી સિદ્ધ થાયછે કે પારમાર્થિક એકપણુ છે, ને મિથ્યાજ્ઞાનથી પ્રકટેલું નાનાપણું છે. જો બંનેને સત્ય માનશો તો વ્યવહારના જ્ઞાનથી પણ મોક્ષની પ્રાપ્તિનો પ્રસંગ પ્રાપ્ત થશે, અને 'मृत्योः स मृत्युमाप्नोति य इह नानेव पश्यति ॥' એ ભેદદૃષ્ટિવાળાને વારવાર જન્મમરણ કહેનારી શ્રુતિને નિરર્થકતા પ્રાપ્ત થશે. જેમ જાગ્યાપહેલાં સ્વપ્નનો સર્વવ્યવહાર સત્ય છે, તેમ સર્વલૌકિકવૈદિકવ્યવ-

દ્વાર પ્રત્યગ્અભિન્નબ્રહ્મનું જ્ઞાન થયાપૂર્વે સત્ય છે, તેથી તે વ્યવહારની અસિદ્ધિરૂપ દોષ પણ અમારા પક્ષમાં નથી, ને તે અજ્ઞાનદશામાં સર્વલૌકિકપ્રમાણોનો અવકાશ હોવાથી પ્રમાણના અનવકાશરૂપ દોષ પણ નથી.

**શંકા:**—જેમ રજ્જુમાં કલ્પાયેલા મિથ્યાસર્પવડે દંશન કરેલો પુરુષ મરતો નથી, અને મૃગજલવડે સ્નાનપાનાદિપ્રયોજન સિદ્ધ થતું નથી, તેમ અસત્યવેદાંતવાક્યોવડે બ્રહ્માત્મપણાનું જ્ઞાન થઇ શકતું નથી.

**સમાધાન:**—કલ્પિતસર્પના દંશની ભ્રાંતિવડે કલ્પિત શંકા અને વિષના નિમિત્તથી સત્યમરણમૂર્છાદિ જોવામાં આવેછે. સ્વપ્નાવસ્થાના મિથ્યાસર્પથી અને મિથ્યાજલથી દશન અને સ્નાનાદિ પણ થાયછે. જો તમે કહો કે દશનાદિકાર્ય પણ મિથ્યા છે, તો અમે કહીએછીએ કે તે કાર્ય ભલે મિથ્યા હોય પણ તેનું જ્ઞાન મિથ્યા નથી; કેમકે જાગેલો કોઇ માણસ જ્ઞાનને મિથ્યા માનતો નથી; વળી અસત્યસ્વપ્નવડે વ્યાવહારિકસત્યફલના લાભાલાભને પણ તે વિષયમાં કુશલપુરુષો જાણેછે, એટલે તે કાલનું જ્ઞાન મિથ્યા નથી. જેમ સ્વપ્નના મિથ્યાવ્યાઘ્રના દર્શનથી ઉંઘની નિવૃત્તિ થઇ જાયછે, તેમ અસત્યવેદાંતવાક્યોવડે પણ બંધની નિવૃત્તિદ્વારા બ્રહ્માત્મપણાનું જ્ઞાન થવામાં વિરોધ નથી. વસ્તુતાએ તો બંધ પણ પ્રાતિભાસિક છે, અને શાસ્ત્રો પણ પ્રાતિભાસિક છે, એટલે બન્ને સમસત્તાવાળાં હોવાથી, બીજું પહેલાનું બાધક થઇ સત્ય જ્ઞાન ઉપજાવી શકેછે, એટલે શંકાને અવકાશ નથી.

જો કહો કે શ્રુતિમાં મૃત્તિકાઆદિનાં જે દૃષ્ટાંતો આપ્યા છે, તે વિકારી કિંવા અવિકારી પરિણામવાદ દર્શાવવાના તાત્પર્યથી છે, પણ અનન્યપણું દર્શાવવાના તાત્પર્યથી નથી; તો તે તમારું કથન પૂર્વાપરનો વિચાર કર્યાવિનાનું છે; કેમકે 'आत्माऽजरोऽमरोऽमृतोऽभयो ब्रह्म ॥' ઇત્યાદિ શ્રુતિઓમાં બ્રહ્મના કૂટસ્થપણાના નિરૂપણથી બ્રહ્મમાં કોઇપણ અન્યથાભાવરૂપ વિક્રિયા નથી, એમ દર્શાવ્યું છે, તેથી વિકારિપરિણામવાદ અને અવિકારિપરિણામવાદ એ બન્નેનો નિષેધ થાયછે. વસ્તુમાં વિક્રિયા થયાવિના જ ભ્રાંતિથી અન્યનામરૂપ ભાસેછે, તે અવિકારિપરિણામવાદ છે, એમ કહો તો તેથી વિવર્તવાદરૂપ અનન્યપણાની જ સિદ્ધિ થાયછે.

માયાની ઉપાધિવડે ઇશ્વરનું ઇશ્વરપણું, સર્વજ્ઞપણું ને સર્વશક્તિમાન્પણુ છે, પરમાર્થથી નથી; પરમાર્થઅવસ્થામાં તો સર્વવ્યવહારનો અભાવ છે, એમ સર્વે ઉપનિષદો કહેછે: માટે પરમાર્થના અભિપ્રાયવડે કાર્યકારણનુ અનન્યપણુ છે, અને વ્યવહારના અભિપ્રાયવડે ઉપાધિનિર્મિતભેદનું કથન છે. ૧૪.

## भावे चोपलब्धेः ॥ १५ ॥

**અન્વય અને અન્વયાર્થ:**—च અને भावे [ કારણના ] સદ્ભાવમાં उपलब्धेः [ કાર્યના ] જ્ઞાનથી [ કારણથી કાર્યનું અનન્યપણું છે ].

**ટીકા:**—મૃત્તિકારૂપ કારણ વિદ્યમાન હોય તો જ ઘટાદિરૂપકાર્યનું જ્ઞાન થાયછે, કારણના અભાવમાં તેનાં કાર્યોનું જ્ઞાન થતું નથી, તેથી સિદ્ધ થાયછે કે કારણથી કાર્યનું અનન્યપણું છે. અન્યના સદ્ભાવમાં અન્યનું જ્ઞાન થતું નથી, એ આપણે ગાયના સદ્ભાવમાં અશ્વનું જ્ઞાન ન થવાથી જાણીએછીએ. નિમિત્તકારણના સદ્ભાવથી પણ કાર્યનું જ્ઞાન થતું સંભવતુ નથી. અવિચ્છિન્નમૂલવાળા અને દીર્ઘરેખારૂપઅવસ્થાને પામેલા ધૂમને જોઇને અગ્નિના સદ્ભાવનું જ્ઞાન થાયછે, ત્યાં પણ વ્યાપ્તિજ્ઞાનવાળી બુદ્ધિ તે જ્ઞાનમાં કારણ હોવાથી પૂર્વોક્તનિયમમાં દોષ આવતો નથી.

અથવા 'भावाच्चोपलब्धेः ॥' (અને પ્રત્યક્ષજ્ઞાનના ભાવથી કારણથી કાર્યનું અનન્યપણું છે) એવો સૂત્રપાઠ સ્વીકારી તેનું નીચેપ્રમાણે વ્યાખ્યાન છે, એમ જાણવું:—

કેવલ શબ્દથી જ કાર્યકારણનું અનન્યપણું છે, એમ નથી, પ્રત્યક્ષજ્ઞાનના સદ્ભાવથી પણ તે બન્નેનું અનન્યપણું જોવામાં આવેછે. પટમાં આતાનવિતાન(તાણાવાણા)ના સંયોગવાળાતંતુઓવિના અન્ય જોવામાં આવતું નથી, તેમ તંતુઓમાં તેના અંશોથી ને તે અંશોમાં તેના અવયવોથી ભિન્ન કાંઇપણ જોવામાં આવતું નથી. આ પ્રત્યક્ષજ્ઞાનવડે રાતાં, ધોળાં અને કૃષ્ણ એવાં ત્રણરૂપો જે તેજ, જલ અને પૃથિવીરૂપ છે તે, ને તેથી વાયુમાત્ર અને તેથી આકાશમાત્ર અનુમાનકરવાયોગ્ય છે. તેથી પર એક જ અદ્વિતીય બ્રહ્મ છે, ત્યાં સર્વે પ્રમાણોની સીમા છે. ૧૫.

## सत्त्वाच्चावरस्य ॥ १६ ॥

**અન્વય અને અન્વયાર્થઃ**—च અને अवरस्य કાર્યની सत्त्वात् [ કારણરૂપે સ્થિતિ ] હોવાથી [ કારણથી કાર્યનું અનન્યપણું છે ].

**ટીકાઃ**—'सदेव सौम्येदमग्र आसीत् ॥' ( હે સૌમ્ય શ્વેતકેતો! આ જગત્ સૃષ્ટિથી પહેલાં સત્-કારણરૂપ-જ હતું ) ઇત્યાદિશ્રુતિઓમાં કાર્યનું કારણની સાથે સમાનાધિકરણપણું કહ્યું છે, તેથી પછીથી થનારા કાર્યનું ઉત્પત્તિની પહેલાં કારણમાં કારણરૂપે હોવાપણું સિદ્ધ થાયછે, ને તેવડે કારણથી કાર્યનું અનન્યપણું છે, એમ નિશ્ચય થાયછે. જેમ કારણરૂપ બ્રહ્મ ત્રણેકાલમાં સત્ છે, તેમ કાર્યરૂપ જગત્ પણ બન્નેના અભેદ હોવાથી ત્રણેકાલમાં સત્ છે, અને સત્ એક છે, તેથી પણ કારણથી કાર્યનું અનન્યપણું છે, એમ જણાયછે. १६.

## असद्व्यपदेशान्नेति चेन्न धर्मान्तरेण वाक्यशेषात् ॥ १७ ॥

**અન્વય અને અન્વયાર્થઃ**—असद्व्यपदेशात् [ શ્રુતિમાં ] અસત્ના કથનથી न [ સૃષ્ટિની પૂર્વે સત્ ] ન હતું इति એમ चेत् [ કહો ] તો न [ તેમ ] નથી धर्मान्तरेण અન્યધર્મવડે [ એ કથન છે, એમ ] वाक्यशेषात् વાક્યશેષથી [ જણાયછે ].

**ટીકાઃ**—'असदेवेदमग्र आसीत् ॥' ( આ જગત્ સૃષ્ટિની પૂર્વે અસત્ જ હતું ) ઇત્યાદિશ્રુતિઓમાં અસત્નું કથન હોવાથી સૃષ્ટિની પૂર્વે આ જગત્ સત્ ન હતું એમ શંકા કરો તો તમારી તે શંકા સંભવતી નથી; કેમકે ઉત્પત્તિની પહેલાં કાર્યના અત્યંતઅસત્પણાના અભિપ્રાયવડે ત્યાં અસત્નું કથન નથી, પણ સ્પષ્ટનામરૂપપણારૂપધર્મથી ભિન્ન જે અસ્પષ્ટનામરૂપપણારૂપ ધર્માંતર, તેના અભિપ્રાયવડે ત્યાં અસત્નું કથન છે, એમ 'तत्सदासीत् ॥' ( તે જગત્ સત્ હતું ) ઇત્યાદિવાક્યશેષથી જણાયછે. વળી અસત્ને અત્યંતાભાવરૂપ માનીએ તો અસત્ના પૂર્વાપરકાલના અસંબંધથી 'आसीत्' ( હતું ) એ શબ્દની નિરર્થકતા થાયછે, માટે પણ સૃષ્ટિની પૂર્વે અસ્પષ્ટનામરૂપવાળુ જગત્ હતું એમ સ્વીકારવું પડેછે. १७.

## युक्तेः शब्दान्तराच्च ॥ १८ ॥

**અન્વય અને અન્વયાર્થઃ**—युक्तेः યુક્તિથી च અને शब्दान्तरात् અન્યશબ્દથી [ પણ સૃષ્ટિની પૂર્વે કાર્યનું સત્પણું અને કારણથી અનન્યપણું જણાયછે ].

**ટીકાઃ**—જે પુરુષને દહિં બનાવવાની અથવા ઘડો બનાવવાની ઇચ્છા હોય તે પુરુષ તેનાં પ્રતિનિયતકારણ દૂધને અથવા મૃત્તિકાને ગ્રહણ કરેછે, એમ લોકમાં જેવામાં આવેછે, પણ અન્યને ગ્રહણ કરતા હોય એમ જેવામાં આવતું નથી, તેથી સત્કાર્યવાદ સિદ્ધ થાયછે. જે અસત્થી પણ કાર્યની ઉત્પત્તિ થાય તો ઉત્પત્તિની પહેલાં સર્વત્ર સર્વનું અસત્પણું સમાન હોવાથી ક્યારેક દૂધથી ઘડો બનવો જેઇએ, અથવા મૃત્તિકાથી દહિં બનવું જેઇએ, પણ તેમ તો બનતું નથી તેથી, તથા ઉત્પત્તિની પહેલાં કાર્યને અત્યંતાભાવરૂપ માનીએ તો કારકવ્યાપારને નિર્વિષયતારૂપદોષની પ્રાપ્તિ થાયછે તેથી, અસત્કાર્યવાદ મિથ્યા છે. એ યુક્તિથી તથા 'सदेव सौम्येदमग्र आसीत् ॥' એ શબ્દાંતર( પૂર્વસૂત્રમાંના અસત્ના કથનના શબ્દથી અન્ય સત્ના કથનના શબ્દ )થી પણ સૃષ્ટિની પૂર્વે કાર્યનું સત્પણું અને કારણથી અનન્યપણું છે, એમ જણાયછે. १८.

## पटवच्च ॥ १९ ॥

**અન્વય અને અન્વયાર્થઃ**—च અને पटवत् [ સંવેષ્ટિત અને પ્રસારિત ] વસ્ત્રની પેઠે [ અવસ્થાભેદે કારણથી કાર્યનો ભેદ છે, વાસ્તવિકભેદ નથી ].

**ટીકાઃ**—જેમ વસ્ત્ર જ્યારે સંવેષ્ટિત ( સારીરીતે વીંટાએલું ) હોય ત્યારે જેનારપુરુષને આ વસ્ત્ર છે કે અન્ય દ્રવ્ય છે, એમ સ્પષ્ટ જ્ઞાન થતું નથી; કદાચિત્ આ વસ્ત્ર છે, એવું જ્ઞાન થાય તોપણ તેની લંબાઇપહોળાઇ કેટલી છે, ઇત્યાદિ જાણવામાં આવતું નથી, પણ જ્યારે તે વસ્ત્રને પ્રસારે ( પહોળું કરે ) ત્યારે જે સંવેષ્ટિત હતું તે વસ્ત્ર છે, તથા તેની લંબાઇપહોળાઇ ઇત્યાદિ આપ્રમાણે છે, એ સર્વ સ્પષ્ટ જાણવામાં આવેછે; તેમ જ્યારે તંતુરૂપકારણમાં વસ્ત્ર હોયછે, ત્યારે તે વસ્ત્રનું મનુષ્યને સ્પષ્ટ જ્ઞાન થતું નથી, પણ તુરી ( વણવાનું રાચ ), વેમ ( નલિકા ) ને કુવિંદ ( વણકર ) આદિ કારકના વ્યાપારપછી આ વસ્ત્ર છે, એવું સ્પષ્ટ

જ્ઞાન થાયછે. આ સવેષ્ટિત અને પ્રસારિત વસ્ત્રની પેઠે કાર્યકારણનો પણ સ્થિતિભેદે ભેદ છે, વસ્તુતાએ ભેદ નથી. ૧૯.

## यथा च प्राणादिः ॥ २० ॥

**અન્વય અને અન્વયાર્થઃ**—च અને यथा જેમ प्राणादिः [ કારણરૂપપ્રાણથી ] પ્રાણાદિ [ અન્ય નથી, તેમ કારણથી કાર્ય અન્ય નથી ].

**ટીકાઃ**—જેમ લોકમાં પ્રાણ, અપાન, સમાન, ઉદાન ને વ્યાન એ પ્રાણના ભેદ જ્યારે પ્રાણાયામવડે નિરુદ્ધ થાયછે, ત્યારે કારણમાત્રરૂપે વર્તમાન પ્રાણવડે જીવનમાત્ર જ શેષ રહેછે, આકુંચનપ્રસારણાદિકાર્ય રહેતુ નથી; અને જ્યારે તે પ્રાણાદિ નિરુદ્ધ નથી હોતા ત્યારે જીવનથી અધિક આકુંચનપ્રસારણાદિકાર્ય પણ થાયછે. ત્યાં કારણરૂપપ્રાણથી પ્રાણાપાનાદિ પ્રાણના ભેદો અન્ય નથી, તેમ જ સર્વ જગત્ પોતાના કારણ બ્રહ્મથી અનન્ય છે. આવીરીતે 'येनाश्रुतं श्रुतं भवत्यमतं मतमविज्ञातं विज्ञातम् ॥' આ શ્રુતિની પ્રતિજ્ઞા સિદ્ધ થઇ. ૨૦.

ચેતનકારણવાદને દઢ કરવા ભગવાન્ સૂત્રકાર ત્રણસૂત્રોવાળું નીચેનું ઇતરવ્યપદેશાધિકરણ રચેછેઃ—

### ૭. ઇતરવ્યપદેશાધિકરણ.

## પૂર્વપક્ષઃ— इतरव्यपदेशाद्धिताकरणादिदोषप्रसक्तिः ॥ २१ ॥

**અન્વય અને અન્વયાર્થઃ**—इतरव्यपदेशात् [ જો ચેતનને જગત્નું કારણ માનશો તો ] જીવના [ બ્રહ્મપણાના અથવા બ્રહ્મના જીવપણાના ] કથનથી हिताकरणादिदोषप्रसक्तिः [ બ્રહ્મમાં પોતાનું ] અહિત કરવું એ આદિ દોષનો પ્રસંગ [ આવશે ].

**ટીકાઃ**—પૂર્વપક્ષી ચેતનકારણવાદમાં પુનઃ બીજીરીતે આક્ષેપ કરેછેઃ—જો ચેતનને જગત્નું કારણ માનશો તો 'तत्त्वमसि श्वेतकेतो॥' એ શ્રુતિમાં ઇતર એટલે જીવનું બ્રહ્મરૂપે કથન છે; અથવા 'तत्सृष्ट्वा तदेवानुप्राविशत् ॥' એ શ્રુતિમાં ઇતર એટલે બ્રહ્મનુ જીવરૂપે કથન છે; તેથી જે બ્રહ્મનું સ્ત્રષ્ટાપણુ છે, તે જીવનું જ સ્ત્રષ્ટાપણું છે, માટે જેમ કોઇ સ્વતંત્ર મનુષ્ય પોતાને માટે કારાગાર કરી તેમાં પ્રવેશ કરે નહિ, તેમ સ્વતંત્ર કર્તા પણ પોતાનું હિત જ કરે, પણ જન્મ, મરણ, જરા, રોગ અને નરક આદિ અનેકઅનર્થસમૂહને રચવારૂપ અહિત ન કરે. સૂત્રમાંના આદિશબ્દથી ભ્રાંતિઆદિનું ગ્રહણ કરવું. વળી પોતે અત્યંત નિર્મલ હોવાથી અત્યતમલિનદેહને આત્મપણાવડે ગ્રહણ ન કરે, કદાચિત્ ભ્રાંતિથી ગ્રહણ કરે તોપણ જે દુઃખકર હોય તે સ્વેચ્છાવડે તજી દે અને સુખકરને ગ્રહણ કરે. તેમ જ આ વિચિત્ર જગત્ મેં રચ્યું છે, એમ પણ તેને સ્મરણ રહેવુ જોઇએ, તથા જેમ માયાવી પોતાની પ્રસારેલી માયાનો સ્વેચ્છાવડે અનાયાસે ઉપસંહાર કરેછે, તેમ જીવમાં પણ આ સૃષ્ટિનો ઉપસંહાર કરવાનું સામર્થ્ય જોઇએ, પણ તે તેનામાં હોય એમ જણાતું નથી. આવીરીતે અહિતક્રિયાદિના દર્શનથી અને હિતક્રિયાઆદિના અદર્શનથી ચેતનથી જગતની ઉત્પત્તિ માનવી તે અન્યાય છે. ૨૧.

## સિદ્ધાંતઃ— अधिकं तु भेदनिर्देशात् ॥ २२ ॥

**અન્વય અને અન્વયાર્થઃ**—तु પણ भेदनिर्देशात् [ જીવાત્માના તથા પરમાત્માના ] ભેદના કથનથી अधिकं [ જીવાત્માથી પરમાત્મા ] ભિન્ન [ છે, તેથી પરમાત્મામાં અહિતકરણાદિદોષો પ્રાપ્ત થતા નથી ].

**ટીકાઃ**—સૂત્રમાનો તુશબ્દ પૂર્વપક્ષની નિવૃત્તિ કરેછે. 'सोऽन्वेष्टव्यः स विजिज्ञासितव्यः ॥' (તે પરમાત્મા અન્વેષણકરવાયોગ્ય છે, તથા તે જિજ્ઞાસાકરવાયોગ્ય છે) ઇત્યાદિશ્રુતિઓમા બદ્ધ, અલ્પજ્ઞ અને અલ્પશક્તિમાન્ જીવાત્માથી નિત્યમુક્ત, સર્વજ્ઞ અને સર્વશક્તિમાન્ પરમાત્માના ભેદનું કથન હોવાથી વ્યવહારકાલમા પરમાત્મા જીવાત્માથી ભિન્ન છે, તેથી તે પરમાત્મામાં અહિતકરણાદિદોષો પ્રાપ્ત થતા નથી. જો

અમે જીવને સૃષ્ટિકર્તા માનીએ તો તેમાં પૂર્વોક્ત દોષો સંભવે, પણ અમે જીવને સૃષ્ટિકર્તા માનતા નથી, કિંતુ પરમાત્માને સૃષ્ટિકર્તા માનીએછીએ, જેથી તેમાં તે દોષોનો અસંભવ છે. પરમાત્મા નિત્યમુક્તસ્વભાવવાળા હોવાથી તેમને કાંઇ હિત કરવાનું નથી, કિંવા અહિત તજવાનું નથી, તેમ જ સર્વજ્ઞપણાથી અને સર્વશક્તિમાન્પણાથી તેમને જ્ઞાનપ્રતિબંધ કિંવા શક્તિપ્રતિબંધ પણ નથી, તેથી તેમાં અહિતકરણાદિદોષો કેમ સંભવે? ન જ સંભવે. જો પૂર્વપક્ષી એમ કહે કે 'तत्त्वमसि' ઇત્યાદિવેદાંતવાક્યોમાં જીવબ્રહ્મનો અભેદ કહ્યો છે, માટે એક જ વસ્તુમાં ભેદ ને અભેદ એવા વિરુદ્ધભાવ કેમ સંભવી શકે? તો તેના ઉત્તરમાં અમે કહીએછીએ કે ઉપાધિને લીધે એકવસ્તુમાં પણ ભેદાભેદ સંભવી શકેછે; જેમ આકાશ એક છતાં પણ ઘટાદિની ઉપાધિથી તેમાં ભેદ પ્રતીત થાયછે, તેમ જ્ઞાનકાલમાં બ્રહ્મ એક છતાં પણ ભ્રાંતિકાલમાં અવિદ્યાકલ્પિતદેહાદિની ઉપાધિથી તેમાં ભેદ પ્રતીત થાયછે. જ્ઞાનકાલમાં તો જીવ, સંસાર, સૃષ્ટિકર્તા કે અહિતકરણાદિદોષો એ સર્વેનો, ભેદવ્યવહારનો બાધ થવાથી, અભાવ છે, એટલે તે જ્ઞાનકાલમાં તો શંકા કે સમાધાન કાંઇ થઇ શકે એમ નથી, ને વ્યવહારકાલમાં તો અવિદ્યાકલ્પિત ભેદ છે, તેથી પરમાત્મામાં તે દોષો સંભવી શકતા નથી. ૨૨.

અખંડએકરૂપબ્રહ્મમાં જીવ તથા ઈશ્વરનું વિચિત્રપણું કેમ સંભવે? તેમ જ તેનું કાર્યરૂપે વિચિત્રપણું પણ કેમ સંભવે? એ અસંભવદોષને ભગવાન્ સૂત્રકાર દૃષ્ટાંતોવડે દૂર કરેછેઃ—

## अश्मादिवच्च तदनुपपत्तिः ॥ २३ ॥

**અન્વય અને અન્વયાર્થઃ**—च અને अश्मादिवत् પાષાણાદિની પેઠે तदनुपपत्तिः તેની (તે દોષોની) અનુપપત્તિ [છે].

**ટીકાઃ**—જેમ લોકમાં સર્વપાષાણો એક પૃથિવીત્વધર્મવાળા છે, છતાં તેમાં કોઇ વજ્ર અને વૈદૂર્ય આદિ મણિઓ બહુમૂલ્યને યોગ્ય છે, અન્ય સૂર્યકાંતાદિમણિઓ મધ્યમમૂલ્યને યોગ્ય છે, અને કોઇ કાગડાકૂતરાભણી ફેંકવાયોગ્યપાષાણો કોઇપ્રકારના મૂલ્યને યોગ્ય નથી; એમ અનેકપ્રકારનું વિચિત્રપણું જોવામાં આવેછે; તેવીરીતે એકરૂપબ્રહ્મનું જીવ તથા ઈશ્વરરૂપે પૃથક્પણું તથા વિચિત્રકાર્યરૂપપણું ઉપપન્ન થઇ શકેછે; તેથી પૂર્વપક્ષીએ કલ્પેલા દોષોની અમારા પક્ષમાં અપ્રાપ્તિ છે. સૂત્રમાંના આદિશબ્દથી પૃથિવીમાં એકરૂપવાળું બીજ વાવ્યા છતાં તેમાંથી પત્ર, પુષ્પ, ફલ, ગંધ અને રસ આદિ અનેક વિચિત્રતા ઉપજતી જોવામાં આવેછે તે, તથા એકપ્રકારના અન્નરસમાંથી જે લોહી, કેશ તથા નખાદિની ઉત્પત્તિરૂપ વૈચિત્ર્ય જોવામાં આવેછે તે, દૃષ્ટાંતો જાણવાં. ૨૩.

એક અદ્વિતીય બ્રહ્મ વિચિત્રશક્તિના યોગથી જગતનું કારણ છે, એમ સિદ્ધ કરવા ભગવાન્ સૂત્રકાર બેસૂત્રોવાળું નીચેનું ઉપસંહારદર્શનાધિકરણ રચેછેઃ—

### ૮. ઉપસંહારદર્શનાધિકરણ.

## उपसंहारदर्शनान्नेति चेन्न क्षीरवद्धि ॥ २४ ॥

**અન્વય અને અન્વયાર્થઃ**—उपसंहारदर्शनात् [લોકમાં કાર્યકરનારાપાસે સાધનસામગ્રીના] સંગ્રહના દર્શનથી न [અસહાય બ્રહ્મ જગતનું કારણ] નથી, इति એમ चेत् [કહો] તો, न [એમ કહેવું] નહિ, हि કેમકે क्षीरवत् દૂધની પેઠે [બાહ્યસાધનવિના બ્રહ્મમાં જગત્કારણતા સંભવી શકેછે].

**ટીકાઃ**—લોકમાં જેમ ઘટાદિકાર્યના કર્તા જે કુંભારાદિક છે તે મૃત્તિકા, દંડ, ચક્ર ને સૂત્ર આદિ તે તે કાર્યમાં ઉપયોગી એવી અનેકસામગ્રીના સંગ્રહવાળા જોવામાં આવેછે, તેમ એક અદ્વિતીય બ્રહ્મ સૃષ્ટિને બનાવવાની કોઇપ્રકારની સાધનસામગ્રીના સંગ્રહવાળું નથી, તેથી તે જગત્નું કારણ સંભવી શકતું નથી, એમ જો કહો તો અમે કહીએછીએ કે તેમ કહેવું નહિ; કેમકે જેમ દૂધ કોઇપણ બાહ્યસાધનની અપેક્ષાવિના પોતે જ દધિરૂપે પરિણામ પામેછે, તેમ બ્રહ્મ પણ બાહ્યસાધનની અપેક્ષાવિના જ જગદાકારપરિણામને પામેછે. કદાપિ પૂર્વપક્ષી જો એમ કહે કે દૂધનું દધિરૂપ પરિણામ થવામાં આતંચન (મેળવણ) અને ઉષ્ણતા એ બે બાહ્યસાધન અપેક્ષિત છે, તો અમે કહીએછીએ કે તે સાધનો દૂધનું દધિરૂપ પરિણામ

કરી શકતાં નથી, પણ માત્ર દધિભાવની શીઘ્રતાને તથા ઉત્તમતાને ઉપજાવેછે. જો દૂધમાં દધિરૂપે થવાનો સ્વભાવ જ ન હોય અને આતંચન અને ઉષ્ણતા તેને બલાત્કારે દધિરૂપે પરિણામ પમાડતાં હોય તો તેઓ આકાશ અને વાયુને પણ બલાત્કારે દધિરૂપે પરિણામ પમાડી શકે, પણ તેમ તો તેઓ કરી શકતાં નથી, તેથી સિદ્ધ થાયછે કે દૂધ જ પોતાના સ્વભાવથી દધિરૂપે પરિણામ પામેછે, ને મેળવણઆદિ તે પરિણામ થવામાં ત્વરા તથા ઉત્તમતા કરવારૂપ પૂર્ણતા સંપાદન કરેછે. અહિં સિદ્ધાંતમાં પરિપૂર્ણશક્તિમાન્ બ્રહ્મને અન્યકોઇવડે પૂર્ણતા સંપાદનકરવાયોગ્ય નથી, તેથી એક બ્રહ્મ પણ પોતાની વિચિત્રશક્તિના યોગથી દૂધની પેઠે વિચિત્રપરિણામને પામી શકેછે. ૨૪.

જો કે અચેતનદૂધાદિ પોતાનાં દધિઆદિકાર્યને માટે કોઇ સાધનની અપેક્ષા કરતાં નથી, તથાપિ ચેતનકુંભારાદિ પોતાનાં ઘટાદિકાર્યને માટે દંડચક્રાદિસાધનસામગ્રીને ગ્રહણ કરેછે, તેમ ચેતન બ્રહ્મ પણ બાહ્યસાધનસામગ્રીની અપેક્ષા કેમ કરતું નથી ? એમ શંકા થાય તો તેનું સમાધાન કરવા નીચેનું સૂત્ર પ્રવર્તેછેઃ–

## देवादिवदपि लोके ॥ २५ ॥

**અન્વય અને અન્વયાર્થઃ**—[ દેવાદિ પ્રભાવવાળાપુરુષો બાહ્યસાધનવિના સંકલ્પમાત્રથી પદાર્થો રચેછે એમ ] **लोके** શાસ્ત્રમાં [ પ્રમાણ હોવાથી ] **देवादिवत्** દેવાદિની પેઠે **अपि** [બ્રહ્મ] પણ [ બાહ્યસાધનવિના પોતે જ જગત્ રચેછે, એમ સંભવી શકેછે ].

**ટીકાઃ**—મંત્ર, અર્થવાદ, ઇતિહાસ અને પુરાણરૂપ શાસ્ત્રમાં દેવ, ઋષિ ને યોગી ઇત્યાદિ મહાપ્રભાવવાળા ચેતનપુરુષો કાંઇપણ બાહ્યસાધનવિના સંકલ્પમાત્રથી જ અપૂર્વ શરીર, પ્રાસાદ અને રથ આદિ અનેકકાર્યોને નિર્માણ કરેછે, એમ વર્ણવેલું જોવામાં આવેછે. તે દેવાદિની પેઠે બ્રહ્મ પણ બાહ્યસાધનવિના પોતે જ જગત્ રચેછે. કરોળીઓ પોતે જ તતુ રચેછે, બલાકા (બગલી) શુક્રવિના જ વિદ્યુત્‌ની ગર્જનાના શ્રવણથી ગર્ભ ધારણ કરેછે, ને પદ્મિની (પોયણી) જવાના અન્યસાધનવિના જ એકસરોવરમાંથી બીજાસરોવરમાં સ્થિતિ કરેછે, તે લૌકિકદૃષ્ટાંતદ્વારા પણ અસહાયબ્રહ્મમાં જગત્કારણતા જાણી શકાય એમ છે. ૨૫.

દૂધના દૃષ્ટાંતવડે બ્રહ્મ પરિણામી છે, એવી ભ્રાંતિ થવા સંભવ છે, તે પરિણામવાદની ભ્રાંતિ દૂર કરવા તથા વિવર્તવાદને સુદૃઢ કરવા ભગવાન્ સૂત્રકાર ચારસૂત્રોવાળું નીચેનું કૃત્સ્નપ્રસક્ત્યધિકરણ રચેછે —

### ૯. કૃત્સ્નપ્રસક્ત્યધિકરણ.

## પૂર્વપક્ષઃ— कृत्स्नप्रसक्तिर्निरवयवत्वशब्दकोपो वा ॥ २६ ॥

**અન્વય અને અન્વયાર્થઃ**—**कृत्स्नप्रसक्तिः** [ બ્રહ્મને નિરવયવ કહો તો ] સમગ્રને [ કાર્યરૂપની ] પ્રાપ્તિ **वा** અથવા **निरवयवत्वशब्दकोपः** [ સાવયવ માનો તો ] નિરવયવપણાની શ્રુતિનો કોપ (વ્યાઘાત) [ થાયછે, માટે બ્રહ્મ જગદાકાર થાયછે એમ કહેવું યોગ્ય નથી ].

**ટીકાઃ**—જો બ્રહ્મ જગદાકાર પરિણામ પામેછે, તે નિરવયવ છે? કે સાવયવ છે? જો નિરવયવ છે, એમ કહો તો અવયવના અભાવે એકદેશનું પરિણામ ન થતાં સમગ્રબ્રહ્મને કાર્યરૂપપરિણામની પ્રાપ્તિ થાયછે, તેથી કાર્યરૂપ જ બ્રહ્મ હોવાથી તે સૌને અનાયાસે જ્ઞાત છે, એટલે 'आत्मा वा अरे द्रष्टव्यः ॥' ઇત્યાદિશ્રુતિઓને આનર્થક્ય પ્રાપ્ત થાયછે, ને ઉત્પત્તિનાશવાળાકાર્યથી ભિન્ન બ્રહ્મના અભાવથી આત્માને અજર તથા અમર કહેનારી શ્રુતિઓનો વ્યાઘાત થાયછે. અથવા પૂર્વોક્તદોષને દૂર કરવા જો બ્રહ્મને પૃથિવીઆદિની પેઠે સાવયવ કહો તો તેનો એકદેશ પરિણામ પામશે, ને એકદેશ અપરિણામી રહેશે ખરો, પણ 'निष्कलं निष्क्रियं शान्तं निरवद्यं निरञ्जनम् ॥' (નિરવયવ, નિષ્ક્રિય, શાંત, નિર્દોષ અને નિરંજન) ઇત્યાદિનિરવયવપણાને પ્રતિપાદન કરનારાં વચનો છે, તેનો પ્રકોપ થશે. માટે બંનેરીતે બ્રહ્મ જગદાકારપરિણામને પામ્યું છે એમ કહેવું દોષવાળું ઠરેછે. ૨૬.

પરિણામપક્ષ દુર્ઘટ છે, એમ જે કહ્યું, તે અમને ઇષ્ટ જ છે, એમ વિવર્તવાદવડે સિદ્ધાંત કરેછેઃ—

## સિદ્ધાંતઃ— श्रुतेस्तु शब्दमूलत्वात् ॥ २७ ॥

**અન્વય અને અન્વયાર્થઃ**—तु આ શબ્દ આક્ષેપનો પરિહાર કરેછે श्रुतेः [ સર્વબ્રહ્મ કાર્યરૂપપરિણામને પામતું નથી એવી ] શ્રુતિ હોવાથી [ સમગ્રના પરિણામરૂપ દોષ નથી, અને અવિકૃતબ્રહ્મના સદ્ભાવથી નિરવયવપણું કહેનારા શબ્દોનો વ્યાકોપ પણ નથી] शब्दमूलत्वात् [ અને બ્રહ્મના ] શબ્દમૂલપણાથી [ બ્રહ્મમાં તે બંને સંભવેછે, માટે અમારા પક્ષમાં કાંઇપણ દોષ નથી ].

**ટીકાઃ**—જેમ બ્રહ્મથી જગતની ઉત્પત્તિ સાંભળવામાં આવેછે, તેમ કાર્યરૂપવિકારથી ભિન્ન પણ બ્રહ્મની સ્થિતિ સાંભળવામાં આવેછે. 'एतावानस्य महिमा ततो ज्यायाँश्च पूरुषः। पादोऽस्य सर्वा भूतानि त्रिपादस्यामृतं दिवि॥' (આ સર્વપ્રપંચ બ્રહ્મની વિભૂતિ છે, અને પૂર્ણબ્રહ્મ તે પ્રપંચથી અધિક છે; આનો એક પાદ સર્વભૂતો છે, અને આના ત્રણ પાદ સ્વપ્રકાશરૂપે અમૃત છે) ઇત્યાદિશ્રુતિઓથી સિદ્ધ થાયછે કે સર્વબ્રહ્મ કાર્યરૂપપરિણામને પામતું નથી, તેથી બ્રહ્મના સમગ્રપરિણામરૂપ પૂર્વપક્ષીએ કહેલો દોષ પ્રાપ્ત થતો નથી; ને શાસ્ત્રમાં બ્રહ્મની હૃદયમાં સ્થિતિ, સુષુપ્તિમાં જીવને તેની પ્રાપ્તિ ને તેના ઇંદ્રિયગોચરપણાનો નિષેધ એ દર્શાવેલાં હોવાથી અવિકારિબ્રહ્મનું અસ્તિત્વ પણ સિદ્ધ થાયછે; તેથી નિરવયવપણાને કહેનારી શ્રુતિઓનો વ્યાકોપ થતો નથી. બ્રહ્મ ઇંદ્રિયાદિપ્રમાણથી ગમ્ય નથી, માત્ર શબ્દમૂલક (એકશબ્દપ્રમાણથી જ ગમ્ય) છે, માટે શાસ્ત્રમાં જેવીરીતે તેનું સ્વરૂપ કહ્યું હોય તેવીરીતે જ તે સ્વીકારવું જોઇએ. લૌકિકમણિમંત્રાદિનો પ્રભાવ પણ શબ્દથી સમજાયછે, તર્કથી સમજાતો નથી, તો અચિંત્યપ્રભાવબ્રહ્મનું સ્વરૂપ શબ્દવિના કેમ સમજાય? અચિંત્યવસ્તુઓમાં તર્કને અવકાશ નથી, એમ પૌરાણિકો પણ કહેછેઃ—

"अचिन्त्याः खलु ये भावा न तांस्तर्केण योजयेत्।
प्रकृतिभ्यः परं यच्च तदचिन्त्यस्य लक्षणम्॥"

**ભાવાર્થઃ**—જે વસ્તુસ્વભાવો નિશ્ચય અચિંત્ય છે, તે વસ્તુસ્વભાવોને તર્કની સાથે જોડવા નહિ,. પ્રત્યક્ષ દેખાતા વસ્તુના સ્વભાવથી જે વિલક્ષણ ( કેવલ ઉપદેશગમ્ય ) છે, તે અચિંત્યનું સ્વરૂપ છે.

જો પૂર્વપક્ષી એમ કહે કે શબ્દવડે પણ વિરુદ્ધ અર્થ કેમ ગ્રહણ થાય? બ્રહ્મ નિરવયવ છે, તે પરિણામ પામેછે, ને સમગ્ર પરિણામ પામતું નથી, એમ કહેવું વિરોધવાળું હોવાથી સંભવરહિત છે; કેમકે નિરવયવ હોય તો પરિણામ ન પામે, અથવા પરિણામ પામે તો સમગ્ર પરિણામ પામે, અને જો કોઇરૂપે પરિણામ પામેછે ને કોઇરૂપે પરિણામ પામતું નથી એમ કહો તો રૂપભેદની કલ્પનાથી બ્રહ્મમાં સાવયવપણું પ્રાપ્ત થાયછે; તો અમે કહીએછીએ કે બ્રહ્મમાં અવિદ્યાકલ્પિતરૂપભેદની પ્રાપ્તિ હોવાથી તે દોષ પ્રાપ્ત થતો નથી. જેમ ચક્ષુના દોષથી અનેક ચંદ્રમા દેખાવાથી ચંદ્રમાનું અનેકપણું થતું નથી, તેમ અવિદ્યાવડે કલ્પેલારૂપભેદથી નિરવયવવસ્તુ સાવયવપણાને પામતી નથી, પણ પારમાર્થિકરૂપે તે નિરવયવ જ રહેછે. વળી આ પરિણામની શ્રુતિ પરિણામને પ્રતિપાદનકરવામાટે નથી, પણ સર્વવ્યવહારથી રહિત બ્રહ્માત્મભાવને પ્રતિપાદનકરવામાટે છે; કેમકે પ્રથમના પ્રતિપાદનથી કાંઇ ફલ થતું નથી. ને બીજા પ્રતિપાદનથી તો 'अभयं वै जनक प्राप्तोऽसि॥' (હે જનક! તું નિશ્ચય અભયને પ્રાપ્ત થયો છે) ઇત્યાદિશ્રુતિમાં કહેલા મોક્ષની પ્રાપ્તિ થાયછે, માટે અમારા પક્ષમાં કોઇપણ પ્રકારના દોષનો પ્રસંગ નથી. ૨૭.

પૂર્વાવસ્થાના નાશવડે જે અવસ્થાંતર તે પરિણામ, જેમ દૂધનો દધિભાવ; અને પૂર્વરૂપના નાશવિના જે અવસ્થાંતર તે વિવર્ત, જેમ શુક્તિ(છીપ)નો રજતભાવ; તેમાં બ્રહ્મનું વિવર્તઉપાદાનપણું સ્વપ્નસાક્ષીના દૃષ્ટાંતવડે દૃઢ કરતા છતા ભગવાન્ સૂત્રકાર માયાવાદને સ્પષ્ટ કરેછેઃ—

## आत्मनि चैवं विचित्राश्च हि॥ २८॥

**અન્વય અને અન્વયાર્થઃ**—च અને हि જેમ आत्मनि આત્મામાં विचित्राः વિચિત્ર[ સૃષ્ટિઓ ઉપજેછે ] एवं એમ च જ [ બ્રહ્મમાં સ્વરૂપનાશવિના જ વિચિત્રસૃષ્ટિઓ ઉપજેછે ].

**ટીકાઃ**—જેમ સ્વપ્નાવસ્થામાં એકઆત્મામાં પોતાના સ્વરૂપના નાશવિના જ અનેકપ્રકારની વિચિત્રસૃષ્ટિઓ ઉત્પન્ન થાયછે, તેમ જ એકબ્રહ્મમાં પોતાના સ્વરૂપના નાશવિના જ અનેકપ્રકારની વિચિત્રસૃષ્ટિઓ ઉત્પન્ન થાયછે. 'न तत्र रथा न रथयोगा न पन्थानो भवन्त्यथ रथान्रथयोगान् पथः सृजते॥' (તે સ્વપ્ના-

વસ્થામાં રથ નથી, રથને યોગ્ય ઘોડા નથી, ચાલવાયોગ્ય માર્ગ નથી, પરંતુ રથ, ઘોડા ને માર્ગ આ સર્વને પોતે જ રચેછે) એ શ્રુતિ સ્વપ્નાવસ્થાની સૃષ્ટિમાં પ્રમાણરૂપ છે. લોકમાં દેવાદિમાં અને માયાવીઆદિમાં સ્વરૂપના નાશવિના જ હાથી અને ઘોડા આદિની વિચિત્રસૃષ્ટિ દેખાયછે; તેમ એકબ્રહ્મમાં પણ સ્વરૂપના નાશવિના જ અનેકઆકારવાળી સૃષ્ટિઓ ઉપજી શકેછે. ૨૮.

## स्वपक्षदोषाच्च ॥ २९ ॥

**અન્વય અને અન્વયાર્થઃ**—च અને स्वपक्षदोषात् સ્વપક્ષના દોષથી [ પણ પૂર્વપક્ષિઓએ તે દોષો અમારાભણી ઉદ્ભવકરવાયોગ્ય નથી ].

*ટીકાઃ*—સર્વબ્રહ્મને પરિણામનો પ્રસંગ અને નિરવયવના અંગીકારનો વિરોધ એમ વેદાંતપક્ષમાં જે દોષ કહ્યા તે પ્રધાનકારણવાદિસાંખ્યપક્ષમાં તથા અણુકારણવાદિન્યાયવૈશેષિકના પક્ષમાં પણ સમાન છે. તેમાં પ્રધાનને નિરવયવ માનવાથી સર્વપ્રધાનના પરિણામનો પ્રસંગ પ્રાપ્ત થવાથી પ્રધાનનો અભાવ થાયછે, અને સાવયવ માનવાથી નિરવયવના અંગીકારનો વિરોધ આવેછે. ત્રણગુણ પ્રકૃતિના અવયવ નથી, પણ તેનું રૂપ જ છે, તેથી પ્રધાનનું અસ્તિત્વ રહી ગુણોવડે સૃષ્ટિ થાયછે, એમ કહેવાને અવકાશ નથી. પરમાણુને નિરવયવ માની જો બેપરમાણુનો સંયોગ માને તો સમગ્ર સંયોગ થવાથી સ્થૂલતા નહિ વધવાથી દ્વ્યણુક નહિ થતાં પરમાણુમાત્ર રહેવાનો પ્રસગ આવેછે, અને એમનો એકદેશથી સંયોગ થાયછે, એમ માનવાથી નિરવયવપણાના અંગીકારનો વિરોધ પ્રાપ્ત થાયછે. અવયવવિના એકદેશથી સંયોગ થાય નહિ એ પ્રસિદ્ધ વાર્તા છે. પૂર્વોક્તરીતે પૂર્વપક્ષિઓના પક્ષમાં પણ દોષની સમાનતા હોવાથી તેમણે તે દોષો અમારાપ્રતિ ઉદ્ભવકરવાયોગ્ય નથી. ૨૯.

બ્રહ્મના માયાવિશિષ્ટપણામાં પ્રમાણ દર્શાવવા ભગવાન્ સૂત્રકાર બેસૂત્રોવાળું નીચેનું સર્વોપેતાધિકરણ રચેછેઃ—

### ૧૦. સર્વોપેતાધિકરણ.

## सर्वोपेता च तद्दर्शनात् ॥ ३० ॥

**અન્વય અને અન્વયાર્થઃ**—च અને तद्दर्शनात् [ શ્રુતિમાં ] તેના [સર્વશક્તિયુક્તપણાના] દર્શનથી सर्वोपेता [ તે પરાદેવતા-પરમાત્મા ] સર્વ[ વિચિત્રશક્તિ ]વાળા [ છે ].

*ટીકાઃ*—'सर्वकर्मा सर्वकामः सर्वगन्धः सर्वरसः ॥' (તે પરમાત્મા સર્વકર્મવાળા, સર્વકામવાળા, સર્વગંધવાળા ને સર્વરસવાળા છે) ઇત્યાદિશ્રુતિમાં પરમાત્માના સર્વવિચિત્રશક્તિયુક્તપણાના કથનથી તે સર્વવિચિત્રશક્તિવાળા પરમાત્મા જ સર્વવિચિત્રજગતના કર્તા છે. ૩૦.

પૂર્વપક્ષની યુક્તિ કહીને તેનું નિરાકરણ કરેછેઃ—

## विकरणत्वान्नेति चेत् तदुक्तम् ॥ ३१ ॥

**અન્વય અને અન્વયાર્થઃ**—विकरणत्वात् [ દેહેંદ્રિયાદિરૂપ ]સાધનના રહિતપણાથી न [ પરમાત્મા વિચિત્રશક્તિવાળા છતાં પણ જગત્‌ના કર્તા સંભવતા ] નથી इति એમ चेत् [ કહો ] તો तदुक्तम् તે [ પૂર્વે ] કહ્યું [ છે ].

*ટીકાઃ*—'अचक्षुष्कमश्रोत्रमवागमनाः ॥' (પરમાત્મા ચક્ષુ, શ્રોત્ર, વાણી અને મન ઇત્યાદિ સર્વઇંદ્રિયોથી રહિત છે) આ શ્રુતિમાં પરમાત્માના દેહેંદ્રિયાદિરૂપસાધનના રહિતપણાના નિરૂપણથી તે પરમાત્મા સર્વવિચિત્રશક્તિવાળા છતાં પણ જગત્‌ના કર્તા સંભવતા નથી. દેવાદિ દેહેંદ્રિયાદિવાળા હોવાથી તેમાં કર્તાપણું તથા શક્તિનો યોગ સંભવી શકેછે, પણ 'नेति नेति' (આ નહિ, આ નહિ) એ શ્રુતિવડે પરમાત્મામાં સર્વવિશેષોનો નિષેધ કરાયેલો હોવાથી તેમાં કર્તાપણું તથા શક્તિનો યોગ સંભવતો નથી; એમ પૂર્વપક્ષી કહે તો અમે કહીએછીએ કે આ અતિગંભીર બ્રહ્મ માત્ર શાસ્ત્રગમ્ય છે, તર્કગમ્ય નથી. જીવ શરીરાદિવિના કર્તા ન થઇ શકે માટે ઈશ્વર પણ શરીરાદિવિના કર્તા ન થઇ શકે એવો નિયમ નથી. સર્વવિશેષરહિત બ્રહ્મને પણ

અવિદ્યાકલ્પિતસર્વશક્તિનો યોગ સંભવેછે, તથા 'अपाणिपादो जवनो ग्रहीता पश्यत्यचक्षुः स शृणोत्यकर्णः ॥' (તે પરમાત્મા હાથપગરહિત છતાં વેગવાળા અને સર્વને ગ્રહણ કરનાર છે, તથા ચક્ષુરહિત તે જુએછે ને કાનરહિત તે સાંભળેછે) આ શ્રુતિ પણ ઇંદ્રિયરહિત બ્રહ્મને સર્વસામર્થ્યનો યોગ દેખાડેછે. ૩૧.

પરિતૃપ્તબ્રહ્મથી સૃષ્ટિની ઉત્પત્તિ થવામાં વિરોધ નથી, એમ સિદ્ધ કરવા ભગવાન્ સૂત્રકાર બેસૂત્રો-વાળું નીચેનું લીલાકૈવલ્યાધિકરણ રચેછે:—

## ૧૧. લીલાકૈવલ્યાધિકરણ.

**પૂર્વપક્ષ:— न प्रयोजनवत्त्वात् ॥ ३२ ॥**

**અન્વય અને અન્વયાર્થ:**—प्रयोजनवत्त्वात् પ્રયોજનવાળાપણાથી [ સૃષ્ટિ થઈ શકે, પણ બ્રહ્મ પરિતૃપ્ત હોવાથી, પ્રયોજનના અભાવે સૃષ્ટિકર્તા ] न નથી.

**ટીકા:**—પૂર્વપક્ષી શંકા કરેછે.-પ્રયોજનવિના નાનામાં નાની પ્રવૃત્તિ પણ કોઇ બુદ્ધિમાન્ પુરુષ કરતો નથી, તો આ વિચિત્રરચનારૂપ જગત્ રચવાની પ્રવૃત્તિ પ્રયોજનવિના સર્વજ્ઞબ્રહ્મ કેમ કરે? પોતે આપ્તકામ હોવાથી પોતાને તો પ્રયોજનનો અભાવ છે. પ્રયોજનવિના ઉન્મત્તપણે તે જગત્ રચેછે, એમ કહો તો તેના સર્વજ્ઞપણાને બાધ આવેછે. માટે બ્રહ્મમાં જગત્કર્તાપણું ઘટતું નથી. ૩૨.

**સિદ્ધાંત:— लोकवत्तु लीलाकैवल्यम् ॥ ३३ ॥**

**અન્વય અને અન્વયાર્થ:**—तु આ શબ્દ પૂર્વપક્ષની નિવૃત્તિ કરેછે लोकवत् જેમ લોકમાં [ કોઇ રાજા પ્રયોજનવિના લીલામાત્ર પ્રવૃત્તિ કરેછે, તેમ પરમાત્મા પણ ] लीलाकैवल्यम् કેવલ લીલારૂપ [ પ્રવૃત્તિ કરેછે ].

**ટીકા:**—જેમ લોકમાં કોઈ આપ્તકામરાજાની કાંઇપણ પ્રયોજનવિના ક્રીડારૂપવિહારમાં કેવલ લી-લારૂપ પ્રવૃત્તિ થાયછે, વળી જેમ શ્વાસપ્રશ્વાસની કાંઇપણ પ્રયોજનવિના ચપલપણારૂપ અથવા પ્રારબ્ધરૂપ સ્વભાવથી જ પ્રવૃત્તિ થાયછે, તેમ આપ્તકામઈશ્વરની પણ કાંઇપણ અન્યપ્રયોજનની અપેક્ષાવિના કાલ-કર્મસહિત માયારૂપસ્વભાવથી જ કેવલ લીલારૂપ પ્રવૃત્તિ સંભવી શકેછે. ઈશ્વર કોઇપ્રકારના પ્રયોજનથી સૃષ્ટિ રચેછે, એમ શ્રુતિથી અથવા યુક્તિથી કહી શકાય એમ નથી. જે જગત્રચનાથી પોતાને કાંઇ ફલ નથી, અને અન્યજીવોને દુઃખ થાયછે, એવું જગત્ ન રચતાં ઈશ્વર તૂષ્ણીભાવે (અક્રિયભાવે) સ્થિત થાય તો તે વધારે યોગ્ય છે, એમ કહો તો અમે કહીએછીએ કે કાલ અને જીવોના ધર્માધર્મરૂપ સામગ્રી હો-વાથી સૃષ્ટિની ઉત્પત્તિ અટકાવી શકાય એમ નથી. જોકે રાજાની લીલામાં સુખ અને ઉલ્લાસ આદિ કાંઇ સૂક્ષ્મ પ્રયોજન કલ્પી શકાયછે, તથાપિ ઈશ્વર આપ્તકામ છે, એવી શ્રુતિઓ હોવાથી તેમાં કાંઇ પ્રયોજનની કલ્પના કરવાનો અવકાશ નથી, ને સર્વજ્ઞપણાની શ્રુતિ હોવાથી ઈશ્વરમાં ઉન્મત્તપણાનો પણ સંભવ નથી. ૩૩.

ઈશ્વર વિલક્ષણ તથા દુઃખબહુલ સૃષ્ટિ રચેછે, તેથી તેમાં પક્ષપાતપણાનો તથા નિર્દયપણાનો દોષ પ્રાપ્ત થાયછે, એવી શંકા થાય તો તેને દૂર કરવા ભગવાન્ સૂત્રકાર ત્રણસૂત્રોવાળું નીચેનું વૈષમ્યનૈર્ઘૃણ્યાધિ-કરણ રચેછે:—

## ૧૨. વૈષમ્યનૈર્ઘૃણ્યાધિકરણ.

**वैषम्यनैर्घृण्ये न सापेक्षत्वात् तथाहि दर्शयति ॥ ३४ ॥**

**અન્વય અને અન્વયાર્થ:**—वैषम्यनैर्घृण्ये [ ઈશ્વરમાં ] વિષમતા અને નિર્દયતા न નથી सापेक्षत्वात् [ કેમકે જીવોના ધર્માધર્મના ] સાપેક્ષપણાથી [ તે સૃષ્ટિ રચેછે ] तथाहि [શ્રુતિ પણ] તેમ જ दर्शयति દેખાડેછે.

**ટીકા:**—ઈશ્વરે આ જગતમાં દેવાદિને અતિશયસુખના ભોક્તા રચ્યા છે, મનુષ્યાદિને મધ્યમસુખના ભોક્તા રચ્યા છે, અને પશ્વાદિને અત્યંતદુઃખના ભોક્તા રચ્યા છે, અને દુઃખ તથા સર્વનો નાશ કરનાર પ્રલય બનાવ્યાં છે, તેથી સૃષ્ટિકર્તાઈશ્વરમાં વિષમપણું (પક્ષપાતપણું) અને નિર્દયતા એવા બે દોષ પ્રાપ્ત

થાયછે, માટે ઈશ્વરને સૃષ્ટિકર્તા માનવા એ યોગ્ય નથી, એમ પૂર્વપક્ષી આક્ષેપ કરે તો અમે કહીએછીએ કે તમારો તે આક્ષેપ સમીચીન નથી; કેમકે ઈશ્વર કેવલ નિરપેક્ષ થઇને સૃષ્ટિ, સ્થિતિ અને પ્રલય કરતા નથી, કિંતુ સર્વજીવોના ધર્માધર્મની સાપેક્ષતાથી કરેછે. જેમ ડાંગર તથા જવ આદિની વિષમતામાં તે તે બીજમાં રહેલાં અસાધારણ સામર્થ્યો જ કારણ થાયછે, અને પર્જન્ય તો તેમની ઉત્પત્તિમાં સાધારણ કારણ થાયછે, તેમ દેવમનુષ્યાદિની વિષમતામાં તો તે તે જીવમાં રહેલાં અસાધારણ કર્મો જ કારણ થાયછે, અને શ્રીઈશ્વર તો તેમની રચનામાં સાધારણ કારણ થાયછે, તેથી તેમાં વિષમતાના કે નિર્દયતાના દોષનો લેશ પણ સંભવ નથી. ‘ पुण्यो वै पुण्येन कर्मणा भवति पापः पापेन ॥ ’ (પુણ્યકર્મવડે પુણ્યાત્મા થાયછે, અને પાપકર્મવડે પાપાત્મા થાયછે) એ શ્રુતિ પણ તેમ જ કથન કરેછે. ઇશ્વરમાં આક્ષેપ કરેલા દોષના અભાવથી તેનું કર્તાપણું સ્વીકારવું એ અયોગ્ય નથી. ૩૪.

પ્રથમસૃષ્ટિના વિષમપણાનાં હેતુ કર્મના અભાવથી સૃષ્ટિનું એકરૂપપણું થવું જોઇએ, અને તેપછીના કલ્પમાં પણ તેમ જ થવું જોઇએ, એપ્રમાણે આક્ષેપ કરીને તેનું સમાધાન કરેછેઃ—

## न कर्माविभागादिति चेन्नानादित्वात् ॥ ३५ ॥

**અન્વય અને અન્વયાર્થઃ—अविभागात्** [ સૃષ્ટિની પૂર્વે ] અવિભાગથી **कर्म** કર્મ **न** નથી [ તેથી વિષમસૃષ્ટિ થાય નહિ ] **इति** એમ **चेत्** [ કહો ] તો **अनादित्वात्** [ અમે કહીએછીએ કે સૃષ્ટિના ] અનાદિપણાથી **न** [ તમે કહોછો તે દોષ ] નથી.

**ટીકાઃ**—‘ सदेव सौम्येदमग्र आसीदेकमेवाद्वितीयम् ॥ ’ (હે સૌમ્ય! આ જગત્ ઉત્પત્તિની પૂર્વે સત્ જ હતું, તે સત્ એક જ અદ્વિતીય હતું) એ શ્રુતિમાં સૃષ્ટિની પૂર્વે અવિભાગનો ( શરીરાદિવિભાગના અભાવનો) નિશ્ચય દર્શાવેલો હોવાથી તે કાલે કર્મ નથી કે જેની અપેક્ષાવડે વિષમસૃષ્ટિ થાય. સૃષ્ટિના ઉત્તરકાલમાં પણ શરીરાદિવિભાગની અપેક્ષાએ કર્મ અને કર્મની અપેક્ષાએ શરીરાદિવિભાગ એમ અન્યોન્યાશ્રયદોષ આવેછે આદિની પેઠે મધ્યમાં પણ વિષમકર્મની ઉત્પત્તિના હેતુના અભાવથી તે કાલે પણ વિષમસૃષ્ટિ થવા અસંભવ છે, એમ પૂર્વપક્ષ કરો તો અમે કહીએછીએ કે બીજાંકુરની પેઠે સંસારના અનાદિપણાથી તમે કહોછો તે દોષ આવતો નથી; જેમ બીજથી અંકુર થાયછે, અને અંકુરદ્વારા બીજ થાયછે, તેમ જ કર્મથી સંસાર થાયછે, અને સંસારથી કર્મ થાયછે. સંસારને આદિમાન્ માનીએ ત્યારે જ તમે કહોછો તે દોષની પ્રાપ્તિ થાય, પણ અમે સંસારને આદિવાળો માનતા નથી; પણ અનાદિ માનીએછીએ તેથી અમારા મતમાં તે દોષની અપ્રાપ્તિ છે. ૩૫.

આપ આ સંસારને અનાદિ કેવીરીતે જાણોછો? એવી પૂર્વપક્ષીને શંકા થાય તો તેનું સમાધાન કરેછેઃ—

## उपपद्यते चाप्युपलभ्यते च ॥ ३६ ॥

**અન્વય અને અન્વયાર્થઃ—उपपद्यते च** [ સૃષ્ટિનું અનાદિપણું ] યુક્તિદ્વારા સિદ્ધ થાયછે **च** અને **अपि** [ શ્રુતિસ્મૃતિમાં ] પણ **उपलभ्यते** [ સૃષ્ટિના અનાદિપણાનું કથન ] મળી આવેછે.

**ટીકાઃ**—સંસારને આદિવાળો માનવામાં આવે તો સંસારની, વિષમતાના હેતુવિના જ ઉત્પત્તિ સ્વીકારવાથી મુક્તોને પણ પુનઃ સંસારમાં ઉપજવાનો તથા અન્યજીવોની સાથે અકૃતાભ્યાગમ( નહિ કરેલાની પ્રાપ્તિ )નો પ્રસંગ પ્રાપ્ત થવાથી જ્ઞાનકાંડ અને કર્મકાંડને વ્યર્થપણું પ્રાપ્ત થશે. ઇશ્વરમાં વિષમતાનું હેતુપણું નથી, એ પૂર્વે દર્શાવ્યું છે. અવિદ્યા પણ રાગાદિવાસનાથી થયેલાં કર્મોવિના પોતાના એકરૂપપણાથી વિષમતા ઉપજાવી શકતી નથી. ને શરીરવિના કર્મ સંભવતાં નથી, તથા કર્મવિના શરીર સંભવતું નથી, એમ અન્યોન્યાશ્રયદોષનો પ્રસંગ પણ આવેછે, પણ અનાદિપણામાં તો બીજાંકુરન્યાયવડે ઉપપત્તિ હોવાથી કોઇપ્રકારનો દોષ આવતો નથી; એ યુક્તિઓદ્વારા સૃષ્ટિનું અનાદિપણું સિદ્ધ થાયછે, અને સંસારના અનાદિપણામાં ‘ सूर्याचन्द्रमसौ धाता यथापूर्वमकल्पयत् ॥ ’ (પરમાત્મા સૂર્યચંદ્રાદિને પૂર્વકલ્પની પેઠે રચતા હતા) એ શ્રુતિ તથા ‘ न रूपमस्येह तथोपलभ्यते नान्तो न चाऽऽदिर्न च सम्प्रतिष्ठा ॥ ’ ( અહિં આ સંસારવૃક્ષનું સ્વરૂપ સત્ય છે, અથવા

મિથ્યા છે, એમ ઉપદેશવિના જણાતું નથી, જ્ઞાનવિના અંત પણ નથી, અસત્પણાથી આનો આદિ પણ જણાતો નથી, અને દૃષ્ટનષ્ટપણાથી આની મધ્ય સ્થિતિ પણ જણાતી નથી)એ સ્મૃતિ પણ પ્રમાણરૂપે મળી આવેછે. ૩૬.

બ્રહ્મમાં સર્વે કારણધર્મો હોવાથી બ્રહ્મને જગત્કારણ માનવામાં દોષ નથી, એમ દર્શાવી એ પ્રસંગનો ઉપસંહાર કરવા ભગવાન્ સૂત્રકાર નીચેનું સર્વધર્મોપપત્ત્યધિકરણ રચેછેઃ—

૧૩. સર્વધર્મોપપત્ત્યધિકરણ.

## सर्वधर्मोपपत्तेश्च ॥ ३७ ॥

**અન્વય અને અન્વયાર્થઃ–च અને सर्वधर्मोपपत्तेः** સર્વ[ કારણ ]ધર્મોની [બ્રહ્મમાં ] સંગતિ હોવાથી [ઔપનિષદસિદ્ધાંતમાં કાંઇપણ દોષ નથી ].

**ટીકાઃ**—અને પૂર્વોક્તરીતે સર્વજ્ઞપણું અને સર્વશક્તિયુક્તપણું આદિ સર્વકારણધર્મોની બ્રહ્મમાં ઉપપત્તિ હોવાથી બ્રહ્મને જગત્કારણરૂપે નિરૂપણ કરનાર ઔપનિષદસિદ્ધાંતમાં કાંઇપણ દોષ નથી. ૩૭.

ઇતિ શ્રીવેદાંતદર્શનની તાત્પર્યદીપિકાનામની ગૂજરાતીભાષાની ટીકામાં અવિરોધનામના બીજાઅધ્યાયનો સાંખ્ય, યોગ અને કાણાદાદિસ્મૃતિઓથી અને સાંખ્યાદિપ્રયુક્તતર્કોથી વેદાંતસમન્વયના વિરોધનો પરિહાર એ નામનો પહેલો પાદ સમાપ્ત. ૧.





## ૨. અથ સાંખ્યાદિમતોના અસારપણાનું પ્રદર્શન એ નામનો બીજાઅધ્યાયનો બીજો પાદ.

આ અધ્યાયના પહેલાપાદમાં સ્વપક્ષનું સારીરીતે સ્થાપન કર્યું. હવે સાંખ્યાદિપરમતના અસારપણાના નિરૂપણદ્વારા સ્વપક્ષની પુષ્ટિ કરવા આ પાદનો આરંભ થાયછે. મુમુક્ષુજનોના હિતમાટે તત્ત્વનિર્ણયસારૂ આ શાસ્ત્રનો આરંભ થયો છે, તે તત્ત્વનિર્ણય પરમતોમાં સુદૃઢ અશ્રદ્ધા થયાવિના સિદ્ધ થતો નથી, તે અશ્રદ્ધા તે મતોમાં ભ્રાંતિમૂલપણાનો નિશ્ચય થયાવિના સિદ્ધ થતી નથી, માટે રાગદ્વેષવિના કેવલ તત્ત્વનિર્ણયની ઇચ્છાવડે પરમતોના ભ્રાંતિરૂપપણાને આ પાદમાં દર્શાવવામાં આવશે. તેમાં પ્રથમ સાંખ્યમતનું નિરાકરણ કરવા ભગવાન્ સૂત્રકાર દશસૂત્રોવાળું નીચેનું રચનાનુપપત્ત્યધિકરણ રચેછેઃ—

### ૧. રચનાનુપપત્ત્યધિકરણ.

## रचनानुपपत्तेश्च नानुमानम् ॥ १ ॥

**અન્વય અને અન્વયાર્થઃ**—च અને रचनानुपपत्तेः [સંસારની] રચનાની અનુપપત્તિથી अनुमानम् [ અચેતન ] પ્રધાન [ સંસારનું કારણ છે એમ અનુમાન ] न [ થઇ શકતું ] નથી.

**ટીકાઃ**—પ્રધાનકારણવાદીના મતમાં સંસારની રચનાની અનુપપત્તિરૂપ દૂષણ હોવાથી કેવલ અચેતનપ્રધાન સસારનું કારણ છે, એમ અનુમાન થઇ શકતુ નથી. કેવલ અચેતન પોતાનું કાર્ય કરતુ હોય એવું દૃષ્ટાંત નથી. જેમ લોકમાં કુંભારાદિચેતનવિના કેવલ અચેતનમૃત્તિકાદિ પોતાનાં ઘટાદિકાર્યોને કરી શકતાં નથી, તેમ ચેતનપરમાત્માવિના અચેતન પ્રધાન પણ આ વ્યવસ્થાવાળા મહાન્‌સંસારને રચી શકે નહિ. સૂત્રમાંના चशब्दवडे સાંખ્યોક્તઅન્વયાદિહેતુની અસિદ્ધતા જણાવી છે. પ્રધાન જેમ સુખદુઃખમોહરૂપ છે, તેમ તેનાં કાર્યો પણ સુખદુઃખમોહરૂપ છે, એટલે પ્રત્યેકપદાર્થમાં પ્રધાનનો અન્વય છે, એમ સાંખ્યવાદી માનેછે; પણ તે તેનું માનવું યોગ્ય નથી, કેમકે બાહ્યશબ્દાદિવિષયો ભાવનાનુસારે મનુષ્યોને પૃથક્ પૃથક્ અનુભવના હેતુ થાયછે, અર્થાત્ એક જ વિષય કોઇને સુખનો વિષય, કોઇને દુઃખનો વિષય ને કોઇને ઉપેક્ષાનો વિષય થાયછે, પણ સૌને સમાનસુખદુઃખમોહરૂપ પ્રતીત થતો નથી. ૧.

## प्रवृत्तेश्च ॥ २ ॥

**અન્વય અને અન્વયાર્થઃ**— च અને प्रवृत्तेः [ સૃષ્ટિને માટે ] પ્રવૃત્તિની [ અનુપપત્તિથી અચેતન પ્રધાન કારણપણાવડે અનુમાનકરવાયોગ્ય નથી ].

**ટીકાઃ**—સૂત્રમાનો चशब्द अनुपपत्तेःપદની અનુવૃત્તિમાટે છે. સાંખ્યવાદી સત્ત્વ, રજસ્ અને તમસ્ આ ત્રણગુણની સામ્યાવસ્થાને પ્રધાન કહેછે, અને કહેછે કે સૃષ્ટિના આદિકાલમાં સંસારરચનામાટે સામ્યાવસ્થાના પરિત્યાગરૂપ પ્રધાનની પ્રવૃત્તિ થાયછે. એ તેમનું કહેવું યોગ્ય નથી; કેમકે જેમ લોકમાં અશ્વ તથા કુંભારાદિ ચેતનવિના પોતાની મેળે જ રથ તથા મૃત્તિકાદિકની પ્રવૃત્તિ થતી નથી, તેમ ચેતનપરમાત્માવિના અચેતનપ્રધાનની પણ સૃષ્ટિને માટે પ્રવૃત્તિની અસિદ્ધિ હોવાથી અચેતન પ્રધાન જગતના કારણપણાવડે અનુમાનકરવાયોગ્ય નથી. પરમાત્મા અક્રિય હોવાથી તેમાં પ્રવૃત્તિની અસિદ્ધિ છે, ને તેથી તેનું પ્રવર્તકપણું અસિદ્ધ છે, એમ પૂર્વપક્ષ કરો તો અમે તેના ઉત્તરમાં કહીએછીએ કે અયસ્કાંત (ચુંબકપાષાણ) અને રૂપાદિની પેઠે પ્રવૃત્તિરહિતનું પણ પ્રવર્તકપણું સિદ્ધ થઇ શકેછે. જેમ અયસ્કાંતમણિ પોતે પ્રવૃત્તિરહિત છતાં પણ લોહનો

પ્રવર્તક થાયછે, અથવા જેમ રૂપાદિવિષયો પોતે પ્રવૃત્તિરહિત છતાં પણ ચક્ષુઆદિના પ્રવર્તક થાયછે, એમ પ્રવૃત્તિરહિત પરમાત્મા પણ પોતાના સર્વજ્ઞાદિસ્વભાવવડે પ્રવર્તક સંભવી શકેછે. પરમાત્માના એકપણાથી પ્રવર્ત્યના અભાવે પ્રવર્તકપણાની અસિદ્ધિ થશે, એવી શંકાને પણ અવકાશ નથી; કેમકે અવિદ્યાકલ્પિત પ્રવર્ત્ય છે, અને તદનુરૂપ પ્રવર્તક પણ છે. તેથી સર્વજ્ઞકારણપણામાં પ્રવૃત્તિ સંભવેછે, અચેતનકારણપણામાં સંભવતી નથી. ૨.

## पयोऽम्बुवच्चेत् तत्रापि ॥ ३ ॥

**અન્વય અને અન્વયાર્થઃ**-**पयोऽम्बुवत्** દૂધ અને જલની પેઠે [ અચેતન પ્રધાન પણ સ્વભાવથી પ્રવૃત્ત થાયછે ] **चेत्** [ એમ જો સાંખ્યવાદી કહે ] તો **तत्र** ત્યાં(દૂધ તથા જલમાં) **अपि** પણ [ ચેતનથી પ્રવૃત્તિ છે ].

**ટીકાઃ**—જેમ લોકમાં વાછડાની વૃદ્ધિમાટે અચેતન દૂધ સ્વભાવથી પ્રવર્ત થાયછે, અને જેમ લોકોપકારને માટે અચેતન જલ સ્વભાવથી પ્રવર્ત થાયછે, તેમ પુરુષના ભોગમોક્ષમાટે અચેતન પ્રધાન પણ સ્વભાવથી પ્રવર્ત થાયછે, એમ જો **સાંખ્યવાદી** કહે તો તેના ઉત્તરમાં અમે કહીએછીએ કે દૂધમાં તથા જલમાં જે પ્રવૃત્તિ જોવામાં આવેછે, તે સ્વભાવથી નહિ, પણ ચેતનદ્વારા છે; કેમકે કેવલ અચેતન જે રથાદિ તેમાં આપણે કોઇપ્રકારની પ્રવૃત્તિ જોતા નથી. ધેનુ ચેતન છે, તેની પ્રીતિ તથા ઇચ્છાવડે દૂધની પ્રવૃત્તિ થાયછે, ને વાછડાના ચૂષવાથી પણ પ્રવૃત્તિ થાયછે, કેવલ દૂધના સ્વભાવથી પ્રવૃત્તિ થતી નથી. નીચીભૂમિની અપેક્ષા કરીને જલ પણ ચેતનની પ્રેરણાથી ચાલેછે, સ્વભાવથી ઇચ્છિત પ્રવૃત્તિ કરતું નથી. ' एतस्य वा अक्षरस्य प्रशासने गार्गि प्राच्योऽन्या नद्यः स्यन्दन्ते ॥ ' (હે ગાર્ગિ! આ અક્ષરબ્રહ્મની આજ્ઞામાં પૂર્વદિશાની નદીઓ અને બીજી સર્વે નદીઓ ચાલેછે) એ શ્રુતિ જલ ચેતનની પ્રેરણાવડે પ્રવૃત્તિ કરેછે, તેમાં પ્રમાણરૂપ છે. સર્વ પ્રવૃત્તિ ચેતનસાપેક્ષ હોવાથી અચેતન પ્રધાન સ્વભાવથી પ્રવર્ત થઇ શકે નહિ. ૩.

ધર્માદિકર્મ અને પુરુષ પણ પ્રધાનનાં પ્રવર્તક નથી, એમ દર્શાવેછેઃ—

## व्यतिरेकानवस्थितेश्चानपेक्षत्वात् ॥ ४ ॥

**અન્વય અને અન્વયાર્થઃ**— **व्यतिरेकानवस्थितेः** [ પ્રધાનથી ] ભિન્નની સ્થિતિ ન હોવાથી [ પ્રધાન અનપેક્ષ છે ] **च** અને **अनपेक्षत्वात्** અનપેક્ષપણાથી [ પ્રધાન ક્યારેક પરિણામ પામશે, અને ક્યારેક નહિ પામે ].

**ટીકાઃ**—સાંખ્યમતમાં ત્રણગુણોની સામ્યાવસ્થાને પ્રધાન કહેછે. તે પ્રધાનથી ભિન્ન તેની (પ્રધાનની) પ્રવર્તક અથવા નિવર્તક કોઇ અપેક્ષિત બાહ્યવસ્તુ સ્થિત નથી. કર્મ પણ પ્રધાનરૂપ થઇ ગયેલાં અને અચેતન છે, એટલે તેનામાં પ્રવર્તકપણું સંભવતું નથી, અને પુરુષ તો ઉદાસીન હોવાથી પ્રવર્તક કિંવા નિવર્તક નથી. આથી પ્રધાન અનપેક્ષ (સ્વતંત્ર) છે. અનપેક્ષપણાથી તે જડપ્રધાનની જગતસંબંધમાં નિયમિતપણે પ્રવૃત્તિ તથા નિવૃત્તિ સંભવી શકતી નથી, અને ઈશ્વર તો સર્વજ્ઞ તથા સર્વશક્તિમાન્ છે, તેથી તેમની નિયમિતપ્રવૃત્તિમાં અથવા નિવૃત્તિમાં કોઇપ્રકારનો વિરોધ નથી. ૪.

પ્રધાનની સ્વાભાવિકપ્રવૃત્તિનો નિષેધ, સાંખ્યવાદીના દૃષ્ટાંતમાં વ્યભિચાર દર્શાવીને, કરેછેઃ—

## अन्यत्राभावाच्च न तृणादिवत् ॥ ५ ॥

**અન્વય અને અન્વયાર્થઃ**— **च** અને **अन्यत्राभावात्** અન્યત્ર (બળદઆદિમાં) અભાવથી **तृणादिवत्** તૃણઆદિની પેઠે [ પ્રધાનનું સ્વાભાવિક પરિણામ ] **न** નથી.

**ટીકાઃ**—જેમ તૃણ, પલ્લવ અને ઉદક આદિ, કોઇનિમિત્તની અપેક્ષાવિના પોતાના સ્વભાવથી જ દૂધરૂપપરિણામને પામેછે, તેમ પ્રધાન પણ કોઇ અન્યનિમિત્તની અપેક્ષાવિના સ્વભાવથી જ મહદાદિઆકારે પરિણામ પામેછે, આ **સાંખ્યવાદીનું** કહેવું યોગ્ય નથી; કેમકે ધેનુઆદિનિમિત્તની અપેક્ષાવડે જ તૃણાદિ દૂધરૂપપરિણામને પામેછે, સ્વભાવથી નહિ; જો સ્વભાવથી જ તે દૂધરૂપપરિણામને પામતાં હોય તો બળદ-

આદિએ ખાધેલાં તૃણઆદિક પણ ક્યારેક દૂધરૂપપરિણામને પ્રાપ્ત થવાં જોઇએ, પણ તેમ તો જોવામાં આવતું નથી, તેથી એ દૃષ્ટાંતથી પણ પ્રધાન સ્વભાવથી પરિણામને પામતું નથી, એમ નિશ્ચય થાયછે. ૫.

## अभ्युपगमेऽप्यर्थाभावात् ॥ ६ ॥

**અન્વય અને અન્વયાર્થઃ**—अभ्युपगमे [ પ્રધાનની સ્વાભાવિકપ્રવૃત્તિના ] સ્વીકારમાં अपि પણ अर्थाभावात् પુરુષાર્થના અભાવથી [ સાંખ્યવાદિઓની પ્રતિજ્ઞાની હાનિ થાયછે ]

*ટીકાઃ*—પ્રધાનની સ્વાભાવિક પ્રવૃત્તિ સભવી શકતી નથી, એ વાર્તા પૂર્વોક્તપ્રકારે સિદ્ધ છે, તોપણ તમારી શ્રદ્ધાને લીધે કદાચ પ્રધાનની સ્વાભાવિકપ્રવૃત્તિનો સ્વીકાર કરીએ તો તેમા પણ દોષ તો રહેછે જ, કેમકે જો પ્રધાન પોતાની પ્રવૃત્તિને માટે કોઇપ્રયોજનની અપેક્ષા કરતુ નથી, તો ભોગમોક્ષ એ પુરુષાર્થરૂપ-પ્રયોજનની પણ તે અપેક્ષા નહિ કરે, ને તેથી પુરુષાર્થની સિદ્ધિમાટે પ્રધાનની પ્રવૃત્તિ થાયછે, આ તમારી પ્રતિજ્ઞાની હાનિ થશે જો સાંખ્યવાદી એમ કહે કે પ્રધાન પોતાની પ્રવૃત્તિમા માત્ર સહકારીની અપેક્ષા કરતુ નથી, પણ પ્રયોજનની અપેક્ષા કરેછે, તો અમે પૂછીએછીએ કે કયા પ્રયોજનની અપેક્ષા કરેછે? ભોગરૂપની? મોક્ષરૂપની? કે ઉભયરૂપની? જો ભોગરૂપપ્રયોજનની અપેક્ષાએ પ્રધાન પ્રવૃત્ત થાયછે એમ કહો તો નિર્ગુણ અને નિષ્ક્રિયપુરુષને ભોગનો અસભવ છે, અને પ્રધાનની તેવી પ્રવૃત્તિથી પુરુષને મોક્ષાભાવનો પ્રસંગ પણ પ્રાપ્ત થાયછે, જો મોક્ષરૂપપ્રયોજનમાટે પ્રવૃત્તિ કહો તો તે મોક્ષ તો પ્રવૃત્તિની પહેલાં સિદ્ધ હોવાથી પ્રવૃત્તિમા સાર્થકતા રહેતી નથી, અને પુરુષને શબ્દાદિવિષયોની અનુપલબ્ધિરૂપભોગાભાવનો પ્રસગ પ્રાપ્ત થાયછે, અને જો ઉભયરૂપપ્રયોજનમાટે પ્રવૃત્તિ કહો તો પ્રાકૃતિકભોગ્યપદાર્થોનુ અનતપણુ હોવાથી મોક્ષાભાવનો પ્રસગ પ્રાપ્ત થાયછે ઔત્સુક્યની નિવૃત્તિમાટે પ્રવૃત્તિ કહેવી એ પણ યોગ્ય નથી; કેમકે પ્રધાન જડ હોવાથી તેમા ઔત્સુક્ય સભવતું નથી, તેમ જ નિર્મલ અને નિષ્કલ પુરુષમા પણ તે સભવતુ નથી. પુરુષની દૃકશક્તિની અને પ્રધાનની સૃષ્ટિશક્તિની સાર્થકતામાટે પ્રવૃત્તિ માનવી ઉચિત છે, એમ કહો તો અમે કહીએછીએ કે તે શક્તિના નિત્યપણાથી સૃષ્ટિના નિત્યપણાની પ્રાપ્તિ થાયછે, ને તેમ થવાથી મોક્ષાભાવનો પ્રસગ પ્રાપ્ત થાયછે. આમ હોવાથી પ્રધાનની પુરુષાર્થમાટે પ્રવૃત્તિ કહેવી અયુક્ત છે. ૬.

પુન પુરુષના પ્રવર્તકપણાની દૃષ્ટાંતવડે આશંકા કરી તેનો નિષેધ કરેછે—

## पुरुषाश्मवदिति चेत् तथाऽपि ॥ ७ ॥

**અન્વય અને અન્વયાર્થઃ**—पुरुषाश्मवत् [ અંધ અને પંગુ ] પુરુષની પેઠે અથવા [ લોહ અને ચુંબક ]પાષાણની પેઠે [ પુરુષ પ્રધાનને પ્રવૃત્ત કરશે ] इति એમ चेत् જો [ કહો ] तथापि તોપણ [ દોષની નિવૃત્તિ થતી નથી].

*ટીકાઃ*—જેમ માર્ગ દેખતો પંગુપુરુષ કોઇ પગવાળા અંધપુરુષના ઉપર ચડીને તેને પ્રવૃત્ત કરેછે, અથવા જેમ ચુંબકપાષાણ લોહને પ્રવૃત્ત કરેછે, તેમ પુરુષ પ્રધાનને પ્રવૃત્ત કરશે, એમ જો સાંખ્યવાદી કહે તોપણ તેનો મત દોષથી મુક્ત થતો નથી. પુરુષને પ્રવર્તક માનવાથી પ્રધાન સ્વભાવથી પ્રવૃત્ત થાયછે, અને પુરુષ ઉદાસીન છે, એ સાંખ્યસિદ્ધાંતનો ત્યાગ થાયછે. ઉદાસીન પુરુષ પ્રધાનને કેમ પ્રવર્તાવી શકે? પંગુ પણ અંધને વાણીઆદિવડે પ્રવર્ત કરેછે, પણ પુરુષ તો નિષ્ક્રિય અને નિર્ગુણ છે, તેથી તેમાં કોઇપ્રકારે પ્રવર્તનવ્યાપાર સંભવતો નથી. ચુંબકપાષાણની પેઠે સન્નિધિમાત્રથી પુરુષ પ્રધાનનો પ્રવર્તક થાયછે, એમ કહેવાથી, પુરુષ અને પ્રધાન એ બને વ્યાપક તથા નિત્ય છે, તેથી તેમનો સંબંધ નિત્ય હોવાથી નિત્ય જ પ્રવૃત્તિ થશે. પ્રધાનના અચેતનપણાથી, પુરુષના ઉદાસીનપણાથી અને તે બનેનો સબધ કરાવનાર ત્રીજાના અભાવથી તેમના સંબધની અસિદ્ધિ છે. યોગ્યતાને સબધ કરાવનાર માનો તો તે યોગ્યતાનુ નિત્યપણુ હોવાથી મોક્ષાભાવનો પ્રસગ આવેછે અમારા મતમાં તો પરમાત્માનું ઉદાસીનપણુ છતાં પણ માયાવડે તેમનું પ્રવર્તકપણુ સભવી શકેછે. ૭

પ્રધાનની અપ્રવૃત્તિમાં અન્યહેતુ કહેછે—

## अङ्गित्वानुपपत्तेश्च ॥ ८ ॥

**અન્વય અને અન્વયાર્થઃ**—च અને अङ्गित्वानुपपत्तेः અંગિપણાની અસિદ્ધિથી [ મહદાદિની ઉત્પત્તિ સભવતી નથી ]

**ટીકા:**—સત્ત્વ, રજસ્ અને તમસ્ આ ત્રણગુણની સમઅવસ્થાનું નામ પ્રધાન છે. એ અવસ્થામાં કોઇ ગુણનું ગુણપ્રધાનપણું (અંગાંગિભાવ) સિદ્ધ નથી; કેમકે ગુણોનું વૈષમ્ય થય જ્યારે અંગાંગિભાવ ઉપજેછે, ત્યારે સમઅવસ્થારૂપપ્રધાનનો નાશ થાયછે; ને એ નાશના ભયથી ગુણોની પ્રવૃત્તિના અભાવે સૃષ્ટિની ઉત્પત્તિ અસિદ્ધ છે, તેમ જ એ પ્રધાનને બહારથી કોઇ પ્રવૃત્તિ કરાવનાર ન હોવાથી ગુણની વિષમતાવડે ઉપજતાં મહદાદિતત્ત્વોની ઉત્પત્તિ સંભવતી નથી, તેથી પણ પ્રધાનકારણવાદીને મતે સૃષ્ટિની ઉત્પત્તિ અસિદ્ધ છે. ૮.

## अन्यथानुमितौ च ज्ञशक्तिवियोगात् ॥ ९ ॥

**અન્વય અને અન્વયાર્થઃ**—च અને अन्यथानुमितौ અન્યથાઅનુમિતિમાં ज्ञशक्तिवियोगात् [પ્રધાનમાં] જ્ઞાનશક્તિના વિયોગથી [સંસારની રચનાની અનુપપત્તિ એ આદિ પૂર્વોક્તદોષો નિવૃત્ત થતા નથી].

**ટીકા:**—આ ત્રણ ગુણો પરસ્પર સાપેક્ષ થઇને જે જે કાર્ય કરવું હોય તે તે કાર્યને અનુકૂલસ્વભાવવાળા થાયછે, ને સામ્યાવસ્થામાં પણ વિષમતાને પામવાની યોગ્યતા તેમનામાં રહેછે, એમ બીજાપ્રકારના અનુમાનનો સ્વીકાર કરો તોપણ પ્રધાનમાં જ્ઞાનશક્તિનો અભાવ હોવાથી સસારની રચનાની અસિદ્ધિ એ આદિ પૂર્વોક્તદોષોની નિવૃત્તિ થતી નથી. જો પ્રધાનમાં જ્ઞાનશક્તિનું અનુમાન કરો તો એક ચેતન સંસારનું કારણ છે, આ બ્રહ્મવાદની પ્રાપ્તિનો પ્રસંગ પ્રાપ્ત થઇ તમારા પૂર્વપક્ષની નિવૃત્તિ થાયછે. વિષમતાને પામવાની યોગ્યતાવાળા ગુણો પણ સામ્યાવસ્થામાં નિમિત્તના અભાવથી વિષમતાને ન જ પામી શકે. નિમિત્તના અભાવમાં પણ વિષમતાને પામે એમ કહો તો નિમિત્તાભાવના સમાનપણાથી સર્વદા જ વિષમતાને પામશે, એટલે તેમને કોઇવેલા પ્રધાનરૂપ સામ્યાવસ્થા પ્રાપ્ત થઇ શકશે નહિ. ૯.

## विप्रतिषेधाच्चासमञ्जसम् ॥ १० ॥

**અન્વય અને અન્વયાર્થઃ**—च અને विप्रतिषेधात् વિરોધથી असमञ्जसम् [આ સાંખ્યમત] અસમીચીન [છે].

**ટીકા:**—સાંખ્યવાદી કોઇ સ્થલે એક ત્વચામાત્રને જ જ્ઞાનેંદ્રિય માનીને અને તેના શ્રોત્રાદિપાંચભેદ કહીને પાંચ કર્મેન્દ્રિય તથા મન મળી સાત ઇંદ્રિયો કહેછે, ને કોઇ સ્થલે પાંચ જ્ઞાનેન્દ્રિય, પાંચ કર્મેન્દ્રિય અને એક મન એમ એકાદશ ઇંદ્રિયો કહેછે. વળી કોઇ સ્થલે મહત્તત્ત્વથી તન્માત્રાની ઉત્પત્તિ કહેછે, અને કોઇ સ્થલે અહંકારથી તેની ઉત્પત્તિ કહેછે. કોઇ સ્થલે બુદ્ધિ, અહંકાર અને મન એ ત્રણને અંતઃકરણ કહેછે, અને કોઇ સ્થલે એક બુદ્ધિને જ અંતઃકરણ કહેછે. આવીરીતે પરસ્પરમાં વિરોધ હોવાથી તેમ જ ઈશ્વરને જગત્કારણ કહેનારી શ્રુતિઓથી તથા તેને અનુસરતી સ્મૃતિઓથી સાંખ્યનો વિરોધ હોવાથી સાંખ્યોનું દર્શન સમીચીન નથી. વેદાંતમતમાં એક બ્રહ્મનો જ સ્વીકાર હોવાથી જીવ તપ્ય અને સંસાર તાપક છે, એવો ભેદ સંભવી શકતો નથી, તેથી વેદાંતમત અસમીચીન છે, એમ વાદી કહે તો અમે કહીએછીએ કે અમારા મતમાં વ્યવહારમાં ભેદનો અંગીકાર હોવાથી તપ્યતાપકભાવ સંભવી શકેછે, ને તે તપ્યતાપકભાવરૂપબંધની તત્ત્વજ્ઞાનથી નિવૃત્તિ પણ સંભવી શકેછે. વાદી જેમ પુરુષને અવિવેકથી ભ્રાંતિમાત્ર તપ્યતાપકભાવ સ્વીકારેછે, પરમાર્થથી સ્વીકારતો નથી, તેમ અમે પણ અવિદ્યાથી ભ્રાંતિમાત્ર બંધ સ્વીકારીએછીએ, પરમાર્થથી સ્વીકારતા નથી, એટલે સઘળું નિર્દોષ છે. ૧૦.

પ્રધાનકારણવાદનું નિરાકરણ કર્યું; હવે ન્યાયવૈશેષિકાભિમત પરમાણુકારણવાદનું નિરાકરણ કરવાયોગ્ય છે. તેમાં પરમાણુકારણવાદી નિયમ કરેછે કે કારણનો ગુણ કાર્યમાં પોતાના સમાનજાતીયગુણાંતરને ઉત્પન્ન કરેછે; માટે જેમ શુક્લતંતુથી શુક્લપટની જ ઉત્પત્તિ થાયછે, તેમ ચેતનબ્રહ્મથી ઉપજેલું સર્વજગત્ ચેતન જ હોવું જોઇએ. આ વેદાંતમતપરના આક્ષેપનું ઉત્તર આપવા અને પૂર્વોક્તનિયમમાં વાદીની પ્રક્રિયાથી જ વ્યભિચાર દેખાડવા ભગવાન્ સૂત્રકાર નીચેનું મહદ્દીર્ઘાધિકરણ રચેછેઃ—

### ૨. મહદ્દીર્ઘાધિકરણ.

## महद्दीर्घवद्वा ह्रस्वपरिमण्डलाभ्याम् ॥ ११ ॥

**અન્વય અને અન્વયાર્થઃ**—ह्रस्वपरिमण्डलाभ्याम् હ્રસ્વ (દ્વ્યણુક) અને પરિમંડલ(પ-

રમાણુ)થી महद्दीर्घवत् મહતદીર્ઘની પેઠે वा અને [ અણુહ્રસ્વની પેઠે ચેતનબ્રહ્મથી અચેતન જગત્ ઉપજી શકેછે ].

**ટીકાઃ**—પરિમંડલનો અર્થ પરમાણુ છે, અને તેના પરિમાણને પારિમાંડલ્ય કહેછે. જેમ વૈશેષિકમતમાં હ્રસ્વ એટલે દ્વ્યણુકથી મહતદીર્ઘપરિમાણવાળું ત્ર્યણુક ઉત્પન્ન થાયછે, અને દ્વ્યણુકમાં રહેલું હ્રસ્વપરિમાણ ઉત્પન્ન થતું નથી; તથા પરિમંડલથી અણુહ્રસ્વપરિમાણવાળું દ્વ્યણુક ઉત્પન્ન થાયછે, અને તદ્દગત પારિમાંડલ્ય ઉત્પન્ન થતું નથી, તેમ જ ચેતનબ્રહ્મથી અચેતનજગત્ ઉત્પન્ન થાયછે, અને બ્રહ્મગતચૈતન્ય ઉત્પન્ન થતું નથી.

વૈશેષિકોની સૃષ્ટિપ્રક્રિયા આપ્રમાણે છેઃ—ચારભૂતોનાં અસંખ્ય પરમાણુઓ પ્રલયકાલમાં નિશ્ચલ અને અસંયુક્ત રહેછે, તે કાલે તેમનાં રૂપાદિ અને પરિમાણ તેમના અનુરૂપ હોયછે. પછી જીવોનાં અદૃષ્ટાદિવડે તેમાં ગતિ ઉત્પન્ન થાયછે, ને દ્વ્યણુક ત્ર્યણુક એમ ક્રમે કરીને દ્રવ્યાંતરરૂપ સૃષ્ટિ થાયછે. બેપરમાણુને દ્વ્યણુક અને ત્રણદ્વ્યણુકને ત્ર્યણુક અથવા ત્રસરેણુ કહેછે. કારણના ગુણો કાર્યમાં ગુણાંતર ઉપજાવેછે. જ્યારે બે પરમાણુ દ્વ્યણુકને ઉપજાવેછે, ત્યારે પરમાણુગતરૂપાદિગુણવિશેષો જે શુક્લાદિ તે દ્વ્યણુકમાં બીજાશુક્લાદિગુણોને ઉપજાવેછે, પણ પરમાણુનો ગુણવિશેષ જે પારિમાંડલ્ય તે દ્વ્યણુકમાં બીજાપારિમાંડલ્યને ઉપજાવતો નથી, તેમ દ્વ્યણુકથી ઉપજતા ત્ર્યણુકાદિમાં પણ જાણવું.

પરમાણુગત શુક્લાદિગુણો દ્વ્યણુકમાં અન્યશુક્લાદિગુણોને ઉપજાવેછે, પણ તદ્દગત (પરમાણુગત) પારિમાંડલ્યગુણ અન્યપારિમાંડલ્યગુણને ઉપજાવતો નથી, એ વૈશેષિકની પ્રક્રિયામાં વ્યભિચારદોષ છે; કેમકે કારણના ગુણો કાર્યમાં ગુણાંતર ઉપજાવેછે, એવી તેમની પ્રક્રિયા છે. પૂર્વોક્તરીતે તેમની પ્રક્રિયામાં વ્યભિચાર હોવાથી તેઓ અમારા સિદ્ધાંતપર આક્ષેપ કરી શકે નહિ; કદી આક્ષેપ કરે તો તેનું સમાધાન પૂર્વે તેમની પ્રક્રિયાને અવલંબીને આપી દીધું છે. ૧૧.

હવે વૈશેષિકમતની પરીક્ષા કરી પરમાણુકારણવાદનું નિરાકરણ કરવા ભગવાન્ સૂત્રકાર છસૂત્રોવાળું નીચેનું તદભાવાધિકરણ રચેછેઃ—

### ૩. તદભાવાધિકરણ.

## उभयथाऽपि न कर्मातस्तदभावः ॥ १२ ॥

**અન્વય અને અન્વયાર્થઃ**—उभयथा બન્ને પ્રકારે( સંયોગને તથા વિયોગને માટે ) अपि પણ कर्म [ પરમાણુની ] ક્રિયા न નથી अतः આથી तदभावः તેનો (સૃષ્ટિ તથા પ્રલયનો ) અભાવ [ છે, તેથી આ પરમાણુકારણવાદ યુક્તિસિદ્ધ નથી ].

**ટીકાઃ**—સૃષ્ટિના આદિકાલમાં સર્વપરમાણુઓમાં ક્રિયા ઉત્પન્ન થાયછે, પછી બબેપરમાણુઓનો સંયોગ થઇને દ્વ્યણુક ઉત્પન્ન થાયછે, અને ત્રણ ત્રણ દ્વ્યણુકનો સંયોગ થઇને ત્ર્યણુક ઉત્પન્ન થાયછે; એવીરીતે આગળ પણ ચતુરણુકાદિ ઉત્પત્તિક્રમથી મહાપૃથિવી, મહાજલ, મહાતેજસ્ અને મહાવાયુરૂપ સૃષ્ટિ ઉત્પન્ન થાયછે, અને પ્રલયના આદિકાલમાં પરમાણુઓમાં ક્રિયા થઇને દ્વ્યણુકાદિકોના વિભાગ થઇ સર્વ મહાભૂતોરૂપસૃષ્ટિનો નાશ થાયછે, એમ વૈશેષિકો કહેછે. એ તેમનું કહેવું યોગ્ય નથી, કેમકે સૃષ્ટિના આદિકાલમાં અને પ્રલયના આદિકાલમાં પરમાણુને ક્રિયામાં પ્રવર્તાવનાર કોઇ નિમિત્ત નથી. સૃષ્ટિના આદિકાલમાં પ્રયત્ન અને અભિઘાતરૂપ દૃષ્ટનિમિત્ત નથી, તેમ અદૃષ્ટનિમિત્ત પણ નથી. શરીરની સ્થિતિ હોય ત્યારે મનના અને આત્માના સંયોગથી આત્માનો ગુણ જે પ્રયત્ન તે ઉપજેછે, પણ તે કાલે શરીરનો અભાવ હોવાથી પ્રયત્નનો પણ અભાવ છે. સ્થિરદ્રવ્યનો તથા વેગવાળા દ્રવ્યનો સંયોગવિશેષ તે અભિઘાત કહેવાયછે, વાયુઆદિવેગવાળા દ્રવ્યનો તે કાલે અભાવ હોવાથી અભિઘાતનો પણ અભાવ છે. અદૃષ્ટ પોતે અચેતન છે, તેમ આત્મા પણ તે કાલે અચેતન છે, એટલે તે પ્રવર્તક થઇ શકે નહિ. પરમાણુને વિષે અદૃષ્ટનો અભાવ હોવાથી તેઓ પોતે પણ પોતાનાં પ્રવર્તક થઇ શકે નહિ. આત્મામાં રહેલા અદૃષ્ટનો અને પરમાણુઓનો સંયોગ હોવાથી ક્રિયા ઉપજશે એમ કહો તો તેવો સંયોગ નિત્ય હોવાથી સર્વદા જ ક્રિયા થતી રહેશે, પ્રલયાદિ નહિ થાય. મહાપ્રલયમાં પણ વિભાગની ઉત્પત્તિમાટે અણુઓમાં ક્રિયા સંભવતી નથી; કેમકે તેનું કોઇ નિયમિત દૃષ્ટનિમિત્ત નથી, અને અદૃષ્ટ તો ભોગની સિદ્ધિમાટે છે, પ્રલયની સિદ્ધિમાટે નથી. પૂર્વોક્તરીતે દૃષ્ટનિમિત્તના તથા અદૃષ્ટનિમિ-

त्तना અભાવથી બંનેપ્રકારે (સયોગાર્થપણાવડે અને વિભાગાર્થપણાવડે) પણ પરમાણુઓમાં સંયોગવિયોગરૂપ ક્રિયા સભવતી નથી, અને તેથી સૃષ્ટિ અને પ્રલયના અભાવની પ્રાપ્તિરૂપ આપત્તિ આવેછે, તેથી પરમાણુકારણવાદ યુક્તિસિદ્ધ નથી. ૧૨.

## समवायाभ्युपगमाच्च साम्यादनवस्थितेः ॥ १३ ॥

**અન્વય અને અન્વયાર્થઃ**—च અને समवायाभ्युपगमात् સમવાયના અંગીકારથી साम्यात् સમપણુાથી अनवस्थितेः અનવસ્થા હોવાથી [સૃષ્ટિ તથા પ્રલયનો અભાવ સિદ્ધ થાયછે, તેથી પરમાણુકારણવાદ યુક્તિસિદ્ધ નથી].

**ટીકાઃ**—અને વૈશેષિકમતમાં સમવાયનો અગીકાર હોવાથી દ્વ્યણુક અને સમવાયના પરમાણુથી ભિન્નપણાની સમાનતા છે. જેમ પરમાણુથી અત્યત ભિન્ન દ્વ્યણુક સમવાયસંબધથી પરમાણુમાં રહેછે, તેમ પરમાણુથી અત્યત ભિન્ન સમવાય પણ કોઇ અન્યસમવાયસબંધથી પરમાણુમાં રહેશે, તેમ તે સમવાયનો સમવાય પણ કોઇ અન્યસમવાયથી તેમાં રહેશે, એમ આગળ પણ જાણવું. એવીરીતે અનવસ્થાનો પ્રસગ પ્રાપ્ત થવાથી દ્વ્યણુક ન ઉપજવાથી તેના મતમાં સૃષ્ટિપ્રલયનો અભાવ સિદ્ધ થાયછે, તેથી પરમાણુકારણવાદ યુક્તિસિદ્ધ નથી. ૧૩.

## नित्यमेव च भावात् ॥ १४ ॥

**અન્વય અને અન્વયાર્થઃ**—च અને नित्यम् નિત્ય एव જ भावात् [પ્રવૃત્તિઆદિના] ભાવથી [પ્રલયાદિના અભાવનો પ્રસંગ આવશે, તેથી પરમાણુકારણવાદ યુક્તિસિદ્ધ નથી].

**ટીકાઃ**—પરમાણુઓ પ્રવૃત્તિસ્વભાવવાળા છે? અથવા નિવૃત્તિસ્વભાવવાળાં છે? વા પ્રવૃત્તિનિવૃત્તિ બન્નેસ્વભાવવાળાં છે? કિંવા અનુભયસ્વભાવવાળાં છે? જો પ્રવૃત્તિસ્વભાવવાળાં કહો તો નિત્ય જ પ્રવૃત્તિના ભાવથી પ્રલયના અભાવનો પ્રસંગ પ્રાપ્ત થશે, જો નિવૃત્તિસ્વભાવવાળાં કહો તો નિત્ય જ નિવૃત્તિના ભાવથી સૃષ્ટિના અભાવનો પ્રસગ પ્રાપ્ત થશે, અને પ્રવૃત્તિનિવૃત્તિરૂપબન્નેસ્વભાવવાળા કહો તો તે યોગ્ય નથી; કેમકે પ્રવૃત્તિનો તથા નિવૃત્તિનો પરસ્પર વિરોધ છે. અનુભયસ્વભાવવાળાં કહો તો તેમાં પણ નિમિત્તવડે પ્રવૃત્તિનિવૃત્તિનો અગીકાર કરવો પડશે. હવે કાલ તથા અદૃષ્ટાદિ નિમિત્તના નિત્યસંનિધાનથી નિત્ય પ્રવૃત્તિ થવી જોઇએ, અથવા તે નિમિત્તનું અનિત્યપણું સ્વીકારો તો નિત્ય અપ્રવૃત્તિ રહેવી જોઇએ. પૂર્વોક્તરીતે પરમાણુકારણવાદમાં દોષોની પ્રાપ્તિ હોવાથી પરમાણુકારણવાદ યુક્તિસિદ્ધ નથી. ૧૪.

## रूपादिमत्त्वाच्च विपर्ययो दर्शनात् ॥ १५ ॥

**અન્વય અને અન્વયાર્થઃ**—च અને रूपादिमत्त्वात् રૂપાદિમાન્પણાથી विपर्ययः વિપર્યય [છે] दर्शनात् [લોકમાં તેવા] દર્શનથી.

**ટીકાઃ**—પૃથિવી, જલ, તેજ અને વાયુ આ ચારપ્રકારનાં પરમાણુઓ નિત્ય છે, ને તેઓ રૂપાદિગુણવાળાં છે, એમ વૈશેષિકો માનેછે, તે તેમનુ માનવું નિરાલમ્બન જ છે, કેમકે તેમનું રૂપાદિમાન્પણુ સ્વીકારવાથી તેમના અણુપણાનો અને નિત્યપણાનો વિપર્યય પ્રાપ્ત થાયછે, કેમકે લોકમાં તેવું જેવામાં આવેછે. જેમ લોકમાં રૂપાદિગુણવાળુ વસ્ત્ર છે, તે પોતાના કારણ તંતુની અપેક્ષાએ સ્થૂલ તથા અનિત્ય છે, તેમ પરમાણુ પણ રૂપાદિગુણવાળાં હોવાથી પોતાના પરમકારણની અપેક્ષાએ સ્થૂલ અને અનિત્ય સિદ્ધ થશે. 'सदकारणवन्नित्यम् ॥' (અકારણવાળો ભાવ તે નિત્ય) એમ વૈશેષિકોએ જે નિત્યનું લક્ષણ કર્યું છે, તે પણ, પરમાણુનું કોઇ અન્ય કારણ છે, એમ અનુમાનદ્વારા જ્ઞાત થવાથી, પરમાણુમાં સભવતું નથી. એવીરીતે પરમાણુઓને રૂપાદિવાળાપણું છે, એમ માનવાથી તેમના સિદ્ધાંતનો વિપર્યય થઇ પરમાણુઓને સ્થૂલતા તથા અનિત્યતા પ્રાપ્ત થાયછે, માટે વૈશેષિકમત અયુક્ત છે. ૧૫.

## उभयथा च दोपात् ॥ १६ ॥

**અન્વય અને અન્વયાર્થઃ**—च અને उभयथा બન્નેપ્રકારે दोपात् દોષથી [ પરમાણુકારણુવાદ અયુક્ત છે ].

**ટીકાઃ**—જેમ લોકમાં ગંધ, રસ, રૂપ ને સ્પર્શ આ ચારગુણવાળી પૃથિવી સ્થૂલ છે; રસ, રૂપ અને સ્પર્શ આ ત્રણગુણવાળું જલ સૂક્ષ્મ છે; રૂપ અને સ્પર્શ આ બેગુણવાળું તેજ સૂક્ષ્મતર છે; અને એકસ્પર્શગુણવાળો વાયુ સૂક્ષ્મતમ છે, તેમ પરમાણુ અધિકન્યૂનગુણવાળાં છે? અથવા નથી? આ બન્નેપ્રકારે પણ તમારા મતમાં દોષની પ્રાપ્તિ છે, કેમકે જો અધિકન્યૂનગુણવાળાં કહો તો જેમાં અધિક ગુણ છે, તે સ્થૂલ હોવાથી પરમાણુ નહિ રહે, એ દોષ પ્રાપ્ત થાયછે, અને જો સર્વપરમાણુ સર્વગુણવાળાં છે, એમ કહો તો જલમાં પણ ગંધ હોવો જોઇએ, અને તેજમાં ગંધ અને રસ હોવા જોઇએ, તેમ જ વાયુમાં ગંધ, રસ અને રૂપ હોવાં જોઇએ, એ દોષની પ્રાપ્તિ થાયછે. કદાચ ચારેભૂતોનાં પરમાણુઓમાં એક એક ગુણ કલ્પો તો બીજાગુણોની ઉપલબ્ધિ નહિ થવી જોઇએ, એ દોષ પ્રાપ્ત થાયછે. એ કારણોથી પરમાણુકારણવાદ અયુક્ત છે. ૧૬.

## अपरिग्रहाच्चात्यन्तमनपेक्षा ॥ १७ ॥

**અન્વય અને અન્વયાર્થઃ**—च અને अपरिग्रहात् [ શિષ્ટપુરુષોના ] અપરિગ્રહણથી अत्यन्तम् [ પરમાણુકારણવાદમાં વેદવાદિપુરુષોનો ] અત્યંત अनपेक्षा અનાદર [ છે ].

**ટીકાઃ**—આ પરમાણુકારણવાદને શ્રીમનુઆદિ કોઇપણ શિષ્ટપુરુષે કોઇપણ અંશે ગ્રહણ કર્યો નથી, તેથી આ પરમાણુકારણવાદમાં વેદવાદિપુરુષોનો અત્યંત અનાદર છે.

વૈશેષિકો દ્રવ્ય, ગુણ, કર્મ, સામાન્ય, વિશેષ ને સમવાય એ છપદાર્થોને ભિન્નલક્ષણવાળા અત્યંતભિન્નપદાર્થોરૂપે સ્વીકારેછે, અને તેમ સ્વીકારીને તેનાથી વિરુદ્ધ પાછલા પાંચપદાર્થોને દ્રવ્યનું અધીનપણું છે, એમ સ્વીકારેછે, તે અયુક્ત છે; કેમકે લોકમાં જેમ હરણ અને દર્ભ આદિ જેઓ અત્યંત ભિન્ન છે, તેમનું પરસ્પરમાં અધીનપણું થતું નથી, તેમ દ્રવ્યાદિનું પણ અત્યંતભિન્નપણું હોવાથી ગુણાદિનું પણ દ્રવ્યાધીનપણું થવાને યોગ્ય નથી. એ અયુતસિદ્ધ(અપૃથગ્રૂપે ઉત્પન્ન અને નાશપર્યંત તેમ રહેનાર)ના પરસ્પરસંબંધને તેઓ સમવાયસંબધ કહેછે, તે નિત્યસંબંધરૂપસમવાયસંબંધની કલ્પના પણ મિથ્યા છે; કેમકે કેવલ સંયોગસંબધથી પણ તેમને મતે તેનો નિર્વાહ થઇ શકેછે. જેમ ઉત્પન્નમાત્ર અક્રિયકાર્યદ્રવ્યનો વિભુ એવાં આકાશાદિદ્રવ્યાંતરોસાથે જે સબંધ છે, તેને તેઓ સંયોગસંબધરૂપે અંગીકાર કરેછે, પણ સમવાયસંબંધરૂપે અંગીકાર કરતા નથી, તેમ જ કાર્યદ્રવ્યનો કારણદ્રવ્યની સાથેનો સંબધ પણ સંયોગસંબંધ જ થવો જોઇએ, સમવાયસંબંધ ન થવો જોઇએ. વળી પરમાણુ, આત્મા અને મન એમનું નિરવયવરૂપ અપ્રદેશપણું હોવાથી તેમનો સંયોગ સભવતો નથી, અને દ્રવ્યાદિ છ જ પદાર્થો કલ્પવામાં કોઇ નિયામક હેતુ નથી. એપ્રમાણે અસારતર્કયુક્ત પરમાણુકારણવાદ મોક્ષને ઇચ્છનારને આદરકરવાયોગ્ય નથી. ૧૭.

વૈશેષિકમતનું નિરાકરણ કરીને હવે વૈનાશિકબૌદ્ધમતનું ખંડન કરવા ભગવાન્ સૂત્રકાર દશસૂત્રોવાળું નીચેનું સમુદાયાધિકરણ રચેછેઃ—

### ૪. સમુદાયાધિકરણ.

## समुदाय उभयहेतुकेऽपि तदप्राप्तिः ॥ १८ ॥

**અન્વય અને અન્વયાર્થઃ**—उभयहेतुके [ પરમાણુ તથા રૂપાદિ એ ] ઉભયહેતુક समुदाये [ બાહ્ય અને આધ્યાત્મિક ] સમુદાયમાં अपि પણ तदप्राप्तिः તેની (સમુદાયની) અપ્રાપ્તિ [ ને તેથી તેને આશ્રયે રહેલી લોકયાત્રા લોપ પામવાનો પ્રસંગ પ્રાપ્ત થાયછે ].

**ટીકાઃ**—બુદ્ધના મતમાં આચારભેદે હીનયાન અને મહાયાન એવા બે ભેદ છે. વિચારભેદે સૌત્રાં-

ત્રિક, વૈભાષિક, યોગાચાર અને માધ્યમિક એ ચાર ભેદ છે. બુદ્ધસૂત્રોના અંતનો(રહસ્યનો) નિર્ણય કરનારા તે સૌત્રાંતિક, તેઓ બાહ્યપદાર્થોને પરોક્ષ માનેછે. બુદ્ધના ઉપદેશમાં જે વિભાષા(વિરોધ) દેખાયછે, તે અધિકારિભેદે છે, (देशना लोकनाथानां सत्त्वाशयवशानुगा) એમ વિરોધનું શમન કરનારા તે વૈભાષિક, તેઓ બાહ્યપદાર્થોને અપરોક્ષ માનેછે. ગુરુને શંકાઓ પૂછવી તે યોગ અને ગુરુની આજ્ઞાપ્રમાણે વર્તવું તે આચાર; તે બે જેનામાં હોય તે યોગાચાર એમ બુદ્ધમતની પરિભાષા છે. યોગાચારનું અન્ય નામ ક્ષણિકવિજ્ઞાનવાદી પણ છે. તે માત્ર વિજ્ઞાનનું જ અસ્તિત્વ માનેછે. યોગનો ત્યાગ કરવાથી અધમ અને આચારનું સારીરીતે પાલન કરવાથી ઉત્તમ એમ અધમતા અને ઉત્તમતાનું જેનામાં મિશ્રણ હોય તે માધ્યમિક (મધ્યમસ્થિતિવાળા) એમ બુદ્ધમતની પરિભાષા છે. માધ્યમિકનું અન્ય નામ શૂન્યવાદી પણ છે. તે માત્ર શૂન્યનું જ અસ્તિત્વ માનેછે. પહેલા બેમતમાં બાહ્યપદાર્થોનું પરોક્ષપણું અને અપરોક્ષપણું એવો ભેદ છે ખરો, પણ તેમનામાં બાહ્યપદાર્થોના અસ્તિત્વમાં મતભેદ નથી, તેથી તે બન્ને સર્વાસ્તિત્વવાદી કહેવાયછે. તેઓ કહેછે કે સર્વપદાર્થ બાહ્ય અને આંતર ભેદથી બેપ્રકારના છે. પૃથિવીઆદિ ચારભૂતો અને રૂપાદિભૌતિક આ બાહ્યપદાર્થો છે, ને ચિત્ત અને કામાદિચૈત્ત આ આંતરપદાર્થો છે. કઠિન, સ્નેહ, ઉષ્ણ અને ચલન સ્વભાવવાળાં પૃથિવી, જલ, તેજ અને વાયુનાં પરમાણુઓ મળીને બાહ્યસમુદાય થાયછે, અને રૂપ (વિષયોસહિત ઇંદ્રિયો), વિજ્ઞાન ('હું હું' એપ્રકારનો આલયવિજ્ઞાનપ્રવાહ), વેદના (સુખાદિનો અનુભવ), સંજ્ઞા ('ગાય' 'અશ્વ' એવીરીતનું નામવિશિષ્ટ સવિકલ્પજ્ઞાન) અને સંસ્કાર (રાગ, દ્વેષ, મોહ, ધર્મ અને અધર્મ) આ પાંચ સ્કંધ મળીને સર્વવ્યવહારનો હેતુ આધ્યાત્મસમુદાય થાયછે. તેમાં વિજ્ઞાનસ્કંધ એ ચિત્ત છે, ને તે જ આત્મા છે, અને અન્ય ચાર સ્કંધો ચૈત્ત છે. એ સર્વાસ્તિત્વવાદિબૌદ્ધોનું કહેવું યોગ્ય નથી; કેમકે બૌદ્ધના મતમાં કર્તા, ભોક્તા અથવા પ્રેરક કોઇ સ્થિર ચેતન નથી. ચારભૂતોનાં પરમાણુઓ અને રૂપાદિપંચસ્કંધો જડ છે, તેથી તેઓ પોતાથી સમુદાયરૂપ થઇ શકે નહિ, એટલે પરમાણુહેતુકબાહ્યસમુદાયનો અને રૂપાદિહેતુકઆધ્યાત્મસમુદાયનો અભાવ જ રહેછે, અને સમુદાયનો અભાવ રહેવાથી તેને આશ્રયે રહેલી લોકયાત્રાના લોપનો પ્રસંગ પ્રાપ્ત થાયછે. ૧૮.

## इतरेतरप्रत्ययत्वादिति चेन्नोत्पत्तिमात्रनिमित्तत्वात् ॥ १९ ॥

**અન્વય અને અન્વયાર્થઃ—** इतरेतरप्रत्ययत्वात् [અવિદ્યાદિના] પરસ્પરમાં કારણપણાથી [સમુદાયની ઉત્પત્તિ હોવાથી લોકયાત્રાની સિદ્ધિ છે] इति એમ चेत् [જો કહો] તો [અમે કહીએછીએ કે] उत्पत्तिमात्रनिमित्तत्वात् ઉત્પત્તિમાત્રના કારણપણાથી न [તેમ સંભવે] નહિ.

**ટીકાઃ—** જોકે અમારા મતમાં ભોક્તા અથવા પ્રેરક કોઇ સ્થિર ચેતન નથી, તથાપિ અવિદ્યા(ક્ષણિકમાં સ્થિરપણાની બુદ્ધિ), સંસ્કાર(અવિદ્યાથી ઉપજતા રાગદ્વેષમોહ), વિજ્ઞાન(સંસ્કારોથી ઉપજતું ગર્ભસ્થનું પ્રથમ આલયવિજ્ઞાન), નામરૂપ(આલયવિજ્ઞાનથી ઉપજતી ગર્ભસ્થની કલલ તથા બુદ્બુદાવસ્થા), ષડાયતન(વિજ્ઞાન, પૃથિવીઆદિ ચારભૂતો ને રૂપ-ઇંદ્રિયોસહિત શરીર), સ્પર્શ(નામ, રૂપ અને ઇંદ્રિયોનો પરસ્પર સંયોગ), વેદના(સ્પર્શથી થતો સુખાદિનો અનુભવ), તૃષ્ણા(વેદનાથી થતી વિષયલાલસા), ઉપાદાન(તૃષ્ણાથી થતી પ્રવૃત્તિ), ભવ(પ્રવૃત્તિથી થતા ધર્માદિ), જાતિ(ધર્માદિથી થતો દેહજન્મ-પંચસ્કંધોનો સમુદાય), જરા(ઉપજેલા સ્કંધોનો પરિપાક), મરણ(નાશ), શોક(પ્રિયના મરણના સ્નેહથી થતો અંતર્દાહ), પરિદેવના(શોકવડે થતો વિલાપ), દુઃખ(અનિષ્ટનો અનુભવ), દુર્મનસ્તા(દુઃખવડે થતી માનસી વ્યથા) અને માનાપમાનાદિ ક્લેશ છે. આ અવિદ્યાદિક પરસ્પરમાં કારણ છે. તેમાં અવિદ્યાદિ જન્માદિકનું કારણ છે, અને જન્માદિ અવિદ્યાદિકનું કારણ છે. એવીરીતે સમુદાયની ઉત્પત્તિ હોવાથી લોકયાત્રાની સિદ્ધિ છે, એમ કહો તો અમે કહીએછીએ કે તમારા મતપ્રમાણે અવિદ્યાદિક પરસ્પરની ઉત્પત્તિનાં કારણ ભલે હોય, પણ સમુદાયની ઉત્પત્તિનું કોઇ ભોક્તારૂપ નિમિત્ત નથી, અને નિમિત્તના અભાવથી લોકયાત્રાની સિદ્ધિ થઇ શકતી નથી. ૧૯.

અવિદ્યાથી સંસ્કાર ને તેથી વિજ્ઞાન એમ પણ કાર્યની ઉત્પત્તિ થવી સંભવતી નથી એમ દર્શાવેછેઃ—

## उत्तरोत्पादे च पूर्वनिरोधात् ॥ २० ॥

અન્વય અને અન્વયાર્થઃ—च અને उत्तरोत्पादे ઉત્તરની (ઉત્તરક્ષણની) ઉત્પત્તિમાં पूर्वनिरोधात् પૂર્વના (પૂર્વક્ષણના) અભાવથી [પૂર્વક્ષણમાં ઉત્તરક્ષણનું કારણપણું સંભવતું નથી].

ટીકાઃ—'તમારા મતપ્રમાણે અવિદ્યાદિક પરસ્પરની ઉત્પત્તિનાં કારણ ભલે હોય' એમ પૂર્વે કહ્યું છે, તેસંબંધમાં વિશેષ વિચાર આ સૂત્રમાં કરેછે. ક્ષણિક પદાર્થ ક્ષણ કહેવાયછે. ઉત્તરક્ષણની ઉત્પત્તિ થાયછે, ત્યારે પૂર્વક્ષણ નાશ પામી જાયછે, એમ ક્ષણભંગવાદી માનેછે. ક્ષણભંગવાદિબૌદ્ધને મતે અવિદ્યાદિક પરસ્પરની ઉત્પત્તિમાત્રનાં પણ કારણ સંભવતાં નથી; કેમકે તેને મતે ઉત્તરક્ષણની ઉત્પત્તિકાલે પૂર્વક્ષણ વિદ્યમાન નથી, તેથી નાશ પામેલ પૂર્વક્ષણ, ઉત્તરક્ષણનું કારણ થઇ શકે નહિ. ઉત્તરક્ષણની ઉત્પત્તિપર્યંત પૂર્વક્ષણનું અસ્તિત્વ માનવામાં આવે તો ક્ષણાંતરના સંબંધના પ્રસંગથી ક્ષણિકપણાની હાનિરૂપ દોષ પ્રાપ્ત થાયછે, તેથી આ સુગત(બુદ્ધ)નું મત સમીચીન નથી. ૨૦.

## असति प्रतिज्ञोपरोधो यौगपद्यमन्यथा ॥ २१ ॥

અન્વય અને અન્વયાર્થઃ—असति [કારણના] અભાવમાં [કાર્યની ઉત્પત્તિ કહેવામાં] प्रतिज्ञोपरोधः પ્રતિજ્ઞાની હાનિ अन्यथा [અને] બીજીરીતે (ઉત્તરક્ષણની ઉત્પત્તિપર્યંત પૂર્વક્ષણની સ્થિતિમાં) यौगपद्यम् [કાર્યકારણનું] એકકાલમાં હોવાપણું [એ દોષ પ્રાપ્ત થાયછે].

ટીકાઃ—ક્ષણભંગવાદમાં પૂર્વક્ષણના અભાવગ્રસ્તપણાથી તે ઉત્તરક્ષણનો હેતુ થઇ શકે નહિ, એમ પૂર્વે કહ્યું છે. જો હેતુના અભાવમાં પણ કાર્યની ઉત્પત્તિ કહે તો 'चतुर्विधान् हेतून् प्रतीत्य चित्तचैत्ता उत्पद्यन्ते॥' (વિષય, કરણ, સહકારી-પ્રકાશાદિ-અને સંસ્કાર આ ચારપ્રકારના હેતુને પામીને ચિત્ત-રૂપાદિકોનું વિજ્ઞાન-અને ચૈત્ત-સુખાદિ-ઉત્પન્ન થાયછે) એ પ્રતિજ્ઞાની હાનિ થાયછે, અને હેતુવિનાની ઉત્પત્તિમાં અપ્રતિબંધ હોવાથી સર્વ સર્વત્ર ઉપજશે; તથા જો ઉત્તરક્ષણની ઉત્પત્તિપર્યંત પૂર્વક્ષણ રહેછે, એમ કહે તો કારણકાર્યના સહભાવની પ્રાપ્તિથી 'क्षणिकाः सर्वे संस्काराः ॥' (સર્વ પદાર્થો ક્ષણિક છે) આ પ્રતિજ્ઞાની હાનિ થાયછે. ૨૧.

'હવે બેપ્રકારના વિનાશને દૂષણ આપેછેઃ—

## प्रतिसङ्ख्याप्रतिसङ्ख्यानिरोधाप्राप्तिरविच्छेदात् ॥ २२ ॥

અન્વય અને અન્વયાર્થઃ—अविच्छेदात् [પ્રવાહના] અવિચ્છેદથી प्रतिसङ्ख्याप्रतिसङ्ख्यानिरोधाप्राप्तिः બુદ્ધિપૂર્વકનાશ અને અબુદ્ધિપૂર્વકનાશનો અસંભવ [છે].

ટીકાઃ—બૌદ્ધો બુદ્ધિપૂર્વક પદાર્થોના નાશને પ્રતિસંખ્યાનિરોધ કહેછે, અને અબુદ્ધિપૂર્વક પદાર્થોના નાશને અપ્રતિસંખ્યાનિરોધ કહેછે. ઉત્તરક્ષણ અને પૂર્વક્ષણનો જે કાર્યકારણરૂપ પ્રવાહ છે, તેનો વિચ્છેદ ન થવાથી તેમ જ પદાર્થોનો અન્વયવિનાનો નિઃસ્વરૂપ નાશ નહિ થતો હોવાને લીધે સર્વઅવસ્થામાં પ્રત્યભિજ્ઞાનના બલથી અન્વયીના અવિચ્છેદના દર્શનથી બૌદ્ધપરિકલ્પિત બંનેપ્રકારના નાશનો અસંભવ છે. ૨૨.

અવિદ્યાદિના પ્રતિસંખ્યાનિરોધમાં દોષ દેખાડેછેઃ—

## उभयथा च दोषात् ॥ २३ ॥

અન્વય અને અન્વયાર્થઃ—उभयथा બંનેપ્રકારે च પણ दोषात् દોષ હોવાથી [આ દર્શન અયથાર્થ છે].

ટીકાઃ—તે બૌદ્ધો પ્રતિસંખ્યાનિરોધ અને અપ્રતિસંખ્યાનિરોધની અંતર્ભૂત જ અવિદ્યાદિકોનો નિરોધ છે, એમ કહેછે, તે તેમનું કહેવું સંભવવિનાનું છે, કેમકે જો યમનિયમાદિસાધનસહિત સમ્યગ્જ્ઞાનથી અવિદ્યાદિકોનો નાશ થાયછે, એમ કહે તો 'હેતુવિના જ અવિદ્યાદિકોનો નાશ થાયછે, સર્વ ક્ષણસ્થાયી હોવાથી' આ તેના મતની હાનિરૂપ દોષની પ્રાપ્તિ થશે, અને જો પોતાની મેળે જ અવિદ્યાદિકોનો નાશ થાયછે, એમ કહે તો 'સર્વ દુઃખ ક્ષણિક છે' આ ભાવનાનો ઉપદેશ અનર્થક થવાનો દોષ પ્રાપ્ત થશે. આવીરીતે બંનેપ્રકારે પણ દોષની પ્રાપ્તિ હોવાથી આ દર્શન અયથાર્થ છે. ૨૩.

આકાશના અવસ્તુભાવનું નિરાકરણ કરેછેઃ—

## आकाशे चाविशेषात् ॥ २४ ॥

**અન્વય અને અન્વયાર્થઃ**—आकाशे આકાશમાં च પણ अविशेषात् [ વસ્તુપણાના જ્ઞાનના ] અવિશેષથી [ આકાશના અવસ્તુપણાનો અંગીકાર અયુક્ત છે ].

*ટીકાઃ*—સૌગતો કહેછે કે આકાશ કોઇ વસ્તુ નથી, તે તેમનું કહેવું યથાર્થ નથી, કેમકે પ્રતિસખ્યાનિરોધ અને અપ્રતિસંખ્યાનિરોધની પેઠે આકાશમાં પણ વસ્તુપણાનું જ્ઞાન સમાન છે. 'आत्मन आकाशः सम्भूतः ॥' (આત્માથી આકાશ ઉપન્યું) એ શ્રુતિ પણ આકાશના વસ્તુપણામાં પ્રમાણરૂપ છે. શબ્દ કોઇવસ્તુમાં રહેલો છે, ગુણપણાથી, ગંધાદિની પેઠે, એ અનુમાનથી પણ આકાશનું વસ્તુપણું સિદ્ધ થાયછે. સૌગતના ગ્રંથમાં પણ 'વાયુ કોને આશ્રયે રહેલો છે?' એ પ્રશ્નના ઉત્તરમાં 'આકાશને આશ્રયે રહેલો છે' એમ કહ્યું છે, એટલે આકાશનું અવસ્તુપણું તેના પોતાના ગ્રંથથી પણ વિરુદ્ધ છે. આકાશને અવસ્તુ કહી નિત્ય કહેવું એ પણ વિરુદ્ધ છે, કેમકે અવસ્તુનું નિત્યપણું અથવા અનિત્યપણું સંભવતું નથી. ધર્મીમાં વસ્તુપણું હોય તો જ તેના ધર્મનો વ્યવહાર થાય, અન્યથા થાય નહિ. માટે સૌગતોનો આકાશના અવસ્તુપણાનો અંગીકાર અયુક્ત છે. ૨૪.

આત્માના ક્ષણિકપણામાં દોષ દેખાડેછે—

## अनुस्मृतेश्च ॥ २५ ॥

**અન્વય અને અન્વયાર્થઃ**—च અને अनुस्मृतेः અનુસ્મૃતિથી (અનુભવ થયાપછી ઉપજતા સ્મરણથી) [ આત્મા ક્ષણિક નથી ].

*ટીકાઃ*—ક્ષણભંગવાદી સર્વવસ્તુના ક્ષણિકપણાસાથે આત્માના ક્ષણિકપણાને પણ કહેછે, એ તેમનું કહેવું યોગ્ય નથી; કેમકે જો આત્મા ક્ષણિક હોય તો 'જે હું પહેલાં ઘડાને જોતો હતો, તે હું હવે ઘડાનું સ્મરણ કરુંછું' એવું અનુસ્મરણ થાયછે, તે ન થવું જોઇએ, કારણ કે તેને મતે તો ઘડાને દેખનારો આત્મા નાશ પામી ગયો છે, અને અન્યપુરુષની દીઠેલી વસ્તુનું અન્યને સ્મરણ થતું નથી. જોનાર અને પછીથી સ્મરણ કરનાર આત્મા એક છે, એમ સર્વત્ર પ્રસિદ્ધ છે, એ અનુસ્મરણથી સિદ્ધ થાયછે કે આત્મા ક્ષણિક નથી. ૨૫.

અભાવથી ઉત્પત્તિ થાય નહિ એમ દેખાડેછે—

## नासतोऽदृष्टत्वात् ॥ २६ ॥

**અન્વય અને અન્વયાર્થઃ**—असतः અભાવથી न [ ભાવની ઉત્પત્તિ ] નહિ अदृष्टत्वात् [ અભાવથી ભાવની ઉત્પત્તિના ] અદૃષ્ટપણાથી.

*ટીકાઃ*—કારણના નાશથી કાર્યનો જન્મ થાયછે. જેમ નષ્ટબીજથી અંકુર ઉત્પન્ન થાયછે, નષ્ટદૂધથી દહિં ઉત્પન્ન થાયછે, અને નષ્ટમૃત્પિંડથી ઘટ ઉત્પન્ન થાયછે, તેમ અભાવથી ભાવની ઉત્પત્તિ સર્વત્ર થાયછે, એમ ક્ષણભંગવાદી માનેછે, એ તેમનું માનવું યથાર્થ નથી. અભાવથી ભાવની ઉત્પત્તિ થાય નહિ. જો અભાવથી ભાવની ઉત્પત્તિ થાય તો અભાવના અવિશેષથી અમુકકાર્યનું અમુક કારણ એવો કારણવિશેષનો અંગીકાર અનર્થક થશે. નિર્વિશેષઅભાવના સ્વીકારમાં શશશૃંગાદિથી અંકુરાદિ થવાં જોઇએ, પણ તેમ તો જોવામાં આવતું નથી. અભાવના વિશેષનો સ્વીકાર કરો તો અભાવને ભાવની પ્રાપ્તિ થશે, એટલે અભાવથી ઉત્પત્તિ થવાનું કહેવું મિથ્યા થશે. કાર્યમાં કારણનો અન્વય જોવામાં આવેછે, તેપ્રમાણે સર્વકાર્યોમાં અભાવનો અન્વય જણાવો જોઇએ, પણ તેમ તો જોવામાં આવતું નથી, પણ સર્વવસ્તુઓ પોતપોતાના ભાવવાળી જણાયછે. કારણનો નાશ થઇને કાર્ય થાયછે, એ કહેવું પણ મિથ્યા છે; કેમકે સુવર્ણનો નાશ થયાવિના કટકાદિ અલંકાર થાયછે. બીજાદિનો નાશ થઇ અંકુરાદિ થતાં નથી, પણ બીજાદિના અવયવોવડે અંકુરાદિ થાયછે. માટે અભાવથી ભાવની ઉત્પત્તિ કહેવી સર્વથા અયુક્ત છે. ૨૬.

અભાવથી ઉત્પત્તિ માનવામાં અન્યઅતિપ્રસંગને કહેછે—

## उदासीनानामपि चैवं सिद्धिः ॥ २७ ॥

**અન્વય અને અન્વયાર્થઃ**—**च** અને **एवं** એમ (અભાવથી ભાવની ઉત્પત્તિ) [હોય તો] **उदासीनानाम्** પ્રયત્નરહિતોને **अपि** પણ **सिद्धिः** [અભિમતની] સિદ્ધિ [થવી જોઇએ].

**ટીકાઃ**—જો અભાવથી ભાવની ઉત્પત્તિ થાય તો અભાવના સુલભપણાથી પ્રયત્નરહિતપુરુષોને પણ વાંછિતપદાર્થોની સિદ્ધિ થવી જોઇએ. ખેતીના યત્નવિના જ ખેડુતને અન્ન મળવું જોઇએ, મૃત્તિકાના સસ્કારાદિયત્નવિના જ કુંભારને ઘટાદિપાત્રો મળવાં જોઇએ, અને વણવાનો યત્ન કર્યાવિના જ વણકરને વસ્ત્ર મળવાં જોઇએ. સ્વર્ગ તથા મોક્ષને માટે પણ કોઇએ કોઇપ્રકારનો યત્ન ન કરવો જોઇએ. આ સર્વ અયુક્ત છે, એમ સર્વ સમજી શકે એમ છે, તેથી અભાવથી ભાવની ઉત્પત્તિનો સ્વીકાર યુક્તિરહિત છે. ૨૭.

ક્ષણિકવિજ્ઞાનવાદી બૌદ્ધ માનેછે કે વિજ્ઞાનથી ભિન્ન કોઇપણ ઘટપટાદિ બાહ્ય પદાર્થ નથી. જેમ સ્વપ્નમાં બાહ્યવસ્તુવિના જ સર્વવ્યવહાર વિજ્ઞાનમાત્રથી થાયછે, તેમ જાગ્રત્માં પણ પ્રમાણપ્રમેયાદિ સર્વવ્યવહાર વિજ્ઞાનમાત્રથી થાયછે. એ મતનું નિરાકરણ કરવા ભગવાન્ સૂત્રકાર પાંચસૂત્રોવાળું નીચેનું ઉપલબ્ધ્યધિકરણ રચેછેઃ—

### ૫. ઉપલબ્ધ્યધિકરણ.

## नाभाव उपलब्धेः ॥ २८ ॥

**અન્વય અને અન્વયાર્થઃ**—**उपलब्धेः** [બાહ્યપદાર્થોના પ્રત્યક્ષ]જ્ઞાનથી **अभावः** [તેમનો] અભાવ **न** [સંભવતો] નથી.

**ટીકાઃ**—'આ ઘટ' 'આ પટ' એવીરીતે બાહ્યપદાર્થોનું પ્રસક્ષજ્ઞાન થાયછે, તેથી તેમનો અભાવ સંભવતો નથી. પદાર્થોને પ્રત્યક્ષ જોતા છતા કહેવુ કે 'હું પદાર્થોને જોતો નથી' તે ભોજન કરી તૃપ્ત થયાપછી 'હું જમ્યો નથી, અને તૃપ્ત થયો નથી' એમ કહેવાસમાન છે. કેવલ જ્ઞાન જ અનુભવાયછે, એમ કહો તોપણ બાહ્યવિષયવિના જ્ઞાન વિષય કોને કરે? પોતે પોતાને વિષય કરેછે, એમ કહો તો તે કથન અગ્નિ પોતાને બાળેછે, તે કથનજેવું છે પદાર્થો અંતર છતાં બહિર્વત્ પ્રતીત થાયછે, એમ કહો તો બહિર્વત્માંનો 'વત્'શબ્દ બાહ્યપદાર્થોનું અસ્તિત્વ સૂચવેછે, અભાવવાળા પદાર્થમાં 'વત્' શબ્દનો પ્રયોગ થતો નથી; 'વિષ્ણુમિત્ર વધ્યાપુત્રજેવો શોભેછે', એમ કોણ કહેછે? તમે કહો કે બાહ્યપદાર્થનો સભવ ન હોવાથી 'બહારના જેવા' એમ કહીએછીએ, તો અમે કહીએછીએ કે સંભવઅસંભવ પ્રમાણાધીન છે. જે પદાર્થો પ્રત્યક્ષપ્રમાણથી જણાયછે, તે જણાતા નથી, એમ કહેવું એ જ અસંભવ છે. ૨૮.

જાગ્રત્નું વિજ્ઞાન સ્વપ્નાદિના વિજ્ઞાનની પેઠે બાહ્યપદાર્થના આલબનવિનાનું છે, એવું જે બૌદ્ધોનું અનુમાન છે, તેમાં દૂષણ બતાવેછેઃ—

## वैधर्म्याच्च न स्वप्नादिवत् ॥ २९ ॥

**અન્વય અને અન્વયાર્થઃ**—**च** અને **वैधर्म्यात्** વિધર્મપણાથી **स्वप्नादिवत्** સ્વપ્નાદિની પેઠે [જાગ્રતનું વિજ્ઞાન બાહ્યપદાર્થના આલમ્બનવિનાનું] **न** નથી.

**ટીકાઃ**—જેમ બાહ્યપદાર્થવિના જ સ્વપ્નમાં જ્ઞાન થાયછે, તેમ જાગ્રત્માં પણ બાહ્યપદાર્થવિના જ જ્ઞાન થાયછે, એમ કહેવું યોગ્ય નથી; કેમકે સ્વપ્નના પદાર્થનું અને જાગ્રત્ના પદાર્થનું બાધઅબાધરૂપ વિધર્મપણુ છે. પુરુષ જ્યારે જાગ્રત્ થાયછે, ત્યારે સ્વપ્નદૃષ્ટપદાર્થનો બાધ થાયછે, અને જાગ્રત્ને વિષે દેખેલા ઘટાદિપદાર્થોનો વ્યવહારદશામાં કદીપણ બાધ થતો નથી. શ્રુતિપ્રમાણથી પરમાર્થદશામાં ઘટાદિપદાર્થો જે જાગ્રત્માં જોવામાં આવેછે, તેનો બાધ થાયછે, એમ કહો તો અમારા સિદ્ધાંતની પ્રાપ્તિ થવાથી તમારા સિદ્ધાંતની હાનિ થાયછે. ૨૯.

વાસનાની વિચિત્રતાથી બહાર નાનાપ્રકારના પદાર્થો જણાયછે, એમ ક્ષણિકવિજ્ઞાનવાદી માનેછે, તેમાં દૂષણ બતાવેછે —

## न भावोऽनुपलब्धेः ॥ ३० ॥

**અન્વય અને અન્વયાર્થઃ**—**अनुपलब्धेः** [ બાહ્યવસ્તુના ] જ્ઞાનના અભાવથી **भावः** [વાસનાની ] ઉત્પત્તિ **न** [ થતી ] નથી.

**ટીકાઃ**—બાહ્યવસ્તુવિના જ વાસનાની વિચિત્રતાથી ઘટપટાદિજ્ઞાનની વિચિત્રતા છે. એમ કહેવું પણ યોગ્ય નથી; કેમકે તમારા મતમાં બાહ્યવસ્તુ ન હોવાથી તેના જ્ઞાનનો અભાવ છે, ને તેથી જ્ઞાનના સંસ્કારરૂપ વાસનાની ઉત્પત્તિ થતી નથી. વળી વાસના એ સંસ્કારવિશેષ છે, અને સંસ્કારો આશ્રયવિના રહી શકતા નથી; તમારા મતમાં કોઇ વાસનાનો આશ્રય નથી, તેથી પણ વાસનાની સત્તા સંભવી શકતી નથી. ૩૦.

આલયવિજ્ઞાનને વાસનાનો આશ્રય કહો તો તે સંભવે નહિ એમ દર્શાવેછે—

## क्षणिकत्वाच्च ॥ ३१ ॥

**અન્વય અને અન્વયાર્થઃ**—**च** અને **क्षणिकत्वात्** [ આલયવિજ્ઞાનના ] ક્ષણિકપણાથી [ તે વાસનાનો આશ્રય થઇ શકતું નથી ].

**ટીકાઃ**—'હું' 'હું' એવીરીતના આલયવિજ્ઞાનને વાસનાનો આશ્રય કહો તો તે સંભવિત નથી; કેમકે 'આ ઘટ' 'આ પટ' એ પ્રવૃત્તિવિજ્ઞાનની પેઠે આલયવિજ્ઞાનનું પણ ક્ષણિકપણું હોવાથી તે આલયવિજ્ઞાન વાસનાનો આશ્રય થઇ શકતું નથી. આલયવિજ્ઞાન અને વાસનાની સાથે ઉત્પત્તિ હોવાથી તેઓમાં આશ્રય-આશ્રયિભાવ કેમ સંભવે? કદાચ આલયવિજ્ઞાનની પૂર્વક્ષણે ઉત્પત્તિ માની વાસનાની ઉત્તરક્ષણે ઉત્પત્તિ માનો તો તમારા ક્ષણિકવાદની હાનિ થાયછે. શૂન્યવાદીનો મત તો સર્વપ્રમાણથી વિરુદ્ધ છે, અર્થાત્ જ્ઞાન અને પદાર્થ બન્નેનો અભાવ કોઇપ્રમાણથી સિદ્ધ થતો નથી, માટે તે મતનું નિરાકરણ કરવાનું પ્રયોજન રહેતું નથી, તેથી સૂત્રકારભગવાને તેના નિરાકરણમાટે પૃથક્ સૂત્ર રચ્યું નથી. ૩૧.

સુગતમતના અસંગતપણાનો ઉપસંહાર કરેછે.—

## सर्वथाऽनुपपत्तेश्च ॥ ३२ ॥

**અન્વય અને અન્વયાર્થઃ**—**च** અને **सर्वथा** સર્વપ્રકારે **अनुपपत्तेः** અસંગત હોવાથી [ સુગતમત આદરકરવાયોગ્ય નથી ].

**ટીકાઃ**—વધારે કહેવાથી શું? સર્વપ્રકારવડે જેમ જેમ આ સુગતમતની પરીક્ષા કરીએછીએ તેમ તેમ રેતીના કૂવાની પેઠે તે વિદીર્ણ થાયછે, અને તેમાં કાંઇ સંગતિ જોવામાં આવતી નથી, તેથી આ સુગતમત યુક્તિરહિત છે, માટે કલ્યાણની ઇચ્છાવાળા પુરુષે તે સુગતમત આદરકરવાયોગ્ય નથી. ૩૨.

બૌદ્ધમતનું નિરાકરણ કરીને હવે દિગંબરમતનું નિરાકરણ કરવા ભગવાન્ સૂત્રકાર ચારસૂત્રોવાળું નીચેનું એકસ્મિન્નસંભવાધિકરણ રચેછે—

### ૬. એકસ્મિન્નસંભવાધિકરણ.

## नैकस्मिन्नसंभवात् ॥ ३३ ॥

**અન્વય અને અન્વયાર્થઃ**—**एकस्मिन्** એકમાં (એકપદાર્થમાં) **असंभवात्** [ એકકાલે બહુવિરુદ્ધધર્મોના ] અસંભવથી **न** [ જૈનમત યથાર્થ ] નથી.

**ટીકાઃ**—દિગંબરો જીવ, અજીવ, આસ્રવ, સંવર, નિર્જર, બંધ અને મોક્ષ એ સાતપદાર્થોને માનેછે. જીવ અને અજીવ એ અનુક્રમે ભોક્તા તથા ભોગ્ય છે. ઇંદ્રિયોની વિષયાભિમુખપણે પ્રવૃત્તિ તે આસ્રવ, એ પ્રવૃત્તિનો નિરોધ કરનાર જે યમનિયમાદિ તે સંવર, પાપનો નાશ કરનાર જે તપ્તશિલારોહણાદિ તપ તે નિર્જર, કર્મ તે બંધ અને કર્મપાશનો નાશ થયે સતે અલોકાકાશમાં પેઠેલાનું સર્વદા ઊર્ધ્વગમન અથવા સિદ્ધશિલાપર સ્થિતિ તે મોક્ષ કહેવાયછે. સંક્ષેપમાં જીવ તથા અજીવ એમ બે પદાર્થ માની બીજાઓનો તેમાં સમાવેશ પણ તેઓ કરેછે; વળી તેઓ પ્રકારાંતરે જીવાસ્તિકાય, પુદ્‌ગલાસ્તિકાય (પરમાણુસંઘકાયા), ધર્માસ્તિકાય (શાસ્ત્રીયપ્રવૃત્તિના હેતુભૂત સંસ્કાર), અધર્માસ્તિકાય (ઊર્ધ્વગમનશીલજીવની દેહમાં સ્થિતિ

અને આકાશાસ્તિકાય (આવરણનો અભાવ) એમ પાંચ અસ્તિકાય(પદાર્થ)ને પણ સ્વીકારેછે. નિત્યમુક્ત (અર્હન્આદિ), સાંપ્રતમુક્ત ને બદ્ધ એમ ત્રણપ્રકારના જીવો છે. ચાર ભૂતો અને સ્થાવરજંગમ એ છ પુદ્ગલાસ્તિકાયના ભેદ છે. આકાશાસ્તિકાયના બે ભેદ છે, લોકાકાશ અને અલોકાકાશ; લોકાકાશમાં સાંસારિક જીવો રહેછે, અને અલોકાકાશમાં મુક્તજીવો રહેછે. ચારપ્રકારનાં ઘાતિકર્મો અને ચારપ્રકારનાં અઘાતિકર્મો મળીને આઠપ્રકારનાં કર્મો તે બંધ કહેવાયછે. જ્ઞાનાવરણીય, દર્શનાવરણીય, મોહનીય અને આંતર્ય એ ઘાતિકર્મનાં નામો છે. તત્ત્વજ્ઞાનથી મુક્તિ નથી, એવું જ્ઞાન તે જ્ઞાનાવરણીયકર્મ, આર્હતતંત્ર(જૈનશાસ્ત્ર)ના શ્રવણથી મુક્તિ નથી એવું જ્ઞાન તે દર્શનાવરણીયકર્મ, ઘણા દર્શનકારોએ પરસ્પર વિરુદ્ધ દેખાડેલા મોક્ષમાર્ગમાં વિશેષનો અનિશ્ચય તે મોહનીયકર્મ, અને મોક્ષમાર્ગની પ્રવૃત્તિમાં વિઘ્ન કરનાર તે આંતર્યકર્મ કહેવાયછે. એ ચાર શ્રેયનાં હણનાર હોવાથી ઘાતિકર્મો કહેવાયછે. વેદનીય, નામિક, ગોત્રિક અને આયુષ્ક એ ચાર અઘાતિકર્મો છે. 'મને તત્ત્વ જણાયેલું છે,' એવું અભિમાન તે વેદનીયકર્મ, 'અમુકનામવાળો હું છું' એવું અભિમાન તે નામિકકર્મ, 'હું આર્હતના શિષ્યવંશમાં પ્રવેશ પામેલો છું' એવું અભિમાન તે ગોત્રિકકર્મ, અને શરીરની સ્થિતિમાટેનું કર્મ તે આયુષ્કકર્મ છે. એ આઠ કર્મો જન્માદિદ્વારા પુરુષને બાંધેછે, માટે બંધ કહેવાયછે. એ સર્વ તેમના તંત્રના સંકેતમાત્રથી પરિકલ્પિત છે. સર્વપદાર્થોમાં તેઓ નીચેના સપ્તભંગીનયનામના ન્યાયને યોજેછે. स्यादस्ति (કોઇપ્રકારે છે), स्यान्नास्ति (કોઇપ્રકારે નથી), स्यादस्ति च नास्ति च (કોઇપ્રકારે છે, અને નથી), स्यादवक्तव्यः (કોઇપ્રકારે અવક્તવ્ય છે), स्यादस्ति चावक्तव्यश्च (કોઇપ્રકારે છે, અને અવક્તવ્ય છે), स्यान्नास्ति चावक्तव्यश्च (કોઇપ્રકારે નથી, અને અવક્તવ્ય છે) અને स्यादस्ति च नास्ति चावक्तव्यश्च (કોઇપ્રકારે છે, અને નથી, તથા અવક્તવ્ય છે) એ સપ્તભંગીનય (સાતવિભાગવાળો ન્યાય) છે. ઘટાદિવસ્તુનું તે તે રૂપે અસ્તિત્વ કહેવાની ઇચ્છામાં પ્રથમ ભંગ યોજાયછે, તે વસ્તુનો પ્રાપ્તપણારૂપે નિષેધ કહી પ્રવૃત્તિના અસ્તિત્વને કહેવાની ઇચ્છામાં બીજો ભંગ યોજાયછે, ક્રમવડે ઉભયને કહેવાની ઇચ્છામાં ત્રીજો ભંગ યોજાયછે, એકકાલે બંનેને કહેવાની ઇચ્છામાં, 'છે, નથી' એવા બેશબ્દનું એકવેલાએ કહેવાનું અશક્યપણું હોવાથી, ચોથો ભંગ યોજાયછે, પહેલા અને ચોથા ભંગને કહેવાની ઇચ્છામાં પાંચમો ભંગ યોજાયછે, બીજા અને ચોથા ભગને કહેવાની ઇચ્છામાં છઠ્ઠો ભંગ યોજાયછે, અને ત્રીજા અને ચોથા ભંગને કહેવાની ઇચ્છામાં સાતમો ભગ યોજાયછે. એકપણા અને નિત્યપણા આદિમાં પણ આ સપ્તભગીનયને તેઓ જોડેછે, અને કહેછે કે વસ્તુના એકરૂપપણામાં પ્રાપ્તિત્યાગાદિનો વ્યવહાર સંભવી શકતો નથી, માટે વસ્તુનું અનેકપણું માનવું ઉચિત છે. એ સપ્તભંગીનયને કહેનારો દિગંબરમત (તપા તથા ઢુંઢકાદિનો પણ આમાં જ સમાવેશ જાણવો) યથાર્થ નથી; કેમકે એકધર્મીમાં એકકાલે શીતોષ્ણની પેઠે સત્અસત્ત્વાદિવિરુદ્ધધર્મોનો સમાવેશ સંભવતો નથી. જે છે તે સર્વદા સર્વત્ર છે જ, જેમ બ્રહ્માત્મા. એમ હોય તો તેની પ્રાપ્તિમાટે યત્ન નહિ સભવે એવી શકા કરવી નહિ; કેમકે અપ્રાપ્તિની ભ્રાંતિવડે યત્નનો સભવ છે. જે નથી તે નથી જ, જેમ સસલાનાં શિંગડાંઆદિ. પ્રપચ તો ઉભયથી વિલક્ષણ છે, એટલે એકાંતવાદ જ યુક્ત છે, અનેકાંતવાદ યુક્ત નથી. વસ્તુના અન્યઆકારને અસત્ કહો તો તેમ કહેવાથી જ વસ્તુનું સ્વૈકરૂપપણું સિદ્ધ થાયછે. દૂરના ગ્રામની પ્રાપ્તિના અભાવમાં પણ ગ્રામનો અસંભવ નથી, જો અસંભવ માનશો તો પ્રાપ્યના અસત્પણામાં પ્રાપ્તિના યત્નનો અસંભવ થશે, માટે વ્યવહારાનુસાર પ્રપંચનું એકરૂપપણું જ આસ્થાકરવાયોગ્ય છે, જે આ જીવાદિસાતપદાર્થો નિર્ધારણ કર્યા છે, તે એટલા જ અને એવાપ્રકારના જ છે કે બીજીરીતે છે? એટલા જ અને એવાપ્રકારના જ કહો તો તેમાં વ્યભિચારદોષની પ્રાપ્તિ થાયછે, ને બીજીરીતે પણ છે, એમ કહો તો તે અનિર્ધારિતજ્ઞાન સંશયજ્ઞાનની પેઠે અપ્રમાણ જ ઠરશે. 'વસ્તુમાત્ર બહુરૂપ છે' એવીરીતનું નિશ્ચિતજ્ઞાન ઉપજે તે સંશયની પેઠે અપ્રમાણરૂપ નથી, એમ કહો તો અમે કહીએછીએ કે તમે સર્વવસ્તુનું નિરંકુશબહુરૂપપણું સ્વીકારોછો, તેથી તમારો નિશ્ચય પણ અનિશ્ચયમાં ગણવાયોગ્ય છે; કેમકે નિશ્ચયમાં પણ 'स्यादस्ति स्यान्नास्ति' ઇત્યાદિવિકલ્પોની પ્રાપ્તિ થવાથી તે નિશ્ચયનું પણ અનિશ્ચયપણું જ થશે. એવીરીતે નિશ્ચય કરનારનું અને નિશ્ચયફલનું એકપ્રકારે હોવાપણું અને એકપ્રકારે નહિ હોવાપણું છે, તેથી ઉપદેશ અને નિષ્કંપપ્રવૃત્તિ એ બને સભવી શકશે નહિ. ફલની નિશ્ચયતા હોય તો જ તેના સાધનના અનુષ્ઠાનમાટે સર્વે લોક વ્યાકુલતાવિના પ્રવર્તેછે, અન્યથા પ્રવર્તતા નથી, તેથી અનિર્ધારિતઅર્થને કહેનારાં શાસ્ત્ર સાધનકોટિમાં ગણવાયો-

ગ્ય છે, સિદ્ધકોટિમાં ગણવાયોગ્ય નથી. અનેકાંતવાદમાં અસ્તિકાયની પાંચ એ સંખ્યા પણ કહી શકાય નહિ, કેમકે સ્યાદ્‌વાદમાં નિશ્ચિતવાતને સ્વીકાર નથી; વળી એ સર્વપદાર્થોના અવાચ્યપણાનો પક્ષ પણ અસંભવયુક્ત છે; કેમકે અવાચ્ય (અવક્તવ્ય) હોય તે બોલી શકાય નહિ, વક્તવ્ય અને અવક્તવ્ય એ બંને પરસ્પરમાં વિરુદ્ધ છે, ઉચ્ચારિત થાય ત્યારે પણ નિશ્ચિત અને અનિશ્ચિત એવા બેપ્રકારના પક્ષ સ્થાપિત થાયછે. અવધારણનું ફલ સમ્યક્‌જ્ઞાન તે પણ 'છે અને નથી' એ બેપક્ષથી ગ્રસ્ત છે, અને તેનાથી વિપરીત અસમ્યક્‌જ્ઞાન તે પૂર્વોક્ત બેપક્ષથી ગ્રસ્ત છે. સ્વર્ગ અને મોક્ષનાં પણ બીજાભંગપ્રમાણે અભાવ તથા અનિત્યતા સ્થાપિત થાયછે, તેથી તેમની પ્રાપ્તિમાટે પ્રવૃત્તિનો અસંભવ થાયછે, ને અનાદિસિદ્ધજીવાદિના તથા તમારા શાસ્ત્રમાં કહેલા સ્વભાવોના પણ અયથાવત્‌પણાનો પ્રસંગ પ્રાપ્ત થાયછે. એવીરીતે જીવાદિ પદાર્થોરૂપ એકધર્મીમાં સત્‌પણું તથા અસત્‌પણું એવા બે વિરુદ્ધધર્મોનો અસંભવ છે, સત્‌પણાના એકધર્મમાં અસત્‌પણારૂપધર્માંતરનો અભાવ પ્રસિદ્ધ છે, તેમ અસત્‌પણામાં સત્‌પણું પણ અસંગત છે. પૂર્વોક્તકથનવડે એક-અનેક, નિત્યઅનિત્ય, અને વ્યતિરિક્તઅવ્યતિરિક્ત એ આદિ અનેકાંતોના સ્વીકારનું નિરાકરણ પણ થઇ ગયું છે, એમ જાણવું. પુદ્‌ગલસંજ્ઞાવાળાં પરમાણુઓથી સમૂહ ઉપજેછે, એવી દિગંબરોની કલ્પનાનું ખંડન પૂર્વે અણુવાદના નિરાકરણવડે થઇ ગયું છે, માટે અત્ર તેનો વિસ્તાર કરતા નથી. ૩૩.

જીવના દેહપરિમાણપણામાં દોષ દર્શાવેછેઃ—

## एवं चाऽऽत्माकात्स्न्र्यम् ॥ ३४ ॥

**અન્વય અને અન્વયાર્થઃ—च અને एवं** [જેમ એકધર્મીમાં વિરુદ્ધધર્મના અસંભવરૂપ દોષ स्याद्‌वादમાં છે] તેમ आत्माकात्स्न्र्यम् જીવના મધ્યમપરિમાણપણારૂપ [બીજો દોષ પણ તેમાં છે].

**ટીકાઃ—**જેમ એકધર્મીમાં વિરુદ્ધધર્મના અસંભવરૂપ દોષ સ્યાદ્‌વાદમાં છે, તેમ જીવાત્માના મધ્યમપરિમાણરૂપ અન્ય દોષ પણ તેમાં છે. દિગંબરો શરીરના પરિમાણજેવડું જીવનું પરિમાણ માનેછે, જો શરીરના પરિમાણજેવડો જીવ છે, તો તે જીવ પરિચ્છિન્ન હોવાથી ઘટાદિની પેઠે અનિત્ય થશે. વળી શરીરના અનવસ્થિતપરિમાણપણાથી મનુષ્યજીવ મનુષ્યના શરીરના પરિમાણરૂપ થઇ પુનઃ કોઇ કર્મવિપાકવડે હાથીના જન્મને પ્રાપ્ત થાય તો સમગ્રહસ્તિશરીરમાં વ્યાપી શકશે નહિ એટલે તે શરીરનો કેટલોક ભાગ નિર્જીવ રહેશે, અને કીડીના જન્મને પ્રાપ્ત થાય તો સમગ્રકીડીશરીરમાં સમાઇ શકશે નહિ, એટલે તે શરીરથી બહાર પણ જીવ રહેશે. નાનાબાલકનો જીવ તેના શરીરપ્રમાણે છે, તે બાલક જ્યારે યુવાવસ્થાને પામી સ્થૂલ થશે, ત્યારે તે શરીરનો કેટલોક ભાગ નિર્જીવ રહેશે. જેમ દીવાના અવયવોનો ઘડામાં સંકોચ અને ઘરમાં વિકાસ થાયછે, તેમ જીવના અવયવોનો નાનાશરીરમાં સંકોચ અને મોટાશરીરમાં વિકાસ થાયછે, એમ કહો તો અમે પૂછીએછીએ કે જીવના અવયવો ભિન્નદેશમાં રહેલા છે કે એકદેશમાં રહેલા છે? જો ભિન્નદેશમાં રહેલા છે એમ કહો તો જેમ ઘડાની બહારના દીપના અવયવો નાશ પામેછે, તેમ નાનાશરીરમાં જીવનો પ્રવેશ થાયછે, ત્યારે તેના વધારાના બીજા અવયવો નાશ પામેછે, એમ કહેવું પડશે, ને તેથી તે વિકારી જીવ નાશવાન્ ઠરશે. અવયવોનો નાશ નથી થતો પણ તે સંકોચ પામેછે, એમ કહો તો ઘટમાં સંકોચ પામેલા દીપના અવયવોથી જેમ ઘટમાં ઊષ્મા તથા પ્રકાશ વધેછે, તેમ મોટાશરીરકરતાં નાનાશરીરમાં જીવનું પ્રાબલ્ય વિશેષ જોઇએ, પણ તેમ તો જોવામાં આવતું નથી, માટે તે કથન પણ અસંભવદોષવાળું છે. જીવના અનંત અવયવો એકદેશમાં રહેલા છે, એમ કહો તો સર્વેઅવયવોના સ્થૂલપણાની અસિદ્ધિથી જીવને અણુપરિમાણની પ્રાપ્તિ થઇ તમારો મધ્યમપરિમાણપક્ષ નિવૃત્ત થઇ જશે; વળી શરીરજેવડા પરિચ્છિન્ન જીવના અવયવોનું અનંતપણું કલ્પવું એ પણ અયુક્ત છે. ૩૪.

મોટાશરીરની પ્રાપ્તિના સમયમાં જીવના કેટલાક આગમાપાયી અવયવો વૃદ્ધિ પામેછે, અને અલ્પશરીરની પ્રાપ્તિના સમયમાં તેવા કેટલાક અવયવો ક્ષય પામેછે, એમ જો જૈનમતવાળા કહે તો તેનું ઉત્તર આપેછેઃ—

## न च पर्यायादप्यविरोधो विकारादिभ्यः ॥ ३५ ॥

**અન્વય અને અન્વયાર્થઃ**—च અને **विकारादिभ्यः** વિકારઆદિ[ દોષ ]થી **पर्यायात्** પર્યાયથી ( ક્રમવડે અવયવોના આગમ તથા અપાયથી ) अपि પણ **अविरोधः** [ દેહપરિમાણપણાનો ] અવિરોધ [ સાધવો ] न [ શક્ય ] નથી.

ટીકાઃ—વિકારાદિદોષના પ્રસગથી ક્રમવડે અવયવોના આગમ તથા અપાયથી પણ જીવનુ મધ્યમપરિમાણપણુ અવિરોધવડે સિદ્ધ કરવુ અશક્ય છે અવયવોના આવવા અને જવાવડે નિરતર વૃદ્ધિ પામતા તથા ક્ષીણ થતા જીવનુ વિક્રિયાવાળાપણુ અપરિહાર્ય છે, અને વિકારિપણામા ચર્માદિની પેઠે અનિત્યપણાની પ્રાપ્તિ થવાથી બધમોક્ષનો સ્વીકાર બાધ પામેછે, વળી અન્ય આવનારા તથા જનારા અવયવોના આગમાપાયિધર્મવાળાપણાથી શરીરાદિની પેઠે તેમનુ અનિત્યપણુ છે, અને અવશિષ્ટ કૂટસ્થઅવયવના નિરૂપણની અશક્યતા હોવાથી આત્મજ્ઞાનના અભાવથી મુક્તિ સિદ્ધ થઇ શકતી નથી. જીવના આવનારા અવયવો ક્યાથી પ્રાદુર્ભાવ પામેછે? અને જીવના જનારા અવયવો ક્યા લય પામેછે? એ પણ તમારે દર્શાવવુ જોઇએ જીવનું અભૌતિકપણુ હોવાથી ભૂતોમાથી તે પ્રાદુર્ભાવ પામેછે, અને ભૂતોમા તે લય પામેછે, એમ તમારાથી કહી શકાય તેમ નથી. પ્રમાણના અભાવથી જીવોના અવયવોનો કોઇ અન્ય સાધારણ અથવા અસાધારણ આધાર પણ નિરૂપણ કરાય એમ નથી આવનારા અને જનારા અવયવોના અનિયતપરિમાણપણાથી આત્માનું સ્થિરતરરૂપ અને નિર્દિષ્ટ પરિમાણ પણ રહ્યુ નહિ જીવના એ અવયવોમાં શુ પ્રત્યેક અવયવ ચૈતન્યરૂપ છે? અથવા તેનો સમૂહ ચૈતન્યરૂપ છે? પ્રત્યેક અવયવ ચૈતન્યરૂપ છે, એમ કહો તો એકશરીરમા ઘણા ચૈતન્યો થવાથી બધાના એકઅભિપ્રાયપણાના અનિયમપણાથી પરસ્પરના વિરોધને લીધે શરીરનો નાશ થશે. સમૂહને ચૈતન્યરૂપ કહો તો હાથીના શરીરને કીડીના શરીરની પ્રાપ્તિ થયે કીડીના શરીરમા બધા અવયવોનો પ્રવેશ નહિ થઇ શકે, ને માત્ર બે ત્રણ અવયવોનો પ્રવેશ થવાથી પૂરી ચેતનતા પ્રાપ્ત નહિ થાય પૂર્વોક્તદોષોને લીધે આત્માના અવયવોનુ આવવુ તથા જવુ એ સ્વીકારી શકાય એવુ નથી.

અથવા આ સૂત્રનો નીચેપ્રમાણે અન્ય અર્થ જાણવો —

પૂર્વસૂત્રમા દેહપરિમાણઆત્માને નાનામોટા શરીરની પ્રાપ્તિથી અકૃત્સ્નપણાના દોષની પ્રાપ્તિ અને તેથી અનિત્યપણાની પ્રાપ્તિ કહી છે, એ અનિત્યતાના દોષની નિવૃત્તિમાટે જૈન કદી એમ કહે કે બૌદ્ધમતના સ્રોતઃસતાન( અહબુદ્ધિના અવિચ્છેદના પ્રવાહ )ની પેઠે અમારા મતનો આત્મા નિત્ય છે, તો તેના ઉત્તરમાટે આ સૂત્રનું ઉત્થાન જાણવુ જેને તમે સતાન કહોછો તે અવસ્તુ છે કે વસ્તુ છે? અવસ્તુ કહો તો શૂન્યવાદનો પ્રસગ આવેછે, અને વસ્તુ કહો તો આત્માને વિકારાદિદોષનો પ્રસગ આવેછે. એ કારણથી જૈનમત અસગત છે ૩૫.

જે સ્થૂલ અથવા સૂક્ષ્મ દેહને ગ્રહણ કરેછે, તે દેહપરિમાણ જ જીવ છે, એવીરીતના નિયમમા દોષ દર્શાવેછે —

## अन्त्यावस्थितेश्चोभयनित्यत्वादविशेषः ॥ ३६ ॥

**અન્વય અને અન્વયાર્થઃ**—च અને **अन्त्यावस्थितेः** અંત્યના ( મોક્ષાવસ્થાના ) [ જીવપરિમાણના ] નિત્યપણાવડે **उभयनित्यत्वात्** ઉભયના ( આદ્યના તથા મધ્યમના ) નિત્યપણાથી **अविशेषः** સમાન [ પ્રસગ છે, નાનામોટાશરીરાંતરની પ્રાપ્તિનો અસભવ છે ]

ટીકાઃ—મોક્ષાવસ્થામાં થનારુ જીવનુ પરિમાણ નિત્ય છે, એમ જૈનમતવાળા માનેછે, તેમના તે સ્વીકારથી જીવનાં આદ્ય તથા મધ્યમ પરિમાણને પણ નિત્યપણાનો પ્રસગ પ્રાપ્ત થાયછે, તેથી ત્રણે નિત્યપરિમાણોનું સમાનપણુ છે, કેમકે વિરુદ્ધપરિમાણનો એકત્ર યોગ થઇ શકે નહિ એમ થવાથી એક નિત્યપરિમાણવાળા જીવને નાનામોટાપરિમાણવાળા શરીરાતરોની પ્રાપ્તિનો અસભવ સિદ્ધ થાયછે. તમે કહો કે અમે તો વ્યવહારનયથી જીવના રૂપાતર માનીયેછીએ, પણ નિશ્ચયનયથી માનતા નથી, નિશ્ચયનયથી તો

જીવ અવિકારી જ છે. તો અમે પૂછીએછીએ કે તે વ્યવહારનય કલ્પિત છે કે સત્ય છે? જો કલ્પિત કહો તો તે મિથ્યા હોવાથી તમારા સિદ્ધાંતની હાનિ થઈ વેદાંતસિદ્ધાંત સિદ્ધ થાયછે. જો સત્ય કહો તો તેની નિશ્ચયનયથી એકતા થઇ જવાથી બે નય માનવા એ નિરર્થક છે. મોક્ષકાલમાં અલોકાકાશમાં રહેલા જે મુક્તજીવનું તમે નિત્ય પરિમાણ કહોછો તે પરિમાણ કેવું છે? અણુજેવું છે કે મહાન્ છે? અણુજેવું કહો તો તેમાં તમારા કલ્પેલા જ્ઞાનાદિ અનંતગુણો રહી શકશે નહિ, તથા તેના એવા પરિમાણથી પરમાણુની પેઠે તે વિનાશી થશે. મહાન્ કહો તો તેની સિદ્ધશિલામાં જ સ્થિતિ કહેવી અયુક્ત છે. મુક્તાત્માની અલોકાકાશમાં સ્થિતિ કહેવાથી તે અલોકાકાશની મુક્તાત્માથી વિશેષ સૂક્ષ્મતા તથા વ્યાપકતા સિદ્ધ થવાથી તે મુક્તપુરુષો અંતિમસ્થિતિને પ્રાપ્ત થયા નથી, એમ પણ તમારે સ્વીકારવું પડશે. ઇત્યાદિ અનેકદોષોથી ગ્રસ્ત હોવાથી મુમુક્ષુને આ જૈનમત પણ સૌગતમતની પેઠે આદરકરવાયોગ્ય નથી. ૩૬.

લુંચિતકેશના મતનું નિરાકરણ કરીને ઈશ્વરને કેવલ નિમિત્તકારણરૂપ માનનારા જટાધારિશૈવમતનું તથા તેવા જ અન્યમતોનું નિરાકરણ કરવા ભગવાન્ સૂત્રકાર પાંચસૂત્રોવાળું નીચેનું પાશુપતાધિકરણ રચેછેઃ—

### ૭. પાશુપતાધિકરણ.

## पत्युरसामञ्जस्यात् ॥ ३७ ॥

**અન્વય અને અન્વયાર્થઃ**—असामञ्जस्यात् વિષમકારિપણાથી पत्युः ઈશ્વરનું [ જગત્કારણપણું સંભવી શકતું નથી ].

*ટીકાઃ*—ઈશ્વર આ જગતનું માત્ર નિમિત્તકારણ છે, એવી વેદબાહ્યકલ્પના અનેકપ્રકારની છે. શૈવ, પાશુપત, કારુણિકસિદ્ધાંતી ને કાપાલિક એ ચારપ્રકારના માહેશ્વરો કાર્ય (મહદાદિક), કારણ (પ્રધાન અને ઈશ્વર), યોગ (સમાધિ), વિધિ (ત્રિકાલસ્નાનાદિ) ને દુઃખાંત (મોક્ષ) એ પાંચ પદાર્થો પશુપતિએ (ઈશ્વરે) પશુ(જીવ)ના પાશ(બંધ)ના નાશમાટે ઉપદેશ કરેલા છે, એમ માનેછે, અને પશુપતિરૂપ ઈશ્વર આ જગતનું નિમિત્તકારણ છે, એમ કહેછે; યોગમતવાળા પ્રધાન, પુરુષ અને ઈશ્વરને પરસ્પરથી વિલક્ષણ માની પ્રધાનપુરુષના અધિષ્ઠાતા ઈશ્વર આ જગતનું કેવલ નિમિત્તકારણ છે, એમ કહેછે. અને વૈશેષિકઆદિ કેટલાક અન્ય પણ ઈશ્વરને કેવલ નિમિત્તકારણરૂપે માનેછે. તે તેમનું માનવું યથાર્થ નથી, કેમકે હીન, મધ્યમ અને ઉત્તમ પ્રાણિઓના ભેદને કરનાર ઈશ્વરને રાગદ્વેષાદિદોષનો પ્રસગ પ્રાપ્ત થવાથી તેને પ્રાકૃતકર્તાની પેઠે અનીશ્વરતાનો પ્રસંગ પ્રાપ્ત થશે. જે વિષમકારી છે તે દોષવાન્ છે, આ વ્યાપ્તિ લોકમાં પ્રસિદ્ધ છે. જીવોનાં કર્માનુસાર ઈશ્વર સૃષ્ટિ કરેછે, તેથી તેમને વિષે વિષમકારિપણાની પ્રાપ્તિ થતી નથી, એમ કહો તો અમે કહીએછીએ કે કર્મ જડ હોવાથી તેમાં પ્રેરકતા સંભવતી નથી. ઈશ્વરે પ્રેરેલું કર્મ ઈશ્વરને પ્રેરેછે, એમ કહો તો અન્યોન્યાશ્રયદોષ પ્રાપ્ત થાયછે; વળી નૈયાયિકો પ્રવર્તકપણાના હેતુ દોષો માનેછે, તેથી ઈશ્વરમાં પ્રવર્તકપણું માનવાથી તેમના મતાનુસાર જ તેમાં સ્વાર્થ તથા રાગાદિદોષોની પ્રાપ્તિ થાયછે. યોગવાળા ઈશ્વરને ઉદાસીન માની તેને સૃષ્ટિના પ્રવર્તક માનેછે, તેમાં વ્યાઘાતદોષ પ્રાપ્ત થાયછે. ૩૭.

પ્રધાનવાદમાં દોષાંતર કહેછેઃ—

## सम्वन्धानुपपत्तेश्च ॥ ३८ ॥

**અન્વય અને અન્વયાર્થઃ**—च અને सम्वन्धानुपपत्तेः સંબંધની અનુપપત્તિથી [ ઈશ્વરમાં પ્રેરકતા સંભવતી નથી ].

*ટીકાઃ*—પ્રધાન તથા પુરુષથી ભિન્ન ઈશ્વર સંયોગસમવાયાદિસંબંધવિના પ્રધાનપુરુષને પ્રેરણા કરી શકે નહિ. તેમાં પ્રધાન, પુરુષ અને ઈશ્વર આ ત્રણેનો સંયોગસંબંધ થઇ શકે નહિ; કેમકે આ ત્રણે સર્વવ્યાપક અને નિરવયવ છે; તથા તેમનો સમવાયસંબંધ પણ થઇ શકતો નથી; કેમકે તેમનો આશ્રયાશ્રયિભાવ નથી; તેમ જ કાર્યકારણભાવના અદ્યાપિ અસિદ્ધપણાથી અન્ય કોઇ કાર્યગમ્યસંબંધ કલ્પી શકાતો નથી. વેદાંતમતે તો માયા અને બ્રહ્મના અનિર્વાચ્યતાદાત્મ્યસંબંધવડે પરમાત્મામાં પ્રેરકતા સંભવી શકેછે. જ્ઞાન

જન્ય છે, મનવિનાનાને જ્ઞાનનો સંભવ નથી, તેથી મનરહિતઈશ્વરના નિત્યજ્ઞાનની કલ્પનાને અનવકાશ છે. પ્રધાનની પેઠે પરમાણુઓની સાથે પણ નિરવયવ ઈશ્વરના સંયોગાદિનો અસંભવ હોવાથી ઈશ્વરમાં પ્રેરકતાનો અભાવ છે; કદાચ બલાત્કારે પ્રેરકતા માનવામાં આવે તો ઈશ્વરમાં રાગાદિદોષની પ્રાપ્તિ થાયછે. ૩૮.

## अधिष्ठानानुपपत्तेश्च ॥ ३९ ॥

**અન્વય અને અન્વયાર્થઃ**—च અને अधिष्ठानानुपपत्तेः [ ઈશ્વરના ] અધિષ્ઠાનની અસિદ્ધિથી [ તાર્કિકપરિકલ્પિત ઈશ્વરની અસિદ્ધિ છે ].

**ટીકાઃ**—જેમ મૃત્તિકાદિકને લઇને કુંભાર ઘડો કરવાને પ્રવર્ત થાયછે, તેમ ઈશ્વર પણ પ્રધાનાદિકોને લઇને પ્રવર્ત થાયછે, એમ તાર્કિક માનેછે, તે તેમનું માનવું યોગ્ય નથી; કેમકે મૃત્તિકાદિથી વિલક્ષણ રૂપાદિહીન અપ્રત્યક્ષ પ્રધાનાદિકને લઇને ઈશ્વર પ્રવર્ત થઇ શકતા નથી. ૩૯.

ચક્ષુરાદિમાં વ્યભિચારની આશંકા કરીને તેનો નિષેધ કરેછેઃ—

## करणवच्चेन्न भोगादिभ्यः ॥ ४० ॥

**અન્વય અને અન્વયાર્થઃ**—करणवत् [ ચક્ષુરાદિ ]કરણની પેઠે [ ઈશ્વર પ્રવૃત્ત થાયછે ] चेत् [ એમ કહો ] તો न [ તે સંભવે ] નહિ भोगादिभ्यः ભોગાદિથી.

**ટીકાઃ**—જેમ રૂપાદિહીન અપ્રત્યક્ષ ચક્ષુરાદિકરણને ગ્રહણ કરીને પુરુષ પ્રવૃત્ત થાયછે, તેમ પ્રધાનાદિકને ગ્રહણ કરીને ઈશ્વર પ્રવૃત્ત થાયછે, એમ કહો તો તે તમારુ કથન સંભવતું નથી; કેમકે ભોગાદિ( ભોગ-સુખદુઃખાનુભવ, 'આદિ'પદથી વિષયાનુભવ )ના દર્શનથી પુરુષનું કરણસમૂહપ્રતિ અધિષ્ઠાતાપણું જણાયછે, પણ અહિં ( ઈશ્વરમાં ) ભોગાદિ જોવામાં આવતા નથી; અને ચક્ષુરાદિકરણના સમાન પ્રધાનાદિકને માનશો તો સંસારિપુરુષની પેઠે ઈશ્વરને પણ ભોગાદિકનો પ્રસંગ પ્રાપ્ત થશે.

અથવા ૩૯ અને ૪૦ એ બેસૂત્રોનું વ્યાખ્યાન નીચેપ્રમાણે જાણવું:—

લોકમાં શરીરરૂપ અધિષ્ઠાનવાળો દેશનો ઈશ્વર રાજા જોવામાં આવેછે, તે દૃષ્ટાંતાનુસાર ઈશ્વરને પણ ઇંદ્રિયોના આધારભૂત કોઇ શરીર કહેલું જોઇએ, પણ તે તમારાથી કહી શકાય તેમ નથી; કેમકે શરીરની ઉત્પત્તિ સૃષ્ટિની ઉત્પત્તિની પછી થાયછે, સૃષ્ટિની ઉત્પત્તિની પહેલાં શરીરસ્થિતિનો અસંભવ છે. શરીરવિનાના ઈશ્વર છે, એમ કહો તો તેવા ઈશ્વરનું પ્રવર્તકપણું સંભવતું નથી.

ઈશ્વરનું સૃષ્ટિની પૂર્વે સ્વેચ્છાનિર્મિત શરીર પણ કલ્પી શકાતું નથી; કેમકે સશરીરપણામાં સંસારિજીવોની પેઠે ઈશ્વરને પણ ભોગાદિનો પ્રસંગ પ્રાપ્ત થવાથી ઈશ્વરને પણ અનીશ્વરપણાની પ્રાપ્તિ થાયછે. ૪૦.

શુષ્કતર્કવડે તાર્કિકોએ કલ્પેલા ઈશ્વરના નિત્યપણાનો અને સર્વજ્ઞપણાનો નિર્ણય પણ સંભવતો નથી, એમ દર્શાવેછેઃ-

## अन्तवत्त्वमसर्वज्ञता वा ॥ ४१ ॥

**અન્વય અને અન્વયાર્થઃ**—अन्तवत्त्वम् [ ઈશ્વરનું ] અંતવાળાપણું वा અથવા असर्वज्ञता અસર્વજ્ઞપણું [ થવાથી તાર્કિકપરિકલ્પિત ઈશ્વરકારણવાદ અસંગત છે ].

**ટીકાઃ**—ઈશ્વર સર્વજ્ઞ અને અનંત છે, તથા પ્રધાન અને પુરુષ અનંત છે, એમ તાર્કિકો કહેછે. તે સંબંધમાં અમે તેમને પૂછીએછીએ કે ઈશ્વર પોતાની તથા પ્રધાનપુરુષની સંખ્યાને વા પરિમાણને જાણેછે વા નહિ? જો જાણેછે એમ કહે તો જેમ લોકમાં સંખ્યાપરિમાણવાળા ઘટાદિ પદાર્થ અનિત્ય છે, તેમ પ્રધાન, પુરુષ અને ઈશ્વર એ ત્રણે અનિત્ય થશે, અને જો નથી જાણતા એમ કહે તો ઈશ્વર સર્વજ્ઞ નથી, એમ સિદ્ધ થશે. એવીરીતે તાર્કિકપરિકલ્પિત ઈશ્વરકારણવાદ અસંગત છે. ૪૧.

**પાંચરાત્ર**મતને અનુસરનારા બ્રહ્મથી જીવોની ઉત્પત્તિને તથા જીવોથી અંતઃકરણોની ઉત્પત્તિને કહેછે. તેના મતનું નિરાકરણ કરવા ભગવાન્ સૂત્રકાર ચારસૂત્રોવાળું નીચેનું **પાંચરાત્રાધિકરણ** રચેછેઃ—

### ८. પાંચરાત્રાધિકરણ.

## उत्पत्त्यसम्भवात् ॥ ४२ ॥

**અન્વય અને અન્વયાર્થઃ**—उत्पत्त्यसम्भवात् [જીવની] ઉત્પત્તિના અસંભવથી [પાંચરાત્ર–ભાગવત–મતની એ કલ્પના અયુક્ત છે].

**ટીકાઃ**—એક જ ભગવાન્‌વાસુદેવ નિરંજન, જ્ઞાનસ્વરૂપ, પરમાર્થતત્ત્વ છે; તે વાસુદેવવ્યૂહ, સંકર્ષણવ્યૂહ, પ્રદ્યુમ્નવ્યૂહ અને અનિરુદ્ધવ્યૂહ આ ચતુર્વ્યૂહરૂપ કરીને સ્થિત છે; વાસુદેવ પરમાત્મા છે, સંકર્ષણ જીવ છે, પ્રદ્યુમ્ન મન છે, અને અનિરુદ્ધ અહંકાર છે; તેમાં વાસુદેવ પરા પ્રકૃતિ છે, અને સંકર્ષણાદિ કાર્ય છે; વાસુદેવથી સંકર્ષણ ઉત્પન્ન થાયછે, સંકર્ષણથી પ્રદ્યુમ્ન ઉત્પન્ન થાયછે, અને પ્રદ્યુમ્નથી અનિરુદ્ધ ઉત્પન્ન થાયછે; એ ચતુર્વ્યૂહરૂપ પરમેશ્વરને અભિગમન (મન, વાણી અને શરીરના અવધાનપૂર્વક દેવતાગૃહગમન), ઉપાદાન (પૂજાદ્રવ્યને સંપાદન કરવું), ઇજ્યા (પૂજા), સ્વાધ્યાય (અષ્ટાક્ષરાદિનો જપ) અને યોગ (ધ્યાન) એ સાધનોવડે આયુપ્પર્યંત પૂજીને પુરુષ ક્ષીણક્લેશ થઇને ભગવતને જ પામેછે, એમ ભાગવતો માનેછે. તેમાં વાસુદેવપરમાત્માથી સંકર્ષણજીવની ઉત્પત્તિનું કથન અસંભવદોષવાળું છે. જો જીવોની ઉત્પત્તિ માનવામાં આવે તો તે ઉત્પત્તિવાળા જીવો ઘટાદિની પેઠે અનિત્ય થશે, ને તે અનિત્ય થવાથી તેને ભગવત્પ્રાપ્તિરૂપ મોક્ષ નહિ થાય, તેથી જીવની ઉત્પત્તિની કલ્પના અસંગત છે. ૪૨.

જીવની ઉત્પત્તિનું નિરાકરણ કરીને હવે જીવથી મનની ઉત્પત્તિનું નિરાકરણ કરેછેઃ—

## न च कर्तुः करणम् ॥ ४३ ॥

**અન્વય અને અન્વયાર્થઃ**—च જેથી कर्तुः કર્તાથી करणम् કરણની [ઉત્પત્તિ] न [જોવામાં આવતી] નથી [તેથી એ કલ્પના અસંગત છે].

**ટીકાઃ**—સંકર્ષણસંજ્ઞાવાળા જીવરૂપ કર્તાથી પ્રદ્યુમ્નસંજ્ઞાવાળું મનરૂપ કરણ ઉત્પન્ન થાયછે, અને પ્રદ્યુમ્નસંજ્ઞાવાળા મનથી અનિરુદ્ધસંજ્ઞાવાળો અહંકાર ઉત્પન્ન થાયછે, એમ ભાગવતો કહેછે, તે સમીચીન નથી; કેમકે લોકમાં દેવદત્તાદિકર્તાથી કુઠારાદિકરણની ઉત્પત્તિ જોવામાં આવતી નથી. પૂર્વપક્ષી જો એમ કહે કે દેવદત્ત પોતે કુઠારને બનાવીને તેવડે વૃક્ષને છેદેછે, એમ લોકમાં જોવામાં આવેછે, માટે અમારી કલ્પના અસંગત નથી, તો અમે કહીએછીએ કે દેવદત્ત પોતાના હાથથી કુઠારને બનાવી છેદનક્રિયા કરેછે, પણ જીવને કોઇ કરણ નથી, તેથી તે મનને ઉપજાવી શકે નહિ; કરણવિના જ કર્તાપણું સ્વીકારશો તો મનને વ્યર્થપણાની પ્રાપ્તિ થશેઃ વળી જીવથી મનની ઉત્પત્તિ કહેનારી કોઇ શ્રુતિ પણ નથી, તેથી તમારી તે કલ્પના અસંગત છે. ૪૩.

ચતુર્વ્યૂહની કલ્પનામાં દોષ દર્શાવેછેઃ—

## विज्ञानादिभावे वा तदप्रतिषेधः ॥ ४४ ॥

**અન્વય અને અન્વયાર્થઃ**—विज्ञानादिभावे વિજ્ઞાનાદિના ભાવમાં वा પણ तदप्रतिषेधः તેનું (ઉત્પત્તિના અસંભવનું) અનિવારણ [છે].

**ટીકાઃ**—સંકર્ષણાદિને જીવાદિભાવે નહિ સ્વીકારીને તે ચારેને (વાસુદેવ, સંકર્ષણ, પ્રદ્યુમ્ન ને અનિરુદ્ધને) વિજ્ઞાન, ઐશ્વર્ય, શક્તિ (આંતરસામર્થ્ય), બલ (શરીરસામર્થ્ય), શૌર્ય ને તેજ એ ઐશ્વર્યોથી યુક્ત નિર્દોષ નિરધિષ્ઠાન વાસુદેવરૂપે માનીએછીએ, તેથી યથાવર્ણિત ઉત્પત્તિનો અસંભવ નથી, એમ પૂર્વપક્ષી કહે તો અમે કહીએછીએ કે પ્રકારાંતરે તે ઉત્પત્તિનો અસંભવ રહે જ છે, નિવારણ થતો નથી. એક ઈશ્વરથી કાર્યસિદ્ધિ હોવાથી તુલ્યધર્મવાળા વાસુદેવાદિ ચાર ઈશ્વરો માનવા નિરર્થક છે, અને એક વાસુદેવ પરમાર્થતત્ત્વ છે, એ તમારા સિદ્ધાંતની પણ હાનિ થાયછે. ચારઈશ્વરોમાં તમારે મતે કાંઇ ન્યૂનાધિકતા નથી, તેથી વાસુદેવાદિમાંથી સંકર્ષણાદિની ઉત્પત્તિ કહેવી અયુક્ત છે. બ્રહ્માથી આરંભી સ્તંબપર્યંત સમસ્ત જગત્ ભગવદ્વ્યૂહ છે, એમ શાસ્ત્રોમાં દર્શાવેલું હોવાથી ભગવદ્વ્યૂહની સંખ્યા ચાર કહેવી એ પણ યુક્તિની બહાર છે. ૪૪.

જીવોત્પત્તિવાદ ઉપેક્ષાકરવાયોગ્ય છે, એમ દર્શાવે છે —

## विप्रतिषेधाच्च ॥ ४५ ॥

**અન્વય અને અન્વયાર્થઃ**—च અને विप्रतिषेधात् વિરુદ્ધકથનથી [ જીવની ઉત્પત્તિની કલ્પના અસગત છે ]

***ટીકા:***—આ શાસ્ત્રમા, આત્મા જ ગુણ અને ગુણી છે, પ્રદ્યુમ્ન અને અનિરુદ્ધ આત્માથી ભિન્ન છે, જ્ઞાન, ઐશ્વર્ય, શક્તિ, બલ, વીર્ય અને તેજ એ ગુણો છે, વાસુદેવાદિ ચારે આત્મા છે, અને તેઓ જ્ઞાનાદિ રૂપ છે, ઇત્યાદિ અનેક પરસ્પર વિરુદ્ધ કથન છે, વળી 'શાંડિલ્યઋષિ ચારેવેદોને વિષે કલ્યાણને નહિ જોઇને આ શાસ્ત્રને ભણતા હવા' ઇત્યાદિ વેદનિંદા પણ જોવામા આવેછે, તેથી જીવની ઉત્પત્તિઆદિની કલ્પના અસગત છે ૪૫

**ઇતિ શ્રીવેદાંતદર્શનની તાત્પર્યદીપિકાનામની ગૂજરાતીભાષાની ટીકામાં અવિરોધનામના બીજાઅધ્યાયનો સાંખ્યાદિમતોના અસારપણાનું પ્રદર્શન એ નામનો બીજો પાદ સમાપ્ત. ૨.**





## ૩. અથ પંચમહાભૂતસંબંધિશ્રુતિઓના અને જીવસંબંધિશ્રુતિઓના પરસ્પરના વિરોધનો પરિહાર એ નામનો બીજાઅધ્યાયનો ત્રીજો પાદ.

તૈત્તિરીયઉપનિષદ્‌માં આકાશવાયુની ઉત્પત્તિ કહી છે, અને છાંદોગ્યમાં કહી નથી. વાજસનેયિશાખાવાળા જીવ અને પ્રાણોની ઉત્પત્તિ માનેછે, અને અથર્વવેદવાળા પ્રાણની ઉત્પત્તિ માનેછે. એવીરીતે ઉપનિષદોમાં ઉત્પત્તિની શ્રુતિઓનો પરસ્પરમાં વિરોધ છે, તે દૂર કરી સર્વવેદાંતગત સૃષ્ટિશ્રુતિઓના અર્થના નિર્મલપણામાટે આ ત્રીજાપાદનો આરંભ થાયછે. તેમાં પ્રથમ આકાશની ઉત્પત્તિ નહિ માનનાર એકદેશીના મતમા દૂષણ બતાવી આકાશની ઉત્પત્તિ કહેવા ભગવાન્ સૂત્રકાર નીચેનુ સાતસૂત્રોવાળુ વિયદધિકરણ રચેછેઃ—

### ૧. વિયદધિકરણ.

પૂર્વપક્ષઃ— **न वियदश्रुतेः ॥ १ ॥**

**અન્વય અને અન્વયાર્થઃ—अश्रुतेः** અશ્રુતિથી (ઉત્પત્તિ કહેનારી શ્રુતિના અભાવથી) **वियत्** આકાશ **न** [ ઉત્પન્ન થતું ] નથી.

**ટીકાઃ**—'तत्तेजोऽसृजत ॥' (તે બ્રહ્મ તેજને સર્જતુ હતું) એ શ્રીછાંદોગ્યઉપનિષદ્‌ની શ્રુતિમાં તેજની ઉત્પત્તિ સાંભળવામાં આવેછે, આગળ ચાલતાં જલ અને પૃથિવીની ઉત્પત્તિનું પણ શ્રવણ થાયછે, કિંતુ તે ઉત્પત્તિપ્રકરણમાં આકાશની ઉત્પત્તિનું શ્રવણ થતું નથી. અતીંદ્રિયપદાર્થના વિજ્ઞાનમાં આપણને શ્રુતિ પ્રમાણ છે, અને અહિં આકાશની ઉત્પત્તિનું પ્રતિપાદન કરનારી શ્રુતિ નથી, તેથી આકાશની ઉત્પત્તિ થતી નથી, એમ સિદ્ધ થાયછે; એમ એકદેશી કિંવા કોઇ પૂર્વપક્ષી કહેછે. ૧.

એકદેશીપ્રતિ કિંવા પૂર્વપક્ષિપ્રતિ અન્ય પૂર્વપક્ષી શ્રુતિઓનો વિરોધ દેખાડી તેમનું અપ્રમાણપણું દર્શાવેછેઃ—

**अस्ति तु ॥ २ ॥**

**અન્વય અને અન્વયાર્થઃ—तु** પણ **अस्ति** [ અન્યશ્રુતિમાં આકાશની ઉત્પત્તિ ] છે [ તેથી શ્રુતિઓમાં પરસ્પર વિરોધ છે].

**ટીકાઃ**—તુશબ્દ પક્ષાંતરના ગ્રહણમાટે છે. જો છાંદોગ્યમાં આકાશની ઉત્પત્તિને કહેનારી શ્રુતિ ન હોય તો ભલે ન હો, પરંતુ તૈત્તિરીયોપનિષદ્‌માં 'तस्माद्वा एतस्मादात्मन आकाशः सम्भूतः ॥' (તે આ આત્માથી આકાશ ઉપજ્યુ) એ શ્રુતિ આકાશની ઉત્પત્તિ કહેછે. એવીરીતે શ્રુત્યંતરમાં આકાશની ઉત્પત્તિનું કથન હોવાથી શ્રુતિઓનો પરસ્પર વિરોધ છે. છાંદોગ્યમાં પ્રથમોત્પત્તિ તેજની કહી છે, અને તૈત્તિરીયમાં પ્રથમોત્પત્તિ આકાશની કહી છે; બન્નેમાં પ્રથમોત્પત્તિપણાનુ કથન હોવાથી એક સ્રષ્ટા બન્નેને પ્રથમ ઉત્પન્ન કરી શકે નહિ, તેથી તે શ્રુતિઓની એકવાક્યતા પણ થઇ શકતી નથી, અર્થાત્ શ્રુતિઓમાં પરસ્પર વિરોધ પ્રતીત થાયછે, માટે તેમનું પ્રમાણપણું નથી. ૨.

વેદાંતનો એકદેશી પૂર્વોક્તવિરોધનું કણાદના મતનો આશ્રય લઇ સમાધાન કરેછેઃ—

**गौण्यसम्भवात् ॥ ३ ॥**

**અન્વય અને અન્વયાર્થઃ—असम्भवात्** [ આકાશની ઉત્પત્તિનો ] અસંભવ હોવાથી **गौणी** [ આકાશની ઉત્પત્તિ કહેનારી શ્રુતિ ] ગૌણી [ છે].

**ટીકા:**—સમવાયી, અસમવાયી ને નિમિત્ત એ ત્રણ કારણ હોય ત્યારે કોઇપણ કાર્યની ઉત્પત્તિ થાય-છે. આકાશનાં પરમાણુઓ ન હોવાથી આકાશના સમવાયિકારણનો અભાવ છે; સમવાયિકારણ હોય તો જ કારણદ્રવ્યના સંયોગરૂપ અસમવાયિકારણનો સંભવ થાય, પણ અહિં સમવાયિકારણનો અભાવ છે, તેથી અ-સમવાયિકારણનો પણ અભાવ છે; તે બન્નેકારણના અભાવથી નિમિત્તકારણનો તો દૂરથી જ અભાવ છે. એવીરીતે ઉત્પત્તિની સામગ્રીના અભાવથી આકાશની ઉત્પત્તિનો અસંભવ છે. વળી વ્યાપક આકાશ પ્રલય-કાલમાં મૂર્તદ્રવ્યના પરમાણુઓના આશ્રયરૂપે રહેછે, તેથી તેના પ્રાગભાવનો અભાવ છે, તે કારણથી પણ તેની ઉત્પત્તિનો અસંભવ છે, માટે આકાશની ઉત્પત્તિ કહેનારી શ્રુતિ ગૌણી છે. ૩.

કેવલ તર્કથી જ આકાશની અનુત્પત્તિ છે, એમ નહિ, પણ શ્રુતિથી પણ આકાશની અનુત્પત્તિ છે, એમ દર્શાવેછેઃ—

## शब्दाच्च ॥ ४ ॥

**અન્વય અને અન્વયાર્થ:—शब्दात्** શ્રુતિથી **च** પણ [આકાશની અનુત્પત્તિ સિદ્ધ થાયછે].

**ટીકા:**—'वायुश्चान्तरिक्षं चैतदमृतम् ॥' (વાયુ અને આકાશ આ અમૃત છે) એ શ્રુતિમાં આકાશને અમૃત કહેલું છે, અમૃત નામ નિત્યનું છે, નિત્યની ઉત્પત્તિ થતી નથી, અને 'आकाशशरीरं ब्रह्म ॥' (આ-કાશરૂપશરીરવાળું બ્રહ્મ છે) એ શ્રુતિથી પણ આકાશ અનાદિ છે, એમ જણાયછે. આકાશની ઉત્પત્તિ હોય તો આકાશ બ્રહ્મનું વિશેષણ થઇ શકે નહિ. નીલોત્પલમાં નીલ જેમ ઉત્પલનું વિશેષણ છે, તેમ આકાશ પણ બ્રહ્મનું વિશેષણ છે. આકાશવિશેષણદ્વારા જાણવામાં આવેછે કે બ્રહ્મની અને આકાશની નિ-ત્યતા સમાન છે. ૪.

એક જ સંભૂતશબ્દ આકાશમાં ગૌણ અને તેજમાં મુખ્ય કેમ છે? એમ શંકા થાય તો એ શંકાનું ઉત્તર તે એકદેશી આપેછેઃ—

## स्याच्चैकस्य ब्रह्मशब्दवत् ॥ ५ ॥

**અન્વય અને અન્વયાર્થ:—ब्रह्मशब्दवत्** બ્રહ્મશબ્દની પેઠે **एकस्य** એક[ **સંભૂત**શબ્દ ]નો **च** પણ **स्यात्** [ વિષયવિશેષથી ગૌણ અને મુખ્ય પ્રયોગ ] છે.

**ટીકા:**—જેમ એક બ્રહ્મપ્રકરણમાં 'अन्नं ब्रह्म ॥' 'आनंदो ब्रह्म ॥' આ બેવાક્યોવડે અન્નને તથા આનંદને બ્રહ્મ કહેલ છે, ત્યાં યોગ્યતાના બલથી અન્નમાં બ્રહ્મશબ્દ ગૌણ છે, અને આનંદમાં મુખ્ય છે, તેમ જ એક જ સંભૂત શબ્દ ( तस्माद्वा एतस्मादात्मन आकाशः सम्भूतः ॥ એ પ્રકરણમાં આકાશમાં વર્તમાનને આ-ગળ ચાલતાં તેજાદિમાં અનુવર્તમાન સંભૂત શબ્દ ) યોગ્યતાના બલથી આકાશમાં ગૌણ છે, અને તેજમાં મુખ્ય છે. આકાશને નિત્ય માનશો તો 'एकमेवाद्वितीयम् ॥' આ પ્રતિજ્ઞા કેમ સમર્થિત થશે? અને બ્રહ્મના વિ-જ્ઞાનથી સર્વનું વિજ્ઞાન થાયછે, એ પ્રતિજ્ઞાનું પણ બ્રહ્મ સદ્વિતીય થવાથી કેમ સંરક્ષણ થઇ શકશે? એમ કહો તો અમે કહીએછીએ કે 'एकमेव' ( એક જ ) એ શબ્દવડે કાર્યરૂપદ્વિતીયનો પ્રાગવસ્થામાં અભાવ નિશ્ચય કરેલો છે, પણ બ્રહ્મની સાથે તે કાલે રહેનાર આકાશનો અભાવ નિશ્ચય કરાયેલો નથી. જેમ લોકમાં કોઇ મનુષ્ય કુંભારના ઘરમાં આગલે દિવસે મૃત્તિકા, દંડ અને ચાકડાઆદિને જોઇને પછી બીજે દિવસે ત્યાં નાનાપ્રકારનાં ઘટાદિપાત્રોને પ્રસારેલાં જોઇને કહેછે કે કાલ તો અહિં એકલી મૃત્તિકા જ હતી, ત્યાં તેનો અભિપ્રાય આગલે દિવસે મૃત્તિકાનાં કાર્યો ન હતાં એટલો જ છે, પણ દંડચક્રાદિ ન હતાં એમ નથી, તેમ અહિં પણ જાણવું. 'अद्वितीयम्' એ શબ્દ અન્યઅધિષ્ઠાતાનું નિવારણ કરેછે, અર્થાત્ જગત્‌નું ઉપાદાનકારણ અને નિમિત્તકારણ ભિન્ન નથી, પણ એક બ્રહ્મ જ છે, એમ દર્શાવેછે. નભની સ્થિતિવડે બ્ર-હ્મને સદ્વિતીયપણું પ્રાપ્ત થતું નથી. લક્ષણના અન્યપણાવડે નાનાપણું થાયછે, પણ ઉત્પત્તિની પહેલાં બ્રહ્મ અને આકાશના લક્ષણનું અન્યપણું નથી. દૂધ અને જલ જેમ મિશ્રિત થઇને સમાનધર્મવાળાં થઇ જાયછે, તેમ બ્રહ્મ અને આકાશમાં પણ તે કાલે વ્યાપિપણું અને અમૂર્તપણું એ આદિ ધર્મો સમાન છે. સૃષ્ટિકાલમાં

બ્રહ્મ જગતને ઉત્પન્ન કરવાને યત્ન કરેછે, અને આકાશ નિશ્ચય રહેછે, તેથી તેનું ભિન્નપણું નિશ્ચય કરાય-છે. એવીરીતે બ્રહ્મ અને આકાશના અભેદની ગૌણપણે સિદ્ધિ હોવાથી બ્રહ્મના વિજ્ઞાનવડે સર્વનું વિજ્ઞાન સિદ્ધ થઇ શકેછે. બ્રહ્મ અને તેનાં કાર્યોથી આકાશનું અભિન્નદેશકાલપણું છે, તેથી બ્રહ્મ અને તેનાં કાર્યોના જ્ઞાનસાથે આકાશનું જ્ઞાન પણ થાયછે. જેમ દૂધથી ભરેલા ઘડામાં કેટલાંએક જલબિંદુઓ નાંખ્યાં હોય તે-મનું ગ્રહણ દૂધના ગ્રહણથી થાયછે, તેમ બ્રહ્મના ગ્રહણથી આકાશનું પણ ગ્રહણ થાયછે. ૫.

એવીરીતે આકાશની અનુત્પત્તિમાં સર્વશ્રુતિઓનો અવિરોધ છે, એમ એકદેશીનો સિદ્ધાંત પ્રાપ્ત થતાં તેમાં મુખ્યસિદ્ધાંતી દૂષણ દર્શાવેછે —

## સિદ્ધાંતઃ— प्रतिज्ञाहानिरव्यतिरेकाच्छब्देभ्यः ॥ ६ ॥

**અન્વય અને અન્વયાર્થઃ—अव्यतिरेकात्** [ કાર્યકારણના ] અભેદથી **शब्देभ्यः** [ અને ] શ્રુતિઓથી [ પણ ] **प्रतिज्ञाहानिः** પ્રતિજ્ઞાની અહાનિ [ છે ].

ટીકાઃ—'आत्मनि खल्वरे दृष्टे श्रुते मते विज्ञात इदं सर्वं विदितम् ॥' (અરે! નિશ્ચય આત્મા દષ્ટ, શ્રુત, મત અને વિજ્ઞાત થયે આ સર્વ વિદિત થાયછે) ઇત્યાદિશ્રુતિઓની પ્રતિજ્ઞા છે કે એક કારણરૂપ-આત્માના જાણવાથી કાર્યરૂપ સર્વ જગત્ જાણવામાં આવેછે, અને 'ऐतदात्म्यमिदं सर्वम् ॥' (આત્માના ભાવવાળુ આ સર્વ છે) ઇત્યાદિશ્રુતિઓવડે પણ એ પ્રતિજ્ઞાની સિદ્ધિ જણાયછે. જો સર્વજગતને બ્ર-હ્મથી અભિન્ન માને તો આ પ્રતિજ્ઞાની હાનિ ન થાય, અને જો આકાશને બ્રહ્મનું કાર્ય ન માને તો બ્રહ્મના જ્ઞાનથી આકાશનું જ્ઞાન નહિ થશે, ને તેથી પ્રતિજ્ઞાની હાનિ થશે, અને પ્રતિજ્ઞાની હાનિવડે વેદને અપ્રમાણ-પણાની પ્રાપ્તિ થશે, જેમ કરવું આસ્તિકને ઉચિત નથી. 'तस्माद्वा एतस्मादात्मन आकाशः सम्भूतः। आकाशाद्वायुः।वायोरग्निः॥' (તે આ આત્માથી આકાશ ઉપજ્યું, આકાશથી વાયુ, અને વાયુથી અગ્નિ) એ તૈત્તિરીય-શ્રુતિમાં આકાશની ઉત્પત્તિ પ્રથમ કહી છે, તેનો અન્યથા અર્થ થઇ શકે તેમ નથી, ને 'तत्तेजोऽसृजत॥' એ છાંદોગ્યની શ્રુતિનો तदाकाशं वायुं च सृष्ट्वा 'तत्तेजोऽसृजत ॥' (તે આકાશને અને વાયુને સૃજીને તેજને સૃજતું હવું) એમ અન્ય અર્થ થઇ શકે એમ છે, તેથી તેજની ઉત્પત્તિ કહેનારી શ્રુતિ આકાશની ઉત્પત્તિ કહેનારી શ્રુતિનું વારણ કરી શકતી નથી. એકકર્તા એકકાલે તેજ અને આકાશને પ્રથમ સૃજી શકે નહિ એમ શંકા કરવી તે પણ શ્રુતિનું તાત્પર્ય જાણ્યાવિનાની છે; કેમકે શ્રુતિમાં એકકાલે તે બન્નેને સૃજવાનો ભાવ નથી, પણ ક્રમપૂર્વક છે. એકકર્તા પણ ક્રમે કરીને અનેકદ્રવ્યને સૃજી શકેછે, એ વાર્તા લોકપ્રસિદ્ધ છે. જ્યાં બેશ્રુતિઓમાં વિરોધ પ્રતીત થતો હોય ત્યાં યુક્તિથી એકવાક્યતાનો નિર્ણય કરવો જોઇએ. અહિં યુક્તિથી વિચાર કરતાં તેજથી વાયુની અને વાયુથી આકાશની ( અવકાશની નહિ, પણ વાયુના ઉપાદાનકા-રણરૂપ સૂક્ષ્મદ્રવ્યની ) સૂક્ષ્મતા હોવાનું અનુમાન થાયછે, તેથી તેજની પહેલાં બેભૂતોની ઉત્પત્તિ સ્વીકારવી જોઇએ. અતીંદ્રિયવિષયોમાં શ્રુતિ એ પ્રબલપ્રમાણરૂપ છે, તે શ્રુતિ આકાશની ઉત્પત્તિ કહેછે, છતાં કલ્પના કરવી કે આકાશનું સમવાયિકારણ ન હોવાથી આકાશની ઉત્પત્તિ થઇ શકે નહિ, એ અનુચિત છે. દૂધ અને જલની પેઠે બ્રહ્મ અને આકાશનો અભેદ હોવાથી બ્રહ્મના જ્ઞાનથી આકાશનું જ્ઞાન થઇ શકશે, ને તેથી વેદની પ્રતિજ્ઞાની હાનિ નહિ થાય, તથા 'एकमेवाद्वितीयम् ॥' એ શ્રુતિનો કોપ પણ નહિ થાય, એમ કહેવું એ પણ શ્રુતિના તાત્પર્યનો પૂર્વાપરનો વિચાર કર્યાવિનાનું છે. દૂધ અને જલના ન્યાયવડે આ એકના વિજ્ઞાનવડે સર્વનું વિજ્ઞાન શ્રુતિમા કહ્યું નથી, પણ મૃત્તિકાઆદિનાં દષ્ટાંતોવડે પ્રકૃતિ ( ઉપાદાનકારણ ) તથા વિકાર( કાર્ય )ના ન્યાયવડે જ આ સર્વનું વિજ્ઞાન કહ્યું છે. જલનું ઉપાદાનકારણ દૂધ નથી, માટે દૂધના જ્ઞાનથી જલનું યથાર્થ જ્ઞાન થાય નહિ, ને તેથી આકાશને બ્રહ્મનું કાર્ય માન્યાવિના પ્રતિજ્ઞાની હાનિ ને શ્રુતિનો કોપ નિવૃત્ત થતો નથી. ૬.

આકાશની ઉત્પત્તિને કહેનારી શ્રુતિ ગૌણી છે, એમ જે પૂર્વે કહેવામાં આવ્યું છે, તેનું સમાધાન કરેછેઃ—

## यावद्विकारं तु विभागो लोकवत् ॥ ७ ॥

**અન્વય અને અન્વયાર્થઃ**—तु શંકાની નિવૃત્તિમાટે છે **लोकवत्** લોકમાં **यावत्** જેટલા **विकारं** વિકાર [ છે ] **विभागः** [ તેટલા ] વિભાગ [ છે ].

**ટીકાઃ**— લોકમાં ઘટશરાવાદિ અથવા કટકકેયૂરકુંડલાદિ જેટલા વિકારો છે, તેટલા બધા વિભાગરૂપે જણાયછે, અને વિકારરહિતવસ્તુનો વિભાગ જોવામાં આવતો નથી. આકાશ, દિશા, કાલ, મન અને પરમાણુનો પૃથિવીઆદિકથી વિભાગ હોવાથી આકાશાદિ સર્વ આત્માના વિકાર છે. જોકે આત્માનો આકાશાદિકથી વિભાગ છે, તોપણ આત્માથી પર કોઇ વસ્તુ નથી, તેથી આત્મા કોઇનો વિકાર નથી. જો આત્માને પણ વિકાર માનો તો આકાશાદિસર્વકાર્યને નિરાત્મકપણું પ્રાપ્ત થવાથી શૂન્યવાદનો પ્રસંગ પ્રાપ્ત થાયછે. પ્રમાતા, પ્રમાણ, પ્રમેય અને પ્રમા આત્માવડે સિદ્ધ થાયછે, માટે આત્મા પ્રમાણનિરપેક્ષ છે, પણ આકાશાદિક પદાર્થો પ્રમાણસાપેક્ષ છે. એવીરીતે પ્રમાણની પૂર્વે જેની સિદ્ધિ છે, તેનું નિરાકરણ થઇ શકતું નથી. આગંતુકવસ્તુનું નિરાકરણ કરાયછે, પણ સ્વરૂપનું નિરાકરણ કરાતું નથી. જે નિરાકરણ કરનાર છે, તે જ તેનું સ્વરૂપ છે. જેમ અગ્નિનું ઉષ્ણપણું અગ્નિથી નિરાકરણ કરાતું નથી, તેમ આત્માનું જ્ઞાતાપણું પણ આત્માથી નિરાકરણ કરાતું નથી. એવીરીતે અબાધ્યસ્વભાવપણાથી જ આત્માનું અકાર્યપણું છે, અને આકાશનું કાર્યપણું છે. સમાનજાતીય અનેકકારણદ્રવ્યના અભાવથી આકાશની ઉત્પત્તિ થાય નહિ, એમ કહેવું પણ નિરર્થક છે; કેમકે સમાનજાતીય અનેકકારણદ્રવ્યથી જ એક વસ્તુ ઉપજે એવો નિયમ નથી, ક્યારેક મૃત્તિકા અને બીજાદિકથી અંકુરાદિની પેઠે અનેકથી એકની ઉત્પત્તિ થાયછે, અને ક્યારેક દૂધાદિથી દહિંઆદિની પેઠે એકથી એકની ઉત્પત્તિ થાયછે. અનેક કારણ એક કાર્ય ઉપજાવે એવો ઇશ્વરનો આદેશ પણ નથી. આથી શ્રુતિપ્રામાણ્યવડે એકબ્રહ્મથી આકાશાદિમહાભૂતોની ઉત્પત્તિના ક્રમવડે જગત ઉપજ્યું છે, એવો નિશ્ચય થાયછે. પ્રલયકાલમાં આકાશનો અભાવ સંભવે નહિ, માટે આકાશની ઉત્પત્તિ માનવી યોગ્ય નથી, એમ કહો તો અમે કહીએછીએ કે શબ્દાદિમાન્ આકાશ પ્રલયકાલમાં રહેતું નથી; માટે તેની ઉત્પત્તિ માનવામાં વિરોધ નથી. આકાશને કોઇ સ્થલે અવિનાશી કહ્યું હોય ત્યાં તેને સાપેક્ષઅવિનાશી કહેલું છે, એમ જાણવું. 'ज्यायानाकाशात् ॥' (બ્રહ્મ આકાશથી મહાન્) ઇત્યાદિશ્રુતિઓમાં આકાશથી બ્રહ્મનું મહત્પણું દર્શાવ્યું છે, માટે આકાશ અને બ્રહ્મ સમાન નથી, કોઇ શ્રુતિઓમાં બ્રહ્મને આકાશની ઉપમા આપેલી જોવામાં આવેછે, તે નિર્લેપપણાદિ એકદેશને લઈને આપવામાં આવેલી છે. એ સર્વ હેતુઓથી આકાશ બ્રહ્મનું કાર્ય છે, એમ સિદ્ધ થાયછે. ૭.

વાયુ પણ આકાશનો વિકાર છે, એમ દર્શાવવા ભગવાન્ સૂત્રકાર નીચેનું માતરિશ્વાધિકરણ રચેછેઃ—

### ૨. માતરિશ્વાધિકરણ.

## एतेन मातरिश्वा व्याख्यातः ॥ ८ ॥

**અન્વય અને અન્વયાર્થઃ**—**एतेन** આવડે (આકાશના વ્યાખ્યાનવડે) **मातरिश्वा** વાયુ [ પણ ] **व्याख्यातः** વ્યાખ્યાન કરાયો.

**ટીકાઃ**—આ આકાશના વ્યાખ્યાનવડે આકાશને આશ્રયે રહેલા વાયુનું પણ વ્યાખ્યાન કરાયું. જે તૈત્તિરીયશ્રુતિ આકાશને આત્માનો વિકાર કહેછે, તે શ્રુતિ વાયુને આકાશનો વિકાર કહેછે. વાયુના અવિનાશિપણાનું તથા અમૃતપણાનું કથન દેવતાઓના અમરપણાના કથનજેવું આપેક્ષિક હોવાથી વાયુ નિત્ય નથી. ૮.

આકાશાદિની પેઠે બ્રહ્મની પણ કોઇકારણથી ઉત્પત્તિ થતી હશે, એવી શંકાના નિવારણમાટે ભગવાન્ સૂત્રકાર નીચેનું અસંભવાધિકરણ રચેછે.—

### ૩. અસંભવાધિકરણ.

## असम्भवस्तु सतोऽनुपपत्तेः ॥ ९ ॥

**અન્વય અને અન્વયાર્થઃ**—**अनुपपत्तेः** [ બ્રહ્મની ઉત્પત્તિની ] અસંગતિથી **सतः** બ્રહ્મની **असम्भवः** [ ઉત્પત્તિનો ] અસંભવ तु જ [ છે ].

ટીકા:—જો કોઇ એમ કહે કે જેમ આકાશ અને વાયુની ઉત્પત્તિ થાયછે, તેમ બ્રહ્મની પણ કોઇકારણથી ઉત્પત્તિ થશે, તો અમે તેને પૂછીએછીએ કે સદ્બ્રહ્મની ઉત્પત્તિ સતથી થશે? અથવા અસતથી થશે? જો સતથી ઉત્પત્તિ થશે, એમ કહો તો બ્રહ્મથી ભિન્ન બીજું કોઇ સત્ નથી, માટે કારણકાર્યમાં જે અતિશય જોઇએ તે તેમાં નથી માટે સતથી તેની ઉત્પત્તિ થાય નહિ, અને જો અસતથી ઉત્પત્તિ થશે એમ કહો તો કદાચિત્ વંધ્યાપુત્રથી પણ કોઇની ઉત્પત્તિ થવી જોઇએ, પણ તેમ તો ક્યાંઇપણ જોવામાં આવતું નથી, માટે અસતથી પણ બ્રહ્મની ઉત્પત્તિ થાય નહિ; વળી બ્રહ્મની ઉત્પત્તિ કહેનારી કોઇ શ્રુતિ પણ નથી. વિકારોથી વિકારાંતરોની ઉત્પત્તિ જોવામા આવેછે, માટે બ્રહ્મ પણ વિકારરૂપ છે, એમ કહો તો અમે કહીએછીએ કે જો તમે મૂલપ્રકૃતિનો સ્વીકાર નહિ કરો તો અનવસ્થાદોષની પ્રાપ્તિ થશે, જે યુક્ત નથી, માટે મૂલ-અવિકારી-ઉપાદાનકારણનો સ્વીકાર કરવો જ જોઇએ, ને તે મૂલ-અવિકારી ઉપાદાનકારણ તે જ અમારું બ્રહ્મ છે. એવીરીતે બ્રહ્મની ઉત્પત્તિની અસગતિ હોવાથી બ્રહ્મની ઉત્પત્તિનો અસભવ જ છે. ૯.

વાયુથી તેજની ઉત્પત્તિ કહેવામાટે ભગવાન્ સૂત્રકાર નીચેનું તેજોધિકરણ રચેછે—

### ૪. તેજોધિકરણ.

## तेजोऽतस्तथा ह्याह ॥ १० ॥

**અન્વય અને અન્વયાર્થ:**—**अतः** આથી (વાયુથી) **तेजः** તેજ [ઉત્પન્ન થયું] **हि** કેમકે **तथा** [શ્રુતિ] તેમ **आह** કહેતી હવી.

**ટીકા:**—વાયુથી તેજ ઉત્પન્ન થયું; કેમકે 'वायोरग्निः॥' આ શ્રુતિવાક્ય વાયુથી તેજની ઉત્પત્તિ કહેછે, અને શ્રીછાંદોગ્યમાં જે 'तत्तेजोऽसृजत॥' આ શ્રુતિ છે, તે પરપરાથી અર્થાત્ વાયૂપહિતબ્રહ્મથી તેજની ઉત્પત્તિ કહેછે, સાક્ષાત્ બ્રહ્મથી નહિ. સાક્ષાત્ અથવા પરપરાએ કરીને સર્વપદાર્થો બ્રહ્મમાંથી ઉત્પન્ન થયા છે, એટલે બ્રહ્મના વિજ્ઞાનથી સર્વનું વિજ્ઞાન થાયછે, એ પ્રતિજ્ઞાને હાનિ થતી નથી, માટે અક્રમવાદિની અને ક્રમવાદિની સર્વશ્રુતિઓની વ્યવસ્થા તૈત્તિરીયશ્રુતિઅનુસાર યથાયોગ્ય કરવી એ જ ઉચિત છે. ૧૦.

તેજથી જલની ઉત્પત્તિને કહેવામાટે ભગવાન્ સૂત્રકાર નીચેનું અબધિકરણ રચેછે.—

### ૫. અબધિકરણ.

## आपः॥ ११ ॥

**અન્વય અને અન્વયાર્થ:**—**आपः** [તેજથી] જલ [ઉત્પન્ન થયું, કેમકે શ્રુતિ તેમ કહેતી હવી].

**ટીકા:**—પૂર્વસૂત્રથી 'अतस्तथा ह्याह॥' આ પદોની અનુવૃત્તિ કરી 'आपोऽतस्तथा ह्याह॥' એવીરીતે આ સૂત્રની રચના કરવી. તેજથી જલ ઉત્પન્ન થયું; કેમકે 'अग्नेरापः॥' આ શ્રુતિવાક્ય અગ્નિથી જલની ઉત્પત્તિ કહેછે. અતીંદ્રિયવિષયમાં શ્રુતિનું મુખ્યપ્રમાણપણુ હોવાથી, અગ્નિથી જલ કેમ ઉત્પન્ન થઇ શકે? એ શંકાને અવકાશ નથી. ૧૧.

જલથી પૃથિવીની ઉત્પત્તિ દર્શાવવા ભગવાન્ સૂત્રકાર નીચેનું પૃથિવ્યધિકરણ રચેછે—

### ૬. પૃથિવ્યધિકરણ.

## पृथिव्यधिकाररूपशब्दान्तरेभ्यः ॥ १२ ॥

**અન્વય અને અન્વયાર્થ:**—**पृथिवी** [શ્રુતિમાંના અન્નશબ્દનો અર્થ] પૃથિવી [છે એમ] **अधिकाररूपशब्दान्तरेभ्यः** પ્રકરણ, રૂપ અને અન્યશ્રુતિથી [જણાયછે].

**ટીકા:**—'ता अन्नमसृजन्त॥' (તે જલ અન્નને સૃજતુ હવું) એ શ્રુતિમાંના અન્નશબ્દથી વ્રીહિયવાદિધાન્યનુ ગ્રહણ કરવુ કિંવા પૃથિવીનું ગ્રહણ કરવુ એ સશય થાયછે. એ મશયના નિવારણાર્થે ભગવાન્ સૂત્રકાર કહેછે કે તે શ્રુતિમાંના અન્નશબ્દનો અર્થ પૃથિવી છે, એમ પ્રકરણ, લિંગ અને અન્યશ્રુતિથી જણાયછે. 'तत्तेजोऽसृजत॥'

'तदपोऽसृजत॥' (તે બ્રહ્મ તેજને સજતું હતું, તે બ્રહ્મ જલને સજતું હતું) એ મહાભૂતવિષયનું પ્રકરણ છે, તેમાં ક્રમપ્રાપ્ત પૃથિવીનું ઉલ્લંઘન કરી અકસ્માત્ વ્રીહિઆદિનું ગ્રહણ કરવું એ ન્યાય્ય નથી; અને 'यत्कृष्णं तदन्नस्य॥' (જે કૃષ્ણરૂપ છે, તે અન્નનું છે) એ વાક્યશેષની શ્રુતિમાં અન્નનું રૂપ પૃથિવીના રૂપને મળતું કહ્યું છે, વ્રીહિઆદિનું રૂપ કૃષ્ણ જ હોય એવો નિયમ નથી, અને પૃથિવીનો વિશેષ ભાગ કૃષ્ણ છે, એ સુપ્રસિદ્ધ છે, માટે તે વાક્યશેષથી પણ અન્નશબ્દનો અર્થ પૃથિવી જ ગ્રહણ કરવો જોઇએ એમ જણાયછે; તેમ જ 'अद्भ्यः पृथिवी॥' (જલથી પૃથિવી થયી) તથા 'तद्यदपां शर आसीत् तत्समहन्यत सा पृथिव्यभवत्॥' (સૃષ્ટિકાલમાં જે જલનું ઘનીભાવરૂપ હતું તે કઠિન સંઘાતરૂપ થયું તે પૃથિવી થયી) એ અન્યશ્રુતિઓથી પણ જલથી પૃથિવી ઉત્પન્ન થયી એમ જણાયછે. એવીરીતે પ્રકરણાદિમાં પૃથિવીનું પ્રતિપાદન હોવાથી અન્નશબ્દથી પૃથિવીનું જ ગ્રહણ કરવું યોગ્ય છે. ૧૨.

આકાશાદિ પંચમહાભૂત પોતે જ પોતાના કાર્યને રચેછે? અથવા પરમાત્મા તે તે આકાશાદિરૂપથી સ્થિત થઇને તે તે કાર્યનું ચિંતન કરીને તે તે કાર્યને રચેછે? એવી શંકાના સમાધાનાર્થે ભગવાન્ સૂત્રકાર નીચેના તદભિધ્યાનાધિકરણને રચેછેઃ—

## ૭. તદભિધ્યાનાધિકરણ.

## तदभिध्यानादेव तु तल्लिङ्गात् सः ॥ १३ ॥

**અન્વય અને અન્વયાર્થઃ**—सः તે (પરમેશ્વર) एव જ तदभिध्यानात् તેના (તે તે કાર્યના) ચિંતનથી [તે તે કાર્યને સૃજેછે] तु એમ तल्लिङ्गात् તેના [સર્વનિયંતાપણાના] લિંગથી [જણાયછે].

**ટીકાઃ**—તે પરમાત્મા જ તે તે આકાશાદિરૂપથી સ્થિત થઇને તે તે કાર્યના ચિંતનવડે તે તે કાર્યને રચેછે, એમ તે પરમાત્માના સર્વનિયંતાપણાના લિંગથી જણાયછે. 'यः पृथिव्यां तिष्ठन् पृथिव्या अन्तरो यं पृथिवी न वेद यस्य पृथिवी शरीरं यः पृथिवीमन्तरो यमयति॥' (જે પૃથિવીમાં સ્થિત થઇને પૃથિવીની અંતર્ છે, જેને પૃથિવી જાણતી નથી, જેનું પૃથિવી શરીર છે, જે પૃથિવીની અંતર્ રહીને તેને પ્રેરણા કરેછે) એવાપ્રકારની જે શ્રુતિઓ અધ્યક્ષસહિતનાં ભૂતોની પ્રવૃત્તિ દેખાડેછે, તે પરમાત્માના સર્વનિયંતાપણાના લિંગરૂપે જાણવી. 'तत्तेज ऐक्षत॥' (તે તેજ આલોચના કરતું હતું) ઇત્યાદિશ્રુતિઓમાં જે તેજઆદિનું આલોચન શ્રવણ થાયછે, તે પરમાત્માના આવેશથી છે, એમ જાણવું; કેમકે 'नान्योऽतोऽस्ति द्रष्टा॥' (આ પરમાત્માથી અન્ય દ્રષ્ટા નથી) એ શ્રુતિમાં અન્યદ્રષ્ટાનો નિષેધ કર્યો છે. ૧૩.

ભૂતોની ઉત્પત્તિનો ક્રમ કહીને હવે પ્રલયનો ક્રમ કહેવા ભગવાન્ સૂત્રકાર નીચેનું વિપર્યયાધિકરણ રચેછેઃ—

## ૮. વિપર્યયાધિકરણ.

## विपर्ययेण तु क्रमोऽत उपपद्यते च ॥ १४ ॥

**અન્વય અને અન્વયાર્થઃ**—अतः આથી (ઉત્પત્તિના ક્રમથી) विपर्ययेण વિપરીત[ક્રમ]-વડે तु જ क्रमः [પ્રલયનો] ક્રમ [છે] च અને उपपद्यते [તે] યુક્ત થાયછે.

**ટીકાઃ**—જેવીરીતે ઉત્પત્તિનો ક્રમ છે, તેવી જ રીતે પ્રલયનો ક્રમ છે? અથવા તેથી વિપરીત છે? એવી શંકા થતાં કહેછે કે ઉત્પત્તિના ક્રમથી વિપરીતક્રમવડે જ પ્રલયનો ક્રમ છે, અને તે લૌકિકદૃષ્ટાંતવડે સંભવિત થાયછે. જેમ મનુષ્ય જે ક્રમથી સોપાન(નીસેણી)પર ચડેછે, તેથી વિપરીતક્રમે ઊતરેછે, તથા મૃત્તિકાથી ઉપજેલાં ઘટશરાવાદિ નાશકાલે મૃત્તિકામાં લય પામેછે, તેમ જલથી ઉપજેલી પૃથિવી સ્થિતિકાલ સમાપ્ત થયે જલમાં લીન થાયછે, અને તેજથી ઉપજેલું જલ સ્થિતિકાલ સમાપ્ત થયે તેજમાં લીન

થાયછે, એમ ઉત્તરોત્તર વિપરીતક્રમે. તે ભૂતો પોતપોતાના કારણમાં લીન થાયછે, અને તે યોગ્ય સ્મૃતિમાં પણ નીચેના વચનથી એમ જ કહ્યું છે.—

" जगत्प्रतिष्ठा देवर्षे पृथिव्यप्सु प्रलीयते ।
ज्योतिष्यापः प्रलीयन्ते ज्योतिर्वायौ प्रलीयते ॥
वायुश्च लीयते व्योम्नि तच्चाव्यक्ते प्रलीयते ॥"

**અર્થ:**—હે નારદ! જગતને ધારણ કરનારી પૃથિવી જલમાં લીન થાયછે, જલ તેજમાં લીન થાયછે, તેજ વાયુમાં લીન થાયછે, વાયુ આકાશમાં લીન થાયછે, અને આકાશ અવ્યક્તમા લીન થાયછે. ઉત્પત્તિક્રમની પેઠે લયનો ક્રમ સ્વીકારીએ તો કાર્ય વિદ્યમાન છતાં કારણનો નાશ માનવો પડે જે યુક્તિથી વિરુદ્ધ છે ૧૪.

ઇન્દ્રિયોસહિત બુદ્ધિ અને મનનો ઉત્પત્તિલયક્રમ ભૂતોના ઉત્પત્તિલયક્રમવડે સિદ્ધ છે, એમ દર્શાવવા ભગવાન્ સૂત્રકાર નીચેનું અંતરાવિજ્ઞાનાધિકરણ રચેછે —

### ૯. અંતરાવિજ્ઞાનાધિકરણ.

## अन्तरा विज्ञानमनसी क्रमेण तल्लिङ्गादिति चेन्नाविशेषात् ॥ १५ ॥

**અન્વય અને અન્વયાર્થ:**—**तल्लिङ्गात्** તેના ( સૃષ્ટિની ઉત્પત્તિના મંત્રના ) લિંગથી **अन्तरा** [ આત્માની અને ભૂતોની ] મધ્યમાં **विज्ञानमनसी** બુદ્ધિ અને મન [ એમની ઉત્પત્તિનો ક્રમ છે] **क्रमेण** [ તે ] ક્રમવડે [ પૂર્વોક્તભૂતોનો ઉત્પત્તિલયક્રમ બાધ પામશે ] **इति** એમ **चेत्** [ જો કહો ] તો **अविशेषात्** વિશેષના અભાવથી **न** [ એમ ] નહિ.

**ટીકા:**—અથર્વવેદમાં ઉત્પત્તિપ્રકરણમાં 'एतस्माज्जायते प्राणो मनः सर्वेन्द्रियाणि च । खं वायुर्ज्योतिरापः पृथिवी विश्वस्य धारिणी ॥' ( આ આત્માથી પ્રાણ, મન, સર્વ ઇંદ્રિયો, આકાશ, વાયુ, તેજ, જલ અને સમસ્તને ધારણ કરનારી પૃથિવી ઉત્પન્ન થાયછે) આ શ્રુતિ છે. તે મંત્રરૂપલિંગથી આત્માની અને ભૂતોની મધ્યમાં ઇંદ્રિયાદિસહિત બુદ્ધિ અને મનની ઉત્પત્તિનું શ્રવણ થાયછે. તે બુદ્ધિ તથા મનના ઉત્પત્તિક્રમવડે પૂર્વોક્તભૂતોના ઉત્પત્તિપ્રલયના ક્રમનો ભગ થશે, એમ કહો તો અમે કહીએછીએ કે બુદ્ધિ, મન અને ઇંદ્રિયાદિસર્વ ભૂતોનાં કાર્ય છે, તેથી ભૂતોના ઉત્પત્તિપ્રલયવડે જ તેમનો પણ ઉત્પત્તિપ્રલય સિદ્ધ છે, એવીરીતે વિશેષના અભાવથી ભૂતોના ઉત્પત્તિપ્રલયના ક્રમનો ભગ થતો નથી. 'अन्नमयं हि सौम्य मन आपोमयः प्राणस्तेजोमयी वाक्॥' ( હે સૌમ્ય! અન્નના વિકારરૂપ મન છે, જલના વિકારરૂપ પ્રાણ છે, અને તેજના વિકારરૂપ વાણી છે ) એ શ્રુતિ કરણોના ભૌતિકપણામાં પ્રમાણરૂપ છે. આથર્વણશ્રુતિ તો માત્ર કરણો અને ભૂતો આત્માથી ઉપજ્યાં છે, એમ દર્શાવનારી છે, ઉત્પત્તિનો ક્રમ દર્શાવનારી નથી, તેથી પણ ભૂતોત્પત્તિના ક્રમનો ભગ નથી. ૧૫.

'દેવદત્ત જન્મ્યો' 'દેવદત્ત મૃત્યુ પામ્યો' એવાપ્રકારના લૌકિકવ્યવહારથી તથા જાતકર્માદિસંસ્કારના વિધાનથી કોઇને જીવના ઉત્પત્તિનાશની ભ્રાંતિ થતી હોય તો તે દૂર કરવા ભગવાન્ સૂત્રકાર નીચેનું ચરાચરવ્યપાશ્રયાધિકરણ રચેછે:—

### ૧૦. ચરાચરવ્યપાશ્રયાધિકરણ.

## चराचरव्यपाश्रयस्तु स्यात्तद्व्यपदेशो भाक्तस्तद्भावभावित्वात् ॥ १६ ॥

**અન્વય અને અન્વયાર્થ:**—**तद्भावभावित्वात्** તેના ( દેહના ) જન્મમાં [ જીવના ] જન્મપણાથી **तद्व्यपदेशः** તેનું ( જન્મમરણનું ) કથન **तु** તો **चराचरव्यपाश्रयः** સ્થાવરજંગમ[ શરીર ]ને આશ્રયે **स्यात्** [ મુખ્ય ] છે **भाक्तः** [ જીવમાં જન્મમરણનું કથન ] ગૌણ [ છે ].

**ટીકા:**—દેહના પ્રાદુર્ભાવ અને તિરોભાવવડે જીવના જન્મમરણનો વ્યવહાર થાયછે, શરીરસંબંધવિના જીવને કોઇ જન્મતો કે મરતો જોતું નથી, માટે જીવના જન્મમરણનું કથન સ્થાવરજંગમશરીરને આશ્રયે મુખ્ય છે, અને

જીવમાં જન્મમરણશબ્દનું કથન ગૌણ છે. 'न जीवो म्रियते ॥' (જીવ મૃત્યુ પામતો નથી) એ શ્રુતિ પણ જીવ મરણ થતું નથી, એમ કહેછે. જીવના પ્રાદુર્ભાવના અભાવથી જાતકર્માદિનું વિધાન પણ દેહના પ્રાદુર્ભાવ-અપેક્ષાએ જ છે. મોક્ષકાલમાં માત્ર જીવના જીવત્વનો (અહંતામમતારૂપમિથ્યાધર્મનો) જ નાશ થાયછે તેના કૂટસ્થસ્વરૂપનો નાશ થતો નથી. ૧૬.

જેમ આકાશાદિક બ્રહ્મથી ઉત્પન્ન થાયછે, તેમ શરીરાદિનો અધ્યક્ષ અને કર્મફલના સંબંધવાળો જીવનામનો આત્મા બ્રહ્મથી ઉત્પન્ન થાયછે કિંવા નથી થતો? એ શંકાના સમાધાનાર્થે ભગવાન્ સૂત્રકાર નીચેનું નાત્માશ્રુત્યધિકરણ રચેછે:—

### ૧૧. નાત્માશ્રુત્યધિકરણ.

## नाऽऽत्माऽश्रुतेर्नित्यत्वाच्च ताभ्यः ॥ १७ ॥

**અન્વય અને અન્વયાર્થઃ—अश्रुतेः** [ઉત્પત્તિપ્રકરણમાં જીવની ઉત્પત્તિ કહેનારી] શ્રુતિના અભાવથી **च** અને **ताभ्यः** તેઓ(શ્રુતિઓ)વડે **नित्यत्वात्** [તેના] નિત્યપણાથી **आत्मा** જીવ **न** [ઉત્પન્ન થતો] નથી.

**ટીકાઃ**—સૃષ્ટિની ઉત્પત્તિ કહેનારા ઉત્પત્તિપ્રકરણમાં જીવની યોગ્યરીતે ઉત્પત્તિ કહેનારી શ્રુતિના અભાવથી અને 'स वा एष महानज आत्माऽजरोऽमरोऽमृतोऽभयो ब्रह्म ॥' (તે આ આત્મા મહાન્, અજન્મા, અજર, અમર, અમૃત, અભય ને બ્રહ્મ છે) 'अजो नित्यः शाश्वतोऽयं पुराणः ॥' (આ આત્મા અજન્મા, નિત્ય, શાશ્વત અને પ્રાચીન છે) 'अयमात्मा ब्रह्म ॥' (આ આત્મા બ્રહ્મ છે) ઇત્યાદિશ્રુતિઓવડે આત્માનું નિત્યપણું સિદ્ધ હોવાથી આત્મા ઉત્પન્ન થતો નથી. જીવ વિભક્ત હોવાથી વિકારરૂપ છે, અને વિકારરૂપ હોવાથી તેની ઉત્પત્તિ સંભવેછે, એમ કહો તો અમે કહીએછીએ કે જેમ ઘટાદિના સબંધથી આકાશનો વિભાગ પ્રતીત થાયછે, તેમ બુદ્ધિઆદિઉપાધિના નિમિત્તથી આ જીવનો વિભાગ પ્રતીત થાયછે, વસ્તુતઃ તેનો વિભાગ નથી. કોઇશ્રુતિઓમાં જીવના ઉત્પત્તિમરણનું કથન જોવામાં આવેછે, તે ઉપાધિના સંબંધથી છે, એમ જાણવું; ઉપાધિની ઉત્પત્તિમાં આની ઉત્પત્તિ અને ઉપાધિના પ્રલયમાં આનો પ્રલય પ્રતીત થાયછે, એમ 'प्रज्ञानघन एवैतेभ्यो भूतेभ्यः समुत्थाय तान्येवानुविनश्यति न प्रेत्य संज्ञाऽस्ति ॥' (પ્રજ્ઞાનઘન આ દેહરૂપે પરિણામ પામેલાં ભૂતોથી ઉપજીને તેની જ પછવાડે નાશ પામેછે, ઉપાધિના નાશપછી વિશેષજ્ઞાન નથી) એ શ્રુતિમાં પણ દર્શાવ્યું છે. જીવ અને બ્રહ્મ એ બંનેના લક્ષણનો ભેદ પણ ઉપાધિના નિમિત્તથી જ છે. તેથી આત્મા ઉત્પન્ન થતો નથી, અથવા નાશ પામતો નથી. ૧૭.

જીવાત્મા સ્વતઃ જડ છે; જીવાત્માનો અને મનનો સંયોગ થવાથી જીવાત્મામાં ચૈતન્યગુણ ઉત્પન્ન થાયછે, એમ વૈશેષિકમતવાળા માનેછેઃ અને જીવાત્મા નિત્યચૈતન્યસ્વરૂપ છે, એમ સાંખ્યમતવાળા માનેછે. એ પ્રમાણે વાદિઓનો વિરોધ હોવાથી જીવાત્માના સ્વરૂપમાં ઉપજેલા સંશયને દૂર કરવા ભગવાન્ સૂત્રકાર નીચેનું જ્ઞાધિકરણ રચેછે:—

### ૧૨. જ્ઞાધિકરણ.

## ज्ञोऽत एव ॥ १८ ॥

**અન્વય અને અન્વયાર્થઃ—ज्ञः** [જીવાત્મા] નિત્યચૈતન્યસ્વરૂપ [છે] **अतः** આથી **एव** જ [તેની ઉત્પત્તિ થતી નથી].

**ટીકાઃ**—આ જીવાત્મા નિત્યચૈતન્યસ્વરૂપ છે, આથી જ તે ઉત્પન્ન થતો નથી. અવિકૃત બ્રહ્મ જ ઉપાધિના સંપર્કથી જીવભાવવડે સ્થિત થાયછે. 'विज्ञानमानन्दं ब्रह्म ॥' (બ્રહ્મ વિજ્ઞાનરૂપ અને આનંદરૂપ છે) 'सत्यं ज्ञानमनन्तं ब्रह्म ॥' (બ્રહ્મ સત્યરૂપ, જ્ઞાનરૂપ અને અનંતરૂપ છે) ઇત્યાદિશ્રુતિઓમાં બ્રહ્મનું ચૈતન્યરૂપપણું કહેલું છે, અને બ્રહ્મ જ જીવ છે, તેથી જીવનું પણ નિત્યચૈતન્યસ્વરૂપપણું અગ્નિની ઉષ્ણતા અને પ્રકાશની પેઠે સિદ્ધ થાયછે. વિજ્ઞાનમયપ્રકરણમાં 'असुप्तः सुप्तानभिचाकशीति ॥' (સ્વયંપ્રકાશ આત્મા

વ્યાપારરહિતવાગાદિને પ્રકાશેછે) ઇત્યાદિશ્રુતિઓવડે સુષુપ્તિમાં પણ આત્મા ચૈતન્યરૂપ છે, એમ જણાવ્યું છે આત્માનું નિત્યચૈતન્યરૂપપણું સ્વીકારવાથી ઘ્રાણાદિઇંદ્રિયોની સાર્થકતા નહિ રહે એવી શંકાને અવકાશ નથી; કેમકે ગંધાદિવિષયવિશેષના વિભાગમાટે તેમની આવશ્યકતા છે. જેમ આકાશને આશ્રયે રહેલા પ્રકાશની પ્રકાશ્યવસ્તુના અભાવથી અનભિવ્યક્તિ છે, સ્વરૂપના અભાવથી અનભિવ્યક્તિ નથી, તેમ સુષુપ્તિમાં વિષયોનો અભાવ હોવાથી આત્માના ચૈતન્યસ્વરૂપની અનભિવ્યક્તિ રહેછે, પણ ચૈતન્યના અભાવથી તેની અનભિવ્યક્તિ રહેતી નથી. 'न हि द्रष्टुर्दृष्टेर्विपरिलोपो विद्यतेऽविनाशित्वात् ॥' (અવિનાશિપણાથી દ્રષ્ટાની દૃષ્ટિનો લોપ નથી જ) એ શ્રુતિ પણ સુષુપ્તિમાં આત્મા અચેતનરૂપ નથી, એમ જણાવેછે. ૧૮.

જીવનું અણુપરિમાણ છે, કિંવા મધ્યમપરિમાણ છે, અથવા મહત્પરિમાણ છે? એ અર્થનો નિર્ણય કરવા ભગવાન્ સૂત્રકાર ચૌદસૂત્રોવાળું નીચેનું ઉત્ક્રાંત્યધિકરણ રચેછે —

### ૧૩. ઉત્ક્રાંત્યધિકરણ.

पूर्वपक्षः— **उत्क्रान्तिगत्यागतीनाम् ॥ १९ ॥**

**અન્વય અને અન્વયાર્થઃ**—उत्क्रान्तिगत्यागतीनाम् ઉત્ક્રાંતિ, ગતિ અને આગમનનું [શ્રવણ હોવાથી જીવ અણુપરિમાણ છે].

**ટીકાઃ**—'स यदाऽस्माच्छरीरादुत्क्रामति सहैवैतैः सर्वैरुत्क्रामति ॥' (તે જીવ જ્યારે આ શરીરથી ઉત્ક્રમણ કરેછે, ત્યારે આ સર્વે કરણોસહિત ઉત્ક્રમણ કરેછે) એ ઉત્ક્રાંતિની તથા 'ये वै के चास्माल्लोकात् प्रयन्ति चन्द्रमसमेव ते सर्वे गच्छन्ति ॥'(જે કોઇ કર્મઠો આ લોકમાંથી પ્રયાણ કરેછે, તે સર્વે ચંદ્રલોકભણી જ ગમન કરેછે) તે ગતિની, અને 'तस्माल्लोकात् पुनरैत्यस्मै लोकाय कर्मणे ॥' (કર્મ કરવામાટે પુનઃ તે ચંદ્રલોકથી આ લોકને માટે ગમન કરેછે) એ આગતિની શ્રુતિવડે જીવ પરિચ્છિન્ન અણુપરિમાણ છે, એમ સિદ્ધ થાયછે; કેમકે વ્યાપકમાં ગતિઆદિ સંભવી શકે નહિ, અને શરીરના પરિમાણજેવડો આત્મા માનવામાં જૈનમતની પરીક્ષાના સમયમાં તમે દોષો દર્શાવ્યા છે. ૧૯.

દેહથી બહાર નીકળવું એ ઉત્ક્રાંતિ નથી, પણ દેહના સ્વામિપણાની નિવૃત્તિ એ ઉત્ક્રાંતિ છે, એમ કહો તોપણ આત્મા અણુપરિમાણ જ માનવો જોઇએ એમ કહેછે.—

**स्वात्मना चोत्तरयोः ॥ २० ॥**

**અન્વય અને અન્વયાર્થઃ**—च અને उत्तरयोः [ઉત્ક્રાંતિની] પછીનાનો (ગમનાગમનનો) स्वात्मना પોતાના આત્મા (કર્તા) [સાથે સંબંધ હોવાથી આત્માનું અણુપણું છે].

**ટીકાઃ**—જેમ કોઇ પુરુષ કોઇગ્રામનો સ્વામી છે, તે ત્યાંથી ન ચાલે તોપણ કદાચિત્ તેનું સ્વામિપણું દૂર થઇ જાયછે, તેમ જીવ આ શરીરથી ન ચાલે તોપણ કર્મના ક્ષયવડે આ શરીરના સ્વામિપણાની નિવૃત્તિરૂપ ઉત્ક્રાંતિ થઇ શકેછે, પણ તેપછીનાં જે ગમન અને આગમન છે, તે કર્તાના સબંધવિના થઇ શકતાં નથી, માટે જીવ અણુરૂપ છે. અણુવિના સબંધ થાય નહિ, સમ્બન્ધવિના ચાલવું થાય નહિ, અને ચાલ્યાવિના ગમનાગમન થાય નહિ. જ્યારે ગમનાગમનનો સ્વીકાર કર્યો ત્યારે દેહથી બહાર નીકળવાને જ ઉત્ક્રાંતિ કહેવી જોઇએ, દેહના સ્વામિત્વની નિવૃત્તિને ઉત્ક્રાંતિ ન કહેવી જોઇએ. દેહથી બહાર નીકળ્યાવિના ગમનાગમન થઇ શકે નહિ 'चक्षुष्टो वा मूर्ध्नो वाऽन्येभ्यो वा शरीरदेशेभ्यः॥' (ચક્ષુથી વા મૂર્ધાથી વા અન્યઅંગોથી જીવ ઉત્ક્રમણ કરેછે) એ શ્રુતિ પણ શરીરના પ્રદેશવિશેષને ઉત્ક્રાંતિના અપાદાનરૂપે વર્ણવેછે, તેમ જ અન્યશ્રુતિઓમાં શરીરમા પણ જીવના વિચરવાનું શ્રવણ થાયછે, તેથી પણ સિદ્ધ થાયછે કે આત્મા અણુપરિમાણ છે. ૨૦.

**नाणुरतच्छ्रुतेरिति चेन्नेतराधिकारात् ॥ २१ ॥**

**અન્વય અને અન્વયાર્થઃ**—अतच्छ्रुतेः મહત્[પરિમાણ]ની શ્રુતિથી अणुः [જીવ]

અણુ न નથી इति એમ चेत् [ જો કહો ] તો इतराधिकारात् અન્યના (પરમાત્માના) પ્રકરણથી न [ એમ ] નહિ.

**ટીકા:**—'स वा एष महानज आत्मा ॥' (તે આ મહાન્ અજન્મા આત્મા છે) અને 'आकाशवत् सर्वगतश्च नित्यः ॥' (આકાશની પેઠે સર્વગત અને નિત્ય) ઇત્યાદિશ્રુતિવાક્યો આત્માના અણુપરિમાણથી વિપરીત મહત્પરિમાણને કહેછે; તે મહત્પરિમાણને કહેનારી શ્રુતિથી સિદ્ધ થાયછે કે આત્મા અણુપરિમાણ નથી, એમ જો કહો તો અમે કહીએછીએ કે મહત્પરિમાણને કહેનારી શ્રુતિ પરમાત્માના પ્રકરણની છે, પરમાત્મા મહત્પરિમાણવાળા છે, પણ જીવ મહત્પરિમાણ નથી. 'योऽयं विज्ञानमयः प्राणेषु ॥' (જે આ વિજ્ઞાનમય પ્રાણોમાં છે) એ શ્રુતિમાં આ જીવ જ મહત્પરિમાણ કહ્યો છે, એમ કહો તો અમે કહીએછીએ કે એ મહત્પણાનું કથન વામદેવની પેઠે શાસ્ત્રીયઅભેદદૃષ્ટિવડે છે, તેથી મહત્પરિમાણનું પરમાત્મવિષયપણું હોવાથી જીવનું અણુપણું વિરોધ પામતું નથી. २१.

ઉત્ક્રાંતિઆદિની શ્રુતિઓવડે આત્માના અણુપણાનું અનુમાન કર્યું હતું, હવે તેમાં શ્રુતિપ્રમાણ દર્શાવેછે:-

## स्वशब्दोन्मानाभ्यां च ॥ २२ ॥

**અન્વય અને અન્વયાર્થઃ**—स्वशब्दोन्मानाभ्याम् સ્વશબ્દથી (અણુવાચક શબ્દથી) અને ઉન્માનથી (અત્યંતઅલ્પપણાથી) च પણ [આત્માનું અણુપણું સિદ્ધ થાયછે].

**ટીકા:**—જીવના અણુપરિમાણને સાક્ષાત્ શ્રુતિ પણ કહેછે. 'एषोऽणुरात्मा चेतसा वेदितव्यो यस्मिन् प्राणः पञ्चधा संविवेश ॥' (આ અણુરૂપ આત્મા ચિત્તવડે જાણવાયોગ્ય છે, જેમાં પ્રાણ પાંચપ્રકારે પ્રવેશ કરતો હવો) એ શ્રુતિમાં અણુવાચક શબ્દ હોવાથી અને પ્રાણનો સંબંધ હોવાથી જીવનું અણુપરિમાણ સિદ્ધ થાયછે; વળી 'वालाग्रशतभागस्य शतधा कल्पितस्य च । भागो जीवः स विज्ञेयः ॥' (કેશના અગ્રભાગના સોમા ભાગનો કલ્પેલો સોમો ભાગ જીવ છે, અને તે જાણવાયોગ્ય છે) એ ઉન્માન(અલ્પથી અલ્પ એવીરીતે લીધેલા પરિમાણ—અત્યંતઅલ્પપરિમાણ)થી પણ જીવનું અણુપરિમાણ સિદ્ધ થાયછે. २२.

જો જીવ અણુપરિમાણ હોય તો ગંગામાં ડુબેલાને સર્વશરીરમાં શીતતાદિનું જ્ઞાન ન થવું જોઇએ, એવો પૂર્વપક્ષ થતાં તેનું ઉત્તર કહેછે:—

## अविरोधश्चन्दनवत् ॥ २३ ॥

**અન્વય અને અન્વયાર્થઃ**—चन्दनवत् ચંદનની પેઠે अविरोधः [ સર્વશરીરમાં શીતતાદિનું જ્ઞાન થવામાં] અવિરોધ [ છે ].

**ટીકા:**—જેમ હરિચંદનનું એક બિંદુ શરીરના એકદેશને સંબંધ પામ્યું છતું પણ આખાશરીરને આનંદ ઉપજાવેછે, તેમ આત્મા પણ શરીરના એકદેશમાં રહ્યો છતો ત્વચાની સાથે સંયોગ પામીને સર્વશરીરમાં વ્યાપેલી શીતતાદિને જાણી શકેછે. ત્વચા અને આત્માનો સંબધ સમગ્રત્વચામાં વર્તેછે, અને ત્વચા સમગ્રશરીરમાં વ્યાપેલી છે. २३.

## अवस्थितिवैशेष्यादिति चेन्नाभ्युपगमाद्धृदि हि ॥ २४ ॥

**અન્વય અને અન્વયાર્થઃ**—अवस्थितिवैशेष्यात् [ ચંદનના ] એકદેશસ્થપણારૂપવિશેષથી [ દૃષ્ટાંતસિદ્ધાંતનું તુલ્યપણું નથી ] इति એમ चेत् [ જો કહો ] તો न [ એમ ] નહિ हृदि [ આ આત્મા ] હૃદયમાં हि જ [ છે, એમ ] अभ्युपगमात् [ શ્રુતિમાં ] નિશ્ચય હોવાથી.

**ટીકા:**—દૃષ્ટાંતમાં શરીરના એકદેશમાં ચંદનની સ્થિતિ અને સર્વશરીરમાં ચંદનકૃત આનંદ આ બંને પ્રત્યક્ષ છે, પરંતુ સિદ્ધાંતમાં શરીરના એકદેશમાં આત્માની સ્થિતિ પ્રત્યક્ષ નથી, માત્ર આત્મકૃત સર્વશરીરવ્યાપી જ્ઞાન જ પ્રત્યક્ષ છે. એવીરીતે એકદેશસ્થપણારૂપવિશેષથી દૃષ્ટાંતસિદ્ધાંતનું તુલ્યપણું નથી, એમ કહો

તો અમે કહીએછીએ કે એમ કહેવું નહિ; કેમકે 'हृदि ह्येष आत्मा ॥' (આ આત્મા હૃદયમાં જ છે) ઇત્યાદિશ્રુતિઓમાં આત્મા હૃદયમાં જ છે, એમ આત્માની સ્થિતિનો નિશ્ચય છે. એવીરીતે દૃષ્ટાંતસિદ્ધાંતનું અવિષમપણું હોવાથી અમારું કથન યુક્ત જ છે. ૨૪.

ચંદનના દૃષ્ટાંતમાં અસંતોષ રહેતો હોય તો તે અસંતોષને દૂર કરવા મતાંતરને કહેછે:—

## गुणाद्वा लोकवत् ॥ २५ ॥

**અન્વય અને અન્વયાર્થઃ**—वा અથવા लोकवत् લોકમાં गुणात् [જેમ મણિઆદિના પ્રકાશથી સર્વ ગૃહ પ્રકાશવાળું થાયછે, તેમ જીવ પોતાના ચૈતન્ય] ગુણથી [સર્વશરીરવ્યાપી થાયછે].

**ટીકા:**—જેમ લોકમાં મણિ અથવા દીપકઆદિ કોઇ પ્રકાશક વસ્તુ ગૃહના એકદેશમાં સ્થિત છતાં તેની પ્રભા સર્વગૃહમાં વ્યાપી અંધકારનિવૃત્તિરૂપ કાર્ય કરેછે, તેમ આત્મા અણુરૂપ છતા પણ તેના ચૈતન્યગુણની સર્વશરીરમાં વ્યાપ્તિ હોવાથી સર્વશરીરવ્યાપી શીતતાદિના જ્ઞાનનો વિરોધ આવતો નથી. ચંદનના સાવયવપણાથી તેના સૂક્ષ્મઅવયવોના પ્રસારવડે સકલશરીરમાં આનંદ આપવાપણું સંભવી શકે, પણ અણુરૂપજીવના અવયવો નથી, કે જેવડે આ જીવ સકલશરીરમાં પ્રસાર પામે, એવી શંકાના ઉત્તરમાં આ સૂત્ર કહ્યું છે. ૨૫.

જેમ પટનો શુક્લગુણ પટવિના અન્યત્ર રહેતો નથી, તેમ જીવનો ચૈતન્યગુણ પણ જીવના વિના સર્વશરીરમાં નહિ રહેશે; દીપ એ નિબિડઅવયવ તેજોદ્રવ્ય છે, અને પ્રભા એ પ્રવિરલઅવયવ તેજોદ્રવ્ય છે, તેથી એ દૃષ્ટાંત જીવ અને ચૈતન્ય જેમનો ગુણિગુણભાવસંબંધ છે, એમ તમે કહોછો, તેમાં સંભવી શકતું નથી, એવી શંકા થતાં તેના ઉત્તરમાં કહેછે:—

## व्यतिरेको गन्धवत् ॥ २६ ॥

**અન્વય અને અન્વયાર્થઃ**—गन्धवत् ગંધની પેઠે व्यतिरेकः [જીવના ચૈતન્યગુણનો] વ્યતિરેક (આશ્રય ત્યજીને અન્યત્ર સ્થિતિ) [છે].

**ટીકા:**—જેમ ગંધગુણ પોતાના આશ્રય પુષ્પાદિમાં રહીને તે આશ્રયથી અન્યત્ર પણ રહેછે, તેમ ચૈતન્યગુણ પણ પોતાના આશ્રય અણુરૂપજીવમાં રહીને અન્યત્ર એટલે સર્વશરીરમા પણ રહેશે; આથી ગુણીથી ગુણ પૃથક્ ન રહી શકે એ નિયમ અવ્યભિચારી નથી. ગંધવાળાદ્રવ્યનાં પરમાણુસાથે જ ગંધગુણની સ્થિતિ છે, તેથી આશ્રયનો ત્યાગ કરીને ગંધગુણ જતો નથી, એમ કહો તો અમે કહીએછીએ કે જો ગંધવાળા દ્રવ્યમાંથી પરમાણુ જુદાં પડતાં હોય તો તે દ્રવ્યનો વિસ્તાર તથા તોલ ઘટવાં જોઇએ, પણ તેમ તો જોવામાં આવતું નથી, માટે પરમાણુ જુદાં પડતાં નથી, એમ જણાયછે. ગંધનાં આશ્રય પરમાણુઓનું અલ્પપણું હોવાથી મૂલદ્રવ્યના વિસ્તાર તથા તોલમાં આપણને ન્યૂનતા પ્રતીત થતી નથી, પણ સૂક્ષ્મ ગંધપરમાણુઓ સર્વભણી પ્રસરી નાસિકાપુટમાં પ્રવેશ કરી ગંધબુદ્ધિને ઉત્પન્ન કરેછે, એ વાર્તા યુક્તિસિદ્ધ છે, એમ કહેવું પણ સંભવિત નથી; કેમકે પરમાણુઓ અતીંદ્રિય હોવાથી નાસિકાવડે તેનુ ગ્રહણ થઇ શકે નહિ: વળી લોકમાં પણ ગંધવાળાદ્રવ્યને સુંઘ્યું એવી પ્રતીતિ થતી નથી, પણ ગંધ જ સુંઘ્યો એવી પ્રતીતિ થાયછે. એ સર્વ ઉપરથી સિદ્ધ થાયછે કે ગંધગુણ પોતાના આશ્રયને ત્યજીને અન્યત્ર પણ રહી શકેછે ૨૬.

આત્માનું ચૈતન્યગુણવડે શરીરવ્યાપિપણુ છે, એમા શ્રુતિ પણ પ્રમાણરૂપે છે, એમ કહેછે.—

## तथा च दर्शयति ॥ २७ ॥

**અન્વય અને અન્વયાર્થઃ**—तथा [શ્રુતિ પણ] તેમ च જ दर्शयति દેખાડેછે.

**ટીકા:**—શ્રુતિ આત્માના હૃદયસ્થાનપણાને તથા અણુપરિમાણુપણાને કહીને 'आलोमभ्य आनखाग्रेभ्यः ॥' (લોમો-રોમો-પર્યંત અને નખોપર્યંત) એ વચનવડે તે આત્માનુ જ ચૈતન્યગુણવડે સર્વશરીરવ્યાપિપણું દર્શાવેછે. ૨૭.

તેમાં જ અન્યશ્રુતિનું પ્રમાણ આપવામાટે નીચેનું સૂત્ર પ્રવર્તેછે.—

## पृथगुपदेशात् ॥ २८ ॥

**અન્વય અને અન્વયાર્થ:**—**પૃથગુપદેશાત્** ( पृथक् उपदेशात् ) [ આત્મા અને પ્રજ્ઞાના ] પૃથક્ ઉપદેશથી [ જીવ ચૈતન્યગુણવડે સર્વશરીરવ્યાપી છે ].

**ટીકા:**—' प्रज्ञया शरीरं समारुह्य ॥ ' (બુદ્ધિવડે શરીરમાં સમારૂઢ થઇને) આ શ્રુતિમાં આત્માનો અને બુદ્ધિનો કર્તાભાવે તથા કરણભાવે પૃથક્ ઉપદેશ હોવાથી ચૈતન્યગુણવડે જ આ અણુરૂપઆત્માનું શરીરવ્યાપિપણું જણાયછે. ૨૮.

જીવના અણુપરિમાણને કહેનારા એકદેશીના મતમાં દોષ દર્શાવવા મુખ્યસિદ્ધાંતી કહેછે:—

## સિદ્ધાંત:—तद्गुणसारत्वात्तु तद्व्यपदेशः प्राज्ञवत् ॥२९॥

**અન્વય અને અન્વયાર્થ:**—**तु** એકદેશીના પક્ષની નિવૃત્તિ કરેછે **प्राज्ञवत्** પરમાત્માના [ અણુપણાની ] પેઠે **तद्गुणसारत्वात्** તેના (બુદ્ધિના) ગુણના સારપણાથી **तद्व्यपदेशः** તેનું (બુદ્ધિના અણુપરિમાણનું) [ જીવમાં ] કથન [ છે ].

**ટીકા:**—ઉત્પત્તિના અશ્રવણથી, પરબ્રહ્મના જ પ્રવેશશ્રવણથી, અને તાદાત્મ્યોપદેશથી પરબ્રહ્મ જ જીવ છે, તેથી પરબ્રહ્મ જેમ વિભુ છે, તેમ જીવ પણ તે રૂપ હોવાથી વિભુ છે, અણુ નથી. 'स वा एष महानज आत्मा ॥' (તે આ આત્મા મહાન્ અને અજન્મા છે) ઇત્યાદિશ્રુતિઓ તથા 'नित्यः सर्वगतः स्थाणुः॥' (નિત્ય, સર્વવ્યાપક અને અચલ) ઇત્યાદિસ્મૃતિઓ આત્માના વિભુપણામાં પ્રમાણરૂપ છે. અણુરૂપ જીવ હોય તો તેને સર્વશરીરગત વેદના જ્ઞાત થઇ શકે નહિ. ત્વચાના સંબંધથી થઇ શકે એમ કહો તો પગમાં કાંટો લાગવાથી સર્વશરીરમાં વેદનાપ્રાપ્તિનો પ્રસગ પ્રાપ્ત થશે; કેમકે ત્વચાનો અને કંટકનો સંયોગ સમગ્રત્વચામાં વર્તેછે, અને ત્વચા સમગ્રશરીરવ્યાપિની છે, માટે પગમાં લાગેલા કંટકની પગમાં જ વેદના ન થતાં સર્વશરીરમાં વેદના થવી જોઇએ, પણ તેમ તો અનુભવમાં આવતું નથી, માટે તમારું કથન અનુભવવિરુદ્ધ હોવાથી અસંગત છે. ગુણનું ગુણીના જ દેશમાં રહેવાપણું હોવાથી અણુરૂપજીવના ગુણની વ્યાપ્તિ સિદ્ધ થઇ શકતી નથી. પ્રદીપ અને પ્રભાનું દ્રવ્યાંતરપણું પૂર્વે કહ્યું છે, તેથી પ્રભા એ પ્રદીપનો ગુણ નથી. ગંધ એ ગુણ હોવાથી આશ્રયસહિત જ સંચાર કરવાને યોગ્ય છે, એમ ન થાય તો તેના ગુણપણાની હાનિ થાયછે, ભગવાન્ દ્વૈપાયને પણ તેમ જ કહ્યું છે:—

" उपलभ्याप्सु चेद्गन्धं केचिद्ब्रूयुरनैपुणाः ।
पृथिव्यामेव तं विद्यादपो वायुं च संश्रितम् ॥ "

**ભાવાર્થ:**—જલમાં ગંધનો અનુભવ કરીને જો કોઇ અનિપુણ મનુષ્યો તે ગંધ જલનો છે, એમ કહે તો તે તેમનું કથન દોષવાળું છે, તે ગંધ પૃથિવીનો જ છે, એમ જાણવું; માત્ર તેણે જલ અને વાયુનો આશ્રય કરેલો છે.

અહિં ગુણગુણિવિભાગ નથી. અગ્નિની ઉષ્ણતા અને પ્રકાશની પેઠે ચૈતન્ય એ જીવનું સ્વરૂપ છે, તેથી ચૈતન્ય જો સર્વશરીરવ્યાપી છે, તો જીવ અણુ નથી, પણ સકલશરીરમાં વ્યાપ્ત છે, એમ સિદ્ધ થાયછે. હવે જીવનું શરીરપરિમાણપણું સંભવે નહિ એમ પૂર્વે નિરૂપણ કર્યું છે, એટલે પરિશેષપણાથી જીવ વિભુ છે, એમ નિશ્ચય થાયછે. જીવ વ્યાપક છતાં તેના અણુપણાનું કથન કોઇ કોઇ સ્થલે જોવામાં આવેછે, તે કથન, ઇચ્છા, દ્વેષ, સુખ અને દુઃખાદિ બુદ્ધિના ધર્મો, જેવડે જીવને સંસારિપણું છે, તે(બુદ્ધિના ધર્મો)ના પ્રધાનપણાવડે છે. રાગદ્વેષાદિ બુદ્ધિના ધર્મોના અધ્યાસવિના અસંસારી અને નિત્યમુક્ત આત્માને કર્તૃત્વભોક્તૃત્વાદિરૂપ સંસારિપણું નથી, તેથી બુદ્ધિના ધર્મના પ્રધાનપણાથી બુદ્ધિના પરિમાણવડે જીવના પરિમાણનું કથન છે, તેમ જ બુદ્ધિની ઉત્ક્રાંતિવડે આની ઉત્ક્રાંતિનું કથન છે, સ્વતઃ નથી. 'वालाग्रशतभागस्य शतधा कल्पितस्य च । भागो जीवः स विज्ञेयः स चाऽऽनन्त्याय कल्पते ॥' (કેશના અગ્રના સોમા ભાગના કલ્પેલા સોમા ભાગરૂપ જીવ છે, તે જાણવાયોગ્ય છે, અને તે અનંતરૂપ થવાને યોગ્ય થાયછે) એ શ્રુતિ જીવનું અણુપણું કહીને પુનઃ તેનું જ અનંતપણું કહેછે, તે કથન જો જીવનું ઔપચારિક અણુપણું અને પારમાર્થિક અનંતપણું હોય તો જ યથાર્થ થાય, અન્યથા થાય નહિ. ઉભય મુખ્ય છે, એમ કહી શકાય એમ નથી, અને સર્વેઙ-

પનિષદોને બ્રહ્માત્મભાવનું પ્રતિપાદન અભિપ્રેત હોવાથી અનંતપણું ઔપચારિક છે, એમ કહેવાને અવકાશ નથી. 'एषोऽणुरात्मा चेतसा वेदितव्यः ॥' (આ અણુરૂપ આત્મા ચિત્તવડે જાણવાયોગ્ય છે) એ શ્રુતિ આત્માના અણુપણાને કહેનારી નથી, પણ પરમાત્માનું ચક્ષુરાદિઇન્દ્રિયોથી અગ્રાહ્યપણું છે, અને નિર્મલચિત્તવડે ગ્રાહ્યપણું છે, એમ કહેનારી છે; વળી જીવનુ પણ વાસ્તવિકરીતે અણુપરિમાણપણું અસિદ્ધ છે. તેથી તે અણુપણાનું કથન દુર્વિજ્ઞાનપણાના અભિપ્રાયથી કિંવા બુદ્ધિરૂપઉપાધિના અભિપ્રાયથી છે, એમ માનવું યોગ્ય છે. 'प्रज्ञया शरीरं समारुह्य ॥' એવા પ્રકારના ભેદના ઉપદેશમાં પણ ઉપાધિરૂપબુદ્ધિવડે જ જીવ શરીરમાં સમારૂઢ થાયછે, એમ યોજના કરવી યોગ્ય છે. હૃદયરૂપસ્થાનપણાનુ કથન પણ બુદ્ધિના ત્યાં સ્થાનપણાથી છે. 'कस्मिन्न्वहमुत्क्रान्त उत्क्रान्तो भविष्यामि ॥' (કોણ ઉત્ક્રાંત થયે હું ઉત્ક્રાંત થઇશ?) ઇત્યાદિશ્રુતિમાં જીવની ઉત્ક્રાંતિ ઉપાધિને અધીન વર્ણવી છે. ઉત્ક્રાંતિના અભાવમાં ગમનાગમનનો અભાવ પણ જણાયછે. તેથી જેમ પરમાત્મા વ્યાપક છે, પરંતુ સગુણઉપાસનામાં ઉપાધિના પ્રધાનપણાથી તેમને વ્રીહિ અથવા યવાદિકથી પણ અણુ કહ્યા છે, તેમ બુદ્ધિના ધર્મરૂપઉપાધિના પ્રધાનપણાથી જીવના અણુપણાદિનું કથન છે. ૨૯.

જો બુદ્ધિના સયોગથી જીવ સસારી છે, તો જ્યારે બુદ્ધિનો વિયોગ થશે ત્યારે જીવને અસત્પણાની કિંવા અસસારિપણાની પ્રાપ્તિ થશે, એવી શંકા થતાં તેનું ઉત્તર આપેછેઃ—

## यावदात्मभावित्वाच्च न दोषस्तद्दर्शनात् ॥ ३० ॥

**અન્વય અને અન્વયાર્થઃ—यावदात्मभावित्वात्** [બુદ્ધિસંયોગનું] યાવત્આત્મભાવિપણું (જ્યાંસુધી જીવભાવ રહે ત્યાંસુધી રહેવાપણું) હોવાથી **च** અને **तद्दर्शनात्** [શાસ્ત્રમાં] તેના દર્શનથી **दोषः** દોષ **न** નથી.

**ટીકા:**—જ્યાંસુધી આ આત્મા સંસારી છે—જ્યાંસુધી આનું સંસારિપણુ યથાર્થજ્ઞાનવડે નિવૃત્ત થયું નથી, ત્યાંસુધી આ આત્માને બુદ્ધિનો સયોગ વિદ્યમાન રહેવાથી જીવપણું-સસારિપણુ-વિદ્યમાન રહેછે. આત્માનું જીવ એવું નામ પણ બુદ્ધિની ઉપાધિથી કલ્પાયું છે, પરમાર્થથી નથી; કેમકે 'नान्योऽतोऽस्ति द्रष्टा श्रोता मन्ता विज्ञाता ॥' (આ આત્માથી ભિન્ન દ્રષ્ટા, શ્રોતા, મતા ને વિજ્ઞાતા નથી) ઇત્યાદિશ્રુતિઓમાં નિત્યમુક્તસ્વરૂપપરમાત્માથી ભિન્ન ચેતનના અસ્તિત્વનો નિષેધ કર્યો છે, અને 'योऽयं विज्ञानमयः ॥' 'ध्यायतीव लेलायतीव ॥' (જે આ બુદ્ધિમય છે. બુદ્ધિની ઉપાધિથી આ આત્મા ધ્યાન કરતો હોય એમ અને ચલાયમાન થતો હોય એમ જણાયછે) ઇત્યાદિશ્રુતિઓમાં જીવને બુદ્ધિમય કહ્યો છે; તેથી પૂર્વોક્ત દોષ અત્ર પ્રાપ્ત થતો નથી. આ આત્માનો અને બુદ્ધિરૂપઉપાધિનો સબંધ મિથ્યાજ્ઞાનથી છે, તે મિથ્યાજ્ઞાનની સમ્યક્જ્ઞાનવડે નિવૃત્તિ થાયછે, માટે જ્યાંસુધી બ્રહ્માત્મપણાનું અજ્ઞાન છે, ત્યાંસુધી આ બુદ્ધિરૂપઉપાધિનો સબંધ શમતો નથી. ૩૦.

સુષુપ્તિ અને પ્રલયમાં સર્વવિકારનો નાશ હોવાથી આત્મા અને બુદ્ધિનો સયોગ પણ રહેતો નથી, એમ શકા થાય તો તેનું સમાધાન કરેછેઃ—

## पुंस्त्वादिवत्त्वस्य सतोऽभिव्यक्तियोगात् ॥ ३१ ॥

**અન્વય અને અન્વયાર્થઃ—पुंस्त्वादिवत्** વીર્યાદિની પેઠે **तु** જ **अस्य** આ **सतः** [બીજરૂપે] વિદ્યમાનની **अभिव्यक्तियोगात्** અભિવ્યક્તિના યોગથી [તે કાલે પણ બુદ્ધિસંયોગ રહેછે].

**ટીકા:**—જેવીરીતે લોકમાં વીર્ય, મૂંછ અને દાઢી બીજરૂપે વિદ્યમાન છતાં પણ પુરુષને બાલ્યાદિઅવસ્થામાં અવિદ્યમાનની પેઠે રહેછે, અને યૌવનાદિઅવસ્થામાં આવિર્ભાવ પામેછે, તેમ આ બુદ્ધિસંબધ પણ સુષુપ્તિ અને પ્રલયમાં શક્તિરૂપે વિદ્યમાન જ છે, પુન જાગ્રત્ અને સૃષ્ટિકાલમાં આવિર્ભાવ પામેછે કોઇપદાર્થની આકસ્મિકી ઉત્પત્તિ સભવતી નથી; કેમકે તેમ માનવાથી અતિપ્રસંગ પ્રાપ્ત થાયછે. તેથી જીવભાવપર્યંત બુદ્ધિરૂપઉપાધિનો સયોગ આત્માને રહેછે, એ સિદ્ધ વાર્તા છે. ૩૧.

બુદ્ધિના સદ્ભાવમાં પ્રમાણને કહેછેઃ—

## नित्योपलब्ध्यनुपलब्धिप्रसङ्गोऽन्यतरनियमो वाऽन्यथा ॥ ३२ ॥

**અન્વય અને અન્વયાર્થઃ**—अन्यथा બીજી રીતે ( અંતઃકરણના અસ્વીકારમાં ) नित्योपलब्ध्यनुपलब्धिप्रसङ्गः સર્વદા જ્ઞાનનો અથવા અજ્ઞાનનો પ્રસંગ वा અથવા अन्यतरनियमः બેમાંથી એકની શક્તિનો પ્રતિબંધ [ માનવો જોઇએ જે યુક્ત નથી, માટે અંતઃકરણ છે, અને તેના ધર્મોના પ્રધાનપણાથી જીવના અણુપણાનું કથન છે, એ યુક્ત છે ].

**ટીકાઃ**—સંશયાદિવૃત્તિવાળું મન, નિશ્ચયાદિવૃત્તિવાળી બુદ્ધિ, સ્મૃતિપ્રધાન ચિત્ત અને ગર્વવૃત્તિવાળો અહંકાર એ ચારપ્રકારનું અંતઃકરણ આત્માની ઉપાધિ છે. એ અંતઃકરણનું અસ્તિત્વ અવશ્ય સ્વીકારવાયોગ્ય છે. જો અંતઃકરણના અસ્તિત્વનો સ્વીકાર કરવામાં ન આવે તો જ્ઞાનના સાધનરૂપ આત્મા, ઇંદ્રિયો અને વિષયોનો સંબંધ નિત્ય હોવાથી નિત્ય જ જ્ઞાન થવું જોઇએ. જો સામગ્રી છતાં પણ જ્ઞાનનો અભાવ કહો તો સર્વદા જ જ્ઞાન ન થવું જોઇએ, પણ એમ તો જોવામાં આવતું નથી. અથવા આત્મા કિંવા ઇંદ્રિય એ બેમાંથી એકની શક્તિનો પ્રતિબંધ સ્વીકારવો જોઇએ. તેમાં અવિક્રિયપણાથી આત્માની શક્તિનો પ્રતિબંધ તો સંભવતો નથી, તેમ જ પ્રતિબંધકના અભાવથી ઇંદ્રિયની શક્તિનો પ્રતિબંધ પણ સંભવતો નથી, તેથી જેના યોગવડે જ્ઞાન થાયછે, અને જેના અયોગવડે જ્ઞાન થતું નથી, તે અંતઃકરણ છે. 'मनसा ह्येव पश्यति मनसा शृणोति ॥' એ શ્રુતિ પણ પુરુષ મન( અંતઃકરણ )વડે જ દેખેછે, અને મનવડે સાંભળેછે, એમ કહેછે, તેથી અંતઃકરણનો સદ્ભાવ સ્વીકારવાયોગ્ય છે, અને તેના ધર્મોના પ્રધાનપણાથી જીવના અણુપણાનું કથન છે. ૩૨.

બુદ્ધિ પુણ્યપાપ કરનારી છે, અને પુરુષ પુણ્યપાપના ફલનો ભોક્તા છે, એ સાંખ્યના મતનું નિરાકરણ કરી જીવનું કર્તાપણું દર્શાવવા ભગવાન્ સૂત્રકાર સાતસૂત્રોવાળું નીચેનું કર્ત્રધિકરણ રચેછેઃ—

### ૧૪. કર્ત્રધિકરણ.

## कर्ता शास्त्रार्थवत्त्वात् ॥ ३३ ॥

**અન્વય અને અન્વયાર્થઃ**—शास्त्रार्थवत्त्वात् શાસ્ત્રના અર્થવાન્પણાથી कर्ता [ જીવ ] કર્તા [ છે ].

**ટીકાઃ**—'यजेत' 'जुहुयात्' 'दद्यात्' ( યજન કરે, હોમ કરે, દાન કરે ) ઇત્યાદિવિધિશાસ્ત્રનું અર્થવાળાપણું હોવાથી બુદ્ધિના સંબંધથી જીવ કર્તા છે. જીવને કર્તા નહિ માનો તો તે વિધિશાસ્ત્ર અનર્થક થશે. જીવ કર્તા છે, માટે જ શાસ્ત્ર તેના કર્તવ્યનો ઉપદેશ કરેછે, જો જીવ અકર્તા હોય તો તેના કર્તવ્યનો બોધ શાસ્ત્ર કરે નહિ; વળી 'एष हि द्रष्टा श्रोता मन्ता बोद्धा कर्ता विज्ञानात्मा पुरुषः ॥' ( આ જ દ્રષ્ટા, શ્રોતા, મંતા, જાણનાર, કર્તા, વિજ્ઞાનરૂપ અને પુરુષ છે ) આ શાસ્ત્રવચન પણ જીવને કર્તા માનીએ તો જ અર્થવાળુ થાયછે. ૩૩.

## विहारोपदेशात् ॥ ३४ ॥

**અન્વય અને અન્વયાર્થઃ**—विहारोपदेशात् સંચારના ઉપદેશથી [ પણ જીવ કર્તા છે ].

**ટીકાઃ**—'स ईयतेऽमृतो यत्र कामम् ॥' ( તે અમૃતરૂપ આત્મા સ્વપ્નમાં પોતાની ઇચ્છાપૂર્વક ગમન કરેછે ) આ શ્રુતિ સ્વપ્નાવસ્થામાં જીવના સંચારનો ઉપદેશ કરેછે, તેથી પણ જીવ કર્તા છે, એમ જણાયછે. ૩૪.

## उपादानात् ॥ ३५ ॥

**અન્વય અને અન્વયાર્થઃ**—उपादानात् [ ઇંદ્રિયોના ] ગ્રહણથી [ પણ જીવ કર્તા છે ].

**ટીકાઃ**—'तदेषां प्राणानां विज्ञानेन विज्ञानमादाय ॥' ( તે આ ઇન્દ્રિયોની ગ્રહણશક્તિને બુદ્ધિવડે ગ-

હણ કરીને) તથા 'प्राणान् गृहीत्वा ॥' (ઇન્દ્રિયોને ગ્રહણ કરીને) એ જીવપ્રકરણમાંની શ્રુતિઓ જીવના ઇન્દ્રિયગ્રહણને કહેછે, તેથી પણ જીવ કર્તા છે, એમ નિશ્ચય થાયછે. ૩૫.

## व्यपदेशाच्च क्रियायां न चेन्निर्देशविपर्ययः ॥ ३६ ॥

**અન્વય અને અન્વયાર્થઃ**—च અને क्रियायां ક્રિયામાં व्यपदेशात् [ જીવના કર્તાપણાના ] કથનથી [ જીવ કર્તા છે ] न નહિ चेत् તો निर्देशविपर्ययः [ વિભક્તિના ] કથનનો વિપર્યય [ હોવો જોઇએ ].

**ટીકાઃ**—' विज्ञानं यज्ञं तनुते कर्माणि तनुतेऽपि च ॥' ( જીવાત્મા યજ્ઞનો વિસ્તાર કરેછે, અને કર્મોનો પણ વિસ્તાર કરેછે) એ શાસ્ત્રવચન લૌકિકવૈદિકક્રિયાઓમાં જીવના કર્તાપણાનુ કથન કરેછે, તેથી જીવ કર્તા છે, એમ સિદ્ધ થાયછે. પૂર્વોક્તવચનમાં વિજ્ઞાનશબ્દવડે જીવાત્માનું કથન ન માનતાં બુદ્ધિનું કથન માનો તો તે માની શકાય એમ નથી; કેમકે તેમ હોય તો પ્રથમાથી વિપરીત विज्ञानेन એમ કરણમાં તૃતીયાનું કથન હોવું જોઇએ, પણ તેમ નથી, તેથી વિજ્ઞાનશબ્દવડે બુદ્ધિથી ભિન્ન જીવનું જ કર્તાપણુ સૂચવ્યું છે. ૩૬.

જો બુદ્ધિથી ભિન્ન જીવ કર્તા હોય તો તે સ્વતંત્ર હોવાથી નિયમવડે પોતાનું પ્રિય અને હિત સંપાદન કરે, વિપરીત ન સપાદન કરે, પણ વિપરીત પણ સપાદન કરતો જોવામાં આવેછે; સ્વતંત્રજીવની આવી અનિયમિત પ્રવૃત્તિ યુક્તિથી સિદ્ધ થઇ શકતી નથી, એવી શકા કોઇને થાય તો તેનું ઉત્તર આપેછેઃ—

## उपलब्धिवदनियमः ॥ ३७ ॥

**અન્વય અને અન્વયાર્થઃ**—उपलब्धिवत् જ્ઞાનની પેઠે अनियमः અનિયમ [ છે, તેથી આત્માની અનિયમવડે પ્રવૃત્તિ વિરોધ પામતી નથી].

**ટીકાઃ**—જેમ આ જીવ જ્ઞાનપ્રતિ સ્વતત્ર છતાં પણ અનિયમિતરીતે ઇષ્ટ અને અનિષ્ટજ્ઞાનને પ્રાપ્ત થાયછે, તેમ જીવ સ્વતત્ર છતાં પણ તે ક્રિયામાં દેશકાલાદિનિમિત્તવિશેષની અપેક્ષાવાળો હોવાથી અનિયમિતરીતે ઇષ્ટ અને અનિષ્ટને સપાદન કરેછે. જેમ જલ, કાષ્ઠ અને અગ્નિની અપેક્ષાવાળા પાચકનુ પાચકપણુ નિવૃત્ત થતુ નથી, તેમ દેશકાલાદિની અપેક્ષાવાળા જીવનુ કર્તાપણું નિવૃત્ત થતું નથી. સહકારીના વિચિત્રપણાથી ઇષ્ટ અને અનિષ્ટરૂપ ક્રિયાઓમાં આત્માની અનિયમિતરીતે પ્રવૃત્તિ થાયછે, તેથી તમે કહોછો, તે દૂષણ પ્રાપ્ત થતું નથી. ૩૭.

જીવના કર્તાપણામાં અન્યહેતુને કહેછેઃ—

## शक्तिविपर्ययात् ॥ ३८ ॥

**અન્વય અને અન્વયાર્થઃ**—शक्तिविपर्ययात् [ બુદ્ધિની કરણ ]શક્તિના વિપર્યયથી [ બુદ્ધિથી ભિન્ન જીવ કર્તા છે ].

**ટીકાઃ**—વિજ્ઞાનશબ્દવાચ્ય બુદ્ધિ કરણ છે, અને બુદ્ધિથી ભિન્ન જીવ કર્તા છે. જો બુદ્ધિને કર્તા માનવામાં આવે તો તેની કરણશક્તિની નિવૃત્તિ થઇ તેને કર્તૃશક્તિની પ્રાપ્તિ થાય, અને તેમ થવાથી તેનું જ અહંપ્રત્યયનું વિષયપણુ સ્વીકારવુ જોઇએ; કેમકે 'હું જાઉંછું,' 'હુ આવુંછું' એપ્રમાણે સર્વત્ર અહંકારપૂર્વક જ પ્રવૃત્તિ દેખવામાં આવેછે. જ્યારે બુદ્ધિને સર્વકાર્યની કર્ત્રી માની ત્યારે કર્તાને પોતાના કાર્યના નિર્વાહને માટે કરણની અપેક્ષા હોવાથી તમારે કોઇકરણની કલ્પના કરવી પડશે, એટલે કરણથી ભિન્ન કર્તાનો સ્વીકાર થવાથી કોઇપ્રકારનો વસ્તુભેદ ન રહેતાં નામમાત્રમાં વિવાદ રહેશે. ૩૮.

જ્ઞાનસાધનવિધિની અન્યથા અનુપપત્તિ હોવાથી પણ જીવનું કર્તાપણું કહેવું જોઇએ એમ કહેછેઃ—

## समाध्यभावाच्च ॥ ३९ ॥

**અન્વય અને અન્વયાર્થઃ**—च અને समाध्यभावात् [ અન્યથા ] સમાધિના અભાવથી [ જીવ કર્તા છે ].

**ટીકા:**—ઉપનિષદ્માં પ્રતિપાદન કરેલા આત્માની પ્રાપ્તિરૂપ પ્રયોજનવાળો સમાધિ 'आत्मा वा अरे द्रष्टव्यः श्रोतव्यो मन्तव्यो निदिध्यासितव्यः ॥' (અરે! આત્મા જ સાક્ષાત્કારકરવાયોગ્ય છે, શ્રવણકરવાયોગ્ય છે, મનનકરવાયોગ્ય છે, અને નિદિધ્યાસકરવાયોગ્ય છે) 'ओमित्येवं ध्यायथ आत्मानम् ॥' (ॐ એવીરીતે આત્માનું ધ્યાન કર) ઇત્યાદિવચનોવડે વેદાંતોમાં ઉપદેશ કરાયેલો છે, તે પણ આત્માનું કર્તાપણું ન સ્વીકારીએ તો સંભવી શકતો નથી, તેથી પણ આત્માના કર્તાપણાની સિદ્ધિ છે. ૩૯.

જીવનું કર્તાપણું પ્રદર્શિત કર્યું ત્યાં સંશય છે કે તે સ્વભાવથી કર્તા છે? અથવા ઉપાધિનિમિત્તથી કર્તા છે? એ સંશયને દૂર કરવા ભગવાન્ સૂત્રકાર નીચેનું તક્ષાધિકરણ રચેછે:—

### ૧૫. તક્ષાધિકરણ.

## यथा च तक्षोभयथा ॥ ४० ॥

**અન્વય અને અન્વયાર્થ:**—च અને यथा જેમ तक्षा સૂતાર उभयथा બંનેપ્રકારે [ સ્થિતિ કરેછે, તેમ જીવ પણ બંનેપ્રકારે સ્થિતિ કરેછે ].

**ટીકા:**—જીવનું સ્વાભાવિક કર્તાપણું સંભવતું નથી, કેમકે તેમ માનવાથી મોક્ષની અસિદ્ધિનો પ્રસંગ પ્રાપ્ત થાયછે. જીવાત્માનું સ્વાભાવિક કર્તાપણું હોય તો અગ્નિ જેમ પોતાની સ્વાભાવિક ઉષ્ણતાથી રહિત થતો નથી, તેમ તે પણ પોતાના સ્વાભાવિક કર્તાપણાથી રહિત થઇ શકશે નહિ, અને તેથી તેના પુરુષાર્થની સિદ્ધિ પણ નહિ થાય, માટે ઉપાધિરૂપબુદ્ધિના ધર્મના અધ્યાસવડે જ જીવાત્માનું કર્તાપણું છે, સ્વાભાવિક નથી. 'यत्र हि द्वैतमिव भवति तदितर इतरं पश्यति ॥' (જ્યાં પ્રસિદ્ધ દ્વૈતની પેઠે થાયછે, ત્યાં અન્ય અન્યને દેખેછે) એ શ્રુતિ અવિદ્યાવસ્થામાં જીવના કર્તાભોક્તાપણાને દેખાડેછે, અને 'यत्र त्वस्य सर्वमात्मैवाभूत्तत् केन कं पश्येत् ॥' (જે અવસ્થામાં આને સર્વ આત્મરૂપ જ થયું ત્યારે કયા કરણવડે કોને જુએ?) એ શ્રુતિ વિદ્યાવસ્થામાં કર્તાભોક્તાપણાનું નિવારણ કરેછે. જેમ લોકમાં કાષ્ઠનું છેદન કરનાર સુતાર જેટલો સમય વાંસલાઆદિકરણને પોતાના હાથમાં ધારણ કરેછે, તેટલો સમય કર્તા છે, અને દુઃખી છે, અને જ્યારે પોતાના ઘરમાં જઇને વાંસલાઆદિકરણનો ત્યાગ કરેછે, ત્યારે સ્વસ્થ તથા નિર્વ્યાપાર થઇને સુખરૂપ સ્થિતિ કરેછે, તેમ જીવાત્મા પણ જાગ્રત્સ્વપ્નમાં બુદ્ધ્યાદિકરણને લઇને કર્તા છે, અને દુઃખી છે, અને સુષુપ્તિ તથા મોક્ષને વિષે બુદ્ધિઆદિકરણને સજીને સુખરૂપ સ્થિતિ કરેછે, તે કાલે કર્તા પણ નથી, તેમ દુઃખી પણ નથી. સૂતાર જેમ સ્વશરીરવડે અકર્તા છે, તેમ આત્મા પણ સ્વરૂપે અકર્તા જ છે, માત્ર ઉપાધિવડે તેમનામાં કર્તાપણાનો આરોપ થાયછે. આગળનાં સૂત્રોમાં જે જીવનું કર્તાપણું કહ્યું છે, તે વ્યવહારદશામાં અવિદ્યાએ કરેલા કર્તાપણાના અનુવાદરૂપ જાણવું; કેમકે પરમાર્થદશામાં તો જીવબ્રહ્મનો અભેદ હોવાથી તે કાલે તેમાં લૌકિકવૈદિકકર્મના કર્તાપણાના સદ્ભાવનો સંભવ નથી. સ્વપ્નમાં પણ જીવનો મનસહિત જ સંચાર છે; સ્વપ્નમાં કામાદિવૃત્તિઓ દેખાયછે, ને તે વૃત્તિઓ મનની છે, એમ 'कामादयश्च मनसो वृत्तयः ॥' એ શ્રુતિમાં કહ્યું છે; નીચેની સ્મૃતિમાં પણ સ્વપ્નકાલે મનનો સદ્ભાવ છે, એમ દર્શાવ્યું છેઃ—

"इन्द्रियाणामुपरमे मनोऽनुपरतं यदि ।
सेवते विषयानेव तद्विद्यात् स्वप्नदर्शनम् ॥"

**ભાવાર્થ:**—ઇન્દ્રિયોનો વિરામ થયે સતે ઉપરામ નહિ પામેલું મન જો વિષયોને જ સેવેછે, તો તેને સ્વપ્નદર્શન જાણે. ૪૦.

અવિદ્યાદશામાં ઉપાધિને લઇને જીવ કર્તા છે, એમ કહેવામાં આવ્યું ત્યાં સંશય [illegible] ? પોતાના કર્તાપણામાં ઇશ્વરની અપેક્ષા છે કિંવા નહિ? આ સંશયને દૂર કર[illegible] સૂ[illegible] પરાયત્તાધિકરણ રચેછેઃ—

૧૬. પરાયત્તાધિકરણ.

## परात्तु तच्छ्रुतेः ॥ ४१ ॥

**અન્વય અને અન્વયાર્થઃ**—तु જીવના સ્વતંત્રકર્તાપણાનો નિષેધ કરેછે **परात्** પરમાત્માથી [ જીવના કર્તાપણાદિની સિદ્ધિ છે ] **तच्छ्रुतेः** ( तत्श्रुतेः ) તેના [ કર્તાપણાની ] શ્રુતિ હોવાથી.

**ટીકા:**—અવિદ્યાદશામાં અજ્ઞાનરૂપઅંધકારવડે અંધ થયેલા જીવના કર્તાપણા તથા ભોક્તાપણારૂપ લક્ષણવાળા સંસારની સિદ્ધિ કર્માધ્યક્ષ, સર્વભૂતોના નિવાસસ્થાન, સાક્ષી અને સત્તાસ્ફૂર્તિ આપનાર પરમાત્માની અનુજ્ઞાથી થાયછે, અને તે પરમાત્માના અનુગ્રહરૂપહેતુથી વિજ્ઞાનવડે મોક્ષની સિદ્ધિ થાયછે. એ અર્થમાં 'एष ह्येव साधु कर्म कारयति तं यमेभ्यो लोकेभ्य उन्निनीषते। एष ह्येवासाधु कर्म कारयति तं यमधो निनीषते ॥' ( જેને તેના કર્માનુસાર આ લોકમાંથી ઉત્તમલોકમાં લઇ જવાને ઇચ્છેછે તેને આ પરમાત્મા શુભકર્મ કરાવેછે, અને જેને અધોલોકમાં લઇ જવાને ઇચ્છેછે, તેને આ અશુભ કર્મ કરાવેછે ) આ શ્રુતિ પ્રમાણરૂપ છે. જોકે જીવ રાગાદિદોષયુક્ત તથા બુદ્ધ્યાદિસામગ્રીસંપન્ન છે, અને લોકોમાં કૃષિઆદિકર્મોમાં ઈશ્વરનું કારણપણું પ્રસિદ્ધ નથી, તોપણ સર્વપ્રવૃત્તિમાં ઈશ્વરનું પ્રેરકપણું શ્રુતિસિદ્ધ હોવાથી જીવ સ્વતઃ જ કર્તા નથી. ૪૧.

જો ઈશ્વર જ શુભાશુભકર્મને કરાવેછે, તો ઈશ્વરમાં વિષમતા તથા ક્રૂરતાનો દોષ પ્રાપ્ત થશે, અને જીવને અકૃતાભ્યાગમ( નહિ કરેલા કર્મના ફલની પ્રાપ્તિ )ની પ્રાપ્તિ થશે, એવી શંકા થાય તો તેને દૂર કરવા ભગવાન્ સૂત્રકાર નીચેનું સૂત્ર કહેછેઃ—

## कृतप्रयत्नापेक्षस्तु विहितप्रतिषिद्धावैयर्थ्यादिभ्यः ॥ ४२ ॥

**અન્વય અને અન્વયાર્થઃ**—**विहितप्रतिषिद्धावैयर्थ्यादिभ्यः** વિહિત અને નિષિદ્ધના અવ્યર્થપણાદિથી तु [ ઈશ્વર ] તો **कृतप्रयत्नापेक्षः** [જીવના] કરેલા [ધર્માધર્મરૂપ] પ્રયત્નની અપેક્ષાવાળા [ છે, તેથી પૂર્વોક્તદોષો પ્રાપ્ત થતા નથી ].

**ટીકા:**—'स्वर्गकामो यजेत ॥' ( સ્વર્ગની કામનાવાળો યજન કરે ) એવીરીતિનાં વિહિતવચનોનું તથા 'ब्राह्मणो न हन्तव्यः ॥' ( બ્રાહ્મણ હનનકરવાયોગ્ય નથી ) એવાપ્રકારનાં નિષિદ્ધવચનોનું અવ્યર્થપણું ( સાર્થકપણું ) હોવાથી, જીવના અસ્વતંત્રપરતંત્રપણાથી ઈશ્વર જ તેમને તેમનાં કર્માનુસાર વિહિતનિષિદ્ધકર્મોમાં જોડેછે. ઈશ્વરના અત્યંતઅનપેક્ષપણામાં લૌકિકયત્નનું પણ વ્યર્થપણું થાયછે, એમ સૂત્રમાંના आदि શબ્દથી સૂચવ્યું છે. જીવે જે ધર્માધર્મરૂપ પ્રયત્ન પૂર્વે કર્યો છે, તેની અપેક્ષાવડે જ ઈશ્વર તેને શુભાશુભ કર્મો કરાવેછે, તેથી પૂર્વે કહેલા દોષો પ્રાપ્ત થતા નથી. જીવોનાં પૂર્વકર્મો બીજોની પેઠે ફલપ્રાપ્તિમાં અસાધારણકારણ છે, અને ઈશ્વર પર્જન્યની પેઠે સાધારણકારણ છે. પર્જન્ય ન હોય તો રસ, પુષ્પ, ફલ અને પત્રાદિનું વિષમપણું થાય નહિ; અને સ્વસ્વબીજ ન હોય તોપણ રસાદિનું વિષમપણું થાય નહિ. તેમ જીવે કરેલા પ્રયત્નની અપેક્ષાવાળા ઈશ્વર તેઓને શુભાશુભમાં જોડેછે, ધર્માધર્મની અપેક્ષાવિના સ્વેચ્છાથી જોડતા નથી. બીજાંકુરની પેઠે સંસાર પ્રવાહરૂપથી અનાદિ હોવાથી પ્રથમસૃષ્ટિમાં ઈશ્વરે જીવોને કોની અપેક્ષાવડે શુભાશુભકર્મોમાં જોડ્યા હશે, એવી શંકાનો અવકાશ રહેતો નથી. ૪૨.

જીવ તથા ઈશ્વરનો ઉપકાર્યઉપકારકભાવ કહ્યો. હવે જીવેશ્વરનો અગ્નિવિસ્ફુલિંગના જેવો કલ્પિત અંશાંશિભાવ કહેવા ભગવાન્ સૂત્રકાર અગીઆરસૂત્રોવાળું નીચેનું અંશાધિકરણ રચેછેઃ—

૧૭. અંશાધિકરણ.

## अंशो नानाव्यपदेशादन्यथा चापि दाशकितवादित्वमधीयत एके ॥ ४३ ॥

**અન્વય અને અન્વયાર્થઃ**—**अंशः** [ જીવ પરમાત્માનો ] અંશ [ છે ] **नानाव्यपदेशात्**

ભેદનું કથન હોવાથી च અને अन्यथा પ્રકારાંતરે अपि પણ एके એક [ શાખાવાળાઓ ] दाशकितवादित्वम् કૈવર્ત અને જૂગારીઆદિપણાને अधीयते ભણેછે.

ટીકા:—જીવેશ્વરનો ઉપકાર્યઉપકારકભાવ કહ્યો. તે ઉપકાર્યઉપકારકભાવ લોકમાં સંબંધવાળાનો જોવામાં આવેછે, જેમ સ્વામિભૃત્યનો તથા અગ્નિવિસ્ફુલિંગનો. જીવેશ્વરનો સ્વામિભૃત્યના જેવો સંબંધ નથી, પણ અગ્નિવિસ્ફુલિંગના જેવો સંબંધ છે. વિસ્ફુલિંગ જેમ અગ્નિનો અંશ છે, તેમ જીવ પણ પરમાત્માના અંશસમાન છે. નિરવયવનો મુખ્ય અંશ સંભવતો નથી, માટે અંશસમાન એમ કહ્યું છે. પરમાત્મા નિરવયવ છતાં જીવ તેના અંશસમાન છે, કેમકે 'सोऽन्वेष्टव्यः स विजिज्ञासितव्यः॥' ( તે અન્વેષણકરવાયોગ્ય છે, તે જિજ્ઞાસાકરવાયોગ્ય છે ) ઇત્યાદિશ્રુતિઓમાં જીવેશ્વરના ભેદનું કથન છે. વળી પ્રકારાંતરે પણ એટલે અનાનાત્વ(અભેદ)ના કથનથી પણ તેનું વ્યાવહારિકઅંશપણું સિદ્ધ થાયછે. એકશાખાવાળાઓ 'ब्रह्म दाशा ब्रह्म दासा ब्रह्मैवेमे कितवाः ॥' ( બ્રહ્મ કૈવર્તો છે, બ્રહ્મ દાસો છે અને બ્રહ્મ જ આ જૂગારીઓ છે ) એ વચનવડે બ્રહ્મના કૈવર્ત તથા જૂગારીઆદિપણાને ભણેછે. અગ્નિ અને વિસ્ફુલિંગનું ઉષ્ણપણું જેમ સમ છે, તેમ ઈશ્વર અને જીવનું ચૈતન્ય સમ છે, આથી ભેદાભેદના સ્વીકારવડે જીવનું અંશપણું છે. ૪૩.

જીવના અંશભાવમાં અન્યહેતુને કહેછે:—

## मन्त्रवर्णाच्च ॥ ४४ ॥

**અન્વય અને અન્વયાર્થ:**—मन्त्रवर्णात् મંત્રવર્ણ( શ્લોકરૂપ વેદશબ્દ)થી च પણ [ જીવ ઈશ્વરનો અંશ છે, એમ જણાયછે ].

ટીકા:—'तावानस्य महिमा ततो ज्यायाँश्च पूरुषः । पादोऽस्य सर्वा भूतानि त्रिपादस्यामृतं दिवि ॥' ( આ સહસ્રશીર્ષપુરુષની સમગ્ર પ્રપંચ વિભૂતિ છે, અને પુરુષ તે પ્રપંચથી મહત્તર છે, આ સર્વ સ્થાવરજંગમ જીવો આ પુરુષનો અંશ છે, અને તેના અમૃતરૂપ ત્રણ અંશ પોતાના સ્વપ્રકાશસ્વરૂપમાં છે ) આ મંત્રવર્ણથી પણ જીવ ઈશ્વરનો અંશ છે, એમ પ્રતીત થાયછે. ૪૪.

## अपि च स्मर्यते ॥ ४५ ॥

**અન્વય અને અન્વયાર્થ:**—च અને स्मर्यते [ જીવનું ઈશ્વરાંશપણું ] સ્મૃતિમાં કહ્યું છે अपि [ તેથી ] પણ [ જીવના અંશપણાની પ્રતીતિ થાયછે ].

ટીકા:—શ્રીભગવદ્ગીતારૂપસ્મૃતિમાં પણ 'ममैवांशो जीवलोके जीवभूतः सनातनः ॥' ( હે અર્જુન ! આ જીવલોકમાં આ સનાતન જીવરૂપ મારો જ અંશ છે) જીવ એ ઈશ્વરનો અંશ છે, એમ કહ્યું છે, તેથી પણ જીવના અંશપણાની પ્રતીતિ થાયછે. ઈશ્વરનો ઉપાધિ ઉત્કૃષ્ટ હોવાથી અને જીવનો ઉપાધિ નિકૃષ્ટ હોવાથી વ્યવહારદશામાં ઈશ્વર નિયંતા અને જીવ નિયમ્ય છે, એમ માનવામાં પણ કાંઇ વિરોધ નથી. ૪૫.

જેમ હાથપગાદિ એકઅંગમાં દુઃખ થવાથી અંગવાળો દેવદત્ત દુઃખી થાયછે, તેમ જીવરૂપઅંશમાં દુઃખ થવાથી અંશી ઈશ્વર પણ દુઃખી થવા જોઇએ, ને એમ થાય તો મોક્ષકાલે પ્રાપ્ત થનારી પરમાત્મપદની પ્રાપ્તિને તે દુઃખબહુલ હોવાથી કોઇ ઇચ્છશે નહિ, અને તેથી સમ્યગ્દર્શનને અનર્થપણાની પ્રાપ્તિ થશે, એવી શંકા થતાં તેનું ઉત્તર કહેછે:—

## प्रकाशादिवन्नैवं परः ॥ ४६ ॥

**અન્વય અને અન્વયાર્થ:**—प्रकाशादिवत् પ્રકાશાદિની પેઠે परः પરમાત્મા एवं એમ ( જીવની પેઠે દુઃખી ) न [ થતા ] નથી.

ટીકા:—જેમ આંગળાઆદિઉપાધિ સીધી કિંવા વાંકી થવાથી આકાશમાં વ્યાપી રહેલો સૂર્યનો કિંવા ચંદ્રનો પ્રકાશ સીધો અથવા વાંકો થયાનું ભાન થાયછે, પરંતુ પરમાર્થથી તે સીધો કિંવા વાંકો થતો નથી; તેમ ઉપાધિવાળા જીવરૂપઅંશમાં દુઃખનો ભાવ પ્રતીત થતાં છતાં પણ પરમાત્મા દુઃખયુક્ત થતા નથી. સૂત્રમાંના આદિશબ્દથી ઘટાકાશનું તથા જલ ભરેલા કુંડામાંના સૂર્યપ્રતિબિંબનું દૃષ્ટાંત ગ્રહણ કરવું. જેમ

ઘટના જવાઆવવાથી ઘટાકાશ જતું આવતું પ્રતીત થાયછે, પણ વસ્તુતાએ તે જતું આવતું નથી; વળી જેમ પાણી ભરેલા કુંડામાં સૂર્યનું પ્રતિબિંબ પડ્યું હોય, ત્યાં કુંડાના કિંવા જલના કંપવાથી પ્રતિબિંબ કંપમાન્ થયા છતાં પણ બિંબરૂપ સૂર્ય કંપમાન્ થતો નથી; તેમ અવિદ્યાએ ઉપજાવેલી બુદ્ધિઆદિ ઉપાધિવાળો જીવનામનો અંશ દુઃખી થવાથી અંશિરૂપ ઈશ્વર દુઃખી થતા નથી. જીવ પણ પરમાર્થથી દુઃખી નથી, અવિદ્યાના આવેશથી દેહાદિમાં આત્મભાવને પામીને તેનાં દુઃખોવડે હું દુઃખી છું, એમ અવિદ્યાએ કરેલા દુઃખોપભોગનું અભિમાન કરેછે. અભિમાનને લીધે દુઃખ થાયછે, એ વાર્તા લોકમાં પ્રસિદ્ધ છે. એમ હોવાથી સમ્યગ્દર્શનને અનર્થપણાની પ્રાપ્તિ નથી. ૪૬.

## स्मरन्ति च ॥ ४७ ॥

**અન્વય અને અન્વયાર્થઃ**—च અને स्मरन्ति [વ્યાસાદિ પણ જીવના દુઃખથી પરમાત્મા દુઃખી થતા નથી, એમ] કહેછે.

**ટીકાઃ**—જીવના દુઃખવડે પરમાત્મા દુઃખી થતા નથી, આ અર્થમાં શ્રીવ્યાસાદિકોની સ્મૃતિ પણ છેઃ-

"तत्र यः परमात्मा हि स नित्यो निर्गुणः स्मृतः ।
न लिप्यते फलैश्चापि पद्मपत्रमिवाम्भसा ॥
कर्मात्मा त्वपरो योऽसौ मोक्षबन्धैः स युज्यते ।
स सप्तदशकेनापि राशिना युज्यते पुनः ॥"

**ભાવાર્થઃ**-તેમાં જે પરમાત્મા છે, તે નિત્ય અને નિર્ગુણ કહેલા છે. જેમ કમલપત્ર જલવડે લેપાતું નથી, તેમ પરમાત્મા પણ સુખદુઃખરૂપફલોવડે લેપાતા નથી. જે આ અન્ય કર્માશ્રય જીવ છે, તે મોક્ષબંધમાં જોડાયછે. અને તેજ સત્તર (દશ ઇંદ્રિયો, પાંચ પ્રાણ, મન ને બુદ્ધિ)ના સમૂહરૂપ લિંગશરીરસાથે પણ જોડાયછે.

સૂત્રમાંનો च શબ્દ 'एकस्तथा सर्वभूतान्तरात्मा न लिप्यते लोकदुःखेन बाह्यः ॥' (જેમ આદિત્ય પ્રકાશ્યના દોષોવડે લેપાતા નથી, તેમ સર્વભૂતોના અંતરાત્મા જે એક છે, તે બહારના લોકદુઃખવડે લેપાતા નથી) ઇત્યાદિશ્રુતિઓના સમુચ્ચયમાટે છે. ૪૭.

પરમાર્થથી જીવબ્રહ્મની એકતા છે, અને ભેદનો તો માત્ર અનુવાદ જ છે, તો જીવને વિધિનિષેધ કોના સંબંધથી છે? એ શંકાનું નિવારણ કરવા નીચેના સૂત્રનું અવતરણ કરેછેઃ—

## अनुज्ञापरिहारौ देहसम्बन्धाज्ज्योतिरादिवत् ॥ ४८ ॥

**અન્વય અને અન્વયાર્થઃ**—अनुज्ञापरिहारौ વિધિ અને નિષેધ देहसम्बन्धात् દેહની સાથેના સંબંધથી [છે] ज्योतिरादिवत् અગ્નિઆદિની પેઠે.

**ટીકાઃ**—'मित्रमुपसेवितव्यम् ॥' (મિત્ર સેવનકરવાયોગ્ય છે) એ લૌકિકવિધિ તથા 'शत्रुः परिहर्तव्यः ॥' (શત્રુ ત્યજવાયોગ્ય છે) એ લૌકિકનિષેધ, તેમ જ 'ऋतौ भार्यामुपेयात् ॥' (ગૃહસ્થ ઋતુકાલમાં સ્વસ્ત્રીનો સંગ કરે) એ વૈદિકવિધિ તથા 'गुर्वङ्गनां नोपगच्छेत् ॥' (ગુરુની ભાર્યાનો સંગ ન કરે) એ વૈદિકનિષેધ એક જ આત્માને દેહની સાથેના સંબંધથી છે. દેહાદિસંઘાતમાં આત્મપણાની ભ્રાંતિ એ દેહની સાથેનો સંબંધ છે. યથાર્થ જ્ઞાન ન થાય ત્યાંસુધી એ ભ્રાંતિ રહેછે. પરોક્ષજ્ઞાનકાલમાં પણ વિધિનિષેધનો સદ્ભાવ છે; કેમકે તે કાલે તેને સર્વત્ર આત્મદર્શન થયું નથી. અપરોક્ષજ્ઞાનીને વિધિનિષેધનો અભાવ છતાં અભિમાનના અભાવથી યથેષ્ટચેષ્ટાની પ્રાપ્તિ નથી. તેથી અગ્નિઆદિની પેઠે દેહના સંબંધથી જ અનુજ્ઞાપરિહાર છે. જેમ અગ્નિ એક જ છે, પરંતુ શ્મશાનના અગ્નિનો નિષેધ છે, અન્યસ્થાનના અગ્નિનો નથી. સૂત્રમાંના આદિશબ્દવડે સૂર્યપ્રકાશ તથા પાર્થિવપદાર્થોનું ગ્રહણ કરવુંઃ જેમ સૂર્યનો પ્રકાશ એક જ છે, પરંતુ અપવિત્રપ્રદેશથી સંબંધ પામેલો પ્રકાશ ત્યજાયછે, પવિત્રભૂમિથી સંબંધ પામેલો ત્યજાતો નથી, તથા પાર્થિવપણાની સ-

માનતા છતાં હીરકવૈદૂર્યાદિ ગ્રહણ કરાયછે, અને નરકલેવરાદિનો ત્યાગ કરાયછે, તેમ દેહના સંબંધથી જ એક-આત્માને અનુજ્ઞાપરિહાર છે. ૪૮.

એકઆત્માનો સર્વશરીરની સાથે સંબંધ હોવાથી દેવદત્તના કર્મનું ફલ યજ્ઞદત્ત કેમ ભોગવતો નથી? એવી શંકા થાય તો તેનું સમાધાન કરેછેઃ—

## असन्ततेश्चाव्यतिकरः ॥ ४९ ॥

**અન્વય અને અન્વયાર્થઃ—च** પરંતુ **असन्ततेः** [ સર્વેશરીરો સાથે ] સંબંધના અભાવથી **अव्यतिकरः** [ કર્મનું વા ફલનું ] અસંકરપણું [ છે ].

**ટીકાઃ**—બુદ્ધિઅહંકારાદિઉપાધિવાળો જીવ કર્તાભોક્તા છે. તેનો સર્વેશરીરોસાથે સંબંધ નથી, કેમકે ઉપાધિના સંબધને અધીન ઉપહિતનો સબંધ છે. સર્વેશરીરોસાથે એકઉપાધિના સંબંધનો અભાવ હોવાથી જીવના સંબધનો પણ અભાવ છે, ને તેથી કર્મનું અથવા ફલનું સંકરપણું થતું નથી, અર્થાત્ એકપુરુષના કર્મનું ફલ અન્યપુરુષ ભોગવી શકતો નથી. ૪૯.

આગળ અવચ્છેદપક્ષની રીતે જીવનું અંશપણું કહ્યું, હવે તેમાં અરુચિ સૂચવતા છતા ભગવાન્ સૂત્ર-કાર પ્રતિબિંબપક્ષનો ઉપન્યાસ કરેછેઃ—

## आभास एव च ॥ ५० ॥

**અન્વય અને અન્વયાર્થઃ—च** અને **आभासः** [ આ જીવ પરમાત્માનો ] આભાસ **एव** જ [ છે, તેથી કર્મફલનું સંકરપણું નથી ].

**ટીકાઃ**—જેમ જલમાં પડેલું સૂર્યનું પ્રતિબિંબ સૂર્યનો આભાસ કહેવાયછે, તેમ અજ્ઞાનના અંશમાં અથવા બુદ્ધિમાં પડેલું પરમાત્માનું પ્રતિબિંબ પરમાત્માનો આભાસ કિંવા જીવ કહેવાયછે. જેમ એકજલ-માંના પ્રતિબિંબના કંપવાથી અન્યજલમાંનું પ્રતિબિંબ કંપતું નથી, તેમ એકજીવના કર્મફલને અન્યજીવ ભોગવતો નથી. જેમના મતમાં વ્યાપક નાના આત્મા છે, તેમના મતમાં સર્વઆત્માનો સર્વેશરીરોસાથે સં-બંધ હોવાથી એકપુરુષના કર્મનું ફલ અન્યપુરુષે ભોગવવું જોઇએ એરૂપ સંકર પ્રાપ્ત થાયછે. **સાંખ્યમતે** આત્મા બહુ છે. તે બધા વિભુ, ચૈતન્યમાત્ર, નિર્ગુણ અને તારતમ્યરહિત છે; પ્રધાન સર્વઆત્માઓને માટે સાધારણ છે, અને તે પ્રધાનવડે એ આત્માઓને ભોગમોક્ષની સિદ્ધિ થાયછે. વૈશેષિકમતે આત્મા બહુ અને વિભુ છતાં પણ ઘટાદિમિમાન દ્રવ્યમાત્રરૂપવાળા, અને સ્વભાવથી અચેતન છે; તે આત્માનાં ઉપકરણો મનો પણ અણુરૂપ અને અચેતન છે; આત્મદ્રવ્ય અને મનોદ્રવ્યના સંયોગથી જ્ઞાન, સુખ, દુઃખ, ઇચ્છા, દ્વેષ, પ્રયત્ન, ધર્મ, અધર્મ અને ભાવના એ નવ આત્મગુણો ઉપજેછે; અને તે અમિશ્રપણે પ્રત્યેકઆત્માઓમાં સમવાયસંબંધથી રહેછે; તે સંસાર છે, તથા તે નવ આત્મગુણોની અત્યંત અનુત્પત્તિ તે મોક્ષ છે. તેમાં **સાં-ખ્યને** મતે બધા આત્માઓ ચૈતન્યરૂપ હોવાથી અને તે સર્વને ઉદ્દેશશૂન્ય જડપ્રકૃતિનું સન્નિધાનાદિ સમાન હોવાથી એકના સુખદુઃખના સંબંધમાં સર્વને સુખદુઃખના સંબંધની પ્રાપ્તિ થાયછે. કણાદના મતમાં પણ આ-ત્માઓ વિભુ હોવાથી જે કાલે મનનો એક આત્માસાથે સંયોગ થાય તે કાલે સન્નિધાનાદિના અવિશેષથી સર્વઆત્માઓથી તે મનનો સંયોગ થવાથી એકઆત્માના સુખદુઃખના સંયોગમાં સર્વઆત્માઓને સમાન-સુખદુઃખના સંયોગની પ્રાપ્તિ થાયછે. ૫૦.

જે આત્માના અદૃષ્ટવડે જે આત્માનો મનથી સંયોગ થયો હોય તે આત્માને જ તે સંયોગ સુખદુઃખનો હેતુ છે, અન્યને નહિ, એમ પૂર્વપક્ષી સમાધાન કરે તો તેનું ઉત્તર આપેછે.—

## अदृष्टानियमात् ॥ ५१ ॥

**અન્વય અને અન્વયાર્થઃ—अदृष्टानियमात्** અદૃષ્ટના અનિયમથી [ સુખદુઃખની વ્ય-વસ્થા નથી ].

**ટીકાઃ**—આ જ આત્માનું આ અદૃષ્ટ છે, એવીરીતિના નિયમમાં હેતુનો અભાવ હોવાથી સુખદુઃખની

વ્યવસ્થા ન થવાથી પૂર્વોક્તદોષ વિદ્યમાન રહેછે આકાશના જેવા સર્વગત બહુ આત્માઓ પ્રતિશરીરની બહાર અને અંતર સમાનપણે સ્થિત હોવાથી મન, વાણી અને શરીરોવડે ધર્માધર્મરૂપઅદૃષ્ટને ઉપાર્જન કરેછે. સાંખ્યોને મતે તે અદૃષ્ટ આત્મામાં રહેતું નથી, પણ પ્રધાનમાં રહેછે, તે પ્રધાન સર્વઆત્માઓને સાધારણ હોવાથી પ્રત્યેકઆત્માના સુખદુઃખના ભોગનુ નિયામક થઇ શકતું નથી. ૫૧.

હું આ કર્મને કરીને આ ફલને પ્રાપ્ત થઇશ એવાપ્રકારના રાગાદિના સંકલ્પો પ્રત્યેકઆત્માઓમાં છે, તે ભિન્ન ભિન્ન આત્માની અને અદૃષ્ટની સ્વસ્વામિભાવરૂપે વ્યવસ્થા કરેછે, એમ પૂર્વપક્ષી ઉત્તર આપે તો સિદ્ધાંતી તેનું પ્રત્યુત્તર આપેછે.—

## अभिसन्ध्यादिष्वपि चैवम् ॥ ५२ ॥

**અન્વય અને અન્વયાર્થઃ**—**च** અને **अभिसन्ध्यादिषु** રાગાદિના સંકલ્પોમાં **अपि** પણ **एवम्** એમ [ હોવાથી પૂર્વોક્તદોષની પ્રાપ્તિ રહેછે ].

**ટીકાઃ**—રાગાદિના સંકલ્પોમાં પણ સર્વઆત્માઓનો મનથી સયોગ સમાનપણે છે, અને એમ હોવાથી અમુકઆત્માનો અમુક સંકલ્પ છે, એમ વ્યવસ્થા થઇ શકતી નથી, તેથી પૂર્વોક્તદોષ વિદ્યમાન જ રહેછે. ૫૨.

એ પ્રસંગમાં શંકાસમાધાનવાળું સૂત્ર કહેછે —

## प्रदेशादिति चेन्नान्तर्भावात् ॥ ५३ ॥

**અન્વય અને અન્વયાર્થઃ**—**प्रदेशात्** [ શરીરાવચ્છિન્નઆત્માના ] પ્રદેશથી [ વ્યવસ્થા થઇ શકેછે ] **इति** એમ **चेत्** [ કહો ] તો **अन्तर्भावात्** [ સર્વઆત્માઓનો સર્વશરીરોમાં ] અંતર્ભાવ હોવાથી **न** [ વ્યવસ્થા થઇ શકતી ] નથી.

**ટીકાઃ**— જોકે આત્મા વિભુ છે, તોપણ શરીરમાં સ્થિત મનનો સયોગ શરીરાવચ્છિન્નઆત્મપ્રદેશમાં થાયછેઃ જે શરીરાવચ્છિન્નઆત્મામા મનનો સયોગ છે, તે શરીરાવચ્છિન્ન આત્મા જ પોતાનાં સુખદુઃખો ભોગવેછે, અન્ય નહિ, એમ સુખદુઃખની વ્યવસ્થા થઇ શકેછે, એમ કહો તો અમે કહીએછીએ કે તમારા મતમાં સર્વે આત્માઓ સમાન વ્યાપક હોવાથી તેમનો સર્વશરીરોમાં અંતર્ભાવ છે, એટલે સર્વઆત્માઓનો સર્વમનોસાથે સયોગ હોવાથી સંકલ્પ, અદૃષ્ટ કે સુખદુઃખની વ્યવસ્થા થઇ શકતી નથી. શરીર સર્વઆત્માઓની સન્નિધિમાં ઉપજતું હોવાથી આ આત્માનુ જ આ શરીર છે, અન્યોનું નથી, એવો નિયમ થઇ શકતો નથી. વળી ઘણા આત્માઓનુ વ્યાપકપણુ માનવુ એમાં કોઇ દૃષ્ટાન્ત ન હોવાથી તે કથન પણ યુક્તિરહિત છે. અમારા મતમા આકાશ બ્રહ્મનું કાર્ય હોવાથી બ્રહ્મસમાન વ્યાપક નથી, તેથી એ દોષ પ્રાપ્ત થતો નથી. તેથી આત્માના એકત્વનો પક્ષ જ સર્વદોષના અભાવવાળો છે. ૫૩.

ઇતિ શ્રીવેદાંતદર્શનની તાત્પર્યદીપિકાનામની ગૂજરાતીભાષાની ટીકામાં અવિરોધનામના બીજાઅધ્યાયનો પંચમહાભૂતસંબંધિશ્રુતિઓના અને જીવસંબંધિશ્રુતિઓના પરસ્પરના વિરોધનો પરિહાર એ નામનો ત્રીજો પાદ સમાપ્ત. ૩.





## ૪. અથ લિંગશરીરસંબંધિશ્રુતિઓના વિરોધનો પરિહાર એ નામનો બીજાઅધ્યાયનો ચોથો પાદ.

તૃતીયપાદમાં આકાશાદિપંચમહાભૂતની ઉત્પત્તિનો તથા કર્તાભોક્તા જીવના સ્વરૂપનો, શ્રુતિઓના વિરોધના પરિહારદ્વારા વિચાર કર્યો. હવે લિંગશરીરસંબધિશ્રુતિઓના વિરોધના પરિહારદ્વારા પ્રાણાદિની ઉત્પત્તિનો વિચાર કરવામાટે આ ચતુર્થપાદનો પ્રારંભ છે. 'तस्माद्वा एतस्मादात्मन आकाशः सम्भूतः ॥' (તે આ આત્માથી આકાશ ઉપજ્યું) એ ઉત્પત્તિપ્રકરણની શ્રુતિમાં પ્રાણોની (ઇન્દ્રિયોની) ઉત્પત્તિનું શ્રવણ થતું નથી; અને 'तेऽग्रेऽसदासीत्। तदाहुः के ते ऋषय इति।प्राणा वा ऋषयः ॥' (તે ઋષિઓ પૂર્વે અસતરૂપ હતા, ત્યારે પૂછયું કે તે ઋષિઓ કોણ? પ્રાણો જ ઋષિઓ) એ શ્રુતિમાં ઉત્પત્તિની પૂર્વે પ્રાણોના સદ્ભાવનું શ્રવણ થાયછે; વળી 'यथाग्नेर्ज्वलतः क्षुद्रा विस्फुलिङ्गा व्युच्चरन्ति एवमेवैतस्मादात्मनः सर्वे प्राणाः ॥' (જેમ બળતા અગ્નિમાંથી ઝીણા તણખા ઉત્પન્ન થાયછે, તેમ જ આ આત્માથી સર્વે પ્રાણો ઉત્પન્ન થાયછે) એ આદિઅન્યશ્રુતિઓમાં પ્રાણોની ઉત્પત્તિનું શ્રવણ થાયછે. એવીરીતે પ્રાણોની ઉત્પત્તિના સંબંધમાં શ્રુતિઓનો વિરોધ પ્રાપ્ત થતાં તેનો પરિહાર કરવા ભગવાન્ સૂત્રકાર નીચેનું પ્રાણોત્પત્ત્યધિકરણ રચેછે:—

### ૧. પ્રાણોત્પત્ત્યધિકરણ.

## तथा प्राणाः ॥ १ ॥

**અન્વય અને અન્વયાર્થ:**—**तथा** [જેવીરીતે પરમાત્માથી આકાશાદિ ઉત્પન્ન થાયછે] તેવીરીતે **प्राणाः** પ્રાણો [પણ ઉત્પન્ન થાયછે].

**ટીકા:**—જેમ આકાશાદિપંચમહાભૂતની ઉત્પત્તિ પરમાત્માથી થાયછે, તેમ પ્રાણો(ઇન્દ્રિયો)ની ઉત્પત્તિ પણ પરમાત્માથી થાયછે. 'एतस्माज्जायते प्राणो मनः सर्वेन्द्रियाणि च । खं वायुर्ज्योतिरापः पृथिवी विश्वस्य धारिणी ॥' (આ પરમાત્માથી પ્રાણ, મન, સર્વેઇન્દ્રિયો અને આકાશ, વાયુ, તેજ, જલ તથા સમગ્રને ધારણ કરનારી પૃથિવી ઉત્પન્ન થાયછે) તથા 'एतस्मादात्मनः सर्वे प्राणाः सर्वे लोकाः सर्वे देवाः सर्वाणि भूतानि च व्युच्चरन्ति ॥' (આ આત્માથી સર્વેપ્રાણો, સર્વેલોકો, સર્વેદેવો અને સર્વેભૂતો ઉત્પન્ન થાયછે) ઇત્યાદિશ્રુતિઓ પ્રાણોની ઉત્પત્તિમાં પ્રમાણરૂપ છે. આકાશાદિ જેમ પરમાત્માના વિકારો છે, તેમ પ્રાણો પણ પરમાત્માના વિકારો છે, એમ જાણવું. કોઇશ્રુતિઓમાં પ્રાણોની ઉત્પત્તિ ન કહી હોય તેથી પ્રાણોની ઉત્પત્તિ કહેનારી બલવતી શ્રુતિઓ બાધ પામે નહિ. ૧.

ઉત્પત્તિની પૂર્વે પ્રાણોના સદ્ભાવના શ્રવણથી ઉત્પત્તિને કહેનારી શ્રુતિ ગૌણી છે, એમ પૂર્વપક્ષી કહે તો તેનો પરિહાર કરેછે:—

## गौण्यसम्भवात् ॥ २ ॥

**અન્વય અને અન્વયાર્થ:**—**गौण्यसम्भवात्** (गौण्याः असम्भवात्) [પ્રતિજ્ઞાહાનિરૂપદોષથી] ગૌણીનો અસંભવ હોવાથી [પ્રાણોની ઉત્પત્તિ કહેનારી શ્રુતિ ગૌણી નથી, કિંતુ મુખ્યા છે].

**ટીકા:**—પ્રતિજ્ઞાહાનિના પ્રસંગથી પ્રાણોની ઉત્પત્તિ કહેનારી શ્રુતિ ગૌણી હોવાનો સંભવ નથી. 'कस्मिन्न भगवो विज्ञाते सर्वमिदं विज्ञातं भवति ॥' (હે ભગવન્! કોને જાણવાથી આ સર્વ જ્ઞાત થાયછે)

એપ્રમાણે એકના વિજ્ઞાનવડે સર્વના વિજ્ઞાનની પ્રતિજ્ઞા કરીને તેના સાધનમાટે 'एतस्माज्जायते प्राणः ॥' ઇત્યાદિ કહ્યું છે. પ્રાણાદિ સમસ્ત જગત્ બ્રહ્મના વિકારરૂપ હોય તો પ્રકૃતિથી (ઉપાદાનકારણથી) ભિન્ન વિકારનો અભાવ હોવાથી તે પ્રતિજ્ઞા સિદ્ધ થાયછે, પણ પ્રાણોની ઉત્પત્તિ કહેનારી શ્રુતિને ગૌણી માનીએ તો તે પ્રતિજ્ઞાનો ત્યાગ થાયછે. 'आत्मनो वा अरे दर्शनेन श्रवणेन मत्या विज्ञानेनेदं सर्वं विदितं ॥' (અરે! આત્માના જ સાક્ષાત્કારવડે, શ્રવણવડે, મનનવડે અને નિદિધ્યાસવડે આ સર્વ વિદિત થાયછે) ઇત્યાદિશ્રુતિઓમાં પણ એવી જ પ્રતિજ્ઞા છે. ઉત્પત્તિની પહેલાં પ્રાણના સદ્‌ભાવનું જે શ્રવણ થાયછે, તે અવાંતરપ્રલયમાં હિરણ્યગર્ભનામની અવાંતરપ્રકૃતિરૂપ પ્રાણના સદ્‌ભાવપર છે, કેમકે તેના અન્યવિકારોની પૂર્વે તેનો સદ્‌ભાવ છે; પણ મહાપ્રલયમાં પરમકારણ બ્રહ્મના પ્રાણવાન્‌પણાપર નથી; કેમકે 'अप्राणो ह्यमनाः शुभ्रो ह्यक्षरात् परतः परः ॥' (પરમાત્મા પ્રાણરહિત, મનરહિત, શુભ્ર અને અક્ષરથી પર છે) એ શ્રુતિમાં મૂલઉપાદાનકારણમાં પ્રાણાદિસમસ્તવિશેષના રહિતપણાનો નિશ્ચય દર્શાવ્યો છે. ૨.

## तत्प्राक्श्रुतेश्च ॥ ३ ॥

**અન્વય અને અન્વયાર્થઃ**—च અને तत् તે (જન્મવાચી શબ્દ) प्राक् પહેલાં श्रुतेः [પ્રાણની ઉત્પત્તિમાં] શ્રવણ થવાથી [પ્રાણોની ઉત્પત્તિ મુખ્યા છે].

ટીકાઃ—જે 'जायते' એવો એક જ જન્મવાચી શબ્દ છે, તે પહેલાં પ્રાણની ઉત્પત્તિને કહીને પશ્ચાત્ આકાશાદિની ઉત્પત્તિમાં અનુવર્તેછે, જેથી 'एतस्माज्जायते प्राणः ॥' એ શ્રુતિવડે આકાશાદિનો મુખ્ય જન્મ સ્થાપિત કર્યો છે, તેથી પ્રાણનો પણ મુખ્ય જ જન્મ સંભવેછે. એકપ્રકરણમાં અને એકવાક્યમાં એકવાર કથન કરેલા બહુની સાથે સબંધવાળા એકશબ્દનું ક્વચિત્ મુખ્યપણું અને ક્વચિત્ ગૌણપણું એવી વિરૂપતા યોગ્ય નથી, માટે અહિં મુખ્યપણું જ સ્વીકારવાયોગ્ય છે. ૩.

છાંદોગ્યના ઉત્પત્તિપ્રકરણમાં પણ પ્રાણોની ઉત્પત્તિનું શ્રવણ થતું નથી, એમ પૂર્વપક્ષી કહે તો તેનું સમાધાન કરેછેઃ—

## तत्पूर्वकत्वाद्वाचः ॥ ४ ॥

**અન્વય અને અન્વયાર્થઃ**—वाचः વાણી [પ્રાણ અને મનના] तत्पूर्वकत्वात् તેના (તેજ, જલ અને પૃથ્વીના) પૂર્વકપણાથી (મૂલકપણાથી) [અશ્રવણ અસિદ્ધ છે].

ટીકાઃ— જોકે 'तत्तेजोऽसृजत ॥' (તે બ્રહ્મ તેજને સર્જતું હતું) આ પ્રકરણમાં પ્રાણની ઉત્પત્તિ કહી નથી, તેજ, જલ અને પૃથિવી આ ત્રણની ઉત્પત્તિ કહી છે, તોપણ તેજ, જલ અને પૃથિવી બ્રહ્મનાં કાર્ય હોવાથી અને તે તેજ, જલ અને પૃથિવીના વિકારરૂપે વાણી, પ્રાણ અને મનનું કથન હોવાથી તેમની તથા કરણના સમાનપણાથી સર્વપ્રાણોની બ્રહ્મમાંથી ઉત્પત્તિ છે, એમ સિદ્ધ થાયછે. આ જ પ્રકરણમાં 'अन्नमयं हि सौम्य मन आपोमयः प्राणस्तेजोमयी वाक् ॥' (હે સૌમ્ય! આ મન પૃથિવીમય છે, પ્રાણ જલમય છે, અને વાણી તેજોમયી છે) એ વાક્યવડે વાણી, પ્રાણ અને મનનું તેજ, જલ અને પૃથિવીપૂર્વકપણું કહ્યું છે, અર્થાત્ વાણીઆદિને તેજઆદિના વિકારરૂપે કહેલાં છે, એટલે પ્રાણોની ઉત્પત્તિનું અશ્રવણ અસિદ્ધ છે. ૪.

પ્રાણો(ઇન્દ્રિયો)ની સંખ્યા કહેનારી શ્રુતિઓના વિરોધને દૂર કરી પ્રાણોની સંખ્યાનો નિર્ણય કરતા ભગવાન્ સૂત્રકાર નીચેનું સપ્તગત્યધિકરણ રચેછેઃ—

### ૨. સપ્તગત્યધિકરણ.

પૂર્વપક્ષઃ—

## सप्त गतेर्विशेषितत्वाच्च ॥ ५ ॥

**અન્વય અને અન્વયાર્થઃ**—गतेः [શ્રુતિથી સાતપ્રાણોના] જ્ઞાનથી च અને [શિરવડે] વિશેષિતપણાથી [પ્રાણો] सप्त સાત [છે].

ટીકા:—મુખ્યપ્રાણને આગળ કહેશે. હમણાં તો મુખ્યપ્રાણથી ભિન્ન કેટલા પ્રાણો છે, તેનો વિચાર આરંભેછે. 'सप्त प्राणाः प्रभवन्ति तस्मात् ॥' (તેથી પાંચ જ્ઞાનેન્દ્રિયો, વાણી અને મન આ સાત પ્રાણો ઉપજેછે) એ શ્રુતિમાં સાત પ્રાણો કહ્યા છે; 'अष्टौ ग्रहा अष्टावतिग्रहाः ॥' (પાંચ જ્ઞાનેન્દ્રિયો, વાણી, હાથ અને મન એ આઠ ઇન્દ્રિયો અને આઠ વિષયો) એ શ્રુતિમાં આઠ પ્રાણો કહ્યા છે; 'सप्त वै शीर्षण्याः प्राणा द्वाववाञ्चौ ॥' (બે શ્રોત્ર, બે ચક્ષુ, બે ઘ્રાણ અને વાણી એ સાત મસ્તકમાંથી ઉપજેલા પ્રાણો અને પાયુ તથા ઉપસ્થ એ નીચેના પ્રાણો) એ શ્રુતિમાં નવ, 'नव वै पुरुषे प्राणा नाभिर्दशमी ॥' (પુરુષમાં નવ પ્રાણો અને નાભિ દશમી) એ શ્રુતિમાં દશ, 'दशेमे पुरुषे प्राणा आत्मैकादशः ॥' (આ પુરુષદેહમાં દશ પ્રાણો અને અગીઆરમો પ્રાણ મન) એ શ્રુતિમાં અગીઆર, 'सर्वेषां स्पर्शानां त्वगेकायनम् ॥' (સર્વેસ્પર્શોનું ત્વચા એક-મુખ્ય-આયતન છે) એ શ્રુતિમાં બાર, અને 'चक्षुश्च द्रष्टव्यं च ॥' (ચક્ષુ અને દ્રષ્ટવ્ય) એ શ્રુતિમાં તેર પ્રાણો કહ્યા છે. એવીરીતે શ્રુતિઓમાં પ્રાણોની સખ્યાનો વિરોધ હોવાથી સંશય થાયછે કે એમાંની કયી સંખ્યા માનવી જોઇએ? ત્યાં પૂર્વપક્ષી કહેછે કે સાતપ્રાણોનો સ્વીકાર કરવો જોઇએ; કેમકે 'सप्त प्राणाः प्रभवन्ति तस्मात् ॥' એ શ્રુતિથી સાતપ્રાણોનું જ્ઞાન થાયછે, અને 'सप्त वै शीर्षण्याः प्राणाः ॥' (સાત જ મસ્તકમાંથી ઉપજેલા પ્રાણો) એ શ્રુતિમાં એ સખ્યા મસ્તકવડે વિશેષિત (વિશેષણવડે કથન કરાયેલી)છે. આઠ, નવ આદિ જે પ્રાણોની સંખ્યા કહી છે, તે વૃત્તિભેદને લઇને કહી છે, માટે પ્રાણોની સૌથી નાની સંખ્યા જે સાત છે, તે જ અંગીકારકરવાયોગ્ય છે. ૫.

## સિદ્ધાંતઃ— हस्तादयस्तु स्थितेऽतो नैवम् ॥ ६ ॥

**અન્વય અને અન્વયાર્થઃ—तु** પૂર્વપક્ષની વ્યાવૃત્તિ કરેછે **हस्तादयः** હાથઆદિ **स्थिते** હોવાથી [ સાત પ્રાણો નથી ] **अतः** આથી **एवम्** [ સાત જ પ્રાણો છે ] એમ **न** નહિ [ માનવું જોઇએ ].

ટીકા:—'हस्तौ वै ग्रहः ॥' (હાથ ઇન્દ્રિય છે) ઇત્યાદિશ્રુતિઓમાં સાતથી અધિક હસ્તાદિક અન્યઇન્દ્રિયોનું શ્રવણ થાયછે, માટે હાથઆદિ સ્થિત હોવાથી સાત પ્રાણો નથી; આથી સાત જ ઇન્દ્રિયો છે, એમ નહિ માનવું જોઇએ. 'दशेमे पुरुषे प्राणा आत्मैकादशः॥' (આ પુરુષમાં દશ પ્રાણો છે, અને મન અગીઆરમો પ્રાણ છે) એ શ્રુતિમાં પાંચ જ્ઞાનેન્દ્રિય, પાંચ કર્મેન્દ્રિય અને એક મન એમ અગીઆર જ ઇન્દ્રિયો કહી છે, માટે ઇન્દ્રિયોની સંખ્યા અગીઆર છે, ન્યૂનાધિક નથી. જોકે કોઇશ્રુતિમાં બાર કિંવા તેર ઇન્દ્રિયો કહી છે, તોપણ તે વધારાની એક (બુદ્ધિ) કિંવા બે(બુદ્ધિ તથા અહંકાર)નો સમાવેશ મનમાં જ થાયછે, એટલે વધારે સંખ્યા સ્વીકારવાની અપેક્ષા રહેતી નથી. પૂર્વપક્ષીએ જે સાત પ્રાણો કહ્યા છે, તે ગોલકો જ કહ્યાં છે, વસ્તુતાએ તો ત્યાં શ્રોત્ર, ચક્ષુ, નાસિકા ને વાણી એ ચાર જ પ્રાણો છે, એટલે તેણે સાતપ્રાણોને સ્થાને ચાર જ પ્રાણો સ્વીકારવા જોઇએ. સાતપ્રાણોથી વધારાના પ્રાણો વૃત્તિભેદરૂપે છે, એમ જે પૂર્વપક્ષીએ કહ્યું છે, તે પણ મિથ્યા છે, કેમકે હસ્તાદિ જેઓ અત્યંત વિજાતીય છે, તેઓ શ્રોત્રાદિમાંથી કોના વૃત્તિભેદરૂપે સ્વીકારી શકાય? કોઇના પણ નહિ. 'नव वै पुरुषे प्राणा नाभिर्दशमी ॥' એ શ્રુતિમાં શરીરમાંનાં છિદ્રોના અભિપ્રાયવડે દશ પ્રાણો કહ્યા છે, ને નવપ્રાણનાં નવ સ્થાન તથા મુખ્યપ્રાણનું નાભિસ્થાન દર્શાવ્યું છે. શબ્દ, સ્પર્શ, રૂપ, રસ ને ગંધ એ પાંચવિષયો શ્રોત્રાદિપાંચજ્ઞાનેન્દ્રિયોથી ગ્રહણ થાયછે, વચન, આદાન, ગમન, મલત્યાગ ને આનંદ એ પાંચ ક્રિયાના ભેદો છે, તેને માટે વાણીઆદિપાંચકર્મેન્દ્રિયો છે, અને સર્વઅર્થને તથા ત્રણેકાલને વિષય કરનારું મન જે અનેકવૃત્તિવાળું છે, તે સામાન્યપણે બહારના વિષયોનું ને વિશેષપણે અંતરના વિષયોનું નિર્વાહક છે, એ અગીઆરથી વિશેષ કાર્યસમૂહ ન હોવાથી અગીઆરથી વધારે કરણ સ્વીકારવાની અપેક્ષા રહેતી નથી. ૬.

પ્રાણોના પરિમાણનો નિશ્ચય કરવા ભગવાન્ સૂત્રકાર નીચેનું પ્રાણાણુત્વાધિકરણ રચેછેઃ—

### ૩. પ્રાણાણુત્વાધિકરણ.

## अणवश्च ॥ ७ ॥

**અન્વય અને અન્વયાર્થઃ**—अणवः [ સર્વે પ્રાણો ] અણુ ( સૂક્ષ્મ અને પરિચ્છિન્ન પરિમાણુવાળા ) च જ [ છે ].

**ટીકાઃ**—પૂર્વોક્ત અગીઆરે પ્રાણો અણુ એટલે સૂક્ષ્મ (અનુદ્ભૂતરૂપસ્પર્શ) અને પરિચ્છિન્ન (એકદેશમાં રહેનાર) પરિમાણુવાળા છે, પરમાણુની તુલ્ય નથી, જો પરમાણુતુલ્ય માનીએ તો મનઆદિને સર્વશરીરનું જ્ઞાન ન થવાનો દોષ પ્રાપ્ત થાયછે. એ પ્રાણો સ્થૂલ પણ નથી, કેમકે જો સ્થૂલ હોય તો જેમ દરમાંથી નીકળતો સર્પ જોવામાં આવેછે, તેમ પ્રાણો પણ મૃત્યુકાલમાં પાસે બેઠેલાને મરનારના દેહમાંથી નીકળતા જોવામાં આવવા જોઇએ. પ્રાણોને વ્યાપક માનીએ તો ગમનાગમન કહેનારી શ્રુતિના પ્રમાણનો બાધ થાયછે, અને જીવનું બુદ્ધિના ધર્મનું પ્રધાનપણું સિદ્ધ થઇ શકતું નથી. ૭

મુખ્યપ્રાણની બ્રહ્મથી ઉત્પત્તિ દર્શાવવા ભગવાન્ સૂત્રકાર નીચેના પ્રાણશ્રૈષ્ઠ્યાધિકરણને રચેછે.—

### ૪. પ્રાણશ્રૈષ્ઠ્યાધિકરણ.

## श्रेष्ठश्च ॥ ८ ॥

**અન્વય અને અન્વયાર્થઃ**—श्रेष्ठः મુખ્યપ્રાણ च પણ [ બ્રહ્મથી ઉત્પન્ન થયો છે ].

**ટીકાઃ**—જેમ અન્ય પ્રાણો બ્રહ્મથી ઉત્પન્ન થયા છે, તેમ મુખ્યપ્રાણ પણ બ્રહ્મથી ઉત્પન્ન થયો છે. 'स प्राणमसृजत ॥' (તે પ્રાણને સૃજતા હવા) તથા 'एतस्माज्जायते प्राणः ॥' ( એ પરમાત્માથી પ્રાણ ઉત્પન્ન થાયછે) એ શ્રુતિઓ પણ મુખ્યપ્રાણની બ્રહ્મથી ઉત્પત્તિ થાયછે, એમ કહેછે. 'प्राणो वाव ज्येष्ठश्च श्रेष्ठश्च ॥' (પ્રાણ જ જ્યેષ્ઠ અને શ્રેષ્ઠ છે) એ શ્રુતિમાં મુખ્યપ્રાણને શ્રેષ્ઠ કહ્યો છે, માટે સૂત્રમાં મુખ્યપ્રાણને સ્થાને શ્રેષ્ઠશબ્દ મૂકયો છે. મુખ્યપ્રાણનો વીર્યની સાથે જ ગર્ભાશયમાં પ્રવેશ થાયછે, અને અન્ય પ્રાણો તો તેમનાં ગોલકાદિ થયાપછી તેમાં પોતાની સ્થિતિ કરેછે, માટે મુખ્યપ્રાણનું જ્યેષ્ઠપણ છે, અને 'न वै शक्ष्यामस्त्वदृते जीवितुम् ॥' (તારાવિના અમે (અન્ય પ્રાણો) જીવવાને શક્તિમાન્ નથી) એ શ્રુતિમાં મુખ્યપ્રાણના ગુણાધિક્યનું કથન હોવાથી તેનું શ્રેષ્ઠપણું છે. ૮.

મુખ્યપ્રાણના સ્વરૂપનો નિર્ણય કરવામાટે ભગવાન્ સૂત્રકાર નીચેના વાયુક્રિયાધિકરણને રચેછેઃ—

### ૫. વાયુક્રિયાધિકરણ.

## न वायुक्रिये पृथगुपदेशात् ॥ ९ ॥

**અન્વય અને અન્વયાર્થઃ**—पृथगुपदेशात् [ શ્રુતિમાં મુખ્યપ્રાણનો ] પૃથક્ ઉપદેશ હોવાથી वायुक्रिये [ મુખ્યપ્રાણ ] વાયુ અને ક્રિયા ( ઇન્દ્રિયોનો એકત્ર વ્યાપાર ) न નથી.

**ટીકાઃ**—'प्राण एव ब्रह्मणश्चतुर्थः पादः स वायुना ज्योतिषा भाति च तपति च ॥' ( મનોરૂપબ્રહ્મના વાક્, પ્રાણ, ચક્ષુ અને શ્રોત્ર એ ચારપાદમાં પ્રાણ જ તે બ્રહ્મનો ચતુર્થ પાદ છે, તે પ્રાણ પોતાના અધિદેવ વાયુવડે પ્રકટ થાયછે, અને તેજવડે પોતાનું કાર્ય કરવાને સમર્થ થાયછે) એ શ્રુતિમાં મુખ્યપ્રાણનો વાયુથી પૃથક્ ઉપદેશ છે, અને 'एतस्माज्जायते प्राणो मनः सर्वेन्द्रियाणि च ॥' એ શ્રુતિમાં તેનો કરણોથી ભિન્ન ઉપદેશ છે. એવીરીતે મુખ્યપ્રાણનો વાયુ અને કરણોથી ભિન્ન ઉપદેશ હોવાથી મુખ્યપ્રાણ વાયુ નથી, અને ઇન્દ્રિયોનો એકત્ર વ્યાપાર પણ નથી. 'यः प्राणः स वायुः स एष वायुः पञ्चविधः प्राणोऽपानो व्यान उदानः समानः ॥' (જે પ્રાણ તે વાયુ, તે આ વાયુ પાંચપ્રકારનો છે; પ્રાણ, અપાન, વ્યાન, ઉદાન અને સમાન) એ શ્રુતિમાં પ્રાણ એ વાયુ છે, એમ કહ્યું છે, તેનું તાત્પર્ય એવું છે કે વાયુ જ અધ્યાત્મભાવને પામી વિશેષરૂપે સ્થિત થાય ત્યારે પ્રાણ કહેવાયછે, તેથી તેમ કહ્યું છે. પ્રાણ એ વાયુથી કેવલ ભિન્નતત્ત્વ નથી, તેમ વાયુમાત્ર પણ નથી, તેથી તેમના ભેદાભેદને કહેનારી શ્રુતિઓ વિરોધ પામતી નથી. 'सामान्यकरणवृत्तिः प्राणाद्या वायवः पञ्च ॥' (પ્રાણાદિપાંચવાયુઓ કરણોની સામાન્ય વૃત્તિ છે) કે

સાંખ્યસૂત્રમાં પ્રાણને કરણોની વૃત્તિરૂપ કહ્યો છે, તે પણ યોગ્ય નથી, કેમકે શ્રવણાદિઇન્દ્રિયોની વૃત્તિથી પ્રાણની પ્રાણનવૃત્તિ અત્યંત વિજાતીય છે, તથા શ્રુતિમાં મુખ્યપ્રાણની શ્રેષ્ઠતાનું સ્પષ્ટ કથન છે. ૯.

જેમ આ શરીરમાં જીવ સ્વતંત્ર છે, તેમ પ્રાણ પણ વાગાદિઇન્દ્રિયોથી શ્રેષ્ઠ હોવાથી સ્વતંત્ર હોવો જોઇએ, એમ શંકા થાય તો તેનું સમાધાન કરેછે:—

## चक्षुरादिवत्तु तत्सहशिष्ट्यादिभ्यः ॥ १० ॥

**અન્વય અને અન્વયાર્થ:**—तु પ્રાણની સ્વતંત્રતાની નિવૃત્તિમાટે છે चक्षुरादिवत् ચક્ષુરાદિની પેઠે [ પ્રાણ પણ સ્વતંત્ર નથી ] तत्सहशिष्ट्यादिभ्यः તેની ( ચક્ષુરાદિની ) સાથેના પાઠઆદિથી.

*ટીકા:*—જેમ ચક્ષુરાદિ ઇન્દ્રિયો અમાત્યગણની પેઠે જીવરૂપરાજાનાં કર્તૃત્વભોક્તૃત્વનાં સાધનો છે, તેમ મુખ્યપ્રાણ પણ રાજમંત્રીની પેઠે જીવના સર્વઅર્થની સિદ્ધિકરનારો હોવાથી જીવનું સાધન છે, સ્વતંત્ર નથી; કેમકે પ્રાણસંવાદાદિના પ્રકરણમાં તેનું અન્યઇન્દ્રિયોની પેઠે ભોગ્યપણું દર્શાવ્યું છે, તથા તે ઇન્દ્રિયોની સાથે જ પ્રાણનો પાઠ (કથન) પણ છે. સૂત્રમાંના आदिશબ્દથી પ્રાણનું સાવયવપણું, અચેતનપણું અને ભૌતિકપણું કહી તેના સ્વતંત્રપણા( કર્તાભોક્તાપણા )ના નિષેધના હેતુઓ દર્શાવ્યા છે. ૧૦.

ચક્ષુરાદિકરણોના જેમ રૂપઆદિ વિષયો છે, તેમ પ્રાણને કરણ કહેવાથી તેને કોઇવિષયની પ્રાપ્તિનો પ્રસંગ પ્રાપ્ત થશે; પૂર્વે અગીઆર વિષયો કહી તેનાં અગીઆર કરણો કહ્યાં છે, બારમો વિષય કહ્યો નથી, તેથી પ્રાણનું કરણપણું અસિદ્ધ છે, એવી શંકા થાય તો તેનું સમાધાન કરેછે:—

## अकरणत्वाच्च न दोषस्तथाहि दर्शयति ॥ ११ ॥

**અન્વય અને અન્વયાર્થ:**—अकरणत्वात् અકરણપણાથી च પણ दोषः દોષ न નથી [ કેમકે શ્રુતિ પણ ] तथाहि તેમ જ दर्शयति દેખાડેછે.

*ટીકા:*—નેત્રાદિની પેઠે જ્ઞાનકર્મરૂપવિષયના પરિચ્છેદવડે પ્રાણનું કરણપણું નહિ છતાં પણ શરીરની રક્ષા કરવી તથા ઉત્ક્રાંતિ કરવી એ પ્રાણનું અસાધારણ કાર્ય હોવાથી તે જીવના ભોગનું સાધન (કરણ) છે, એમ સિદ્ધ થાયછે. ' प्राणेन रक्षन्नवरं कुलायम् ॥ ' ( પ્રાણવડે આ શરીરનામના નીચગૃહની રક્ષા કરતો છતો જીવાત્મા સૂએછે ) તથા 'कस्मिन्नहमुत्क्रान्त उत्क्रान्तो भविष्यामि कस्मिन् वा प्रतिष्ठितेऽहं प्रतिष्ठास्यामि ॥ स प्राणमसृजत ॥' ( કોના ઉત્ક્રમણમાં હું ઉત્ક્રાંત થઇશ? અથવા કોની સ્થિતિમાં હું સ્થિત થઇશ? પછી તે પ્રાણને સૃજતા હવા) એ શ્રુતિઓ પણ શરીરની રક્ષા તથા ઉત્ક્રાંતિ( શરીરથી બહાર નીકળવા )રૂપ પ્રાણના અસાધારણકાર્યને દર્શાવેછે. ૧૧.

## पञ्चवृत्तिर्मनोवद्व्यपदिश्यते ॥ १२ ॥

**અન્વય અને અન્વયાર્થ:**—मनोवत् મનની પેઠે पञ्चवृत्तिः [ કાર્યદ્વારા પ્રાણને પણ ] પાંચ અવસ્થાવાળો व्यपदिश्यते કથન કરાયછે.

*ટીકા:*—પ્રમાણ ( પ્રમિતિ-યથાર્થજ્ઞાન ), વિપર્યય ( ભ્રમ ), વિકલ્પ ( શશશૃંગાદિનું જ્ઞાન ), નિદ્રા ( તામસી વૃત્તિ ) અને સ્મૃતિ ( ઉદ્‌ભૂત સંસ્કાર ) એ મનની પાંચઅવસ્થાની પેઠે કાર્યદ્વારા પ્રાણને પણ ' प्राणोऽपानो व्यान उदानः समानः ॥ ' ( પ્રાણ, અપાન, વ્યાન, ઉદાન ને સમાન ) એ શ્રુતિમાં પાંચ અવસ્થાવાળો કહ્યો છે. પ્રાણની એ પાંચે વૃત્તિઓ ( અવસ્થાઓ ) ક્રિયાભેદથી છે. પ્રાગ્વૃત્તિવાળા પ્રાણની ઉચ્છ્વાસાદિક ક્રિયા છે, અવાગ્વૃત્તિવાળા અપાનની નિઃશ્વાસાદિક ક્રિયા છે, પ્રાણાપાનની સંધિમાં રહેલા વ્યાનની અગ્નિમંથનાદિક વીર્યવાળી ક્રિયા છે, ઊર્ધ્વવૃત્તિવાળા ઉદાનની ઉત્ક્રાંતિઆદિ ક્રિયા છે, અને સમવૃત્તિવાળા સમાનની સર્વઅંગોમાં અન્નાદિના રસને લઇ જવાની ક્રિયા છે. આ સર્વ ઉપરથી સિદ્ધ થાયછે કે મન જેમ જીવનું ઉપકરણ છે, તેમ પ્રાણ પણ જીવનું ઉપકરણ છે. ૧૨.

મુખ્યપ્રાણની ઉત્પત્તિ તથા સ્વરૂપને કહીને હવે તેના પરિમાણને કહેવા ભગવાન્ સૂત્રકાર નીચેનું મુખ્ય-પ્રાણાણુત્વાધિકરણ રચેછેઃ—

## ૬. મુખ્યપ્રાણાણુત્વાધિકરણ.

## अणुश्च ॥ १३ ॥

**અન્વય અને અન્વયાર્થઃ**—च [ મુખ્યપ્રાણ ] પણ अणुः [ અન્યપ્રાણોની પેઠે ] અણુ [છે].

**ટીકાઃ**—મુખ્યપ્રાણ પણ ઇતરપ્રાણોની પેઠે અણુ છે. અણુશબ્દથી અહિં સૂક્ષ્મ અને પરિચ્છિન્ન પરિમાણનું ગ્રહણ છે, પરમાણુપરિમાણનું ગ્રહણ નથી, કેમકે તે પ્રાણ એવા પરિમાણવાળો હોય તો સમગ્રશરીરમાં પાંચવૃત્તિવડે વ્યાપી શકે નહિ. મરણકાલમાં સમીપ બેઠેલા મનુષ્યોને દેખાતો નથી, માટે તે સૂક્ષ્મ છે, અને ઉત્ક્રાંતિ તથા લોકાંતરગમનાગમનની શ્રુતિઓથી તે પરિચ્છિન્ન છે. કોઇશ્રુતિઓમાં પ્રાણના વિભુપણાનું શ્રવણ થાયછે, તે તેના આધિદૈવિકરૂપને લઇને છે, આધ્યાત્મિકરૂપે તો તે પરિચ્છિન્ન જ છે. ૧૩.

પૂર્વે જે પ્રાણો કહ્યા તે બધા પોતાના સ્વભાવથી પોતપોતાના કાર્યમાં પ્રવૃત્ત થાયછે? અથવા પોતાના અધિષ્ઠાતાદેવને અધીન થઇને પ્રવૃત્ત થાયછે? ત્યાં પૂર્વપક્ષી કહેછે કે તેઓ સ્વકાર્ય કરવાની શક્તિવાળા હોવાથી પોતાના સ્વભાવથી જ પ્રવૃત્ત થાયછે, જો દેવતાને અધીન થઇને પ્રવૃત્ત થાયછે, એમ માનશું તો બલવાન્ દેવ જ ભોક્તા રહેશે, દુર્બલ જીવ ભોક્તા નહિ રહે એ પૂર્વપક્ષની નિવૃત્તિ કરવા ભગવાન્ સૂત્રકાર નીચેનું જ્યોતિરાદ્યધિષ્ઠાનાધિકરણ રચેછેઃ—

## ૭. જ્યોતિરાદ્યધિષ્ઠાનાધિકરણ.

## ज्योतिराद्यधिष्ठानं तु तदामननात् ॥ १४ ॥

**અન્વય અને અન્વયાર્થઃ**—तु પૂર્વપક્ષની નિવૃત્તિ કરેછે ज्योतिराद्यधिष्ठानं [વાગાદિનું] અગ્નિઆદિ અધિષ્ઠાન [ છે ] तदामननात् [ શ્રુતિઓમાં ] તેના કથનથી.

**ટીકાઃ**—વાગાદિસર્વપ્રાણોનું અગ્નિઆદિ અધિષ્ઠાન છે, અર્થાત્ અગ્ન્યાદિઅભિમાનીદેવતાને અધીન થઇને વાગાદિસર્વપ્રાણો સ્વકાર્યોમાં પ્રવૃત્ત થાયછે. 'अग्निर्वाग्भूत्वा मुखं प्राविशत् ॥' (અગ્નિ વાણી થઇને મુખમાં પ્રવેશ કરતો હવો) તથા 'वायुः प्राणो भूत्वा नासिके प्राविशत् ॥' (વાયુ પ્રાણ થઇને નાસિકામાં પ્રવેશ કરતો હવો) ઇત્યાદિશ્રુતિઓમાં પણ એ જ વાતનું કથન કર્યું છે. અગ્નિઆદિ દેવો વાગાદિના ઉપાદાનકારણરૂપ નથી, પણ અધિષ્ઠાતા છે, કેમકે દૂર રહેલા તે દેવોમાં વાગાદિનું ઉપાદાનપણું સંભવતું નથી; વાક્આદિ અધ્યાત્મ છે, અને અગ્નિઆદિ અધિદૈવત છે, એ વાર્તા નીચેની સ્મૃતિમાં પણ દર્શાવી છેઃ—

"वागध्यात्ममिति प्राहुर्ब्राह्मणास्तत्त्वदर्शिनः ।
वक्तव्यमधिभूतं तु वह्निस्तत्राधिदैवतम् ॥"

**ભાવાર્થઃ**—તત્ત્વદર્શી બ્રાહ્મણો વાણીને અધ્યાત્મ એપ્રમાણે કહેતા હવા, અને વક્તવ્યને અધિભૂત તથા અગ્નિને અધિદૈવત કહેતા હવા.

ક્ષીરાદિની અધિષ્ઠાતાવિના દધિઆદિરૂપે પ્રવૃત્તિ જોવામાં આવેછે, અને સ્વકાર્ય કરવામાં સમર્થ શકટાદિની પ્રવૃત્તિ બલદઆદિઅધિષ્ઠાતાને અધીન જોવામાં આવેછે; એમ બન્નેપ્રકારે પ્રવૃત્તિનો સંભવ છતાં પણ અહિં શ્રુતિપ્રમાણથી દેવતાના અધિષ્ઠાતાપણાનો જ નિશ્ચય થાયછે. ૧૪.

અધિષ્ઠાત્રીદેવતાને ભોક્તાપણાનો પ્રસંગ પ્રાપ્ત થતો નથી, એમ દર્શાવેછેઃ—

## प्राणवता शब्दात् ॥ १५ ॥

**અન્વય અને અન્વયાર્થઃ**—शब्दात् શ્રુતિથી प्राणवता પ્રાણવાળા ( કાર્યકરણસંઘાતના સ્વામી) [જીવનો જ પ્રાણોની સાથે ભોક્તૃભોગ્યસંબંધ છે ].

**ટીકાઃ**—'अथ यत्रैतदाकाशमनुविषण्णं चक्षुः स चाक्षुषः पुरुषो दर्शनाय चक्षुरथ यो वेदेदं जिघ्राणीति स आत्मा गन्धाय घ्राणम् ॥' (દેહમાં પ્રાણપ્રવેશ થયા પછી જે ગોલકમાં આ છિદ્રને આધારે

અનુપ્રવિષ્ટ ચક્ષુરિંદ્રિય, તેમાં ચક્ષુનો અભિમાની જે આત્મા તેના રૂપદર્શનને માટે ચક્ષુ; પ્રાણપ્રવેશપછી આ સુંઘું એમ જે જાણેછે તે આત્મા, તેના ગંધને માટે નાસિકા) એ શ્રુતિથી દેહેંદ્રિયસંઘાતના સ્વામી જીવનો જ પ્રાણોની સાથે ભોક્તૃભોગ્યસંબંધ છે. કરણોના અધિષ્ઠાતા દેવો અનેક હોવાથી તેમનું ભોક્તાપણું આ શરીરમાં સંભવી શકતું નથી; 'જે હું રૂપને જોતો હતો તે જ હું સાંભળુંછું' એવા પ્રતિસંધાનથી પણ આ શરીરમાં એક જીવ જ ભોક્તા છે, એમ સિદ્ધ થાયછે. ૧૫.

## तस्य च नित्यत्वात् ॥ १६ ॥

**અન્વય અને અન્વયાર્થઃ**—च અને तस्य તેના (જીવના) नित्यत्वात् [ ભોક્તાપણાવડે ] નિત્યપણાથી [ તે જ ભોક્તા છે ].

**ટીકાઃ**—જીવાત્મા આ શરીરમાં ભોક્તારૂપે નિત્ય છે, તેથી જ તેને પુણ્યપાપનો લેપ અને સુખદુઃખનો ભોગ થાયછે. પરમઐશ્વર્યપદમાં સ્થિત દેવો આ હીનશરીરમાં ભોગ ભોગવવાને યોગ્ય નથી. અથવા 'तमुत्क्रामन्तं प्राणोऽनूत्क्रामति प्राणमनूत्क्रामन्तं सर्वे प्राणा अनूत्क्रामन्ति ॥' (તે જીવના ઉત્ક્રમણમાં પ્રાણ અનૂત્ક્રમણ કરેછે, પ્રાણના અનૂત્ક્રમણમાં સર્વેપ્રાણો અનૂત્ક્રમણ કરેછે) એ શ્રુતિમાં જીવની ઉત્ક્રાંતિમાં પ્રાણોની અનુવૃત્તિનું દર્શન હોવાથી જીવની જ સાથે પ્રાણનો નિત્યસંબંધ છે, એ કારણથી કરણોના નિયંતા દેવો છતાં પણ જીવનું ભોક્તાપણું દૂર થતું નથી. કરણપક્ષના જ અગ્નિઆદિ દેવો છે, ભોક્તાપણાના પક્ષના નથી. ૧૬.

એક મુખ્યપ્રાણ છે, અને બીજા વાગાદિ અગીઆર પ્રાણો છે, ત્યાં સંશય થાયછે કે વાગાદિપ્રાણો મુખ્યપ્રાણના વૃત્તિભેદો છે? અથવા અન્ય તત્ત્વો છે? ત્યાં પૂર્વપક્ષી કહેછે કે વાગાદિપ્રાણો મુખ્યપ્રાણના વૃત્તિભેદો છે, કેમકે એ સર્વેનો પ્રાણ એવા સમાનનામથી વ્યવહાર થાયછે. એ પૂર્વપક્ષનું નિરાકરણ કરવા ભગવાન્ સૂત્રકાર નીચેનું ઇન્દ્રિયાધિકરણ રચેછેઃ—

### ૮. ઇન્દ્રિયાધિકરણ.

## त इन्द्रियाणि तद्व्यपदेशादन्यत्र श्रेष्ठात् ॥ १७ ॥

**અન્વય અને અન્વયાર્થઃ**—श्रेष्ठात् મુખ્યપ્રાણથી अन्यत्र અન્ય (અવશિષ્ટ) ते તે (વાગાદિપ્રાણો) इन्द्रियाणि ઇન્દ્રિયો [ કહેવાયછે ] तद्व्यपदेशात् [ શ્રુતિમાં ] તેના [ એવા ] કથનથી.

**ટીકાઃ**—મુખ્યપ્રાણથી ભિન્ન વાગાદિ અગીઆર પ્રાણો ઇન્દ્રિયો કહેવાયછે; કેમકે 'एतस्माज्जायते प्राणो मनः सर्वेन्द्रियाणि च ॥' (આ પરમાત્માથી પ્રાણ, મન અને સર્વે ઇન્દ્રિયો ઉત્પન્ન થાયછે) એ શ્રુતિમાં મુખ્યપ્રાણનું અને ઇન્દ્રિયોનું પૃથક્ કથન કર્યું છે, તેથી વાગાદિપ્રાણો મુખ્યપ્રાણના વૃત્તિભેદો નથી, કિંતુ તત્ત્વાંતરો છે. પૂર્વોક્તશ્રુતિમાં ઇન્દ્રિયોથી મનની ગણના પૃથક્ કરી છે, માટે મુખ્યપ્રાણની પેઠે મનને પણ ઇન્દ્રિયોથી પૃથક્ ગણવું જોઇએ, એવી શંકા કરવી નહિ, કેમકે 'मनःषष्ठानीन्द्रियाणि ॥' (અને મન જેમાં છઠ્ઠું છે એવી ઇન્દ્રિયોને) એ સ્મૃતિમાં મનને ઇન્દ્રિય કહેલું છે. શ્રુતિમાં મનની ઇન્દ્રિયોથી જે પૃથક્ ગણના કરી છે, તે માત્ર ઇન્દ્રિયોથી મનનું કિંચિત્ શ્રેષ્ઠત્વ દર્શાવવાના હેતુથી છે, ઇન્દ્રિયોથી તેનું ભિન્નપણું દર્શાવવાના હેતુથી નથી, અને પ્રાણનું ઇન્દ્રિયપણું તો કોઇ શ્રુતિસ્મૃતિમાં પ્રસિદ્ધ નથી. ૧૭.

## भेदश्रुतेः ॥ १८ ॥

**અન્વય અને અન્વયાર્થઃ**—भेदश्रुतेः ભેદની શ્રુતિથી [ પણ મુખ્યપ્રાણથી અન્યપ્રાણો તત્ત્વાંતરરૂપ છે ].

**ટીકાઃ**—પ્રકરણના ભેદનું આ સૂત્રમાં કથન છે, માટે પુનરુક્તિદોષ નથી. શ્રીછાંદોગ્યમાં કથન કરેલા ઉદ્ગીથકર્મમાં પાપવૃત્તિરૂપઅસુરોના નાશમાટે શાસ્ત્રીયવૃત્તિરૂપદેવો વાગિન્દ્રિયને કહેવા લાગ્યા કે 'તું પાપવૃત્તિરૂપઅસુરના નાશમાટે ઉદ્ગાન કર.' જ્યારે વાણી ઉદ્ગાન કરવા લાગી, ત્યારે અસુરો અનૃતાદિદોષવડે વા-

ણીનો વિધ્વંસ કરતા હવા. એવીરીતે અસુરો ઉદ્દગાન કરનારી સર્વેઇન્દ્રિયોને ક્રમપૂર્વક પાપવડે ગ્રસ્ત કરતા હવા. પશ્ચાત્ નિર્વિષય અને સંગદોષરહિત મુખ્યપ્રાણ ઉદ્દગાન કરવા લાગ્યો, ત્યારે અસુરો નાશ પામ્યા. એ આશયની શ્રુતિઓમાં અસુરોથી પરાભવ પામનારી ઇન્દ્રિયોથી અસુરોનો નાશ કરનાર પ્રાણનું પૃથક્પણું જણાયછે, તેથી મુખ્યપ્રાણથી અન્યપ્રાણો જુદા છે એમ સિદ્ધ થાયછે. ૧૮.

## वैलक्षण्याच्च ॥ १९ ॥

**અન્વય અને અન્વયાર્થઃ**—**च** અને **वैलक्षण्यात्** વિરુદ્ધધર્મપણાથી [ પણ વાગાદિપ્રાણો મુખ્યપ્રાણથી ભિન્ન છે ].

**ટીકાઃ**—વાગાદિકોથી મુખ્યપ્રાણ વિરુદ્ધધર્મવાળો છે. જ્યારે વાગાદિક સર્વેઇન્દ્રિયો શયન કરેછે, ત્યારે આ એક મુખ્યપ્રાણ જ જાગેછે; અન્ય ઇન્દ્રિયો જ્યારે શ્રમરૂપમૃત્યુને પ્રાપ્ત થાયછે, ત્યારે આ પ્રાણ નિરંતર પોતાનું કાર્ય કરતાં છતાં પણ શ્રમરૂપમૃત્યુને પ્રાપ્ત થતો નથી; પ્રાણની સ્થિતિ અને ઉત્ક્રાંતિ શરીરનાં ધારણપતનનાં હેતુ છે, પણ ઇન્દ્રિયોનું તેમ નથી; અને ઇન્દ્રિયો પોતપોતાના વિષયોનો અનુભવ કરેછે, પણ પ્રાણને તેવો કોઇ વિષય નથી. એવીરીતે મુખ્યપ્રાણના અને ઇન્દ્રિયોના વિરુદ્ધધર્મો હોવાથી મુખ્યપ્રાણથી વાગાદિ ઇન્દ્રિયો ભિન્ન છે. ઇન્દ્રિયોની સ્થિતિ પ્રાણાધીન હોવાથી કોઇશ્રુતિઓમાં ઇન્દ્રિયોનો પ્રાણશબ્દથી વ્યવહાર કર્યો છે, ઇન્દ્રિયોનો અને પ્રાણનો અભેદ છે, એવા હેતુથી તે વ્યવહાર કર્યો નથી. ૧૯.

નામરૂપસ્થૂલસૃષ્ટિનો કર્તા જીવ છે અથવા ઈશ્વર છે? એવો સંશય થાયછે, ત્યાં પૂર્વપક્ષી કહેછે કે નામરૂપસ્થૂલસૃષ્ટિનો કર્તા જીવ છે, કેમકે ડિત્થડવિત્થ(કાષ્ઠનો હાથી તથા કાષ્ઠનો મૃગ)આદિ નામોમાં અને ઘટશરાવાદિરૂપોમાં જીવનું જ વ્યક્તકર્તાપણું જોવામાં આવેછે. એ પૂર્વપક્ષનું નિરાકરણ કરવા ભગવાન્ સૂત્રકાર નીચેના સંજ્ઞામૂર્તિક્લૃપ્ત્યધિકરણને રચેછેઃ—

### ૯. સંજ્ઞામૂર્તિક્લૃપ્ત્યધિકરણ.

## संज्ञामूर्तिक्लृप्तिस्तु त्रिवृत्कुर्वत उपदेशात् ॥ २० ॥

**અન્વય અને અન્વયાર્થઃ**—**तु** પૂર્વપક્ષની નિવૃત્તિ કરેછે **संज्ञामूर्तिक्लृप्तिः** નામરૂપની કલ્પના (ક્રિયા) **त्रिवृत्कुर्वतः** ત્રિવૃત્ (તેજ, જલ અને પૃથિવી) કરનારની [ છે ] **उपदेशात्** [ શ્રુતિમાં તેવો ] ઉપદેશ હોવાથી.

**ટીકાઃ**—અગ્નિ, આદિત્ય અને ચંદ્રમા; કુશ, કાશ અને પલાશ; તથા મનુષ્ય, પશુ અને પક્ષી એ આદિ અનેકનામરૂપની ક્રિયા તેજ, જલ અને પૃથિવી એ ત્રણસૂક્ષ્મભૂતોને મિશ્ર કરીને સૃષ્ટિ રચનારા પરમાત્માની છે; કેમકે 'आकाशो ह वै नामनामरूपयोर्निर्वहिता ॥' (પ્રસિદ્ધ આકાશ*–બ્રહ્મ–જ નામરૂપનું નિર્વાહક છે) એ શ્રુતિમાં એપ્રમાણે કથન છે. ગિરિનદીસમુદ્રાદિ નાનાવિધ નામરૂપો રચવાનું સામર્થ્ય અનીશ્વરજીવમાં ન જ હોય, અને જેઓમાં તે હોય તેઓમાં પણ તે પરમાત્માને અધીન છે. પૂર્વોક્ત ત્રિવૃત્કરણ પંચીકરણનું ઉપલક્ષણ છે, કેમકે છાંદોગ્યમાં પણ આકાશ અને વાયુના ઉપસંહારનું કથન છે. પ્રથમ આકાશાદિક્રમથી સૂક્ષ્મભૂતોની ઉત્પત્તિ, પછી તે ભૂતોના મિશ્રણરૂપ પંચીકરણ થઇ સ્થૂલભૂતોની ઉત્પત્તિ, અને અંતે ભૌતિકસૃષ્ટિની ઉત્પત્તિ થાયછે. તે સર્વનાં નામરૂપનું પ્રકટીકરણ પરમાત્માને અધીન છે, અલ્પઉપાધિવાળા જીવને અધીન નથી, એમ આ સૂત્રનું તાત્પર્ય છે. ૨૦.

બાહ્યત્રિવૃત્ કહીને હવે અધ્યાત્મત્રિવૃત્ કહેછે.—

## मांसादि भौमं यथाशब्दमितरयोश्च ॥ २१ ॥

**અન્વય અને અન્વયાર્થઃ**—**मांसादि** માંસાદિ **भौमं** ભૂમિનાં કાર્ય **यथाशब्दं** શ્રુતિઅનુસાર [ સિદ્ધ થાયછે ] **च** અને **इतरयोः** [ એપ્રમાણે ] બીજા બેનાં (જલ અને તેજનાં) [ કાર્ય પણ શ્રુતિઅનુસાર જાણવાં ].

**ટીકાઃ**—આ ત્રિવૃત્કૃતા ભૂમિ જ વ્રીહિયવાદિઅન્નરૂપે પુરુષ ભક્ષણ કરેછે. ભક્ષણ કરેલી અન્નરૂપા ભૂમિ

* આકાશ=આ–સર્વબાજુથી, કાશ–પ્રકાશનાર, સર્વબાજુથી પ્રકાશનાર એટલે બ્રહ્મ.

પુરુષશરીરને પામીને ત્રણરૂપવાળી થાયછે. માંસાદિ ત્રણ ભૂમિનાં કાર્ય છે, એમ 'अन्नमशितं त्रेधा विधीयते तस्य यः स्थविष्ठो धातुस्तत्पुरीषं भवति यो मध्यमस्तन्मांसं योऽणिष्ठस्तन्मनः ॥' (ભક્ષણ કરેલું અન્ન ત્રણપ્રકારે વિભાગ પામેછે, તેનો જે સ્થૂલભાગ છે તે વિષ્ઠા થઇને બહાર નીકળેછે, જે મધ્યમભાગ છે તે માંસને વધારેછે, અને જે અણુભાગ છે તે મનનું પોષણ કરેછે) એ શ્રુતિમાં કહ્યું છે. એપ્રમાણે જલ તથા તેજનાં ત્રણ ત્રણ કાર્યો પણ 'मूत्रं लोहितं प्राणश्चापां कार्यम् । अस्थि मज्जा वाक्तेजसः ॥' (જલનો સ્થૂલભાગ મૂત્ર થઇને બહાર નીકળેછે, મધ્યમભાગ રુધિર થાયછે, અને અણુભાગ પ્રાણ થાયછે. તેજનો સ્થૂલભાગ અસ્થિ થાયછે, મધ્યમભાગ મજ્જા થાયછે, અને અણુભાગ વાક્ થાયછે) એમ શ્રુતિપ્રમાણે જાણવાં. ૨૧.

જો સર્વભૂતભૌતિક ત્રિવૃત્કૃત છે, તો આ તેજ છે, આ જલ છે, આ પૃથિવી છે, અને આ માંસાદિ તેનાં કાર્ય છે, એવું વિશેષ કથન શામાટે છે? એવી શંકા થાય તો તેને દૂર કરેછેઃ—

## वैशेष्यात्तु तद्वादस्तद्वादः ॥ २२ ॥

**અન્વય અને અન્વયાર્થઃ**—तु શંકાની નિવૃત્તિ કરેછે वैशेष्यात् વિશેષપણાથી तद्वादः તેનું [ વિશેષ ] કથન [ છે ] तद्वादः તેનું [ વિશેષ ] કથન [ છે ].

**ટીકાઃ**—યદ્યપિ સર્વભૂતભૌતિકમાં ત્રિવૃત્કરણ છે, તથાપિ જ્યાં જે ભૂતનું અધિકપણું હોય ત્યાં તે અધિકપણાને લઇને તેનું વિશેષ કથન છે, અર્થાત્ અગ્નિમાં તેજનું અધિકપણું, અપ્‌માં જલનું અધિકપણું, પૃથિવીમાં અન્નનું અધિકપણું અને માંસમાં પૃથિવીનું અધિકપણું છે, તેથી તેને લઇને તેમના વિશેષનું કથન છે. ત્રિવૃત્કરણવિના પૃથક્સૂક્ષ્મભૂતોથી વ્યવહારની સિદ્ધિ થાય નહિ, માટે વ્યવહારની સિદ્ધિને અર્થે ત્રિવૃત્કરણ છે. સૂત્રમાંના तद्वादः એ પદની દ્વિરુક્તિ આ અવિરોધાધ્યાયની સમાપ્તિનું દ્યોતન કરેછે. ૨૨.

ઇતિ શ્રીવેદાંતદર્શનની તાત્પર્યદીપિકાનામની ગૂજરાતીભાષાની ટીકામાં અવિરોધનામના બીજાઅધ્યાયનો લિંગશરીરસંબંધિશ્રુતિઓના વિરોધનો પરિહાર એ નામનો ચોથો પાદ સમાપ્ત. ૪.








## ॥ श्रीवेदांतदर्शन ॥

# ૩. સાધનાધ્યાય.

### ૧. અથ જીવના પરલોકગમનાગમનના વિચારપૂર્વક વૈરાગ્યનિરૂપણ એ નામનો ત્રીજાઅધ્યાયનો પહેલો પાદ.

બીજાઅધ્યાયમાં વેદાંતવિહિતબ્રહ્મદર્શનમાં સાંખ્યસ્મૃતિ અને ન્યાયના વિરોધનો પરિહાર કરી પરપક્ષોનું અસારપણું દર્શાવ્યું, અને શ્રુતિઓના વિરોધને દૂર કરી જીવથી ભિન્ન જીવનાં કરણો બ્રહ્મમાંથી ઉપજ્યાં છે, એમ પણ વર્ણવ્યું. હવે પૂર્વોક્ત વાગાદિઉપકરણસહિત જીવની સસારગતિનો પ્રકાર, તેનાં અવસ્થાંતરો, त्वम्પદાર્થ, બ્રહ્મતત્ત્વ, ઉપાસનાના ભેદાભેદ, ગુણોનો ઉપસંહાર અને અનુપસહાર, સમ્યગ્દર્શનથી મોક્ષસિદ્ધિ, સમ્યગ્દર્શનના સાધનના પ્રભેદ, અને મુક્તિફલનુ એકરૂપપણું, તથા પ્રસગથી પ્રાપ્ત દેહાત્મવાદમાં દૂષણ એ વિષયોનું આ ત્રીજાઅધ્યાયમાં નિરૂપણ કરવામાં આવશે. તેમાં પ્રથમપાદમાં વૈરાગ્યને માટે પંચાગ્નિવિદ્યાને દેખાડેછે. દ્યુ, પર્જન્ય, પૃથિવી, પુરુષ અને સ્ત્રી એ પાંચમા અગ્નિપણાનુ ધ્યાન એ પંચાગ્નિવિદ્યા કહેવાયછે. મુખ્યપ્રાણ, ઇન્દ્રિયો, મન, અવિદ્યા, ધર્માધર્મ ને જન્માન્તરસસ્કાર એ સર્વને લઇને જીવ પૂર્વશરીરનો ત્યાગ કરીને બીજાશરીરને પ્રાપ્ત થાયછે, તે ઉત્તરદેહનાં કારણ જે ભૂતસૂક્ષ્મ તેને ત્યજીને જાયછે અથવા લઇને જાયછે? ત્યાં પૂર્વપક્ષી કહેછે કે જીવ માત્ર ઉપકરણોને લઇને જ જાયછે, ભૂતસૂક્ષ્મ ત્યાં સુલભ હોવાથી તેનો ત્યાગ કરીને જાયછે. એ પૂર્વપક્ષના નિરાકરણમાટે ભગવાન્ સૂત્રકાર નીચેનું તદંતરપ્રતિપત્ત્યધિકરણ રચેછેઃ—

### ૧. તદંતરપ્રતિપત્ત્યધિકરણ.

## तदन्तरप्रतिपत्तौ रंहति सम्परिष्वक्तः प्रश्ननिरूपणाभ्याम् ॥ १ ॥

**અન્વય અને અન્વયાર્થઃ**—तदन्तरप्रतिपत्तौ તેથી (પૂર્વદેહથી) અન્યની (ઉત્તરદેહની) પ્રાપ્તિમાં [ જીવ ] सम्परिष्वक्तः [ દેહનાં બીજ જે ભૂતસૂક્ષ્મ તેવડે) પરિવેષ્ટિત [ થયો છતો ] रंहति જાયછે [ એમ ] प्रश्ननिरूपणाभ्याम् પ્રશ્ન અને પ્રતિવચનથી [ નિશ્ચય થાયછે ].

ટીકાઃ—જીવ જ્યારે પૂર્વદેહનો ત્યાગ કરીને ઉત્તરદેહને પ્રાપ્ત થાયછે, ત્યારે તે દેહનાં બીજ જે ભૂતસૂક્ષ્મ તેવડે પરિવેષ્ટિત થયો છતો જાયછે, એમ 'वेत्थ यथा पञ्चम्यामाहुतावापः पुरुषवचसो भवन्ति ॥' (જલ પાંચમીઆહુતિમાં જેમ પુરુષરૂપે પરિણામ પામેછે, તેમ હે શ્વેતકેતો! તું જાણેછે?) એ પ્રવાહણરાજાના પ્રશ્નથી તથા શ્વેતકેતુના પિતા ગૌતમપ્રતિ પ્રવાહણરાજાના 'इति तु पञ्चम्यामाहुतावापः पुरुषवचसो भवन्ति ॥' (એવીરીતે જલ પાંચમીઆહુતિમાં પુરુષરૂપે પરિણામ પામેછે) એ પ્રતિવચનથી નિશ્ચય થાયછે.

વેદમાં ઉપાસનામાટે દ્યુ, પર્જન્ય, પૃથિવી, પુરુષ અને સ્ત્રી આ પાંચને અગ્નિરૂપે કહ્યાં છે. એ પાંચઅગ્નિમાં ક્રમથી શ્રદ્ધા, સોમ, વૃષ્ટિ, અન્ન અને વીર્યરૂપ પાંચ આહુતિઓ હોમાયછે. આ લોકમાં અગ્નિહોત્રને વિષે શ્રદ્ધાવડે દધ્યાદિરૂપ જલ હોમવાથી તે યજમાનથી સંલગ્ન થઇને સ્વર્ગલોકને પ્રાપ્ત થઇ સોમરૂપદિવ્યદેહવડે સ્થિત થાયછે, પછી કર્મના અંતમાં તે સોમરૂપ જલ પર્જન્યમાં હોમાયછે, પછી વૃષ્ટિરૂપ જલ પૃથિવીમાં હોમાયછે, પછી અન્નરૂપ જલ પુરુષમાં હોમાયછે, અને પશ્ચાત્ વીર્યરૂપ જલ યોષિત્‌માં હોમવાથી તે પુરુષરૂપપરિણામને પામેછે, એમ પ્રતિવચનનું તાત્પર્ય છે. એ પ્રતિવચનવડે જલવડે પરિવેષ્ટિત જીવ અન્યશરીરપ્રતિ જાયછે, એમ જણાયછે. કર્માનુસાર નવાદેહનું અભિમાન સ્ફુર્યાપછી તે જીવ તે નવાદેહને પામેછે. આ વિનાની પુરુષોની બુદ્ધિથી ઉપજેલી નાનાપ્રકારની દેહાંતરની પ્રાપ્તિની કલ્પનાઓ અનાદરકરવાયોગ્ય છે. ૧.

પૂર્વોક્તપ્રશ્નપ્રતિવચનથી કેવલ જલવડે પરિવેષ્ટિત થઇને જીવાત્મા દેહાંતરમાં જાયછે, એમ સિદ્ધ થાયછે, પણ સર્વભૂતસૂક્ષ્મથી વેષ્ટિત થઇને જતો હોય એમ જણાતું નથી, એવી શંકા થાય તો તેને દૂર કરેછેઃ—

## त्र्यात्मकत्वात्तु भूयस्त्वात् ॥ २ ॥

**અન્વય અને અન્વયાર્થઃ**—तु શંકાની નિવૃત્તિ કરેછે त्र्यात्मकत्वात् [ જલનું ] ત્રણરૂપપણું હોવાથી [ અન્ય બે ભૂતો પણ અવશ્ય અંગીકાર થાયછે ] भूयस्त्वात् [ શરીરમાં જલનું ] બહુપણું હોવાથી [ એક જલનું કથન છે].

**ટીકાઃ**—ત્રિવૃત્કરણશ્રુતિથી જલનું ત્ર્યાત્મકપણું હોવાથી દેહારંભક જલમાં પણ અન્ય બે ભૂતો-પૃથિવી અને તેજ-અવશ્ય અંગીકાર થાયછે. ગંધ, સ્વેદ, આહારપરિપાક, પ્રાણ અને અવકાશદાન આ પૃથિવી, જલ, તેજ, વાયુ અને આકાશનાં કાર્યોનાં દર્શનથી વસ્તુતાએ તો આ દેહ પંચભૂતાત્મક છે, તેથી જલમાં બીજા ચાર ભૂતો ગૌણપણે રહ્યાં છે, એમ જણાયછે. પ્રશ્નપ્રતિવચનમાં માત્ર જે જલનું કથન છે, તે દેહાંતરનાં નિમિત્તકારણ અગ્નિહોત્રાદિકર્મો સોમ, ઘી અને દૂધાદિ દ્રવદ્રવ્યને આશ્રયે રહેલાં છે, તથા શુક્રશોણિતરૂપ દેહબીજ પ્રવાહીદ્રવ્ય છે, તેમ જ સર્વદેહોમાં રસરુધિરાદિ પ્રવાહીદ્રવ્યનું બહુપણું જોવામાં આવેછે, માટે જલના બહુપણાની અપેક્ષાએ છે, કેવલપણાની અપેક્ષાએ નથી. એમ હોવાથી સર્વે દેહબીજરૂપ ભૂતસૂક્ષ્મો ઉપાદાન છે, એ વાર્તા નિર્દોષ છે. ૨.

## प्राणगतेश्च ॥ ३ ॥

**અન્વય અને અન્વયાર્થઃ**—प्राणगतेः [ દેહાંતરપ્રાપ્તિમાટે ] પ્રાણોની ગતિથી च પણ [ બીજાંભૂતોથી મળેલા જલની ગતિનો નિશ્ચય થાયછે ].

**ટીકાઃ**—જીવાત્મા જ્યારે પૂર્વદેહને ત્યજીને ઉત્તરદેહપ્રતિ ગમન કરેછે, ત્યારે જીવની પાછળ મુખ્યપ્રાણ ગમન કરેછે, અને મુખ્યપ્રાણની પાછળ અન્ય પ્રાણો (ઇન્દ્રિયો) ગમન કરેછે, એમ 'तमुत्क्रामन्तं प्राणोऽनूत्क्रामति प्राणमनूत्क्रामन्तं सर्वे प्राणा अनूत्क्रामन्ति ॥' એ શ્રુતિમાં કહ્યું છે. પ્રાણોની તે ગતિ ભૂતસૂક્ષ્મરૂપ આશ્રયવિના સંભવતી નથી, માટે પ્રાણની ગતિસાથે બીજાં ચારભૂતોથી મળેલા જલની ગતિનો નિશ્ચય થાયછે. ૩.

પ્રાણોની ગતિ અસિદ્ધ છે, એમ આશંકા કરીને તેનો નિષેધ કરેછેઃ—

## अग्न्यादिगतिश्रुतेरिति चेन्न भाक्तत्वात् ॥ ४ ॥

**અન્વય અને અન્વયાર્થઃ**—अग्न्यादिगतिश्रुतेः [ પ્રાણોની ] અગ્નિઆદિમાં ગતિની શ્રુ-

તિથી [ અન્યદેહપ્રતિ જીવની સાથે પ્રાણો જતા નથી ] इति એમ चेत् કહો તો भाक्तत्वात् [ તે શ્રુતિના ] ગૌણપણાથી न [ તેમ ] નથી.

ટીકાઃ—'यत्रास्य पुरुषस्य मृतस्याग्निं वागप्येति वातं प्राणः ॥' ( જે કાલમા આ મૃતપુરુષની વાક્ અગ્નિમાં, અને પ્રાણ વાયુમાં લય પામેછે ) એ વાગાદિપ્રાણોની અગ્નિઆદિમાં ગતિ કહેનારી શ્રુતિથી જીવની સાથે અન્યશરીરપ્રતિ પ્રાણો જતા નથી, પણ અગ્નિઆદિ દેવોપ્રતિ જાયછે, એમ શંકા કરો તો તે શ્રુતિના ગૌણપણાથી તમારી તે શંકા નિરર્થક છે. તે શ્રુતિના પાછળના ભાગમાં 'ओषधीर्लोमानि वनस्पतीन्केशाः ॥' એ વચનવડે લોમો ( રુવાડાં ) ઓષધીમાં અને કેશો વનસ્પતિમાં જાયછે, એમ કહ્યું છે, પણ લોમો અને કેશો ઊખડીને ઓષધી અને વનસ્પતિમાં જાય એવો સંભવ નથી, તેથી તે શ્રુતિમાં ગૌણપણું છે. વાગાદિને ઉપકાર કરનારા તેમના અધિષ્ઠાતા અગ્નિઆદિદેવોના ઉપકારની નિવૃત્તિ મરણકાલે થાયછે, તેથી વાગાદિ અગ્ન્યાદિમાં જાયછે, એમ ઉપચારથી કહ્યું છે. જીવ પ્રાણોવિના ગમન કરી શકતો નથી, અને પ્રાણોવિના દેહાંતરમાં ઉપભોગ પણ સિદ્ધ થતો નથી. ૪.

પાંચમીઆહુતિમાં પુરુષરૂપ પરિણામ થતો નથી, એમ આશંકા કરી તેનું સમાધાન કરેછે.—

## प्रथमेऽश्रवणादिति चेन्न ता एव ह्युपपत्तेः ॥ ५ ॥

**અન્વય અને અન્વયાર્થઃ**—प्रथमे પ્રથમ[ અગ્નિ ]માં अश्रवणात् [ જલના ] અશ્રવણથી [ પાંચમીઆહુતિમાં જલનો પુરુષભાવ અયુક્ત છે ] इति એમ चेत् [ જો કહો ] તો न [ આ દોષ ] નથી हि કેમકે उपपत्तेः [ પૂર્વાપરગ્રંથની ] સંગતિથી ताः તે ( જલ ) एव જ [ ત્યાં શ્રદ્ધાશબ્દવડે ગ્રહણ કરાયછે ].

ટીકાઃ—દ્યુલોકરૂપ પ્રથમઅગ્નિમાં પ્રથમ શ્રદ્ધાને હોમવાનું શ્રવણ છે, પણ જલને હોમવાનું અશ્રવણ છે. શ્રદ્ધા જ્ઞાનવિશેષ છે, પણ હોમદ્રવ્ય નથી. શ્રુતશ્રદ્ધાનો ત્યાગ કરી અશ્રુતજલની કલ્પના કરવી એ સાહસ છે, તેથી પાંચમીઆહુતિમાં જલનો પુરુષભાવ અયુક્ત છે; એમ જો કહો તો તેના ઉત્તરમાં અમે કહીએછીએ કે આ દોષ નથી; કેમકે પ્રશ્નરૂપઉપક્રમમાં પાંચમીઆહુતિમાં જલ પુરુષભાવ પામેછે, એમ કહ્યું છે, અને પ્રતિવચનરૂપઉપસંહારમાં પણ તેમ જ કહ્યું છે, તે જો પ્રથમઆહુતિમાં જલનું ગ્રહણ ન કરીએ તો સંગત થતું નથી. પ્રથમઆહુતિમાં જલનું ગ્રહણ ન હોત તો ચોથીઆહુતિમાં જલ પુરુષભાવને પામેછે, એમ ઉપક્રમોપસંહાર હોત, પણ તેમ નથી, તેથી તે પૂર્વાપરગ્રંથની સંગતિથી પ્રથમઆહુતિમા શ્રદ્ધાશબ્દવડે જલ જ ગ્રહણ કરાયછે. સોમવૃષ્ટિઆદિ જે ઉત્તરઆહુતિઓ તે જલબહુલ છે, ને શ્રદ્ધાનાં કાર્ય છે, તે શ્રદ્ધાના જલપણામાં યુક્તિ છે. વળી શ્રદ્ધાશબ્દનો અર્થ જલ પણ થાયછે, એમ 'श्रद्धा वा आपः ॥' ( શ્રદ્ધા જ જલ છે ) એ શ્રુતિથી જણાયછે. ૫.

જલની સાથે જીવોની ગતિ થયાનું અશ્રવણ છે, એમ શંકા કરી તેનું સમાધાન કરેછેઃ—

## अश्रुतत्वादिति चेन्नेष्टादिकारिणां प्रतीतेः ॥ ६ ॥

**અન્વય અને અન્વયાર્થઃ**—अश्रुतत्वात् અશ્રુતપણાથી ( શ્રુતિમાં કથન ન હોવાથી ) इति [ જલની સાથે અન્યદેહપ્રતિ જીવો જતા નથી ] એમ चेत् [ કહો ] તો इष्टादिकारिणाम् ઇષ્ટાદિ કરનારાઓની प्रतीतेः [ તેવી ] પ્રતીતિ હોવાથી न [ દોષ ] નથી.

ટીકાઃ—યદ્યપિ પૂર્વોક્તપ્રશ્નપ્રતિવચનથી શ્રદ્ધાદિક્રમવડે પાંચમીઆહુતિમાં જલ પુરુષાકારને પામેછે, આ નિશ્ચય થયો, તથાપિ જલથી પરિવેષ્ટિત થઇ દેહાંતરપ્રતિ જીવ જાયછે, એવો નિશ્ચય થતો નથી; કેમકે કોઇશ્રુતિમાં જલની સાથે જીવો દેહાંતરપ્રતિ જતા હોય એવું કથન નથી, તેથી જલની સાથે અન્યદેહપ્રતિ જીવો જતા નથી, એમ સિદ્ધ થાયછે એમ કહો તો અમે કહીએછીએ કે ઇષ્ટાદિકર્મ કરનારાઓ ધૂમાદિપિતૃયાણમાર્ગવડે ચંદ્રલોકને પ્રાપ્ત થઇ ત્યાં સોમરૂપે સ્થિત થાયછે, એમ 'आकाशाचन्द्रमसमेष

( ઇષ્ટાપૂર્ત કર્મ કરનાર આકાશથી ચંદ્રલોકને પ્રાપ્ત થાયછે, આ સોમરાજા છે ) એ શ્રુતિથી જણાયછે, તેમ અહિં પણ 'तस्मिन्नेतस्मिन्नग्नौ देवाः श्रद्धां जुह्वति तस्या आहुतेः सोमो राजा सम्भवति ॥' (તે આ અગ્નિમાં દેવો શ્રદ્ધા-જલ-ને હોમેછે, તેની આહુતિથી સોમરાજા થાયછે ) એ શ્રુતિવડે સોમરૂપે સ્થિતિ થયાનું જણાયછે, એવીરીતે સોમરાજશબ્દના સામાન્યપણાથી ઇષ્ટાદિકર્મ કરનારા જીવોની પેઠે અહિં પણ જલની સાથે જ જીવનું ગમન થાયછે, એમ જણાયછે. તેથી તમે કહોછો તે દોષ નથી. ઇષ્ટાદિમાંના આદિશબ્દથી પૂર્તનું ગ્રહણ કરવું. અગ્નિહોત્રાદિકર્મ ઇષ્ટ કહેવાયછે, અને લોકોપયોગમાટે વાવ, કૂવા તથા ધર્મશાલાદિ કરાવવાં તે પૂર્ત કહેવાયછે. અગ્નિહોત્રાદિકર્મનાં સાધનભૂત જે દધિપયાદિ છે, તેમાં પ્રવાહીદ્રવ્યનું બહુપણું હોવાથી તે પ્રત્યક્ષ જ જલ છે. તે અગ્નિમાં હોમવાથી સૂક્ષ્મરૂપે થઇ અપૂર્વરૂપે ઇષ્ટાદિકર્મ કરનારનો આશ્રય કરેછે, અને તેનું મૃત્યુ થયે તેના શરીરના દાહપછી તે જીવને પરિવેષ્ટિત થઇને જેમ ફલપ્રદાનમાટે લોકાંતરમાં લઇ જાયછે, તેમ આ પંચાગ્નિવિદ્યાના ઉપાસકની પણ જલથી પરિવેષ્ટિત થઇ ફલભોગમાટે ગતિ થાયછે. ૬.

ઇષ્ટાદિકર્મ કરનાર ચંદ્રલોકમાં જાયછે, આ પ્રતિજ્ઞા યોગ્ય નથી; કેમકે 'एष सोमो राजा तद्देवानामन्नं तं देवा भक्षयन्ति ॥' (આ સોમરાજા દેવોનું અન્ન છે, તેને દેવો ભક્ષણ કરેછે) એ શ્રુતિમાં સોમરાજા-(ચંદ્ર)ને દેવોનું અન્ન કહેલ છે. જો ઇષ્ટાદિકર્મ કરનાર ચંદ્રલોકમાં જશે તો તે અન્ન થઇ જશે, અને દેવો તેનું ભક્ષણ કરશે, ત્યારે તે ભોક્તા નહિ રહે. વ્યાઘ્રાદિની પેઠે દેવોએ ભક્ષણ કરેલાને કેવીરીતે ઉપભોગ સંભવે? એવી શંકા થાય તો તેને દૂર કરવા નીચેના સૂત્રનું અવતરણ કરેછેઃ—

## भाक्तं वाऽनात्मवित्त्वात् तथाहि दर्शयति ॥ ७ ॥

**અન્વય અને અન્વયાર્થઃ**—वा પૂર્વોક્તશંકાની નિવૃત્તિ કરેછે भाक्तं [તેઓનું અન્નપણું] ગૌણ [ છે ] अनात्मवित्त्वात् અનાત્મજ્ઞપણાથી [ તેઓ દેવોને ઉપકારક છે, કેમકે શ્રુતિ પણ ] तथाहि તેમ જ दर्शयति દેખાડેછે.

*ટીકાઃ*—ચંદ્રલોકમાં જનારાઓનું અન્નપણું ગૌણ છે, મુખ્ય નથી. જો મુખ્ય અન્નપણું હોય તો 'स्वर्गकामो यजेत ॥' (સ્વર્ગની કામનાવાળો યજન કરે) ઇત્યાદિફલકામનાની શ્રુતિઓનો ઉપરોધ થાય. ચંદ્રમંડલમાં ઇષ્ટાદિકર્મ કરનારને જો ઉપભોગ ન હોય તો અધિકારિજનો આયાસબહુલ ઇષ્ટાદિકર્મ શામાટે કરે? ઉપભોગના હેતુપણાના સામાન્યથી અન્ન ન હોય તેમાં પણ અન્નશબ્દ ગૌણપણે વપરાયછે, જેમ વૈશ્યને રાજાનું અન્ન તથા પશુઓને વૈશ્યોનું અન્ન કહેવામાં આવેછે. તેથી સ્ત્રીપુત્રમિત્રાદિની પેઠે ગુણભાવને પામેલા ઇષ્ટાદિકર્મ કરનારાઓવડે જે સુખવિહાર દેવોને થાયછે, તે જ તેઓનું ભક્ષણ એમ અભિપ્રાય છે, મોદકાદિની પેઠે ચર્વણ અથવા નિગરણ (ગળી જવું) કહેવાને ઇચ્છિત નથી; કેમકે 'न ह वै देवा अश्नन्ति न पिबन्त्येतदेवामृतं दृष्ट्वा तृप्यन्ति ॥' (દેવો ભક્ષણ કરતા નથી, અને પીતા પણ નથી, તેઓ અમૃતને જોઇને જ તૃપ્ત થાયછે) એ શ્રુતિ દેવોના ચર્વણાદિવ્યાપારનો નિષેધ કરેછે. જેમ રાજાના આશ્રયવડે જીવનનિર્વાહ કરનારા પરિજનોનો ઉપભોગ સિદ્ધ થાયછે, તેમ દેવોપ્રતિ ગુણભાવને પામેલા ઇષ્ટાદિકર્મ કરનારાઓનો પણ ઉપભોગ સિદ્ધ થાયછે. આત્મજ્ઞાનથી રહિત હોવાથી ઇષ્ટાદિકર્મ કરનારને દેવોનું ભોગ્યપણું પ્રાપ્ત થાયછે. 'अथ योऽन्यां देवतामुपास्तेऽन्योऽसावन्योऽहमस्मीति न स वेद यथा पशुरेवं स देवानाम् ॥' (જે ઉપાસક આત્માથી અન્ય દેવને ઉપાસેછે, આ દેવ અન્ય છે અને હું અન્ય છું, એમ જે ભેદબુદ્ધિ કરેછે, તે જાણતો નથી, જેમ મનુષ્યોને પશુ ભોગ્ય છે, તેમ તે ભેદબુદ્ધિવાળો અજ્ઞાની દેવોને ભોગ્ય છે) એ શ્રુતિ પણ અનાત્મજ્ઞો દેવોના ભોગ્ય છે એમ દર્શાવેછે. તે આ લોકમાં ઇષ્ટાદિકર્મવડે દેવોને સંતોષ પમાડતા છતા પશુની પેઠે ઉપકાર કરેછે, અને પરલોકમાં તેમના આશ્રયવડે જીવન ચલાવી તથા તેમની આજ્ઞાનું પાલન કરી ફલ ભોગવતા છતા પશુની પેઠે જ તે દેવોને ઉપકાર કરેછે. એવીરીતે અન્નભાવના વચનનું ગૌણપણું હોવાથી ઇષ્ટાદિકર્મ કરનારાઓના ચંદ્રલોકગમનની પ્રતિજ્ઞા યુક્ત જ છે. ૭.

ચંદ્રલોકમાં ગયેલાના પુનરાગમનના પ્રકારને દર્શાવવા ભગવાન્ સૂત્રકાર નીચેના કૃતાત્યયાધિકરણને રચેછે.—

## ૨. કૃતાત્યયાધિકરણ.

# कृतात्ययेऽनुशयवान्दृष्टस्मृतिभ्यां यथेतमनेवं च ॥ ८ ॥

**અન્વય અને અન્વયાર્થઃ**—**कृतात्यये** કરેલા[કર્મ]ના અંતમાં **अनुशयवान्** શેષકર્મવાળો [આ લોકમાં આવેછે, એમ] **दृष्टस्मृतिभ्याम्** શ્રુતિસ્મૃતિથી [જણાયછે] **यथा** જે[માર્ગ]વડે **इतं** ગમન[તે જ માર્ગવડે આગમન] **च** અથવા **अनेवम्** વિપર્યય[માર્ગવડે આગમન થાયછે].

**ટીકાઃ**—ઇષ્ટાદિકર્મ કરનારા ધૂમાદિમાર્ગવડે ચંદ્રલોકમાં જઇ ત્યાંની વિભૂતિને ભોગવીને પછી કરેલા ઇષ્ટાદિકર્મના અંતમાં ઉપભોગના ક્ષયના દર્શનથી ઉપજેલા શોકરૂપઅગ્નિવડે તેમનું જલમય શરીર વિલીન થઇ તેઓ આ લોકમાં આવેછે, ત્યાં સંશય થાયછે કે તેઓ સર્વકર્મનાં ફલ ભોગવીને આવેછે? અથવા કાંઇ કર્મ શેષ લઇને આવેછે? ત્યાં કહેછે કે આમુષ્મિકફલવાળા કર્મસમૂહના ભોગના અંતમાં જ્યારે પુનરાગમન થાયછે, ત્યારે ઐહિકફલવાળાં કાંઇ કર્મ શેષ લઇને આવેછે. 'तद्य इह रमणीयचरणा अभ्याशो ह यत्ते रमणीयां योनिमापद्येरन् ब्राह्मणयोनिं वा क्षत्रिययोनिं वा वैश्ययोनिं वा । अथ य इह कपूयचरणा अभ्याशो ह यत्ते कपूयां योनिमापद्येरन् श्वयोनिं वा सूकरयोनिं वा चाण्डालयोनिं वा ॥' (તે અવરોહણ કરનારા જીવોમાં જે કોઇ આ કર્મભૂમિમાં પુણ્યકર્મવાળા હોયછે, તેઓ અવશ્ય જ પુણ્યયોનિ–પવિત્રજાતિ–ને પ્રાપ્ત થાયછે, બ્રાહ્મણયોનિને, વા ક્ષત્રિયયોનિને, વા વૈશ્યયોનિને, અને જેઓ આ કર્મભૂમિમાં પાપકર્મવાળા હોયછે, તેઓ અવશ્ય જ પાપયોનિને પ્રાપ્ત થાયછે, શ્વાનયોનિને, સૂકરયોનિને વા ચાંડાલયોનિને) એ શ્રુતિ તથા 'वर्णा आश्रमाश्च स्वकर्मनिष्ठाः प्रेत्य कर्मफलमनुभूय ततः शेषेण विशिष्टदेशजातिकुलरूपायुःश्रुतवृत्तवित्तसुखमेधसो जन्म प्रतिपद्यन्ते ॥' (સ્વકર્મમાં નિષ્ઠાવાળા બ્રાહ્મણાદિવર્ણો અને બ્રહ્મચારીઆદિઆશ્રમિઓ મૃત્યુ પામીને લોકાંતરમાં કર્મના ફલને ભોગવીને પછી શેષકર્મવડે વિશિષ્ટ દેશ, જાતિ, કુલ, રૂપ, આયુષ્, જ્ઞાન, આચાર, દ્રવ્ય, સુખ અને મેધા(ગ્રંથના અર્થને ધારણ કરવાના બલ)યુક્ત પુનર્જન્મને પામેછે) એ સ્મૃતિ પણ કર્મશેષવાળાના અવરોહને દેખાડેછે વર્તમાનમાં જે નાનાપ્રકારના ઉચ્ચનીચ ભોગો પ્રાણિઓને જન્મસાથે જ જોવામાં આવેછે, તે પણ અનુશયનો સદ્ભાવ સૂચવેછે અવરોહણ કરનાર જે માર્ગે ચંદ્રલોકમાં ગયો હોયછે તે માર્ગવડે એટલે પિતૃયાણમાર્ગવડે અવરોહણ કરેછે, અથવા તેથી વિપર્યયમાર્ગવડે (આકાશથી વાયુ, વાયુથી ધૂમ, ધૂમથી અભ્ર, અભ્રથી મેઘ, અને મેઘથી વૃષ્ટિવડે યવાદિદ્વારા પુરુષશરીરને પામી માતાના ગર્ભમાં જવારૂપ માર્ગવડે) અવરોહણ કરેછે. ૮.

શ્રુતિમાંના चरणશબ્દસંબંધી આશંકા કરીને તેનું સમાધાન કરેછેઃ—

# चरणादिति चेन्नोपलक्षणार्थेति कार्ष्णाजिनिः ॥ ९ ॥

**અન્વય અને અન્વયાર્થઃ**—**चरणात्** [શ્રુતિ] શીલથી [યોનિની પ્રાપ્તિને દેખાડેછે, અનુશયથી દેખાડતી નથી] **इति** એમ **चेत्** [જો કહો] તો **न** [આ દોષ] નથી **उपलक्षणार्था** [કેમકે આ ચરણશ્રુતિ અનુશયના] ઉપલક્ષણરૂપ [છે] **इति** એમ **कार्ष्णाजिनिः** કાર્ષ્ણાજિનિ [માનેછે].

છે, અનુશયથી ઉચ્ચનીચયોનિની પ્રાપ્તિને દેખાડતી નથી, તેથી અનુશયની અસિદ્ધિ છે, એમ કહો તો અમે કહીએછીએ કે આ દોષ નથી, કેમકે શીલ સર્વેકર્મના અંગભૂત છે, તેથી તે શબ્દ શ્રૌતાદિકર્મનો લક્ષક છે, ને એમ કર્મની લક્ષણાવડે તેનાથી અભિન્ન અપૂર્વનામના અનુશયની સિદ્ધિ છે, માટે આ ચરણશ્રુતિ અનુશયના ઉપલક્ષણરૂપ છે, એમ કાર્ષ્ણાજિનિઆચાર્ય માનેછે. ૯.

તે જ વાર્તા શંકાસમાધાનવડે કહેછેઃ—

## आनर्थक्यमिति चेन्न तदपेक्षत्वात् ॥ १० ॥

**અન્વય અને અન્વયાર્થઃ**—आनर्थक्यम् [ શીલને ] અનર્થકપણું [ પ્રાપ્ત થશે ] इति એમ चेत् [ જો કહો ] તો न [ આ દોષ ] નથી तदपेक्षत्वात् તેના અપેક્ષપણાથી.

**ટીકા:**—શ્રુતિવિહિત શીલનો ત્યાગ કરીને ચરણશબ્દની કર્મશેષમાં લક્ષણા માનવી ઉચિત નથી, જો લક્ષણા માનશો, અને શીલનું કાંઇપણ ફલ નહિ અંગીકાર કરો તો શ્રુતિપ્રતિપાદિત શીલને અનર્થકપણું-સાર્થકરહિતપણું-પ્રાપ્ત થશે, એમ જો કહો તો અમે કહીએછીએ કે આ દોષ નથી, શીલની અપેક્ષાથી જ ઇષ્ટાદિકર્મ થાયછે, શીલ(સદાચાર)હીનને કર્મનો અધિકાર નથી. 'आचारहीनं न पुनन्ति वेदाः ॥' (સદાચારહીનને વેદો પવિત્ર કરતા નથી) ઇત્યાદિસ્મૃતિઓવડે શીલના કર્માંગપણાથી પૃથક્ફલની અપેક્ષા નથી, કર્મરૂપઅંગીના ફલવડે શીલની સાર્થકતા છે, નિરર્થકતા નથી. તેથી શીલવડે ઉપલક્ષિત અનુશયરૂપ કર્મ જ ઉચ્ચનીચયોનિની પ્રાપ્તિમાં કારણ છે, એમ કાર્ષ્ણાજિનિઆચાર્યનો મત છે. ૧૦.

ચરણશબ્દ કર્મવાચક છે, શીલનો વાચક નથી, તેથી લક્ષણાને અવકાશ નથી, એવા બાદરિઆચાર્યના મતરૂપ મુખ્યસિદ્ધાંતને કહેછે—

## सुकृतदुष्कृते एवेति तु बादरिः ॥ ११ ॥

**અન્વય અને અન્વયાર્થઃ**—बादरिः બાદરિ तु તો सुकृतदुष्कृते [ચરણશબ્દવડે] સુકૃતદુષ્કૃત एव જ [ ગ્રહણ કરાયછે ] इति એમ [ માનેછે ].

**ટીકા:**—શ્રીબાદરિઆચાર્ય તો ચરણશબ્દવડે પુણ્યપાપ જ ગ્રહણ કરાયછે, એમ માનેછે. ચરણ, કર્મ અને અનુષ્ઠાન એ શબ્દો એક જ અર્થના વાચક છે. જે વેદવિહિત ઇષ્ટાદિકર્મને કરેછે, તેને લોક કહેછે કે આ મહાત્મા પુણ્યકર્મ કરેછે, અને તેનાથી વિપરીત નિષિદ્ધકર્મ કરનારને કહેછે કે આ પાપકર્મ કરેછે. તેથી શ્રુતિમાંના 'रमणीयचरणाः ॥' એ શબ્દનો અર્થ પ્રશસ્તકર્મ કરનારા, અને 'कपूयचरणाः ॥' એ શબ્દનો અર્થ નિંદિતકર્મ કરનારા એવો થાયછે, એમ નિર્ણય છે. ૧૧.

એવીરીતે પુણ્યાત્માઓના ગમનાગમનના વિચારવડે વૈરાગ્યનું નિરૂપણ કરી પાપિઓના ગમનાગમનના વિચારવડે વૈરાગ્યનું નિરૂપણ કરવા ભગવાન્ સૂત્રકાર નીચેનુ અનિષ્ટાદિકાર્યધિકરણ રચેછેઃ—

### ૩. અનિષ્ટાદિકાર્યધિકરણ.

પૂર્વપક્ષઃ— **अनिष्टादिकारिणामपि च श्रुतम् ॥ १२ ॥**

**અન્વય અને અન્વયાર્થઃ**—अनिष्टादिकारिणाम् અનિષ્ટાદિ કરનારાઓને अपि च પણ श्रुतम् [ ચન્દ્રમંડલ ગંતવ્યપણાવડે ] સાંભળ્યું [ છે ].

**ટીકા:**—ઇષ્ટાદિકર્મ કરનારા ચંદ્રમડલમાં જાયછે, એમ પૂર્વે કહ્યુ છે, ત્યાં પૂર્વપક્ષી કહેછે કે અનિષ્ટાદિકર્મ કરનારાઓને (ઇષ્ટાદિકર્મ નહિ કરનારા-પાપિઓ-ને) પણ 'ये वै के चास्माल्लोकात् प्रयन्ति चन्द्रमसमेव ते सर्वे गच्छन्ति ॥' જે (કોઇ આ લોકથી જાયછે, તે સર્વે જ ચન્દ્રમડલભણી જાયછે) એ કૌષીતકિશાખાની શ્રુતિમા ચન્દ્રમડલ ગંતવ્યપણાવડે સાંભળ્યું છે. પાંચમી યોષિદ્રૂપઅગ્નિમાં દેહારંભનો નિયમ હોવાથી પ્રથમના સ્વર્ગલોકરૂપઅગ્નિની પ્રાપ્તિ અવશ્ય સ્વીકારવી જોઇએ ઇષ્ટાદિકર્મ કરનારાઓની અને અન્યની સમાન ગતિ યુક્ત નથી, એમ શકા કરવી નહિ, કેમકે ઇષ્ટાદિકર્મ કરનારાઓને ચન્દ્રમડલમાં ભોગની પ્રાપ્તિ છે, અને અન્યને ભોગનો અભાવ છે, એમ બન્નેમાં વિષમતા છે. ૧૨.

## સિદ્ધાંતઃ—संयमने त्वनुभूयेतरेषामारोहावरोहौ तद्गतिदर्शनात् ॥ १३ ॥

**અન્વય અને અન્વયાર્થઃ**—तु પૂર્વપક્ષની નિવૃત્તિ કરેછે संयमने યમલોકમાં अनुभूय [ યમે કરેલી પીડાનો ] અનુભવ કરીને इतरेषाम् બીજાઓનું ( અનિષ્ટકર્મ કરનારાઓનું ) [ આ લોકપ્રતિ અવરોહણ થાયછે ] आरोहावरोहौ [ એવીરીતનું તેમનું ] ગમનાગમન [ થાયછે એમ] तद्गतिदर्शनात् તેના ( યમલોકના ) ગમનના દર્શનથી [ જણાયછે ].

**ટીકાઃ**—ભોગને માટે જ ચંદ્રારોહણ છે, નિષ્પ્રયોજન અથવા પ્રતિઅવરોહને માટે નથી; જેમ કોઇ વૃક્ષપર ચડેછે, તે પુષ્પ કિંવા ફલને ગ્રહણ કરવા ચડેછે, નિષ્પ્રયોજન અથવા પડવામાટે ચડતો નથી. અનિષ્ટાદિકર્મ કરનારાઓને ચંદ્રલોકમાં ભોગ નથી, એમ કહ્યું છે, તેથી ઇષ્ટાદિકર્મ કરનારાઓ જ ચંદ્રલોકમાં જાયછે, પાપિઓ જતા નથી. તેઓ તો યમલોકપ્રતિ જાયછે, ને તે યમલોકમાં સ્વપાપાનુસાર યમે કરેલી પીડાનો અનુભવ કરીને તેઓનું આ લોકપ્રતિ આગમન થાયછે. એવીરીતે તેમનું ગમનાગમન થાયછે, એમ પાપિઓના યમલોકપ્રતિ ગમનને કહેનારી નીચેની શ્રુતિથી જણાયછેઃ—

"न साम्परायः प्रतिभाति बालं प्रमाद्यन्तं वित्तमोहेन मूढम् ।
अयं लोको नास्ति पर इति मानी पुनः पुनर्वशमापद्यते मे ॥"

**ભાવાર્થઃ**—યમરાજ નચિકેતાપ્રતિ કહેછેઃ—હે નચિકેતઃ! જે મૂર્ખ પરલોકના ઉપાયને જાણતો નથી, અને વિત્તના મોહવડે મૂઢ થઇને પ્રમાદને કરેછે, અને આ સ્ત્રીપુત્રદ્રવ્યાદિવાળો લોક છે, પરલોક નથી, એમ માનેછે, તે વારંવાર મારે વશ થાયછે.

પાપિઓ યમને વશ થાયછે, એમ કહેનારી વિશેષશ્રુતિસ્મૃતિના બલથી 'ये वै के च ॥' એ અવિશેષશ્રુતિ ઇષ્ટાદિકર્મ કરનારાઓને જ ચંદ્રલોકની પ્રાપ્તિ થાયછે, એમ જણાવેછે, એમ નિર્ણય થાયછે. ૧૩.

## स्मरन्ति च ॥ १४ ॥

**અન્વય અને અન્વયાર્થઃ**—च અને स्मरन्ति [ મનુવ્યાસાદિ એમ ] સ્મરણ કરેછે.

**ટીકાઃ**—અને મનુવ્યાસાદિ શિષ્ટપુરુષો પણ નિંદિતકર્મ કરનારાઓને યમપુરમાં યમને અધીન સ્વકર્મનું ફલ ભોગવવું પડેછે, એમ પોતાની સ્મૃતિઓમાં કહેછે. ૧૪.

## अपि च सप्त ॥ १५ ॥

**અન્વય અને અન્વયાર્થઃ**—अपि च વળી सप्त સાત [નરકો છે એમ પૌરાણિકો કહેછે].

**ટીકાઃ**—વળી પાપકર્મ કરનારા પુરુષોને દુષ્કૃતનું ફલ ભોગવવામાટે રૌરવાદિ સાત નરકો છે, ને તે નરકોને પાપકર્મ કરનારાઓ પ્રાપ્ત થાયછે, એમ પૌરાણિકો કહેછે. તેથી તેવાઓ ચંદ્રલોકને પ્રાપ્ત થતા નથી, એમ સિદ્ધ થાયછે. ૧૫.

યમરાજની યાતનાને પાપકર્મ કરનારા પુરુષો ભોગવેછે, એમ કહેવું યોગ્ય નથી; કેમકે રૌરવાદિનરકને વિષે ચિત્રગુપ્તાદિ નાનાઅધિષ્ઠાતાઓનું સ્મરણ થાયછે; એમ શંકા થતાં તેને દૂર કરેછે—

## तत्रापि च तद्व्यापारादविरोधः ॥ १६ ॥

**અન્વય અને અન્વયાર્થઃ**—च અને तत्र ત્યાં अपि પણ तद्व्यापारात् તેના ( યમના ) વ્યાપારથી अविरोधः અવિરોધ [ છે ].

**ટીકાઃ**—તે રૌરવાદિ સાતનરકોમાં તે યમના જ અધિષ્ઠાતાપણાના વ્યાપારના સ્વીકારથી અવિરોધ છે. યમરાજવડે પ્રેરિત તે ચિત્રગુપ્તાદિઅધિષ્ઠાતાઓનું સ્મરણ થાયછે, તેઓ સ્વતંત્ર છે, એમ સ્મૃતિમાં કહ્યું નથી. ૧૬.

અન્યમાર્ગના અભાવથી પાપિઓની ચંદ્રભણી ગતિ થાયછે, એમ કહેવું યોગ્ય નથી, કેમકે તેવાઓને માટે તૃતીયમાર્ગ શ્રુતિએ દર્શાવ્યો છે, એમ કહેછેઃ—

## विद्याकर्मणोरिति तु प्रकृतत्वात् ॥ १७ ॥

**અન્વય અને અન્વયાર્થઃ**—विद्याकर्मणोः [ આ દેવયાન અને પિતૃયાણમાર્ગ ] ઉપાસના અને કર્મના तु જ [ છે ] इति એમ प्रकृतत्वात् પ્રકૃતપણાથી ( ઉપાસના તથા કર્મના પ્રકરણમાં કહેલ હોવાથી ) [ સિદ્ધ થાયછે ].

ટીકાઃ—પંચાગ્નિવિદ્યામાં 'वेत्थ यथाऽसौ लोको न सम्पूर्यते ॥' (જેવડે આ ચંદ્રલોક પૂરિત થતો નથી, તેને તું જાણેછે?) એ પ્રશ્નના ઉત્તરમાં 'अथैतयोः पथोर्न कतरेण च न तानीमानि क्षुद्राण्यसकृदावर्तीनि भूतानि भवन्ति। जायस्व म्रियस्वेत्येतत् तृतीयं स्थानं तेनासौ लोको न सम्पूर्यते ॥' ( હવે જે મનુષ્યો દેવયાન અથવા પિતૃયાણ એ બેમાંના એકમાર્ગના સાધનથી એટલે વિદ્યા કિંવા કર્મથી યુક્ત નથી, તેઓ વારંવાર જન્મમૃત્યુ પામનારાં આ મશકાદિ ક્ષુદ્રપ્રાણિઓ થાયછે. जायस्व–જન્મ પામ, म्रियस्व–મૃત્યુ પામ, એપ્રમાણે આ તૃતીય સ્થાન છે. તે હેતુથી આ ચંદ્રલોક પૂરિત થતો નથી. ) એપ્રમાણે શ્રવણ થાયછે. એ પ્રકરણમાં દેવયાન અને પિતૃયાણનાં સાધન વિદ્યા અને ઇષ્ટાદિકર્મને જ કહ્યાં છે, એમ પ્રકૃતપણાથી સિદ્ધ થાયછે. જેઓ વિદ્યારૂપસાધનવડે દેવયાનમાર્ગમાં અધિકાર પામ્યા નથી, અને કર્મવડે પિતૃયાણમાર્ગમાં અધિકાર પામ્યા નથી, તેઓને આ ક્ષુદ્રજંતુના જન્મરૂપ વારંવાર જન્મવામરવાનો ત્રીજો માર્ગ પ્રાપ્ત થાયછે, તેથી અનિષ્ટાદિકર્મ કરનારા ચંદ્રલોકને પ્રાપ્ત થતા નથી, એમ જણાયછે. ૧૭.

દેહની પ્રાપ્તિમાટે સર્વે જ ચંદ્રલોકમાં જવાને યોગ્ય છે, કેમકે પાંચમીઆહુતિમાં જલ પુરુષાકાર થાયછે, એમ પાંચ એ સંખ્યાનો નિયમ દર્શાવ્યો છે, એમ પૂર્વે જે શંકા કરવામાં આવી છે, તેનું સમાધાન કરેછેઃ—

## न तृतीये तथोपलब्धेः ॥ १८ ॥

**અન્વય અને અન્વયાર્થઃ**—तृतीये ત્રીજા[ સ્થાન ]માં न [ આહુતિની પાંચસંખ્યાનો નિયમ આદરકરવાયોગ્ય ] નથી तथा તેવા उपलब्धेः જ્ઞાનથી.

ટીકાઃ—તૃતીયસ્થાનમાં દેહલાભને માટે આહુતિની પાંચસંખ્યાનો નિયમ આદરકરવાયોગ્ય નથી; કેમકે આહુતિસંખ્યાના નિયમવિના જ 'जायस्व म्रियस्व' એમ આ તૃતીયસ્થાનની પ્રાપ્તિનું જ્ઞાન છે. પાંચમીઆહુતિમાં જલ પુરુષાકાર થાયછે, એ નિયમ જેઓનો આરોહઅવરોહ ( સ્વર્ગાદિમાં જવુંઆવવું ) સંભવેછે, તેવા મનુષ્યોને માટે છે, કીટપતંગાદિ તથા અન્યમનુષ્યોમાટે નથી. તેવાઓના દેહનો આરંભ તો આહુતિસંખ્યાના નિયમવિના જ અન્યભૂતોથી મિશ્ર જલવડે થાયછે. ૧૮.

અનિયમમાં અન્ય પ્રમાણ આપેછેઃ—

## स्मर्यतेऽपि च लोके ॥ १९ ॥

**અન્વય અને અન્વયાર્થઃ**—च અને लोके લોકમાં ( ભારતાદિમાં ) अपि પણ स्मर्यते [ આહુતિસંખ્યાના અનિયમનું ] સ્મરણ થાયછે.

ટીકાઃ—ભારતાદિમાં પણ દ્રોણસીતાદિના અયોનિજપણાના કથનથી આહુતિની સંખ્યાના અનિયમનું સ્મરણ થાયછે. દ્રોણાદિને સ્ત્રીવિષયની એક આહુતિ નથી, અને ધૃષ્ટદ્યુમ્નાદિને પુરુષ અને સ્ત્રીવિષયની એમ બે આહુતિ નથી. જેમ ત્યાં આહુતિસંખ્યાનો અનાદર છે, એમ અન્યત્ર પણ એવા પ્રસંગોમાં જાણવું. બગલી રેતઃસેકવિના જ ગર્ભ ધારણ કરેછે, એ લોકમાં પ્રસિદ્ધ છે, એટલે કીટાદિમાં પણ આહુતિસંખ્યાનો અનિયમ છે, એમ જણાયછે. ૧૯.

## दर्शनाच्च ॥ २० ॥

**અન્વય અને અન્વયાર્થઃ**—च અને दर्शनात् [ ગ્રામ્યધર્મવિના જ સ્વેદજ અને ઉદ્ભિજ્જની ઉત્પત્તિના ] દર્શનથી [ પણ આહુતિસંખ્યાનો અનાદર છે ].

ટીકાઃ—જરાયુજ, અંડજ, સ્વેદજ અને ઉદ્ભિજ્જ આ ચારપ્રકારના ભૂતસમૂહમાંથી મૈથુનધર્મવિના જ સ્વેદજ તથા ઉદ્ભિજ્જની ઉત્પત્તિના દર્શનથી જેમ આહુતિની સંખ્યાનો અનાદર છે, તેમ અનિષ્ટાદિકર્મ કરનારાઓને માટે પણ આહુતિની સંખ્યાનો અનિયમ છે. ૨૦.

'अण्डजं जीवजमुद्भिज्जमिति ॥' એ શ્રુતિમાં ત્રણપ્રકારના ભૂતસમૂહનું શ્રવણ થાયછે, છતાં ચારપ્રકારના ભૂતસમૂહની પ્રતિજ્ઞા શામાટે કરી છે? એવી શંકા થાય તો તેનું સમાધાન કરેછેઃ—

## तृतीयशब्दावरोधः संशोकजस्य ॥ २१ ॥

**અન્વય અને અન્વયાર્થઃ**—संशोकजस्य સ્વેદજનો तृतीयशब्दावरोधः તૃતીય(ઉદ્ભિજ્જ)શબ્દવડે સંગ્રહ [છે, એમ જાણવું].

**ટીકાઃ**—અંડજ, જીવજ-જરાયુજ-અને ઉદ્ભિજ્જમાંના ત્રીજા એટલે ઉદ્ભિજ્જશબ્દવડે સ્વેદજનો પણ તુલ્યતાથી સંગ્રહ (ગ્રહણ) છે, એમ જાણવું, કેમકે જેમ ઉદ્ભિજ્જ ભૂમિનું ભેદન કરીને નીકળેછે, તેમ યૂકાદિસ્વેદજ જલનું ભેદન કરીને નીકળેછે. ભૂમિનો ઉદ્ભેદ કરીને નીકળનારાં સ્થાવરવૃક્ષાદિકને ઉદ્ભિજ્જ અને જલને ભેદીને નીકળનારાં જંગમ યૂકાદિને સ્વેદજ કહેવામાં આવેછે, એમ ત્રીજાના જ એ બે વિભાગો હોવાથી ચારપ્રકારના ભૂતસમૂહની પ્રતિજ્ઞાનો અને શ્રુતિનો વિરોધ નથી. ૨૧.

એવીરીતે પાપિઓના ગમનાગમનનો વિચાર કરીને હવે ઇષ્ટાદિકર્મ કરનારાઓના અવરોહમાં કાંઇ વિશેષ કહેવામાટે ભગવાન્ સૂત્રકાર નીચેનું તત્સાભાવ્યાપત્ત્યધિકરણ રચેછેઃ—

### ૪. તત્સાભાવ્યાપત્ત્યધિકરણ.

## साभाव्यापत्तिरुपपत्तेः ॥ २२ ॥

**અન્વય અને અન્વયાર્થઃ**—साभाव्यापत्तिः [આકાશાદિકના] સમાનપણાની પ્રાપ્તિ [થાયછે, આકાશાદિકના સ્વરૂપની પ્રાપ્તિ થતી નથી, એમ] उपपत्तेः સંગતિ હોવાથી [સિદ્ધ છે].

**ટીકાઃ**—ઇષ્ટાદિકર્મ કરનારાઓ પુણ્યફલના ભોગની સમાપ્તિએ આકાશાદિદ્વારા ચંદ્રલોકથી અવરોહણ કરેછે, એમ 'अथैतमेवाध्वानं पुनर्निवर्तन्ते यथेतमाकाशाद्वायुं वायुर्भूत्वा धूमो भवति धूमो भूत्वाऽभ्रं भवत्यभ्रं भूत्वा मेघो भवति मेघो भूत्वा प्रवर्षति ॥' (પછી જે માર્ગથી આગમન કર્યું હતું તેથી વિપરીતમાર્ગવડે અવરોહણ કરેછે. ચન્દ્રમંડલમાં ભોગાર્થે જે જલમયશરીર ઉપજ્યું હતું, તે ભોગનો ક્ષય થયે વિલીન થઇ આકાશને પામી આકાશના સમાન સૂક્ષ્મ થાયછે. પછી પિંડીકૃત અતિસૂક્ષ્મ લિંગદેહસહિત વાયુવડે જ્યાં ત્યાં ભ્રમણ કરતો છતો વાયુની સમાન થાયછે. પછી ધૂમને પામીને ધૂમ-વિરલ બાષ્પ-ની સમાન થાયછે. અનંતર અભ્ર-જલને ધારણ કરનાર વાદળા-ને પામીને અભ્રની સમાન થાયછે. પશ્ચાત્ મેઘ-જલની વૃષ્ટિ કરનાર વાદળા-ને પામીને મેઘની સમાન થાયછે. અંતે વૃષ્ટિદ્વારા પૃથિવીમાં પ્રવેશ કરીને વ્રીહિયવાદિરૂપ થાયછે) એ અવરોહણશ્રુતિ નિરૂપણ કરેછે. એ અવરોહણ કરનારાઓ આકાશાદિના સ્વરૂપપણાને પ્રાપ્ત થતા નથી, પણ આકાશાદિના સમાનપણાને પ્રાપ્ત થાયછે, એમ યુક્તિસિદ્ધ છે. જો આકાશાદિના સ્વરૂપને પામે તો આકાશ વિભુ હોવાથી તેનું વાયુઆદિક્રમવડે અવરોહણ સંભવી શકતું નથી, માટે વિભુપણાથી અને નિત્યસંબંધપણાથી તેના સાદૃશ્યની પ્રાપ્તિથી અન્ય તેનો સંબધ ઘટતો નથી. આકાશાદિના ભાવનો અસંભવ હોવાથી આકાશાદિના તુલ્યપણાની પ્રાપ્તિનું ગ્રહણ કરવું એ અયુક્ત નથી. ૨૨.

ચન્દ્રલોકથી અવરોહણ કરનારા વ્રીહિયવાદિની પ્રાપ્તિની પૂર્વે બહુ બહુ કાલ આકાશાદિકની સદૃશ રહીને ઉત્તરઉત્તરની સદૃશ થાયછે? વા અલ્પ અલ્પ કાલ રહીને થાયછે? એ સંદેહનું નિરાકરણ કરવા ભગવાન્ સૂત્રકાર નીચેનું નાતિચિરાધિકરણ રચેછેઃ—

### ૫. નાતિચિરાધિકરણ.

## नातिचिरेण विशेषात् ॥ २३ ॥

**અન્વય અને અન્વયાર્થઃ**—नातिचिरेण અવિલંબે (અલ્પ અલ્પ કાલ આકાશાદિસમાન

સ્થિતિ કરીને ) [ વૃષ્ટિની ધારાસાથે આ ભૂમિપર આવેછે, એમ ] विशेषात् વિશેષ[ દર્શન ]થી [ નિશ્ચય થાયછે ].

**ટીકા:**—અલ્પ અલ્પ કાલ આકાશાદિના તુલ્યપણાથી સ્થિતિ કરી તે અવરોહણ કરનાર વૃષ્ટિની ધારાસાથે આ પૃથિવીપર આવેછે, એમ 'अतो वै खलु दुर्निष्प्रपतरम्॥' (નિશ્ચય આ વ્રીહિયવાદિકોથી દુઃખવડે નીકળવું થાયછે) એવા વિશેષદર્શનથી નિશ્ચય થાયછે. વ્રીહિયવાદિકોના સમાનભાવથી દુઃખવડે નીકળવું દર્શાવીને પૂર્વની સ્થિતિઓના ભાવથી સુખવડે નીકળવાનું દર્શાવ્યું છે. આ સુખદુઃખપણાનો વિશેષ, નીકળવાના કાલના અલ્પપણાના અને દીર્ઘપણાના નિમિત્તથી છે; કેમકે ત્યાંસુધી શરીરની ઉત્પત્તિ ન થવાથી ભોગનો અસંભવ છે. ૨૩.

વ્રીહિયવાદિના ભાવને પામેલા અનુશયી જીવો તે તે શરીરવડે ઉપજતા સુખદુઃખના ભોક્તા થાયછે, એ પૂર્વપક્ષની નિવૃત્તિ કરવા ભગવાન્ સૂત્રકાર નીચેના અન્યાધિષ્ઠિતાધિકરણને રચેછેઃ—

### ૬. અન્યાધિષ્ઠિતાધિકરણ.

## अन्याधिष्ठितेषु पूर्ववदभिलापात् ॥ २४ ॥

**અન્વય અને અન્વયાર્થઃ**—पूर्ववत् પૂર્વની પેઠે अन्याधिष्ठितेषु અન્યવડે અધિષ્ઠિતમાં [કર્મશેષવાળા સંસર્ગમાત્રને પામેછે, એમ ] अभिलापात् [ શાસ્ત્રના ] કથનથી [ જણાયછે ].

**ટીકા:**—ચન્દ્રલોકથી અવરોહણ કરનારા વૃષ્ટિદ્વારા ભૂમિમાં પ્રવેશ કરીને વ્રીહિયવાદિભાવને પામેછે, એમ 'त इह व्रीहियवा ओषधिवनस्पतयस्तिलमाषा इति जायन्ते ॥' (આ ભૂમિપર પડેલા તે કર્મશેષવાળા જીવો વ્રીહિ, યવ, ઓષધિ, વનસ્પતિ, તલ અને અડદના સમાનપણાથી ઉપજેછે) એ શ્રુતિ કહેછે. ત્યાં સંશય છે કે એ કાલે સ્થાવરજાતિને પામેલા તે અનુશયી જીવો સ્થાવરજાતિના સુખદુઃખને ભોગવેછે? અથવા જીવાંતરવડે અધિષ્ઠિત સ્થાવરશરીરમાં સંબંધમાત્રને પામેછે? એ સંશયનું નિરાકરણ કરવા કહેછે કે પૂર્વે જેમ વાયુધૂમાદિમાં સંબંધમાત્રની પ્રાપ્તિ થયી હતી, તેમ અહિં પણ અન્યજીવોવડે અધિષ્ઠિત વ્રીહિઆદિમાં કર્મશેષવાળાને સંબંધમાત્રની પ્રાપ્તિ થાયછે, તે સ્થાવરજાતિના સુખદુઃખની પ્રાપ્તિ થતી નથી, એમ શાસ્ત્રના કથનથી જણાયછે. કર્મવ્યાપારવિના સુખદુઃખની પ્રાપ્તિ થતી નથી, અહિં વ્રીહિઆદિના જન્મમાં કોઇપ્રકારનો કર્મવ્યાપાર શ્રુતિએ દર્શાવ્યો નથી, તેથી તે અનુશયી જીવો સુખદુઃખના ભાગી થતા નથી, એ નિશ્ચય છે. પોતાનાં પાપકર્મોવડે સ્થાવરયોનિને પામેલા તે શરીરમાં રહી સુખઃદુખના ભાગી થાયછે, એ વાર્તા અમે પણ અંગીકાર કરીએછીએ. ૨૪.

વૈદિકકર્મ શાસ્ત્રવિહિત હોવાથી અશુદ્ધ નથી, એમ કહેછેઃ—

## अशुद्धमिति चेन्न शब्दात् ॥ २५ ॥

**અન્વય અને અન્વયાર્થઃ**—अशुद्धम् [ઇષ્ટાદિકર્મ] અશુદ્ધ [ છે, તેથી તે કર્મના ફલરૂપે વ્રીહિયવાદિનો જન્મ સંભવી શકેછે ] इति એમ चेत् [ કહો ] તો शब्दात् શાસ્ત્રથી [ ધર્મરૂપ હોવાથી] न [ અશુદ્ધ ] નથી.

**ટીકા:**—પશુહિંસાદિના યોગથી યજ્ઞકર્મ અશુદ્ધ છે, તેથી તેના અનિષ્ટફલરૂપે કર્મશેષવાળાનો વ્રીહિયવાદિજન્મ મુખ્ય જ છે, સંબંધમાત્રરૂપ ગૌણ નથી, એમ કહો તો અમે કહીએછીએ કે શાસ્ત્રથી તે યજ્ઞકર્મ ધર્મરૂપ હોવાથી અશુદ્ધ નથી. ધર્માધર્મના અતીંદ્રિયપણાથી 'આ ધર્મ' અને 'આ અધર્મ' એવા વિજ્ઞાનમાં શાસ્ત્ર જ કારણ–હેતુ–છે. હિંસા અને અનુગ્રહાદિરૂપ જ્યોતિષ્ટોમ ધર્મ છે, એમ શાસ્ત્રથી નિશ્ચિત છે તે અશુદ્ધ છે, એમ કેમ કહી શકાય? 'न हिंस्यात् सर्वा भूतानि॥' (સર્વભૂતોને ન હણો) એ શાસ્ત્રથી ભૂતસંબંધી હિંસા અધર્મ છે, એમ નિશ્ચય થાયછે, એમ કહો તો અમે કહીએછીએ કે તે ઉત્સર્ગ છે, અને તેનો અપવાદ 'अग्नीषोमीयं पशुमालभेत ॥' (અગ્નિ અને સોમને ઉદ્દેશે પશુનું હનન કરે) એ શાસ્ત્ર છે. ઉત્સર્ગથી અપવાદ બલવાન્ હોયછે, તેથી યજ્ઞાદિકર્મ શુદ્ધ છે. કદાપિ તેને મિશ્રકર્મ ગણો તોપણ તેમાંના

પાપાશમાટે વ્રીહિઆદિનો જન્મ નથી, તેનું ફલ તો સ્વર્ગમા જે દુખાશ છે, તે જ છે તેથી ચન્દ્રથી અવરોહણ કરનારા અનુશયી જીવોને વ્રીહિઆદિનો સબધમાત્ર થાયછે ૨૫

વ્રીહિઆદિનીસાથે અનુશયીનો સબધમાત્ર થાયછે, એમ જણાવવા વ્રીહિયવાદિની પછીના સબધને દર્શાવેછે –

## रेतःसिग्योगोऽथ ॥ २६ ॥

**અન્વય અને અન્વયાર્થઃ—**अथ પછી रेतःसिग्योगः વીર્યસિંચન કરનારનો સબધ [થાયછે]

**ટીકાઃ—**વ્રીહિઆદિના સબધપછી અનુશયી જીવોને વીર્યસિંચન કરનારાનો સબધ થાયછે, એમ 'यो यो ह्यन्नमत्ति यो रेत सिञ्चति तद्भूय एव भवति ॥' (જે જે અન્નને ખાયછે, જે વીર્યનું સિંચન કરેછે, તે પુન થાયછે) એ શ્રુતિથી જણાયછે જેમ અહિં અનુશયી વીર્યસિંચન કરનારના સબધમાત્રને પામેછે, વીર્યસિંચન કરનાર થતો નથી, તેમ વ્રીહિયવાદિની સાથે પણ અનુશયીનો સબધમાત્ર થાયછે. ૨૬

## योनेः शरीरम् ॥ २७ ॥

**અન્વય અને અન્વયાર્થઃ—**योनेः યોનિના [સબધથી] शरीरम् [કર્મફલના] ભોગમાટે શરીર [ઉત્પન્ન થાયછે, તેથી પણ અનુશયીને વ્રીહિઆદિનું શરીરપણું નથી]

**ટીકાઃ—**વીર્યસિંચન કરનારના સબધને પામ્યા પછી તે વીર્યનું યોનિમા સિંચન થાયછે યોનિના સબધથી સ્ત્રીના ગર્ભસ્થાનમા અનુશયીને અનુશય-શેષકર્મ-ના ફલભોગમાટે શરીર ઉત્પન્ન થાયછે, એમ 'तद्य इह रमणीयचरणा. ॥' ઇત્યાદિ શ્રુતિ કહેછે તેથી પણ સિદ્ધ થાયછે કે અવરોહકાલે વ્રીહિઆદિનો સબધમાત્ર થાયછે, વ્રીહિઆદિના સુખદુખની પ્રાપ્તિ થતી નથી ૨૭.

**ઇતિ શ્રીવેદાંતદર્શનની તાત્પર્યદીપિકાનામની ગૂજરાતીભાષાની ટીકામાં સાધનનામના ત્રીજાઅધ્યાયનો જીવના પરલોકગમનાગમનના વિચારપૂર્વક વૈરાગ્યનિરૂપણ એ નામનો પહેલો પાદ સમાપ્ત. ૧.**





## ૨. અથ ત્વંપદાર્થનું તથા તત્પદાર્થનું શોધન એ નામનો ત્રીજાઅધ્યાયનો બીજો પાદ.

પૂર્વપાદમાં પંચાગ્નિવિદ્યાને કહીને જીવની સંસારગતિનો ભેદ કહ્યો. હવે વૈરાગ્યથી સાધ્ય ત્વંપદાર્થના તથા તત્પદાર્થના વિવેકનું નિરૂપણ કરાયછે. તેમાં પ્રથમ જીવની અવસ્થાનો ભેદ કહેવા ભગવાન્ સૂત્રકાર નીચેનું સંધ્યાધિકરણ રચેછે:—

### ૧. સંધ્યાધિકરણ.

**પૂર્વપક્ષ:-** **सन्ध्ये सृष्टिराह हि ॥ १ ॥**

**અન્વય અને અન્વયાર્થ:**—सन्ध्ये સ્વપ્નમાં सृष्टिः સૃષ્ટિ [ વ્યાવહારિકસત્તાવાળી છે ] हि કેમકે आह [ શ્રુતિ એમ ] કહેછે.

**ટીકા:**—'सन्ध्यं तृतीयं स्वप्नस्थानम् ॥' (ત્રીજું સ્વપ્નસ્થાન સંધ્ય કહેવાયછે) એ વેદના પ્રયોગથી-તથા જાગ્રત્ અને સુષુપ્તિની સંધિમાં થાયછે તેથી સંધ્ય એ નામ સ્વપ્નનું છે. સ્વપ્નની સૃષ્ટિ જાગ્રત્‌ની સૃષ્ટિની પેઠે વ્યાવહારિકસત્તાવાળી છે ? અથવા શુક્તિરજતની પેઠે પ્રાતિભાસિકસત્તાવાળી છે ? એ સંશયના ઉત્તરમાં પૂર્વપક્ષી કહેછે:—સ્વપ્નમાં જે સૃષ્ટિ દેખાયછે, તે સૃષ્ટિ વ્યાવહારિકસત્તાવાળી છે, કેમકે પ્રમાણભૂતા શ્રુતિ 'अथ रथान् रथयोगान् पथः सृजते ॥' (જાગ્રતની અનંતર સ્વપ્નમાં રથ, રથને યોગ્ય ઘોડા અને ચાલવાને યોગ્ય માર્ગ એ સર્વને પોતે રચેછે) એ વચનવડે એમ કહેછે, અને તે જ કર્તા છે, એવો ઉપસંહાર પણ છે. ૧.

સ્વપ્નપ્રપંચની વ્યાવહારિકસત્તામાં અન્યહેતુને કહેછે:—

**निर्मातारं चैके पुत्रादयश्च ॥ २ ॥**

**અન્વય અને અન્વયાર્થ:**—च અને एके એક [ શાખાવાળા ] पुत्रादयः च [ જીવને સ્વપ્નમાં ] પુત્રાદિ निर्मातारं [ સર્વકામને ] રચનાર [ કહેછે ].

**ટીકા:**—અને એકશાખાવાળા જીવને સ્વપ્નમાં પુત્રાદિ સર્વકામને રચનાર કહેછે. 'य एष सुप्तेषु जागर्ति कामं कामं पुरुषो निर्मिमाणः ॥' (જે આ પુરુષ છે તે જ્યારે સ્વપ્નમાં સર્વઇન્દ્રિયો વ્યાપારહીન થાયછે ત્યારે કામકામને રચતો છતો જાગેછે) એ તે શાખાવાળાનું વાક્ય છે. ત્યાં कामशब्दવડે પુત્રાદિ કહેલ છે, કેમકે નચિકેતાને શતવર્ષની આયુષ્ અને પુત્રપૌત્રોનો વર માગવાનું કહ્યા પછી 'कामानां त्वा कामभाजं करोमि ॥' (હું તને કામોનો કામભાગી કરીશ) એમ યમે પુત્રપૌત્રાદિસંબંધી કહ્યું છે. તે પ્રકરણ પ્રાજ્ઞનું છે, તેથી તેની જાગ્રતની સૃષ્ટિ જેમ વ્યાવહારિકસત્ય છે, તેમ તેની સ્વપ્નની સૃષ્ટિ પણ વ્યાવહારિકસત્ય જોઇએ. તેથી સ્વપ્નમાં વ્યાવહારિકસત્યરૂપા સૃષ્ટિ છે. ૨.

એવો પૂર્વપક્ષ પ્રાપ્ત થતાં તેનું નિરાકરણ કરેછે:—

**સિદ્ધાંત:-** **मायामात्रं तु कार्त्स्न्येनानभिव्यक्तस्वरूपत्वात् ॥ ३ ॥**

**અન્વય અને અન્વયાર્થ:**—तु પૂર્વપક્ષની નિવૃત્તિ કરેછે कार्त्स्न्येन [ સ્વપ્નમાં દેશકાલાદિ-

રૂપસામગ્રીનું] સંપૂર્ણપણે **अनभिव्यक्तस्वरूपत्वात्** અપ્રકટસ્વરૂપપણું હોવાથી **मायामात्रं** [સ્વપ્નની સૃષ્ટિ] માયામાત્ર [છે].

**ટીકા:**—દેશ, કાલ, નિમિત્ત અને સંપત્તિ તથા અબાધ એ સામગ્રી જાગ્રતની સૃષ્ટિમાં છે. સ્વપ્નમાં દેશકાલાદિરૂપ સામગ્રી સંપૂર્ણપણે પોતાના પ્રકટસ્વરૂપે સત્ય નથી. ત્યાં રથાદિને ઉચિત દેશ સંભવતો નથી. દેહથી બહાર નીકળીને સ્વપ્ન જુએછે, એમ પણ કહી શકાય એમ નથી; કેમકે સ્વપ્નમાં લિંગદેહ સ્થૂલદેહમાંથી બહાર નીકળતો નથી; નીકળેછે, એમ કહો તો દેહ શવવત્ થઇ જવો જોઇએ, પણ તેમ તો જોવામાં આવતું નથી. પ્રાણ રહેછે, ને મન તથા ઇન્દ્રિયો બહાર જાયછે, એમ કહેવું પણ સંભવતું નથી; કેમકે પ્રાણ નીકળે ત્યારે જ તેઓ નીકળી શકે, સ્વતંત્ર નીકળી શકે નહિ, એમ પ્રાણના શ્રેષ્ઠપણાથી સિદ્ધ છે. પ્રાણસંવાદમાં જે મનઆદિનું બહાર નીકળવું દર્શાવ્યું છે, તે તેમના દેવતાઓનું છે, મનઆદિનું નથી. કોઇશ્રુતિમાં સ્વપ્નમાં જીવ બહાર જાયછે, એમ કહ્યું છે, ત્યાં દેહાભિમાનના ત્યાગથી રહિત થવાથી બહાર નીકળ્યાના જેવો થાયછે, એમ તાત્પર્ય છે. જો બહાર જતો હોય તો અમુકદેશમાં સૂતેલો માણસ સ્વપ્નમાં પોતાને અન્યદેશમાં ગયેલો જુએછે, અને તે સ્વપ્નનો અનુભવ કરતો છતો જાગ્રત્ થઇ જાયછે, તે તે દેશમાં જ જાગ્રત્ થવો જોઇએ, પણ તેમ તો જોવામાં આવતું નથી, જ્યાં સૂતેલો હોય ત્યાં જ જાગ્રત્ થતો જોવામાં આવેછે. 'स्वे शरीरे यथाकामं परिवर्तते ॥' (પોતાના શરીરમાં યથેષ્ટ વિચરેછે) એ શ્રુતિ પણ દેહની અંતર જ સ્વપ્ન દર્શાવેછે. એમ હોવાથી તે કાલની સ્થિતિ, ગતિ અને અનુભવ પણ ભ્રાંતિરૂપ છે. કાલનું વિરોધિપણું પણ સ્વપ્નમાં દેખાયછે. રાત્રિએ સૂતેલો માણસ સ્વદેશમાં જ દિવસ માનેછે, અને કદાચિત્ મુહૂર્તમાત્રના સ્વપ્નમાં બહુ કાલ વ્યતીત થયેલો જાણેછે. જ્ઞાન અને ક્રિયાનાં નિમિત્ત જે કરણો તે પણ મનમાં વૃત્તિવડે લય પામેલાં હોવાથી વિદ્યમાન નથી. એકનિમેષમાત્રમાં રથાદિ કરવાનું સામર્થ્ય અથવા કાષ્ઠ એ રૂપ સંપત્તિ પણ નથી. સ્વપ્નમાં જોયેલા રથાદિ જાગ્રતમાં બાધ પામેછે, એટલું જ નહિ કિંતુ સ્વપ્નમાં પણ ઘણી વેલા તે જોતાજોતામાં બાધ પામી જાયછે. 'न तत्र रथा न रथयोगा न पन्थानो भवन्ति ॥' (ત્યાં રથ નથી, રથને યોગ્ય ઘોડા નથી, અને ચાલવાને યોગ્ય માર્ગ નથી) એ શ્રુતિ સ્વપ્નમાં રથાદિના અભાવને સ્પષ્ટ જણાવેછે. એ સર્વઉપરથી સિદ્ધ થાયછે કે સ્વપ્નની સૃષ્ટિ માયામાત્ર છે, સત્ય નથી. ૩.

## सूचकश्च हि श्रुतेराचक्षते च तद्विदः ॥ ४ ॥

**અન્વય અને અન્વયાર્થ:**—**च** અને **सूचकः** [ભવિષ્યના શુભાશુભનું] સૂચક [સ્વપ્ન છે એમ] **श्रुतेः** શ્રુતિથી **हि** પણ [જણાયછે] **च** અને **तद्विदः** તેને (સ્વપ્નાધ્યાયને) જાણનારા [પણ એમ] **आचक्षते** કહેછે [તેથી પણ સ્વપ્નદર્શન મિથ્યા છે].

**ટીકા:**—ભવિષ્યના શુભાશુભનું સૂચક સ્વપ્ન છે, એમ 'यदा कर्मसु काम्येषु स्त्रियं स्वप्नेषु पश्यति । समृद्धिं तत्र जानीयात् तस्मिन् स्वप्ननिदर्शने ॥' 'पुरुषं कृष्णं कृष्णदन्तं पश्यति स एनं हन्ति ॥' (પુરુષ જ્યારે કામ્યકર્મોમાં સ્વપ્નોમાં સ્ત્રીને જુએ, ત્યારે તે સ્વપ્નદર્શનમાં સમૃદ્ધિ જાણે. જો કાળાદાંતવાળા કાળાપુરુષને જુએ તો તે દેખનારનું હનન કરેછે) એ શ્રુતિઓથી જણાયછે, અને સ્વપ્નાધ્યાયને જાણનારા પણ 'कुञ्जरारोहणादीनि स्वप्ने धन्यानि खरयानादीन्यधन्यानि ॥' (સ્વપ્નમાં હાથીપર ચઢવું શુભકારી છે, અને ગર્દભપર ચઢવું અશુભકારી છે.) એવાં વચનોવડે એમ કહેછે. ત્યાં પણ મંત્ર, દેવતા અને દ્રવ્યવિશેષના નિમિત્તથી કોઇસ્વપ્નોમાં સૂચ્યમાનવસ્તુનું જ સત્યપણું છે, પણ સૂચક જે સ્ત્રીદર્શનાદિ તેનું તો બાધ્યમાનપણું હોવાથી અસત્યપણું જ છે. સ્વપ્નસૃષ્ટિનો કર્તા જીવ નથી, માત્ર તે પોતાનાં પુણ્યપાપાનુસાર તે સૃષ્ટિનાં સુખદુઃખ અનુભવેછે, માટે તે નિમિત્તથી ઔપચારિક કર્તા કહ્યો છે, વળી તે સ્વપ્નવર્ણનનું નિમિત્ત જીવનું કર્તાપણું પ્રતિપાદન કરવામાટે નથી, પણ આત્માનું સ્વયંપ્રકાશપણું દર્શાવવામાટે છે. અમે સ્વપ્નમાં પ્રાજ્ઞના વ્યાપારનો નિષેધ કરતા નથી, તેનું સર્વેશ્વરપણું હોવાથી તે સર્વેઅવસ્થામાં અધિષ્ઠાતા છે. સ્વપ્નની સૃષ્ટિ વ્યાવહારિકસૃષ્ટિના જેવી નથી, પણ તેનાથી અલ્પકાલ રહેનારી હોવાથી માયામાત્ર છે, અને વ્યાવહારિકસૃષ્ટિનો બ્રહ્માત્મદર્શનની પૂર્વે બાધ થતો નથી, તેથી તે વ્યાવહારિકસત્યરૂપા ગણાયછે. વસ્તુતાએ તો સમસ્તપ્રપંચનું માયામાત્રપણું છે. ૪.

## पराभिध्यानात्तु तिरोहितं ततो ह्यस्य बन्धविपर्ययौ ॥ ५ ॥

**અન્વય અને અન્વયાર્થઃ**-पराभिध्यानात् [ જીવના ] સત્યસંકલ્પથી [ જીવની સ્વપ્નની સૃષ્ટિ સત્ય હોવી જોઇએ, એમ કહેવું યોગ્ય નથી ] तु કેમકે तिरोहितं [ અવિદ્યાના વ્યવધાનથી જીવના સત્યસંકલ્પત્વાદિધર્મો ] તિરોહિત [ થઇ રહ્યા છે, અને ] ततः તેથી (ઇશ્વરના સ્વરૂપના અજ્ઞાનથી ને જ્ઞાનથી) हि જ अस्य આના ( જીવના ) बन्धविपर्ययौ બંધમોક્ષ [ છે ].

**ટીકાઃ**—જો જીવ ઇશ્વરનો અંશ છે, તો તે ઇશ્વરના સમાનધર્મવાળો હોવાથી જેમ ઇશ્વરની સૃષ્ટિ સત્ય છે, તેમ જીવની સાંકલ્પિકી સ્વપ્નસૃષ્ટિ પણ તેના સત્યસકલ્પથી સત્ય હોવી જોઇએ, એમ કહેવું યોગ્ય નથી; કેમકે અવિદ્યાના વ્યવધાનથી જીવના ઇશ્વરના સમાન જે સત્યસકલ્પત્વાદિધર્મો છે, તે તિરોહિત થઇ રહ્યા છે. જ્યારે કોઇ જીવ પરમાત્માના ધ્યાનવડે અવિદ્યાનું વ્યવધાન દૂર કરેછે, ત્યારે શ્રીઇશ્વરના પ્રસાદથી તે સસિદ્ધજીવના તિરોહિત થઇ રહેલા ઇશધર્મો આવિર્ભાવ પામેછે, પણ સર્વજીવોના આવિર્ભાવ પામતા નથી, અને ઇશ્વરના સ્વરૂપના અજ્ઞાનથી અને જ્ઞાનથી આ જીવના બધ તથા મોક્ષ છે. 'ज्ञात्वा देवं सर्वपाशापहानिः ॥' (પરમાત્માને જાણવાથી સર્વપાશોની નિવૃત્તિ થાયછે ) એ શ્રુતિ પણ વિદ્યાવડેજ બધની નિવૃત્તિ સૂચવેછે. ૫.

જ્ઞાનૈશ્વર્યના તિરોભાવમાં અવિદ્યાએ ઉપજાવેલું દેહાભિમાન હેતુ છે, એમ કહેછે.—

## देहयोगाद्वा सोऽपि ॥ ६ ॥

**અન્વય અને અન્વયાર્થઃ**—अपि પણ सः તે ( તિરોભાવ ) देहयोगात् દેહના યોગથી [ છે ] वा જીવ અને ઇશ્વરના અન્યપણાની શકા દૂર કરેછે.

**ટીકાઃ**—વિસ્ફુલિંગના દાહ અને પ્રકાશની પેઠે જીવનાં જ્ઞાન અને ઐશ્વર્ય પ્રકટ હોવાં જોઇએ, તિરોભાવ ન પામવાં જોઇએ, એમ કહેવું યુક્ત જ છે, પણ જીવનાં જ્ઞાનૈશ્વર્યનો તિરોભાવ અવિદ્યાકલ્પિત દેહ, ઇન્દ્રિયો, મન, બુદ્ધિ અને વિષયાનુભવાદિકથી થાયછે. वाશબ્દ જીવ અને ઇશ્વરના અન્યપણાની શંકા નિવૃત્ત કરવામાટે છે. જીવેશ્વરની એકતા 'तत्त्वमसि' ઇત્યાદિશ્રુતિઓથી સિદ્ધ છે. જીવનું જ્ઞાનૈશ્વર્ય તિરોહિત હોવાથી સ્વપ્નની સૃષ્ટિ સત્ય નથી. ૬.

સ્વપ્નાવસ્થાની પરીક્ષા કરી. હવે સુષુપ્તિઅવસ્થાની પરીક્ષા કરવા ભગવાન્ સૂત્રકાર નીચેનું તદભાવાધિકરણ રચેછે:—

### ૨. તદભાવાધિકરણ.

## तदभावो नाडीषु तच्छ्रुतेरात्मनि च ॥ ७ ॥

**અન્વય અને અન્વયાર્થઃ**—तदभावः તેનો ( સ્વપ્નદર્શનનો ) અભાવ नाडीषु નાડીઓમાં ( નાડીઓદ્વારા ) च અને आत्मनि બ્રહ્મમાં [છે] तच्छ्रुतेः (तत्श्रुतेः) તેની [ તેવી ] શ્રુતિ હોવાથી.

**ટીકાઃ**—નાડી, પુરીતત( હૃદયઉપરનું વેષ્ટન ), પ્રાણ, આકાશ અને બ્રહ્મ આ જીવનાં સુષુપ્તિસ્થાન છે એમ શ્રુતિઓમાં કહ્યું છે. ત્યાં સશય થાયછે કે આ સ્થાનો પરસ્પરમાં ભિન્ન છે ? અથવા એક જ છે ? ત્યાં સૂત્રકારથી નિર્ણય કરેછે કે પ્રાણ અને આકાશ એ બ્રહ્મનાં જ નામ છે, માટે તે બંનેનું કથન એ બ્રહ્મનું જ કથન છે. પુરીતતની અંતર જે હૃદયાકાશ છે, તેમાં સુષુપ્તિસ્થાન છે, તેમાં સૂતેલાને પુરીતતમાં સૂતેલો છે, એમ દર્શાવેલું હોવાથી ત્યાં પણ હૃદયાકાશરૂપ બ્રહ્મ જ સુષુપ્તિસ્થાન સિદ્ધ થાયછે. નાડીમાં સુષુપ્તિસ્થાન સંભવતું નથી; કેમકે તે નાડીસમૂહ તો સ્વપ્નમાંથી સુષુપ્તિમાં જવાના માર્ગરૂપ છે, માટે સ્વપ્નદર્શનના અભાવરૂપ સુષુપ્તિસ્થાન નાડીસમૂહદ્વારા એકબ્રહ્મમાં જ છે. 'सता सौम्य ! तदा सम्पन्नो भवति स्वमपीतो भवति ॥' ( હે સૌમ્ય ! સુષુપ્તિકાલે જીવ બ્રહ્મને પ્રાપ્ત થાયછે, સ્વરૂપને પામેલો સુપ્ત થાયછે ) એ સુષુપ્તિસ્થાનનું નિરૂપણ કરનારી શ્રુતિ જીવનું સુષુપ્તિસ્થાન એક બ્રહ્મ જ છે, એમાં પ્રમાણરૂપ છે. કંઠમાંની હિતાનામની નાડીઓથી હૃદયકમલના વેષ્ટનરૂપ

પુરીતત્પર્યંતનો જીવને જવાઆવવાના માર્ગરૂપ જે નાડીસમૂહ તેને અત્ર નાડીઓ એમ કહેલ છે. પુરીતત્ અને નાડીના વિજ્ઞાનથી પુરુષને કોઇ નિત્યફલની પ્રાપ્તિ થતી નથી, અને બ્રહ્મના વિજ્ઞાનથી પુરુષને મોક્ષરૂપ-નિત્યફલની પ્રાપ્તિ થાયછે, માટે બ્રહ્મ જ સુષુપ્તિસ્થાન છે, એમ સિદ્ધ થાયછે. ૭.

વળી બ્રહ્મથી જીવના ઉત્થાનની શ્રુતિ હોવાથી બ્રહ્મ જ સુષુપ્તિસ્થાન છે, એમ કહેછે:—

## अतः प्रबोधोऽस्मात् ॥ ८ ॥

**અન્વય અને અન્વયાર્થ:**—**अतः** આથી **अस्मात्** આ[બ્રહ્મ]થી **प्रबोधः** જાગ્રત્ [થાયછે એમ શ્રુતિમાં કહ્યું છે, માટે બ્રહ્મ જ સુષુપ્તિસ્થાન છે].

**ટીકા:**—જેથી આત્મા (બ્રહ્મ) જ સુષુપ્તિસ્થાન છે, આ કારણથી જ આ બ્રહ્મથી જાગ્રત્ થાયછે, એમ સુષુપ્તિપ્રકરણની 'यथाऽग्नेः क्षुद्रा विस्फुलिङ्गा व्युच्चरन्त्येवमेवैतस्मादात्मनः सर्वे प्राणाः ॥' (જેમ અગ્નિના ક્ષુદ્રતણખા અગ્નિથી નીકળેછે, તેમ આ આત્માથી સર્વે પ્રાણો નીકળેછે) એ શ્રુતિમાં કહ્યું છે, પણ ક્યારેક નાડીસમૂહથી, ક્યારેક પુરીતતથી અને ક્યારેક આત્માથી જાગ્રત થાયછે, એમ સુષુપ્તિસ્થાનનું વિકલ્પરૂપે નિરૂપણ કર્યું નથી, તેથી બ્રહ્મ જ સુષુપ્તિસ્થાન છે. ૮.

સુષુપ્તિકાલે જે બ્રહ્મને પ્રાપ્ત થયો છે, તે જ જાગ્રત્ થાયછે? અથવા અન્ય જાગ્રત્ થાયછે? એવી શંકા થાય તો તે શંકા દૂર કરવા ભગવાન્ સૂત્રકાર નીચેના કર્માનુસ્મૃત્યધિકરણને રચેછે:—

### ૩. કર્માનુસ્મૃત્યધિકરણ.

## स एव तु कर्मानुस्मृतिशब्दविधिभ्यः ॥ ९ ॥

**અન્વય અને અન્વયાર્થ:**—**सः** [જે સૂતો હતો] તે **एव** જ [જાગેછે, અન્ય નહિ] **तु** કેમકે **कर्मानुस्मृतिशब्दविधिभ्यः** કર્મ, અનુસ્મરણ, શ્રુતિ અને [કર્મ તથા વિદ્યાના] વિધિથી [એમ સિદ્ધ થાયછે].

**ટીકા:**—સુષુપ્તિમાં જે બ્રહ્મને પ્રાપ્ત થયો છે, તે જાગ્રત્ થવાને યોગ્ય નથી, કેમકે તેની બ્રહ્મથી એકતા થયી છે. જેમ જલસમૂહમાં નાંખેલું જલબિંદુ ત્યારે જલસમૂહરૂપ જ થાયછે, તેથી તે જ જલબિંદુને પુનઃ બહાર કાઢી શકાતું નથી, તેમ બ્રહ્મની સાથે એકતાપામેલા સુષુપ્તજીવનું પુનઃ ઉત્થાન થતું નથી, પણ અન્યજીવનું થાયછે. એ પૂર્વપક્ષનું નિરાકરણ કરવા કહેછે કે જે જીવે શયન કર્યું હતું, તે જ જીવ જાગેછે, અન્ય નહિ, કેમકે કર્મ, અનુસ્મરણ, શ્રુતિ અને કર્મ તથા વિદ્યાના વિધિથી એમ સિદ્ધ થાયછે. પહેલે દિવસે જેણે કર્મનું અનુષ્ઠાન આરંભ્યું હોય તે જ બીજે દિવસે શેષ રહેલા કર્મનું અનુષ્ઠાન કરેછે, તેથી સૂતેલો જ જાગેછે, અન્ય નહિ એમ જણાયછે. 'ગયે દિવસે મેં આ જોયું હતું' એમ પૂર્વે અનુભવેલાની જે સ્મૃતિ થાયછે, તે અન્યના ઉત્થાનમાં સંભવી શકતી નથી, તથા જાગેલા પુરુષને 'જે સૂતો હતો તે જ હું છું' આવું પોતાનું અનુસ્મરણ થાયછે, તે પણ અન્યના ઉત્થાનમાં ઘટી શકતું નથી. 'इमाः सर्वाः प्रजा अहरहर्गच्छन्त्य एतं ब्रह्मलोकं न विन्दन्ति ॥' (આ સર્વ પ્રજા પ્રતિદિન આ બ્રહ્મલોકપ્રતિ જાયછે, પણ તેને સમ્યક્પ્રકારે પ્રાપ્ત થતી નથી) એ શ્રુતિમાં અજ્ઞાનના સદ્ભાવથી સુષુપ્તનું જ ઉત્થાન કહ્યું છે. એ પ્રકરણમાં અન્યશ્રુતિથી પણ સૂતેલા વ્યાઘ્રસિંહાદિ તે તે રૂપે પુનઃ જાગ્રત્ થાયછે, એમ કહ્યું છે. એવીરીતની શ્રુતિઓનું સાર્થક્ય અન્યને ઉત્થાન થયેલો માનીએ તો રહેતું નથી. સૂતેલાનું ઉત્થાન ન માનીએ તો કર્મ અને વિદ્યાના વિધિઓ પણ નિરર્થક થાયછે, કેમકે અન્યના ઉત્થાનના પક્ષમાં સુષુપ્તિથી જ મોક્ષની પ્રાપ્તિનો સ્વીકાર થાયછે, એટલે કાલાંતરે ફલ આપનારાં કર્મ અથવા વિદ્યાનું પ્રયોજન રહેતું નથી. અન્યશરીરમાં રહેલો જીવ અન્યશરીરમાં જાગેછે, એમ કહો તો વ્યવહારના લોપની પ્રાપ્તિ થાયછે, અને મુક્તનું ઉત્થાન થાયછે એમ કહો તો મોક્ષ અંતવાન્ થાયછે, વળી તેમ માનવાથી અકૃતાભ્યાગમ અને કૃતવિપ્રણાશનામના બેદોષોની પ્રાપ્તિ પણ થાયછે. એ સર્વઉપરથી એ જ સિદ્ધ થાયછે કે જે સૂતો હતો તે જ જાગ્રત્ થાયછે. જલસમૂહમાં નાંખેલા જલબિંદુનું દૃષ્ટાંત વિષમ છે, કેમકે ત્યાં તેને પૃથક્ જાણવાનો કોઇ ઉપાય નથી, અને અત્ર તો કર્મ અને અવિદ્યારૂપ હેતુના સદ્ભાવથી તેની પૃથક્તા સમજી શકાયછે. ૯.

ત્રણઅવસ્થાથી આત્માનું વિવેચન કરીને હવે મૂર્છાથી તેનું વિવેચન કરવામાટે ભગવાન્ સૂત્રકાર નીચેનું મુગ્ધાધિકરણ રચેછેઃ—

### ૪. મુગ્ધાધિકરણં.

## मुग्धेऽर्धसम्पत्तिः परिशेषात् ॥ १० ॥

**અન્વય અને અન્વયાર્થઃ—परिशेषात्** [ જાગ્રદાદિના વિલક્ષણપણાને લીધે ] પરિશેષથી **मुग्धे** મૂર્છિતમાં **अर्धसम्पत्तिः** [ મૃત્યુ અને સુષુપ્તિની ] અર્ધસમ્પત્તિ [ છે ].

**ટીકા:**—જાગ્રત્, સ્વપ્ન, સુષુપ્તિ અને મરણ એ ચાર અવસ્થાઓ પ્રસિદ્ધ છે, પાંચમી અવસ્થા પ્રસિદ્ધ નથી, તેથી મૂર્છાવસ્થા એ ચારઅવસ્થામાંની એક અવસ્થા હશે, એમ સંદેહ થાયછે, તેને દૂર કરવા કહેછે કે મૂર્છિત જાગ્રદવસ્થાવાળો નથી, કેમકે તે કાળે તે ઇન્દ્રિયોવડે બહારના વિષયોને જોતોજાણતો નથી. ઇષુકાર( બાણ બનાવનાર )ની પેઠે એકાગ્રચિત્તવાળો થઇ જવાથી મૂર્છિત અન્યવિષયોને જોતો નથી એમ પણ કહેવાય એમ નથી, કેમકે ઇષુકાર તો ' હું આટલા સમયસુધી ઇષુમાં જ મનવાળો હતો ' એમ કહેછે, પણ મુગ્ધ તો સંજ્ઞા પામ્યા પછી ' હું તો અંધારામાં પડ્યો હતો, મને કાંઇ ભાન નહોતું ' એમ કહેછે, તથા એકાગ્રચિત્તવાળાનું શરીર પડી જતું નથી, અને મૂર્છિતનું શરીર ભૂમિપર પડેછે. તેમ સંજ્ઞારહિત હોવાથી સ્વપ્નોને જોતો નથી, માટે સ્વપ્નાવસ્થાવાળો પણ નથી. મૂર્છિત કદાચિત્ લાંબાસમયસુધી ઉચ્છ્વાસ મૂકતો નથી, તેનું શરીર કંપમાન્ હોયછે, મુખ ભયાનક હોયછે, અને નેત્ર વિસ્ફારિત ( ફાટેલાં ) હોયછે, તથા લાકડીના ઘાથી પણ તે જાગતો નથી, પણ સુષુપ્ત તો પુનઃ પુનઃ ઉચ્છ્વાસ મૂકેછે, એનું શરીર પણ નિષ્કંપ હોયછે, નેત્રો નિમિલિત હોયછે, મુખ પ્રસન્ન હોયછે, અને હાથ દાબવામાત્રથી તે જાગ્રત્ થાયછે, માટે મૂર્છિત સુષુપ્તિઅવસ્થાવાળો પણ નથી. પ્રાણ અને ઉષ્માના સદ્ભાવથી તે મૃત્યુને પ્રાપ્ત પણ થયો નથી. આમ ચારેઅવસ્થાથી મૂર્છાનું વિલક્ષણપણું હોવાથી પરિશેષથી મૂર્છિતમાં સુષુપ્તિના અને મરણના ધર્મોની અર્ધી અર્ધી સંપત્તિ હોવાથી તે અર્ધસંપત્તિવાળો છે, એમ નિશ્ચય થાયછે. આ પાંચમી અવસ્થા લોકમાં અને આયુર્વેદમાં પ્રસિદ્ધ હોવાથી અપ્રસિદ્ધ છે, એમ કહેવાય નહિ. ૧૦.

જીવ સર્વઅવસ્થાઓથી અલિપ્ત છે, એવો વિચાર કરીને હવે તત્પદનું નિર્વિશેષપણું દર્શાવવા ભગવાન્ સૂત્રકાર નીચેનું ઉભયલિંગાધિકરણ રચેછેઃ—

### ૫. ઉભયલિંગાધિકરણ.

## न स्थानतोऽपि परस्योभयलिङ्गं सर्वत्र हि ॥ ११ ॥

**અન્વય અને અન્વયાર્થઃ—परस्य** બ્રહ્મનું **उभयलिङ्गं** ઉભયરૂપ **न** નથી **स्थानतः** ઉપાધિથી **अपि** પણ [ નિર્વિશેષ જ રહેછે ] **हि** કેમકે **सर्वत्र** સર્વત્ર [ નિર્વિશેષનો જ ઉપદેશ છે ].

**ટીકા:**—સુષુપ્તિમાં જીવ જે બ્રહ્મને પ્રાપ્ત થાયછે, તે બ્રહ્મના સ્વરૂપનો શ્રુતિવડે નિર્ણય કરેછે. બ્રહ્મવિષયની શ્રુતિઓ ઉભયલિંગવાળી છે. ' सर्वकर्मा सर्वकामः सर्वगन्धः सर्वरसः ॥' (સર્વકર્મવાળા,સર્વકામવાળા સર્વગંધવાળા ને સર્વરસવાળા પરમાત્મા છે) એવાપ્રકારની શ્રુતિઓ બ્રહ્મના સવિશેષપણાને જણાવેછે, અને 'अस्थूलमनण्वह्रस्वमदीर्घम् ॥' (બ્રહ્મ અસ્થૂલ, અનણુ, અહ્રસ્વ અને અદીર્ઘ છે) એવીરીતની શ્રુતિઓ બ્રહ્મના નિર્વિશેષપણાને જણાવેછે. ત્યાં સંશય થાયછે કે બ્રહ્મ ઉભયરૂપ છે? વા બેમાંથી એકરૂપ છે? એકરૂપ હોય તો તે સવિશેષ છે? વા નિર્વિશેષ છે? ત્યાં પૂર્વપક્ષી કહેછે કે બ્રહ્મ ઉભયરૂપ છે. એ પૂર્વપક્ષનું નિરાકરણ કરી પૂર્વોક્તસંશયોને દૂર કરવા ભગવાન્ સૂત્રકાર કહેછે કે બ્રહ્મનું ઉભયરૂપપણું સિદ્ધ થતું નથી, કેમકે એકવસ્તુ સ્વભાવથી જ રૂપાદિવિશેષવાળી અને તેનાથી વિપરીત હોઇ શકે નહિ. પૃથિવીઆદિઉપાધિના યોગથી પણ બ્રહ્મ સવિશેષ ન થતાં નિર્વિશેષ જ રહેછે; જેમ અલતાઆદિની ઉપાધિથી સ્વચ્છ સ્ફટિક અસ્વચ્છ થતો નથી, તેમ અવિદ્યાકલ્પિત મિથ્યાઉપાધિના યોગથી નિર્વિશેષબ્રહ્મ સવિશેષ થતું નથી; માટે સમસ્તવિશેષરહિત બ્રહ્મ છે, એમ અંગીકાર કરવું જોઇએ, કેમકે 'अशब्दमस्पर्शमरूपमव्ययम् ॥' ( શબ્દરહિત,સ્પર્શર-

હિત, રૂપરહિત અને વિકારરહિત બ્રહ્મ છે ) ઇત્યાદિ સર્વ વાક્યો જેઓ બ્રહ્મનું પ્રતિપાદન કરનારાં છે, તેઓમાં નિર્વિશેષબ્રહ્મનું જ પ્રતિપાદન છે. ૧૧.

## न भेदादिति चेन्न प्रत्येकमतद्वचनात् ॥ १२ ॥

**અન્વય અને અન્વયાર્થઃ**—भेदात् [ શ્રુતિઓમાં બ્રહ્મના આકારનો ] ભેદ હોવાથી न [બ્રહ્મ નિર્વિશેષ] નથી इति એમ चेत् [ જો કહો ] તો प्रत्येकम् પ્રત્યેકને ( ભિન્ન ભિન્ન ઉપાધિને લઇને પણ ) अतद्वचनात् અભેદના કથનથી न [ બ્રહ્મ સવિશેષ ] નથી.

**ટીકાઃ**—'चतुष्पाद्ब्रह्म ॥' 'षोडशकलं ब्रह्म ॥' (ચારપાદવાળું બ્રહ્મ, સોળકલાવાળું બ્રહ્મ) એવી શ્રુતિઓમાં ભિન્નઆકારરૂપ ભેદ(વિશેષ)નો ઉપદેશ હોવાથી બ્રહ્મ સવિશેષ જ છે, નિર્વિશેષ નથી, એમ કહો તો અમે કહીએછીએ કે તે ભેદનું કથન વાસ્તવિક નથી, માત્ર ઉપાસનામાટે છે, માટે તે શ્રુતિઓનું અભેદમાં જ તાત્પર્ય છે. ઉપાસનાને માટે ભિન્ન ભિન્ન ઉપાધિરૂપવિશેષ લઇને પણ શાસ્ત્ર અભેદ (નિર્વિશેષ) જ કહેછે, તેથી બ્રહ્મ સવિશેષ નથી. ૧૨.

## अपि चैवमेके ॥ १३ ॥

**અન્વય અને અન્વયાર્થઃ**—च અને एके એક [ શાખાવાળાઓ ] अपि પણ एवम् એપ્રમાણે ( ભેદદર્શનની નિંદાપૂર્વક અભેદદર્શનને ) [ કહેછે ].

**ટીકાઃ**—અને એકશાખાવાળાઓ પણ દ્વૈતની નિંદાપૂર્વક અદ્વૈતરૂપ નિર્વિશેષતત્ત્વને નિરૂપણ કરેછેઃ—

" मनसैवेदमाप्तव्यं नेह नानाऽस्ति किंचन ।
मृत्योः स मृत्युमाप्नोति य इह नानेव पश्यति ॥ "

**ભાવાર્થઃ**—આ બ્રહ્મ મનવડે જ પ્રાપ્તથવાયોગ્ય છે, એમાં નાનાવસ્તુ કોઇ નથી, અને જે કોઇ એમાં નાનાની પેઠે જુએછે, તે મૃત્યુથી મૃત્યુને જ પ્રાપ્ત થાયછે.

અન્યશાખાઓમાં પણ ભેદવાદની નિંદા અને અભેદવાદની સ્તુતિ તથા સમસ્તપ્રપંચનું વિવર્તરૂપે બ્રહ્મરૂપપણું વર્ણવેલું છે. ૧૩.

*શ્રુતિથી તો સાકાર તથા નિરાકાર બન્નેપ્રકારના બ્રહ્મની પ્રતીતિ થાયછે, છતાં તમે એક નિરાકાર જ કેમ કહોછો?* એમ શંકા થાય તો તેનું ઉત્તર આપેછેઃ—

## अरूपवदेव हि तत्प्रधानत्वात् ॥ १४ ॥

**અન્વય અને અન્વયાર્થઃ**—हि [ બ્રહ્મ ] નિશ્ચય अरूपवत् રૂપરહિત एव જ [ છે ] तत्प्रधानत्वात् [ શ્રુતિમાં ] તેના પ્રધાનપણાથી [ એ વાત સિદ્ધ થાયછે ].

**ટીકાઃ**—બ્રહ્મ નિશ્ચય રૂપાદિઆકારરહિત જ છે, રૂપાદિવાળું નથી. 'अस्थूलमनण्वह्रस्वमदीर्घम् ॥' 'अशब्दमस्पर्शमरूपमव्ययम् ॥' 'आकाशो वै नाम नामरूपयोर्निर्वहिता ॥' ઇત્યાદિશ્રુતિઓમાં બ્રહ્મના નિરાકારપણાનું પ્રધાનપણું હોવાથી તે પ્રતિજ્ઞાની સિદ્ધિ છે. સાકારનું નિરૂપણ કરનારી શ્રુતિઓ ઉપાસનામાં પ્રધાન છે, બ્રહ્મસ્વરૂપના નિરૂપણમાં પ્રધાન નથી, બ્રહ્મસ્વરૂપના નિરૂપણમાં તો નિષ્પ્રપંચ બ્રહ્માત્મતત્ત્વને વર્ણવનારી શ્રુતિઓ જ પ્રધાન છે. ૧૪.

બ્રહ્મ જો નિરાકાર છે, તો સાકારબ્રહ્મને પ્રતિપાદન કરનારી શ્રુતિઓની શી ગતિ છે? એવી શંકા થાય તો તેનું નિરાકરણ કરેછેઃ—

## प्रकाशवच्चावैयर्थ्यम् ॥ १५ ॥

**અન્વય અને અન્વયાર્થઃ**—च અને प्रकाशवत् પ્રકાશની પેઠે [ બ્રહ્મના આકારવિશેષનો ઉપદેશ હોવાથી ] अवैयर्थ्यम् [ સાકારબ્રહ્મને કહેનારી શ્રુતિઓનું ] અવ્યર્થપણું [ છે ].

ટીકા:—જેમ સૂર્યચન્દ્રનો પ્રકાશ આકાશમાં વ્યાપી રહેલો છે, તે આંગળીઆદિઉપાધિના સંબંધથી ઋજુવક્રાદિભાવને પામેલો જણાયછે, તેમ બ્રહ્મ પણ પૃથિવીઆદિઉપાધિના સંબંધથી તેના આકારપણાને પામેલાના જેવું જણાયછે. બ્રહ્મના એવા આકારવિશેષનો ઉપદેશ ઉપાસનામાટે વિરોધ પામતો નથી. તેથી સાકારબ્રહ્મનું નિરૂપણ કરનારી શ્રુતિઓનું વ્યર્થપણું નથી. ૧૫.

## आह च तन्मात्रम् ॥ १६ ॥

**અન્વય અને અન્વયાર્થ:**—च અને [શ્રુતિ પણ] तन्मात्रम् ચૈતન્યમાત્ર [બ્રહ્મ છે એમ] आह કહેછે.

ટીકા:—અને 'स यथा सैन्धवघनोऽनन्तरोऽबाह्यः कृत्स्नो रसघन एवैवं वा अरेऽयमात्माऽनन्तरोऽबाह्यः कृत्स्नः प्रज्ञानघन एव ॥' (જેમ તે લવણપિંડ અનંતર અબાહ્ય સમગ્ર એકરસ જ છે, તેમ અરે! આ આત્મા અનંતર અબાહ્ય સમગ્ર ચૈતન્યઘન છે.) એ શ્રુતિ પણ ચૈતન્યમાત્ર—વિલક્ષણરૂપાંતરરહિત નિર્વિશેષ—બ્રહ્મ છે એમ કહેછે, તેથી તેનું નિરંતર ચૈતન્યસ્વરૂપ જ છે. અંતર અથવા બહાર ચૈતન્યથી ભિન્ન રૂપ નથી. ૧૬.

શ્રુતિ અને સ્મૃતિ પણ વિશેષના નિષેધવડે નિર્વિશેષબ્રહ્મને દર્શાવેછે, એમ કહેછે:—

## दर्शयति चाथो अपि स्मर्यते ॥ १७ ॥

**અન્વય અને અન્વયાર્થ**—च અને दर्शयति [શ્રુતિ બ્રહ્મનું નિર્વિશેષપણું] દેખાડેછે अथो અને अपि [સ્મૃતિ] પણ [એમ] स्मर्यते કહેછે.

ટીકા:—'अथात आदेशो नेति नेति ॥' 'अन्यदेव तद्विदितादथो अविदितादधि ॥' (દ્વૈતના કથન પછી જ્ઞાનના હેતુપણાથી 'આ નહિ' 'આ નહિ' એવો ઉપદેશ કરાયછે. તે બ્રહ્મ વિદિતથી અન્ય જ છે, અને અવિદિતથી પણ અન્ય જ છે.) ઇત્યાદિશ્રુતિઓ પ્રપંચના નિષેધવડે બ્રહ્મનું નિર્વિશેષપણું દેખાડેછે, અને 'ज्ञेयं यत् तत्प्रवक्ष्यामि यज्ज्ञात्वाऽमृतमश्नुते । अनादिमत्परं ब्रह्म न सत्तन्नासदुच्यते ॥' (હે અર્જુન ! જે જાણવાયોગ્ય વસ્તુ છે તે હું તને કહીશ, જેને જાણીને પુરુષ મોક્ષને પ્રાપ્ત થાયછે. પરબ્રહ્મ અનાદિમત (આદિમત્–કાર્ય–ન થનાર) છે, તે ઇન્દ્રિયવેદ્ય કહેવાતું નથી, તેમ પરોક્ષ પણ કહેવાતું નથી.) ઇત્યાદિસ્મૃતિઓ પણ દ્વૈતના નિષેધવડે બ્રહ્મનું નિર્વિશેષપણું કહેછે. ૧૭.

બ્રહ્મનું વિશેષપણું ઉપાધિના નિમિત્તથી છે, એમ દર્શાવેછે:—

## अत एव चोपमा सूर्यकादिवत् ॥ १८ ॥

**અન્વય અને અન્વયાર્થ:**—च અને अतः આથી एव જ सूर्यकादिवत् જલમાં પ્રતિબિંબિત સૂર્યાદિના જેવી [મોક્ષશાસ્ત્રોમાં] उपमा ઉપમા [અપાયછે].

ટીકા:—જેથી આ બ્રહ્મ ચૈતન્યસ્વરૂપ નિર્વિશેષ છે, તેથી જ એના ઉપાધિનિમિત્તના અવાસ્તવવિશેષપણાને દેખાડવા મોક્ષશાસ્ત્રોમાં જલમાં પ્રતિબિંબિત સૂર્યાદિના જેવી ઉપમા અપાયછે:—

"यथा ह्ययं ज्योतिरात्मा विवस्वानपोभिन्ना बहुधैकोऽनुगच्छन् ।
उपाधिना क्रियते भेदरूपो देवः क्षेत्रेष्वेवमजोऽयमात्मा ॥"

ભાવાર્થ:—જેવીરીતે આ પ્રકાશરૂપ સૂર્ય પોતે એક જ છતાં પણ જલભરેલા ઘડાઓના ભેદવડે ભેદ પામી (જલમાં પ્રતિબિંબરૂપે અનુગત થઇ) બહુપ્રકારે થાયછે, તેમ આ અજન્મા સ્વપ્રકાશ બ્રહ્મ એક છતાં પણ માયારૂપઉપાધિવડે શરીરોમાં અનુગત થઇ ભેદરૂપને કરેછે.

सूर्यकમાંનો क જલમાં રહેલા પ્રતિબિંબપણાના આકારવડે સૂર્યનું આભાસપણું દ્યોતન કરેછે.

सूर्यकादिમાંના आदि શબ્દથી નીચેનું જલચંદ્રનું દૃષ્ટાંત ગ્રહણ કરાયછે:—

"एक एव तु भूतात्मा भूते भूते व्यवस्थितः ।
एकधा बहुधा चैव दृश्यते जलचन्द्रवत् ॥"

ભાવાર્થ:—એક જ ભૂતાત્મા શરીરશરીરમાં વ્યવસ્થા પામેલા છે, અને જલમાં પડેલા ચંદ્રના પ્રતિબિંબની પેઠે એકપ્રકારે અને બહુપ્રકારે દેખાયછે. ૧૮.

પૂર્વપક્ષી દૃષ્ટાંતસિદ્ધાંતના વિષમપણાની શંકા કરેછે:—

પૂર્વપક્ષ:— **अम्बुवदग्रहणात्तु न तथात्वम् ॥ १९ ॥**

**અન્વય અને અન્વયાર્થ:**—तु પણ अग्रहणात् [પ્રતિબિંબના] અગ્રહણથી अम्बुवत् [અહિં] જલ[સૂર્યાદિ]ના જેવું तथात्वम् સમાનપણું न નથી [તેથી આ દૃષ્ટાંત અયુક્ત છે].

ટીકા:—સૂર્યાદિ મૂર્તપદાર્થ છે, તેનાથી પૃથક્ અને દૂરદેશમાં મૂર્તજલ રહેલું છે, તેથી તેમાં સૂર્યાદિના પ્રતિબિંબનું થવું યુક્ત છે, પણ બ્રહ્મ અમૂર્ત છે, અને તેના સર્વવ્યાપકપણાથી તથા સર્વાભિન્નપણાથી તેનાથી પૃથક્ અને દૂરદેશમાં રહેલી કોઇ ઉપાધિઓ નથી, તેથી માયાવડે બુદ્ધિઆદિમાં તેનું પ્રતિબિંબ થવું સંભવતું નથી. એવીરીતે પ્રતિબિંબના અગ્રહણથી બ્રહ્મમાં જલસૂર્યાદિના જેવું સમાનપણું નથી, તેથી આ દૃષ્ટાંત અયુક્ત છે. ૧૯.

પૂર્વોક્તશંકાની નિવૃત્તિ કરેછે:—

સિદ્ધાંત:— **वृद्धिह्रासभाक्त्वमन्तर्भावादुभयसामञ्जस्यादेवम् ॥ २० ॥**

**અન્વય અને અન્વયાર્થ:**—अन्तर्भावात् [ઉપાધિની] અંતર્ગત હોવાથી वृद्धिह्रासभाक्त्वम् [ઉપાધિવાળાના] વૃદ્ધિહ્રાસનું ગૌણપણું [છે] एवम् એવીરીતે उभयसामञ्जस्यात् બંનેના (દૃષ્ટાંતદાર્ષ્ટાંતના) યથાર્થપણાથી [વિષમપણું નથી].

ટીકા:—દૃષ્ટાંતસિદ્ધાંતના સર્વઅંશો સમાન હોતા નથી, માત્ર કહેવાને ઇચ્છિતઅંશની સમાનતાવડે દૃષ્ટાંત થાયછે, સર્વપ્રકારના સમાનપણામાં તો દૃષ્ટાંતદાર્ષ્ટાંતિકભાવનો ઉચ્છેદ જ થાયછે. કહેવાને ઇચ્છિતઅંશની સમાનતા હોવાથી પૂર્વોક્તદૃષ્ટાંત યુક્ત જ છે. જેમ જલરૂપઉપાધિમાં પડેલું સૂર્યનું પ્રતિબિંબ જલના વધવાથી વધેછે, જલના ઘટવાથી ઘટેછે, જલના ચાલવાથી ચાલેછે, અને જલના ભેદમાં ભેદ પામેછે, એવીરીતે જલરૂપઉપાધિમાં રહેલા સૂર્યાદિના વૃદ્ધિહ્રાસાદિનું, આકાશમાં રહેલા સૂર્યાદિમાં તે વિક્રિયાઓનો અભાવ હોવાથી, ગૌણપણું છે, તેમ અવિકૃત એકરૂપ બ્રહ્મ પણ દેહાદિરૂપઉપાધિની અંતર આભાસરૂપે વિદ્યમાન હોવાથી વૃદ્ધિહ્રાસાદિરૂપ ઉપાધિના ધર્મોને અનુસરનારના જેવું જણાયછે. એવીરીતે દૃષ્ટાંતદાર્ષ્ટાંતિકમાં વૃદ્ધિહ્રાસના ગૌણપણારૂપસારૂપ્યનો સદ્ભાવ હોવાથી તેમનું યથાર્થપણું છે, તેથી બંનેમાં વિષમતા રહેતી નથી. નીરૂપઆકાશનું સમીપના જલમાં પ્રતિબિંબ પડેછે, તેથી મૂર્તદ્રવ્યનું દૂર રહેલા પદાર્થમાં જ પ્રતિબિંબ પડે એવું કહેવું પણ સંભવતું નથી. ૨૦.

દેહાદિરૂપઉપાધિમાં બ્રહ્મના પ્રવેશને કહેનારી શ્રુતિથી પણ પૂર્વપક્ષીનું અનુમાન બાધ પામેછે, એમ જણાવેછે:—

**दर्शनाच्च ॥ २१ ॥**

**અન્વય અને અન્વયાર્થ:**—च અને दर्शनात् [ઉપાધિમાં અનુપ્રવેશની] શ્રુતિથી [જલસૂર્યાદિનું દૃષ્ટાંત યુક્ત હોવાથી બ્રહ્મ નિર્વિશેષ જ છે].

ટીકા:—નીચેની શ્રુતિઓ દેહાદિરૂપઉપાધિઓની અંતર બ્રહ્મનો અનુપ્રવેશ કહેછે:-

" पुरश्चक्रे द्विपदः पुरश्चक्रे चतुष्पदः ।
पुरः स पक्षी भूत्वा पुरः पुरुष आविशत् ॥"

" अनेन जीवेनाऽऽत्मनाऽनुप्रविश्य ॥"

ભાવાર્થ:—પરમાત્મા મનુષ્યાદિશરીરોને રચીને તથા પશ્વાદિશરીરોને રચીને ચક્ષુરાદિકોની પ્રકટતાથી પૂર્વે લિંગશરીરવાળા થઇને તે શરીરોમાં પ્રવેશ કરતા હવા, પ્રવેશ કર્યાં છતાં પણ પૂર્ણ જ છે. આ જીવરૂપે પોતે અનુપ્રવેશ કરીને.

એ અનુપ્રવેશની શ્રુતિઓથી પૂર્વે આપેલું જલસૂર્યાદિકનું દૃષ્ટાંત યોગ્ય જ છે, એમ જણાયછે, અને તેથી બ્રહ્મ નિર્વિશેષ જ છે, એમ સિદ્ધ થાયછે. ૨૧.

બ્રહ્મનું નિર્વિશેષચિન્માત્રપણું કહીને હવે સર્વપ્રપચના નિષેધના અવધિપણાવડે તેનું સદ્રૂપપણું કહેવા ભગવાન્ સૂત્રકાર નીચેનું પ્રકૃતૈતાવત્ત્વાધિકરણ રચેછેઃ—

### ૬. પ્રકૃતૈતાવત્ત્વાધિકરણ.

## प्रकृतैतावत्त्वं हि प्रतिषेधति ततो ब्रवीति च भूयः ॥ २२ ॥

**અન્વય અને અન્વયાર્થઃ**—प्रकृतैतावत्त्वं પ્રકૃતમાં (પ્રકરણમાં) એટલાનો ( મૂર્ત તથા અમૂર્તનો ) हि જ प्रतिषेधति [ શ્રુતિ ] નિષેધ કરેછે च અને ततः [ નિષેધની ] પછી भूयः પુનઃ ब्रवीति [ શ્રુતિ બ્રહ્મ છે એમ ] કહેછે.

**ટીકાઃ**—'द्वे वाव ब्रह्मणो रूपे मूर्तं चैवामूर्तं च ॥' (બ્રહ્મનાં બે રૂપ છે, સ્થૂલ અને સૂક્ષ્મ.) એ શ્રુતિમાં પૃથિવી, જલ અને તેજને બ્રહ્મનું મૂર્ત-સ્થૂલ-રૂપ અને વાયુ તથા આકાશને બ્રહ્મનું અમૂર્ત-સૂક્ષ્મ-રૂપ કહી આગળ જતાં 'अथात आदेशो नेति नेति ॥' (પ્રપંચના કથનપછી કહેલા આરોપના નિષેધાર્થપણાથી 'આ સત્ય નહિ' 'આ સત્ય નહિ' એમ નિષેધવડે ઉપદેશ કરાયછે) એ વચનવડે બે વાર નિષેધનું કથન થાયછે, ત્યાં શંકા થાયછે કે આના નિષેધનો વિષય શો છે? ત્યાં પૂર્વપક્ષી કહેછે કે એ વચનવડે સાકાર તથા નિરાકાર એ બંનેપ્રકારના બ્રહ્મનો નિષેધ કરાયછે, તેથી નિર્વિશેષ બ્રહ્મ નથી, એમ સિદ્ધ થાયછે. એ પૂર્વપક્ષનું નિરાકરણ કરવા ભગવાન્ સૂત્રકાર કહેછે કે બ્રહ્મસંબંધના એ પ્રકરણમાં મૂર્ત તથા અમૂર્તરૂપ પરિચ્છિન્નબ્રહ્મનો જ 'नेति नेति'॥ એ શ્રુતિ નિષેધ કરેછે. શૂન્યવાદનો પ્રસંગ પ્રાપ્ત થવાથી સવિશેષ તથા નિર્વિશેષ એ બંનેબ્રહ્મનો નિષેધ યુક્તિયુક્ત નથી. 'ब्रह्म ते ब्रवाणि'॥ ( હું તને બ્રહ્મ કહીશ ) એ ઉપક્રમના વિરોધથી, 'असन्नेव स भवति । असद्ब्रह्मेति वेद चेत् ॥' (બ્રહ્મ અસત્ છે એમ જે જાણેછે તે અસત્ જ થાયછે) ઇત્યાદિ નિંદાના વિરોધથી, 'अस्तीत्येवोपलब्धव्यः ॥' ( છે એ પ્રકારે જ તે પામવાયોગ્ય છે) એવા અવધારણના વિરોધથી, અને સર્વવેદાંતના વ્યાકોપના પ્રસંગથી બ્રહ્મનો નિષેધ સંભવી શકતો નથી. શ્રુતિ બ્રહ્મમાં કલ્પિત પ્રપંચનો નિષેધ કરી બ્રહ્મને અવશેષ રાખેછે, એમ શ્રુતિથી જ સિદ્ધ થાયછે, કેમકે તે નિષેધની પછી પુનઃ 'अन्यत् परमस्ति ॥' (મૂર્ત તથા અમૂર્ત એ બંનેથી ભિન્ન બ્રહ્મ છે) એ શ્રુતિ બ્રહ્મના સદ્ભાવને કહેછે. તેથી આ નિષેધ બ્રહ્મના અવસાનવાળો છે, અભાવના અવસાનવાળો નથી, એમ નિશ્ચય થાયછે. ૨૨.

ઇન્દ્રિયોના અગ્રાહ્યપણાથી બ્રહ્મ નથી, એવી શંકા થાય તો તેને દૂર કરેછેઃ—

## तदव्यक्तमाह हि ॥ २३ ॥

**અન્વય અને અન્વયાર્થઃ**—तत् તે ( બ્રહ્મ ) अव्यक्तम् અવ્યક્ત ( રૂપાદિના અભાવવાળું ) [ છે, તેથી નેત્રાદિઇન્દ્રિયોનો વિષય નથી ] हि [ શ્રુતિસ્મૃતિ ] પણ आह [ એમ જ ] કહેછે.

**ટીકાઃ**— જો સર્વપ્રપંચથી ભિન્ન બ્રહ્મ છે, તો તે નેત્રાદિથી ગ્રહણ કેમ થતું નથી? એના સમાધાનમાટે કહેછે કે તે બ્રહ્મ સર્વદૃશ્યના સાક્ષિપણાથી અવ્યક્ત અને ઇન્દ્રિયોથી અગ્રાહ્ય છે. 'न चक्षुषा गृह्यते नापि वाचा नान्यैर्देवैः ॥'(બ્રહ્મ ચક્ષુવડે ગ્રહણ થતું નથી, વાણીવડે પણ ગ્રહણ થતું નથી, અને અન્યઇન્દ્રિયોવડે પણ ગ્રહણ થતુ નથી.) ઇત્યાદિશ્રુતિઓ અને 'अव्यक्तोऽयमचिन्त्योऽयमविकार्योऽयमुच्यते ॥' (આ અવ્યક્ત કહેવાયછે, અચિંત્ય કહેવાયછે, અને અવિકાર્ય કહેવાયછે) ઇત્યાદિસ્મૃતિઓ પણ એમ જ કહેછે. ૨૩.

ત્યારે એ બ્રહ્મ ક્યારે ગ્રહણ થાયછે? એવી શંકા થાય તો તેનું સમાધાન કરેછેઃ—

## अपि संराधने प्रत्यक्षानुमानाभ्याम् ॥ २४ ॥

**અન્વય અને અન્વયાર્થઃ**—अपि પણ संराधने સરાધન[કાલ]માં [એ અવ્યક્તબ્રહ્મનો યોગિઓ સાક્ષાત્કાર કરેછે એમ] प्रत्यक्षानुमानाभ्याम् શ્રુતિસ્મૃતિથી [જણાયછે]

**ટીકાઃ**—ભક્તિ, ધ્યાન, જપ અને નમસ્કારાદિવડે બ્રહ્મનું ચિત્તમા સારીરીતે સ્થાપન કરવુ તે સરાધન કહેવાયછે. સરાધનકાલમા એ અવ્યક્તબ્રહ્મનો યોગિઓ સાક્ષાત્કાર કરેછે એમ શ્રુતિસ્મૃતિથી જણાયછે. સા શ્રુતિપ્રમાણુ નીચેપ્રમાણે છે —

" पराञ्चि खानि व्यतृणत्स्वयम्भूस्तस्मात्पराङ्पश्यति नान्तरात्मन् ।
कश्चिद्धीरः प्रत्यगात्मानमैक्षदावृत्तचक्षुरमृतत्वमिच्छन् ॥"
" ज्ञानप्रसादेन विशुद्धसत्त्वस्ततस्तु तं पश्यते निष्कलं ध्यायमानः ॥"

**ભાવાર્થઃ**—પરમાત્મા ઇન્દ્રિયોને અનાત્મદર્શી કરીને તેમનો નાશ કરતા હવા. તેથી તેઓ બહારની વસ્તુઓને જ દેખેછે, અતરાત્માને દેખતી નથી, કોઇ ધીર મુમુક્ષુ જે ઇન્દ્રિયોના નિરોધવાળો છે, તે અમૃતભાવને ઇચ્છતો છતો શુદ્ધચિત્તમા શાસ્ત્રવડે પ્રત્યગાત્માને જુએછે નિષ્કામકર્મવડે વિશુદ્ધચિત્તવાળો પુરુષ જ્ઞાનનામના સત્ત્વગુણના ઉત્કર્ષવડે ધ્યાન કરતો છતો તે નિષ્કલબ્રહ્મને દેખેછે

સ્મૃતિપ્રમાણુ નીચેપ્રમાણે છે —

" यं विनिद्रा जितश्वासाः सन्तुष्टाः संयतेन्द्रियाः ।
ज्योतिः पश्यन्ति युञ्जानास्तस्मै योगात्मने नमः ॥"
" योगिनस्तं प्रपश्यन्ति भगवन्तं सनातनम् ।"

**ભાવાર્થઃ**—તમોગુણરહિત, પ્રાણાયામમા નિષ્ઠાવાળા, સતુષ્ટ, ઇન્દ્રિયનિગ્રહવાળા અને ધ્યાન કરનારા જે આત્મજ્યોતિને જુએછે, તે યોગવડે લભ્ય એવી આત્મજ્યોતિને નમસ્કાર તે સનાતનભગવતને યોગિઓ સારીરીતે જુએછે

બહિર્મુખવૃત્તિથી બ્રહ્મદર્શન થઇ શકતું નથી, રજસ્તમોરહિત નિર્મલ અતર્મુખવૃત્તિવડે જ સર્વાંતરતમ સર્વાધિષ્ઠાનબ્રહ્મનો કરામલકવત્ અપરોક્ષ અનુભવ થઇ શકેછે, એ વાર્તા તત્ત્વનિષ્ઠવિદ્વાનોના અનુભવવડે પણ સિદ્ધ છે. ૨૪

જો સરાધ્યસરાધકભાવ માનશો તો પરઅપરઆત્માનો ભેદ માનવો પડશે, એવી શકા થાય તો તેનું સમાધાન કરેછે –

## प्रकाशादिवच्चावैशेष्यं प्रकाशश्च कर्मण्यभ्यासात् ॥ २५ ॥

**અન્વય અને અન્વયાર્થઃ**—च અને प्रकाशादिवत् પ્રકાશાદિની પેઠે प्रकाशः ચિદાત્મા च પણ कर्मणि કર્મમા [ભેદ પામેછે, સ્વત· નહિ, કેમકે] अभ्यासात् [तत्त्वमसिમહાવાક્યના] અભ્યાસથી अवैशेष्यम् [આનુ] અવિશેષપણુ [છે]

**ટીકાઃ**—જેવીરીતે પ્રકાશ આકાશ અને સૂર્યાદિ, અગુલિ ઘટ અને જલાદિના કર્મરૂપ ઉપાધિમા ભેદ પામ્યાજેવા જણાયછે, અને સ્વાભાવિક અભેદપણાને ત્યજતા નથી, તેમ આ ચિદાત્મા પણ ધ્યાનાદિકર્મરૂપ ઉપાધિમા ભેદને પ્રાપ્ત થાયછે, સ્વત નહિ, કેમકે તત્ત્વમસિમહાવાક્યના અભ્યાસથી (નવવાર કથનથી) બ્રહ્મનું એકરસપણુ જ સિદ્ધ છે ૨૫.

શ્રુતિરૂપલિંગથી પણ ભેદ ઔપાધિક છે એમ કહેછે –

## अतोऽनन्तेन तथा हि लिङ्गम् ॥ २६ ॥

**અન્વય અને અન્વયાર્થઃ**— अतः આથી अनन्तेन [જીવ] બ્રહ્મની [સાથે એકતાને પામેછે] तथा તેમ हि જ लिङ्गम् [શ્રુતિરૂપ] લિંગ (જ્ઞાપકહેતુ) [છે]

ટીકા:—આથી એટલે અભેદના સ્વાભાવિકપણાથી અને ભેદના અવિદ્યાકૃતપણાથી વિદ્યાવડે અવિદ્યાને નિવૃત્ત કરીને જીવ દેશકાલવસ્તુપરિચ્છેદથી રહિત બ્રહ્મની સાથે એકતાને પામેછે; એ વાત કપોલકલ્પિત નથી, કેમકે તેમ જ શ્રુતિરૂપલિંગ છે. તે શ્રુતિ આપ્રમાણેઃ—'स यो ह वै तत्परमं ब्रह्म वेद ब्रह्मैव भवति ॥' (જે તે પરમબ્રહ્મને જાણેછે, તે બ્રહ્મ જ થાયછે). ૨૬.

સ્વમતની પરિશુદ્ધિમાટે ભેદાભેદરૂપપૂર્વપક્ષનો ઉપન્યાસ કરેછેઃ—

## પૂર્વપક્ષઃ— उभयव्यपदेशात्त्वहिकुण्डलवत् ॥ २७ ॥

**અન્વય અને અન્વયાર્થઃ**—उभयव्यपदेशात् બન્ને( ભેદાભેદ )ના કથનથી तु નિશ્ચય अहिकुण्डलवत् સર્પ અને કુંડલ( વલયાકાર )ની પેઠે [ તત્ત્વ છે ].

ટીકા:—'ततस्तु तं पश्यते निष्कलं ध्यायमानः ॥' (પછી તો ધ્યાન કરનારો તે નિષ્કલબ્રહ્મને દેખેછે) એ શ્રુતિમાં ધ્યાતૃધ્યાતવ્યપણાવડે તથા દ્રષ્ટૃદ્રષ્ટવ્યપણાવડે, 'परात्परं पुरुषमुपैति दिव्यं ॥' (પરાત્પર દિવ્યપુરુષને પામેછે) એ વચનમાં ગંતૃગંતવ્યપણાવડે, અને 'यः सर्वाणि भूतान्यन्तरो यमयति ॥' (જે સર્વભૂતોની અંતર રહી તેમને નિયમિત રાખેછે) એ વાક્યમાં નિયંતૃનિયંતવ્યપણાવડે ભેદનું કથન છે; અને 'तत्त्वमसि ॥' (તે તું છે), 'अहं ब्रह्मास्मि ॥' (હું બ્રહ્મ છું), 'एष त आत्मा सर्वान्तरः ॥' (આ તારો આત્મા સર્વાંતર છે) એ શ્રુતિઓમાં અભેદનું કથન છે. એવીરીતે ઉભયનું કથન સતે જો એક અભેદ જ માનશો તો ભેદનું કથન નિરર્થક થશે, માટે બન્નેનું કથન હોવાથી અહિં સર્પ અને કુંડલની પેઠે તત્ત્વ છે, એમ સ્વીકારવું જોઇએ. જેમ સર્પપણાવડે વલયાકારાદિવાળા સર્પનો અભેદ છે, અને દીર્ઘદંડાકારાદિ સર્પની અવસ્થાથી કુંડલ( ઘુંચળાજેવી સ્થિતિ )નામની સર્પની અવસ્થાનો ભેદ છે, તેમ જીવનો બ્રહ્મપણાવડે અભેદ છે, અને જીવપણાવડે ભેદ છે. ૨૭.

## प्रकाशाश्रयवद्वा तेजस्त्वात् ॥ २८ ॥

**અન્વય અને અન્વયાર્થઃ**—वा અથવા प्रकाशाश्रयवत् પ્રકાશ અને [ તેના ] આશ્રયની પેઠે तेजस्त्वात् તેજસ્પણાવડે [ ભેદાભેદની પેઠે જીવબ્રહ્મનો ભેદાભેદ સ્વીકારવો જોઇએ ].

ટીકા:—અથવા જેમ સૂર્યપ્રકાશ અને તેનો આશ્રય જે સૂર્ય તે બન્નેનો તેજસ્પણારૂપ ધર્મ હોવાથી તે બન્ને અત્યંત ભિન્ન નથી, અને લોકમાં તે ભિન્ન છે એમ કથન થાયછે, માટે તે બન્ને અત્યંત અભિન્ન પણ નથી, તેમ જીવ અને બ્રહ્મના એકાત્મપણાના ધર્મવડે તેમનો ભેદાભેદ પણ શ્રુતિબલથી સ્વીકારવો જોઇએ. ૨૮.

એ પૂર્વપક્ષનું નિરાકરણ કરેછેઃ—

## સિદ્ધાંતઃ— पूर्ववद्वा ॥ २९ ॥

**અન્વય અને અન્વયાર્થઃ**—वा અથવા पूर्ववत् પૂર્વની પેઠે [ તે છે ].

ટીકા:—અથવા પૂર્વે 'प्रकाशादिवच्चावैशेष्यम्० ॥' એ સૂત્રમાં જે રીતે પ્રકાશાદિની પેઠે બ્રહ્મનું એકરસપણું કહ્યું છે, અને ભેદપ્રતીતિ માત્ર ઉપાધિના નિમિત્તથી કહી છે, તેમ અત્ર પણ આ ભેદાભેદનું સમાધાન છે. બંધના અવિદ્યાકૃતપણાથી વિદ્યાવડે મોક્ષ સંભવી શકેછે; જો અહિકુંડલની પેઠે બ્રહ્મની સ્થિતિરૂપ અને પ્રકાશાશ્રયની પેઠે બ્રહ્મના એકદેશરૂપ કોઇ આત્મા પરમાર્થથી જ બદ્ધ છે એમ અંગીકાર કરવામાં આવે તો પારમાર્થિકબંધની નિવૃત્તિ કરવાનું અશક્યપણું હોવાથી મોક્ષશાસ્ત્રને વ્યર્થપણાની પ્રાપ્તિ થાયછે. અહિં ભેદાભેદ બન્નેને શ્રુતિ તુલ્યરૂપે કથન કરતી નથી, પણ અભેદને જ પ્રતિપાદ્યપણાવડે કથન કરેછે, અને પૂર્વપ્રસિદ્ધ ભેદનો તો માત્ર અનુવાદ જ કરેછે. એમ હોવાથી સ્થિતિભેદવડે વા એકધર્મવડે ભેદાભેદનો સ્વીકાર કરવો યોગ્ય નથી. ૨૯.

## प्रतिषेधाच्च ॥ ३० ॥

**અન્વય અને અન્વયાર્થઃ**—च અને प्रतिषेधात् [ શાસ્ત્રમાં અન્યચેતનનો ] નિષેધ હોવાથી [ ચિદેકરસ બ્રહ્મમાત્ર જ સિદ્ધ છે ].

ટીકા:—અને ' नान्योऽतोऽस्ति द्रष्टा ॥' (આ બ્રહ્મથી ભિન્ન કોઇ દ્રષ્ટા નથી) ઇત્યાદિશાસ્ત્રવચનમાં અન્યચેતનનો નિષેધ હોવાથી અને ' नेति नेति ॥' ઇત્યાદિશાસ્ત્રવચનમાં બ્રહ્મથી ભિન્ન પ્રપંચના નિરાકરણથી તથા બ્રહ્મમાત્રના પરિશેષથી આ જ સિદ્ધાંત છે, એમ જણાયછે. ૩૦.

કોઇશ્રુતિઓમાં ભેદના કથનની પ્રતીતિનો ભાસ થાયછે, તે શ્રુતિઓના તાત્પર્યનો નિર્ણય કરવા ભગવાન્ સૂત્રકાર નીચેનું પરાધિકરણ રચેછે —

### ૭. પરાધિકરણ.

## પૂર્વપક્ષ:- परमतः सेतून्मानसम्बन्धभेदव्यपदेशेभ्यः ॥ ३१ ॥

**અન્વય અને અન્વયાર્થ:—अतः** આથી (બ્રહ્મથી) **परं** અન્ય [તત્ત્વ છે એમ] **सेतून्मानसम्बन्धभेदव्यपदेशेभ्यः** સેતુ, પરિમાણ, સંબંધ અને ભેદના કથનથી [જણાયછે].

ટીકા:—પૂર્વપક્ષી કહેછે —બ્રહ્મથી ભિન્ન અન્ય તત્ત્વ છે એમ સેતુ, પરિમાણ, સબધ અને ભેદના કથનથી જણાયછે. ' अथ य आत्मा स सेतुर्विधृतिः ॥' (જે આત્મા-બ્રહ્મ-છે, તે સર્વને ધારણ કરનાર સેતુ છે) એ શ્રુતિ બ્રહ્મના સેતુપણાનું કથન કરેછે. જલપ્રવાહનો વિચ્છેદ કરનાર માટીના સમૂહની અથવા કાષ્ઠાદિના સમૂહની પાજને સેતુ કહેવામા આવેછે. જેમ લૌકિકસેતુથી જલ ભિન્ન તત્ત્વ છે, તેમ બ્રહ્મમાં સેતુશબ્દનો પ્રયોગ હોવાથી બ્રહ્મથી ભિન્ન અન્યવસ્તુનું અસ્તિત્વ છે, એમ જણાયછે 'तदेतद्ब्रह्म चतुष्पात् ॥ ' (તે આ બ્રહ્મ ચારપાદવાળુ છે) ઇત્યાદિવચનો બ્રહ્મના પરિમિતપણાનું કથન કરેછે. પરિમિત વસ્તુ પરિચ્છિન્ન હોયછે, એ પ્રસિદ્ધ છે. બ્રહ્મને ચારપાદવાળુ કહેવાથી તે અમુકપરિમાણવાળુ થયું તેથી તેનાથી ભિન્ન અન્યવસ્તુના અસ્તિત્વની સિદ્ધિ થાયછે. ' सता सौम्य! तदा सम्पन्नो भवति ॥' (હે સૌમ્ય! સુષુપ્તિકાળમાં જીવ બ્રહ્મની સાથે સબધ પામેછે) એ શ્રુતિ સુષુપ્તિમાં જીવોના બ્રહ્મની સાથેના સંબધને કથન કરેછે, તેથી બ્રહ્મથી ભિન્ન જીવનુ અસ્તિત્વ જણાયછે. ' अथ य एषोऽन्तरादित्ये हिरण्मयः पुरुषो दृश्यते ॥' (આદિત્યની અતર જે આ હિરણ્મય પુરુષ દેખાયછે) એ શ્રુતિ આદિત્યના આધાર ઈશ્વરનું વર્ણન કરેછે, અને ' अथ य एषोऽन्तरक्षिणि पुरुषो दृश्यते ॥' (આંખની અતર જે આ પુરુષ દેખાયછે) એ શ્રુતિ પૂર્વોક્તઈશ્વરથી ભિન્ન આખના આધાર ઈશ્વરનું કથન કરેછે એવીરીતે ભેદના કથનથી પણ બ્રહ્મથી અન્ય તત્ત્વ છે, એમ નિશ્ચય થાયછે. ૩૧.

પરિમિતપણું પણ અસિદ્ધ છે એમ કહેછેઃ—

## बुद्ध्यर्थः पादवत् ॥ ३३ ॥

**અન્વય અને અન્વયાર્થઃ**—पादवत् [ મનઆદિના ] પાદની પેઠે बुद्ध्यर्थः [ બ્રહ્મના પરિમિતપણાનું કથન ] ઉપાસનામાટે [ છે, માટે પરિમાણના કથનથી પણ બ્રહ્મથી વ્યતિરિક્તવસ્તુની સિદ્ધિ થતી નથી ].

**ટીકાઃ**—જેમ વાક્, પ્રાણ, ચક્ષુ અને શ્રોત્ર એ મનના પાદો અને અગ્નિ, વાયુ, આદિત્ય અને દિશા એ આકાશના પાદો શ્રુતિમાં ઉપાસનાને માટે કલ્પેલા છે, તેમ નિર્વિકાર અનંતબ્રહ્મમાં ચારપાદઆદિરૂપ ઉન્માન–પરિમાણ–નું કથન મંદબુદ્ધિવાળાને ઉપાસનામાટે છે. અથવા વ્યવહારની સિદ્ધિને માટે જેમ રૂપીઆમાં ચારપાદની કલ્પના છે, તેમ મંદબુદ્ધિવાળાઓને ઉપાસનાની સિદ્ધિમાટે બ્રહ્મના પરિમાણનું કથન છે, માટે પરિમાણના કથનથી પણ બ્રહ્મથી ભિન્ન કોઇવસ્તુની સિદ્ધિ થતી નથી. ૩૩.

સંબંધ અને ભેદ કલ્પિત હોવાથી સસદ્વિતીયપના સાધક નથી, એમ દર્શાવેછેઃ—

## स्थानविशेषात्प्रकाशादिवत् ॥ ३४ ॥

**અન્વય અને અન્વયાર્થઃ**—प्रकाशादिवत् પ્રકાશાદિની પેઠે स्थानविशेषात् ઉપાધિના ભેદથી [સંબંધ અને ભેદનું કલ્પિતપણું હોવાથી બ્રહ્મથી અન્ય વસ્તુના અસ્તિત્વની સિદ્ધિ થતી નથી].

**ટીકાઃ**—જેમ સૂર્યાદિનો પ્રકાશ એક જ છે, પરંતુ અંગુલીઆદિઉપાધિના યોગથી પૃથક્રૂપે કહેવાયછે, અને તે ઉપાધિના વિયોગથી મહાપ્રકાશની સાથે સબધ પામ્યો એમ કહેવાયછે, તથા જેમ ઉપાધિવડે પ્રકાશાદિનો ભેદ અને ઉપાધિના વિયોગથી તેનો અભેદ કહેવાયછે, તેમ એક જ બ્રહ્મ જાગ્રદાદિઅવસ્થામાં બુદ્ધિઆદિઉપાધિના યોગથી વિશેષવિજ્ઞાનવાળું ( જીવ ) કહેવાયછે, અને સુષુપ્તિમાં ઉપાધિની શાંતિ થવાથી બ્રહ્મની સાથે સંબંધ પામ્યું કહેવાયછે, તથા આદિત્ય અને ચક્ષૂરૂપઉપાધિના ભેદથી એક જ હિરણ્મયપુરુષના ભેદની કલ્પનાનો વ્યવહાર કર્યો છે. प्रकाशादिवत्માંના आदिશબ્દથી આકાશનું ગ્રહણ કરવું. આકાશમાં જેમ ભેદ અને સંબંધ ઉપાધિની અપેક્ષાએ છે, તેમ અહિં પણ જાણવું. એવીરીતે સંબંધ અને ભેદનું કલ્પિતપણું હોવાથી બ્રહ્મથી ભિન્ન કોઇવસ્તુની સિદ્ધિ થતી નથી. ૩૪.

મુખ્યસબંધભેદ ન હોવાનો હેતુ કહેછેઃ—

## उपपत्तेश्च ॥ ३५ ॥

**અન્વય અને અન્વયાર્થઃ**—च અને उपपत्तेः [ અહિં ગૌણસંબંધ તથા ગૌણભેદ ] યુક્તિયુક્ત હોવાથી [ મુખ્યસંબંધ તથા મુખ્યભેદ નથી ].

**ટીકાઃ**—ઉપાધિના તિરોભાવથી સ્વસ્વરૂપવડે જ બ્રહ્મની સાથે જીવનો ભેદનિવૃત્તિરૂપસંબંધ સંભવી શકેછે, પણ મનુષ્ય અને નગરના જેવો સંયોગરૂપ મુખ્યસંબંધ બેવસ્તુના અભાવથી સંભવી શકતો નથી; અને ઘણીશ્રુતિઓમાં એક જ બ્રહ્મના સદ્ભાવનો નિર્ણય હોવાથી મુખ્યભેદ પણ સંભવતો નથી, માત્ર ઉપાધિએ કરેલા આકાશના ગૌણભેદની પેઠે ગૌણભેદ સંભવેછે. ૩૫.

બ્રહ્મથી ભિન્ન અન્યવસ્તુના ન હોવામાં અન્યહેતુ કહેછેઃ—

## तथाऽन्यप्रतिषेधात् ॥ ३६ ॥

**અન્વય અને અન્વયાર્થઃ**—तथा તથા अन्यप्रतिषेधात् અન્યના નિષેધથી [ પણ બ્રહ્મથી ભિન્ન અન્યવસ્તુ નથી એમ જણાયછે ].

**ટીકાઃ**—તથા 'ब्रह्मैवेदं सर्वम् ॥' (આ સર્વ બ્રહ્મ જ છે) 'नेह नानाऽस्ति किंचन ॥' (બ્રહ્મમાં કાંઇ પણ નાના વસ્તુ નથી) 'यस्मात्परं नापरमस्ति किञ्चित् ॥' (જેનાથી ભિન્ન પર અને અપર કાંઇ પણ નથી) ઇત્યાદિ બ્રહ્મપ્રકરણની શ્રુતિઓમાં બ્રહ્મથી ભિન્ન અન્યવસ્તુનો નિષેધ હોવાથી અને સર્વાંતરની

શ્રુતિથી પણ બ્રહ્મથી અન્યનો નિષેધ હોવાથી બ્રહ્મથી ભિન્ન કોઇ પણ ચેતન કે જડ વસ્તુ નથી, એમ જણાયછે. ૩૬.

દ્વિતીયના અભાવમાં સર્વગતપણાની શ્રુતિનો વિરોધ આવેછે, એવી શંકા થાય તો તેનું સમાધાન કરેછેઃ–

## अनेन सर्वगतत्वमायामशब्दादिभ्यः ॥ ३७ ॥

**અન્વય અને અન્વયાર્થઃ**—अनेन આવડે (સેતુઆદિના કથનના નિરાકરણવડે તથા અન્યના નિષેધના આશ્રયવડે) सर्वगतत्वम् [બ્રહ્મનું] સર્વગતપણું [સિદ્ધ થાયછે, તથા] आयामशब्दादिभ्यः વ્યાપ્તિના વચનાદિથી [પણ તેનું સર્વગતપણું સિદ્ધ થાયછે].

**ટીકાઃ**—સેતુઆદિના કથનના નિરાકરણવડે તથા અન્યના નિષેધના આશ્રયવડે બ્રહ્મનું સર્વગતપણું સિદ્ધ થાયછે, અન્યથા તે સિદ્ધ થતું નથી; કેમકે અન્ય સત્ય હોય તો સેતુઆદિની પેઠે બ્રહ્મને અલ્પપણાની પ્રાપ્તિ થાયછે; તથા 'ज्यायान् दिवः ॥ ज्यायानाकाशात् ॥' (પરમાત્મા દ્યુલોકથી મોટા છે. આકાશથી મોટા છે.) અને 'नित्यः सर्वगतः स्थाणुरचलोऽयं सनातनः ॥' (આ આત્મા નિત્ય, સર્વવ્યાપક, સ્થિર, નિર્વિકાર અને સનાતન છે) એ બ્રહ્મની વ્યાપકતા દર્શાવનારાં શ્રુતિસ્મૃતિનાં વચનથી પણ બ્રહ્મનું સર્વગતપણું સિદ્ધ થાયછે. જેમ અધિષ્ઠાનરૂપ રજ્જુવડે અધ્યસ્તરૂપ સર્પ વ્યાપ્ત છે, તેમ અધિષ્ઠાનરૂપ બ્રહ્મવડે અધ્યસ્તરૂપ જગત્ વ્યાપ્ત છે, તેથી દ્વિતીયના અભાવમાં પણ સર્વગતપણાને કહેનારી શ્રુતિસ્મૃતિનો વિરોધ નથી. ૩૭.

એવીરીતે તત્પદના લક્ષ્યનું સંશોધન કરીને કર્મફલપ્રદાતા વાચ્યાર્થનું નિરૂપણ કરવા ભગવાન્ સૂત્રકાર નીચેનું ફલાધિકરણ રચેછેઃ—

### ૮. ફલાધિકરણ.

## फलमत उपपत्तेः ॥ ३८ ॥

**અન્વય અને અન્વયાર્થઃ**—फलम् ફલ अतः આથી (ઈશ્વરથી) [થાયછે એમ] उपपत्तेः યોગ્યતાથી [જણાયછે].

**ટીકાઃ**—તે બ્રહ્મના નિર્વિશેષપણાથી અન્ય ફલના હેતુપણારૂપ વ્યાવહારિકસ્વભાવનું વર્ણન થાયછે. શુભ, અશુભ અને વ્યામિશ્ર આ ત્રણપ્રકારનાં કર્મ છે, તેનું સુખ, દુઃખ અને વ્યામિશ્ર આ ત્રણપ્રકારનું ફલ છે, તે ફલને અનુક્રમે દેવ, નારકીય અને મનુષ્યો ભોગવેછે. એ ફલ કર્મથી થાયછે? અથવા ઈશ્વરથી થાયછે? એમ શંકા થાયછે. વિચાર કરતાં એ કર્મફલ શ્રીઈશ્વરથી થાયછે એમ કર્મફલના હેતુપણાની શ્રીઈશ્વરમાં યોગ્યતા હોવાથી જણાયછે. શ્રીઈશ્વર જ સર્વાધ્યક્ષ તથા ઉત્પત્તિ, સ્થિતિ અને લયના કર્તા છે; તેથી તે શ્રીઈશ્વર જ દેશ, કાલ અને કર્મના અભિજ્ઞપણાથી કર્મિઓને કર્માનુરૂપફલની પ્રાપ્તિ કરેછે એમ સંભવેછે. કર્મો ક્ષણવિનાશી છે, તેથી તેમનાથી કાલાંતરમાં થનારા ફલની પ્રાપ્તિ કરી શકાય નહિ; કેમકે અભાવથી ભાવની ઉત્પત્તિ થવી સંભવિત નથી. વિનાશ પામનારું કર્મ પોતાના વિનાશકાલમાં સ્વાનુરૂપફલને ઉપજાવી વિનાશ પામેછે, અને તેનું ફલ કાલાંતરે કર્તા ભોગવેછે, એમ કહો તો તે કથન પણ નિર્દોષ નથી; કેમકે ભોક્તાની સાથે સંબંધ પામ્યા પહેલાં તેમાં ફલપણાની અયોગ્યતા છે; જે કાલે જે સુખ વા દુઃખ જીવવડે ભોગવાયછે, તેનું ફલપણું લોકમાં પ્રસિદ્ધ છે, પણ નહિ સંબંધ પામેલા સુખનું અથવા દુઃખનું ફલપણું પ્રસિદ્ધ નથી. કર્મજન્ય અપૂર્વથી ફલ ઉત્પન્ન થશે એમ કહેવું પણ યુક્તિયુક્ત નથી. અપૂર્વ શું સ્વતંત્ર જ ફલ દેવામાટે પ્રવર્તેછે ! અથવા ચેતનને અધીન પ્રવર્તેછે? સ્વતંત્ર પ્રવર્તેછે, એમ કહો તો અમે કહીએછીએ કે ચેતનના પ્રતિબિંબવિના કાષ્ઠપાષાણસમાન અચેતન અપૂર્વની સ્વતંત્રપ્રવૃત્તિ સંભવતી નથી. જીવચેતનને અધીન અપૂર્વની પ્રવૃત્તિ થાયછે એમ કહેવું પણ સંભવતું નથી, કેમકે અદૃષ્ટને નહિ જાણનાર જીવનું અધિષ્ઠાતાપણું અયોગ્ય છે. પરિશેષથી ઈશ્વરના જ અધિષ્ઠાતાપણાની સિદ્ધિ છે. ૩૮.

શ્રુતિવડે પણ શ્રીઈશ્વરનું જ ફલદાતાપણું સ્વીકારવાયોગ્ય છે, એમ કહેછેઃ—

## श्रुतत्वाच्च ॥ ३९ ॥

**અન્વય અને અન્વયાર્થઃ**—श्रुतत्वात् શ્રુતપણાથી (શ્રુતિદ્વારા) च પણ [ઈશ્વરને જ ફલના હેતુ માનીએછીએ].

ટીકા:—શ્રીઈશ્વર કર્મફલના હેતુ છે એમ અમે કેવલ યુક્તિથીજ કલ્પના કરતા નથી, પણ 'स वा एष महानज आत्माऽन्नादो वसुदानः ॥' (તે આ મહાન્ અજન્મા ઈશ્વર સર્વપ્રાણિઓને અન્ન આપનાર તથા ધન આપનાર છે) ઇત્યાદિશ્રુતિઓદ્વારા પણ શ્રીઈશ્વરને જ કર્મફલના હેતુ સ્વીકારીએછીએ. કર્મનું અથવા અપૂર્વનું જડપણું હોવાથી માત્ર ઉપકરણપણું છે, તેથી સ્વતંત્ર ઈશ્વર જ ફલદાતા છે, એમ સિદ્ધાંત છે.૩૯.

પૂર્વપક્ષરૂપ જૈમિનિના મતને દર્શાવેછેઃ—

## પૂર્વપક્ષ:— धर्मं जैमिनिरत एव ॥ ४० ॥

**અન્વય અને અન્વયાર્થ:**—अतः આથી (શ્રુતિ અને યુક્તિથી) धर्मं ધર્મ एव જ [ફલનો દેનારો છે, એમ] जैमिनिः જૈમિનિ [માનેછે].

ટીકા:—શ્રુતિ અને યુક્તિથી ધર્મ જ ફલદાતા છે એમ જૈમિનિઆચાર્ય માનેછે. 'स्वर्गकामो यजेत ॥' (સ્વર્ગની કામનાવાળો યાગ કરે) ઇત્યાદિશ્રુતિઓથી યાગ સ્વર્ગનો ઉત્પાદક છે, એમ જણાયછે. યાગરૂપકર્મની સૂક્ષ્મરૂપ કોઇ ઉત્તરાવસ્થાને કિંવા ફલની પૂર્વાવસ્થાને અપૂર્વ કહેછે; તે અપૂર્વ કાલાંતરે યાગકર્તા પુરુષને ફલ આપેછે એ વાત યુક્તિસિદ્ધ છે, પણ ઈશ્વર ફલ આપેછે એ વાત યુક્તિસિદ્ધ નથી. વિચિત્ર કર્મો વિચિત્ર ફલો આપી શકે, પણ અવિચિત્ર (એકરૂપ) ઈશ્વર વિચિત્ર ફલો આપે એ વાત અયુક્ત છે; વળી ઈશ્વરને ફલદાતા માનવાથી તેમાં વિષમપણાના તથા ક્રૂરપણાના દોષની પ્રાપ્તિ થાયછે, અને યાગરૂપધર્મના અનુષ્ઠાનને વ્યર્થપણાની પ્રાપ્તિ થાયછે, માટે ધર્મથી જ ફલની પ્રાપ્તિ થાયછે, એમ સ્વીકારવું યોગ્ય છે. ૪૦.

સ્વમતરૂપ સિદ્ધાંતને કહેછે:-

## સિદ્ધાંત:— पूर्वं तु बादरायणो हेतुव्यपदेशात् ॥ ४१ ॥

**અન્વય અને અન્વયાર્થ:**—तु પૂર્વોક્ત પૂર્વપક્ષની નિવૃત્તિ કરેછે हेतुव्यपदेशात् [કર્મ તથા કર્મફલના] હેતુના કથનથી पूर्वं પૂર્વ (પૂર્વોક્ત ઈશ્વર જ) [ફલદાતા છે એમ] बादरायणः બાદરાયણ [માનેછે].

ટીકા:—સૂત્રમાંના તુશબ્દવડે કેવલ કર્મથી અથવા કેવલ અપૂર્વથી ફલની પ્રાપ્તિ થાયછે, એ પૂર્વપક્ષની નિવૃત્તિ કરી છે. 'एष ह्येव साधु कर्म कारयति तं यमेभ्यो लोकेभ्य उन्निनीषते। एष उ एवासाधु कर्म कारयति तं यमधो निनीषते ॥' (જેને આ લોકોથી ઉદ્ધારવા ઇચ્છેછે, તેને આ ઈશ્વર જ શુભ કર્મ કરાવેછે, અને જેને અધોગામી કરવા ઇચ્છેછે, તેને આ ઈશ્વર જ અશુભ કર્મ કરાવેછે.) એ શ્રુતિમાં તથા 'यो यो यां यां तनुं भक्तः श्रद्धयाऽर्चितुमिच्छति । तस्य तस्याचलां श्रद्धां तामेव विदधाम्यहं ॥ स तया श्रद्धया युक्तस्तस्याऽऽराधनमीहते । लभते च ततः कामान्मयैव विहितान्हितान् ॥' (જે જે ઉપાસક જે જે તનુને શ્રદ્ધાવડે અર્ચન કરવાને ઇચ્છેછે, તેની તેની અચલશ્રદ્ધાને હું જ સ્થાપન કરુંછું. તે ઉપાસક તે શ્રદ્ધાવડે યુક્ત થઇને તે ઉપાસ્યના આરાધનને ઇચ્છેછે, અને પછી મેં જ વિધાન કરેલા હિતરૂપ ભોગોને પામેછે.) એ સ્મૃતિમાં કર્મ તથા કર્મફલના હેતુ શ્રીઈશ્વર છે એવું કથન હોવાથી પૂર્વોક્ત ઈશ્વર જ ફલદાતા છે એમ શ્રીબાદરાયણાચાર્ય માનેછે. સર્વવેદાંતોમાં ઈશ્વર જ આ જગતના હેતુ છે એમ કહેલું છે; સ્વકર્માનુરૂપ પ્રજા સરજવી તે જ શ્રીઈશ્વરનું ફલહેતુપણું છે. જીવોએ કરેલાં કર્મોની અપેક્ષાએ વિચિત્રસૃષ્ટિ ઈશ સરજેછે, તેથી તેમાં કોઇપણ દોષની પ્રાપ્તિ થતી નથી. ૪૧.

ઇતિ શ્રીવેદાંતદર્શનની તાત્પર્યદીપિકાનામની ગૂજરાતીભાષાની ટીકામાં સાધનનામના ત્રીજાઅધ્યાયનો ત્વંપદાર્થનું તથા તત્પદાર્થનું શોધન એ નામનો બીજો પાદ સમાપ્ત. ૨.



## ૩. અથ સગુણવિદ્યાઓમાં ગુણોપસંહારનું અને નિર્ગુણબ્રહ્મમાં અપુનરુક્તપદોના ઉપસંહારનું નિરૂપણ એ નામનો ત્રીજાઅધ્યાયનો ત્રીજો પાદ.



પૂર્વપાદમાં વિજ્ઞેયબ્રહ્મના સ્વરૂપનો નિર્ણય કર્યો. હવે તેના જ્ઞાનના સાધનરૂપ ઉપાસનાઆદિના સ્વરૂપને કહેવાનો આરંભ કરેછે. પ્રથમ સર્વવેદાંતમાં ઉપાસનાનો ભેદ છે કે નહિ તેનો વિચાર કરેછે. ત્યાં પૂર્વપક્ષી કહેછે કે વિજ્ઞેયબ્રહ્મ પૂર્વાપરભેદરહિત એક અને લવણપિંડની પેઠે એકરસ છે એમ તમે નિર્ણય કર્યો છે, તેથી તેમાં ઉપાસનાના ભેદાભેદના વિચારનો અવસર નથી. કર્મના બહુપણાની પેઠે બ્રહ્મનું બહુપણું કહી શકાય એમ નથી, તે એકરૂપબ્રહ્મમાં અનેકરૂપઉપાસનાઓ સંભવતી નથી, માટે ભેદાભેદના વિચારના આરંભનું પ્રયોજન નથી. તેના સમાધાનમાં સિદ્ધાંતી કહેછે કે સગુણબ્રહ્મવિષયની તથા પ્રાણાદિવિષયની ઉપાસનાના ભેદાભેદનો આ વિચાર છે, તેથી તમે કહોછો તે દોષ નથી. પ્રતિવેદાંતમાં ઉપાસનાનો ભેદ નથી, પણ તે એક જ છે, એમ નિર્ણય કરવા ભગવાન્ સૂત્રકાર નીચેનું સર્વવેદાંતપ્રત્યયાધિકરણ રચેછેઃ—

### ૧. સર્વવેદાંતપ્રત્યયાધિકરણ.

## सर्ववेदान्तप्रत्ययं चोदनाद्यविशेषात् ॥ १ ॥

**અન્વય અને અન્વયાર્થઃ**—चोदनाद्यविशेषात् વિધાયકશબ્દાદિના અભેદથી सर्ववेदान्तप्रत्ययं સર્વવેદાંતમાં ઉપાસના [ એક જ છે ].

**ટીકાઃ**—જેમ એક જ અગ્નિહોત્રમાં શાખાભેદ છતાં પણ जुहुयात् ( હોમે ) આ વિધાયક શબ્દ એક જ છે, તેમ વાજસનેયીશાખામાં અને છાંદોગ્યમાં પણ 'यो ह वै ज्येष्ठं च श्रेष्ठं च वेद ॥' ( જે ઉપાસક મુખ્યપ્રાણને જ્યેષ્ઠ તથા શ્રેષ્ઠ જાણેછે ) આ વિધાયક વાક્ય એક જ છે. ચોદનાદિમાંના આદિશબ્દથી ફલસંયોગ અને રૂપ જાણવાં. 'ज्येष्ठश्च श्रेष्ठश्च स्वानां भवति ॥' ( તે સ્વજાતિમાં જ્યેષ્ઠ અને શ્રેષ્ઠ થાયછે ) એ વચનવડે ફલસંયોગ પણ બંનેઉપનિષદ્‌માં એક જ છે. ઉપાસનાનું રૂપ પણ બંનેવેદાંતોમાં અભિન્ન છે; કેમકે બંનેસ્થાને પ્રાણને જ્યેષ્ઠશ્રેષ્ઠાદિગુણવિશેષણયુક્ત કહેલો છે. જેમ દ્રવ્ય તથા દેવતા એ યાગનું રૂપ છે, તેમ ઉપાસ્ય એ ઉપાસનાનું રૂપ છે, કેમકે ઉપાસનાદ્વારા જ ઉપાસ્યનું નિરૂપણ થાયછે. ઉપાસનાનું નામ જે પ્રાણવિદ્યા તે પણ બંનેઉપનિષદ્‌માં સમાન છે. તેથી સિદ્ધ થાયછે કે તે સર્વવેદાંતમાં સમાન વિધાયકશબ્દોવડે વિધાન કરેલી ઉપાસના એક જ છે. એવીરીતે પંચાગ્નિવિદ્યા, વૈશ્વાનરવિદ્યા અને શાંડિલ્યવિદ્યાદિ પણ સર્વવેદાંતોમાં એક જ છે. ૧.

વિદ્યાના ભેદની આશંકા કરીને તેનો પરિહાર કરેછેઃ—

## भेदान्नेति चेन्नैकस्यामपि ॥ २ ॥

**અન્વય અને અન્વયાર્થઃ**—भेदात् [ ઉપાસનાના પ્રકારના ] ભેદથી [ એક વિદ્યા ] न નથી इति એમ चेत् [ કહો ] તો न [ આ દોષ ] નથી [ કેમકે ] [ એક વિદ્યા ]માં अपि પણ [ ઉપાસનાના પ્રકારના ભેદનો સંભવ હોવાથી એક જ વિદ

ટીકા:—ઉપાસનાના પ્રકારના ભેદથી સર્વવેદાંતમાં એક ઉપાસના નથી. ઉપાસનાના પ્રકારનો ભેદ બૃહદારણ્યકમાં તથા છાંદોગ્યમાં જોવામાં આવેછે. બૃહદારણ્યકમાં પંચાગ્નિવિદ્યાની સ્તુતિ કરીને 'तस्याग्निरेवाग्निर्भवति ॥' (તેનો અગ્નિ જ અગ્નિ છે) એ વચનવડે છઠ્ઠાઅગ્નિનું કથન કર્યું છે, અને છાંદોગ્યમાં 'एवं पञ्चाग्नीन् वेद ॥' (જે એવીરીતે પંચાગ્નિને જાણેછે) એ વચનવડે અગ્નિની પાંચસંખ્યાનો જ ઉપસંહાર કર્યો છે. પાંચ એ સંખ્યાનો વિરોધ હોવાથી અહિં ગુણોપસંહાર પણ થઇ શકે એમ નથી, તથા છાંદોગ્યમાં મુખ્યપ્રાણથી ભિન્ન વાક્, ચક્ષુ, શ્રોત્ર અને મન એ ચાર પ્રાણો કહ્યા છે, અને બૃહદારણ્યકમાં રેતસ્‌ને પણ પ્રાણ કહી પાંચ પ્રાણો કહ્યા છે. આવાપ (અન્યવિધાનમાંથી કોઇએકગુણના ગ્રહણ) અને ઉદ્‌વાપ(કોઇએકગુણના ત્યાગ)ના ભેદથી ઉપાસ્યનો ભેદ થાયછે, અને ઉપાસ્યના ભેદથી ઉપાસનાનો ભેદ થાયછે, એમ કહો તો અમે કહીએછીએ કે આ દોષ નથી; કેમકે એકઉપાસનામાં પણ એવીરીતે ઉપાસનાના પ્રકારનો ભેદ સંભવી શકેછે. બંનેઉપનિષદ્‌માં ઉપાસનામાટે દ્યુઆદિ પાંચ જ અગ્નિ કહેલા છે, માટે પંચાગ્નિવિદ્યાનો ભેદ નથી. બૃહદારણ્યકમાં જે છઠ્ઠો અગ્નિ કહ્યો છે, તેનું ધ્યેયપણાવડે વિધાન નથી, માટે તે અંગ(ઉપાસનાના પ્રકાર)નો છાંદોગ્યમાં ઉપસંહાર થઇ શકેછે. ઉપાસ્યરૂપે પાંચ જ અગ્નિ હોવાથી સંખ્યાનો વિરોધ રહેતો નથી. પ્રાણસંવાદાદિમાં પણ રેતસ્‌નો છાંદોગ્યમાં ઉપસંહાર થઇ શકેછે, એટલે બંનેમાં પાંચ પ્રાણ થવાથી વિરોધ રહેતો નથી. જ્યાં આવાપઉદ્‌વાપ વિશેષપ્રકારે થાય ત્યાં જ વેદ્યના ભેદથી વિદ્યાનો ભેદ થાયછે, અત્ર તેમ નથી માટે એક જ વિદ્યા છે. ૨.

ધર્મવિશેષ પણ વિદ્યાનો ભેદ કરનાર નથી, એમ કહેછે:—

## स्वाध्यायस्य तथात्वेन हि समाचारेऽधिकाराच्च सववच्च तन्नियमः ॥ ३ ॥

**અન્વય અને અન્વયાર્થ:**—स्वाध्यायस्य [શિરોવ્રતાદિ]સ્વાધ્યાયનો [ધર્મ છે] हि કેમકે तथात्वेन તેવાપણાવડે (સ્વાધ્યાયના ધર્મપણાવડે) समाचारे વ્રતોપદેશગ્રન્થમાં [આથર્વણિકો કહેછે] च અને अधिकारात् [અધ્યયનના] અધિકાર[શબ્દ]થી [પણ એ અધ્યયનનો ધર્મ છે એમ નિશ્ચય થાયછે] च અને सववत् હોમની પેઠે तन्नियमः [મુંડકના અધ્યયનમાં તે(શિરોવ્રત)નો નિયમ [છે તેથી વિદ્યાનું એકપણું નિર્દોષ છે].

ટીકા:—અથર્વવેદની મુંડકોપનિષદ્‌માં વિદ્યામાં શિરોવ્રતાદિધર્મની અપેક્ષા છે, અને બીજાવેદની ઉપનિષદોમાં તે નથી, માટે વિદ્યાનો ભેદ છે, એમ કહેવું યોગ્ય નથી; કેમકે મસ્તકપર અગ્નિ રાખવારૂ શિરોવ્રતાદિ સ્વાધ્યાય(મુંડકના અધ્યયન)નો ધર્મ છે, વિદ્યાનો ધર્મ નથી, કારણ કે સ્વાધ્યાયના ધર્મપણાવડે વેદવ્રતોપદેશગ્રંથ-આથર્વણિકોના સૂત્ર-માં આથર્વણિકો ગોદાનની પેઠે આ શિરોવ્રતને પણ કહેછે; અને 'नैतदचीर्णव्रतोऽधीते ॥' (આ મુંડક, જેણે શિરોવ્રતનું અનુષ્ઠાન કર્યું નથી તે પુરુષ અધ્યયન કરતો નથી એ અધ્યયનના અધિકારના શબ્દથી પણ એ મુંડકના અધ્યયનનો ધર્મ છે એમ નિશ્ચય થાયછે. જેમ અથર્વવેદિઓએ સ્વસૂત્રમાં કહેલા એકર્ષિનામના અગ્નિમાં સૌર્યાદિ સાત હોમ કરવા એવો નિયમ તેમને માટે છે, પણ અન્યવેદવાળાઓને માટે નથી, તેમ મુંડકના અધ્યયનમાં શિરોવ્રતનો નિયમ પણ અથર્વવેદિઓને માટે છે, તે શિરોવ્રતનો વિદ્યાસાથે કાંઇ સંબંધ નથી, તેથી વિદ્યાનું એકપણું નિર્દોષ છે. ૩.

શ્રુતિ પણ વિદ્યાના એકપણાને દર્શાવેછે એમ કહેછે:—

## दर्शयति च ॥ ४ ॥

**અન્વય અને અન્વયાર્થ:**—च [વેદ] પણ दर्शयति [વિદ્યાનું એકપણું] દેખાડેછે.

ટીકા:—'सर्वे वेदा यत्पदमामनन्ति ॥' (સર્વે વેદો જે વેદ્યબ્રહ્મને કહેછે) એ વેદવચન પણ સર્વવેદાંતોમાં વેદ્યના એકપણાના ઉપદેશવડે વિદ્યાના એકપણાને દેખાડેછે. કાઠકમાં અને તૈત્તિરીયકમાં ભયના હેતુપણાના ગુણવડે એક જ વેદ્યનું નિરૂપણ છે. બૃહદારણ્યક અને છાંદોગ્યમાં કહેલી વૈશ્વાનરવિદ્યા પણ એક જ છે. વેદ્યના એકપણાવડે જેમ નિર્ગુણબ્રહ્મવિદ્યાનું એકપણું છે, તેમ તેની સમીપના પાઠથી સગુણબ્રહ્મવિદ્યાઓનું પણ સર્વશાખાઓમાં એકપણું છે. ૪.

સર્વશાખાઓમાં વિદ્યાનું એકપણું છે એવા વિચારના ફલને નીચેના ઉપસંહારાધિકરણવડે કહેછે:

### २. ઉપસંહારાધિકરણ.

## उपसंहारोऽर्थाभेदाद्विधिशेषवत् समाने च ॥ ५ ॥

**અન્વય અને અન્વયાર્થઃ**—च વળી विधिशेषवत् વિધિશેષની પેઠે अर्थाभेदात् અર્થના અભેદથી समाने [ શાખાંતરમાં કહેલા ગુણોનો ] સમાન[ વિદ્યા ]માં उपसंहारः ઉપસંહાર [ થાયછે ].

**ટીકા:**—જેમ મુખ્યવિધિના શેષ( ઉપકારક )રૂપ અગ્નિહોત્રાદિધર્મોનો એકવિધિમાં, તે અગ્નિહોત્રાદિ કર્મ સર્વત્ર એક જ છે એવા અર્થના અભેદથી, ઉપસંહાર ( એકત્ર કરવું ) થાયછે, તેમ અર્થના અભેદથી ( વિદ્યાનું એકપણું હોવાથી ) શાખાંતરમાં કહેલા વિદ્યાના ગુણો-ધર્મો-નો સમાનવિદ્યામાં ઉપસંહાર કરવો, અર્થાત્ જે શાખામાં નથી તે શાખામાં શાખાંતરથી એકત્ર કરવા. ૫.

પૂર્વે વિધાયકશબ્દાદિના અવિશેષથી નિયમરૂપે વિદ્યાનું એકપણું કહ્યું. હવે તેના અપવાદને કહેવાને ભગવાન્ સૂત્રકાર નીચેનું અન્યથાત્વાધિકરણ રચેછેઃ—

### ૩. અન્યથાત્વાધિકરણ.

## પૂર્વપક્ષઃ— अन्यथात्वं शब्दादिति चेन्नाविशेषात् ॥ ६ ॥

**અન્વય અને અન્વયાર્થઃ**—शब्दात् [ બૃહદારણ્યકના ઉદ્‌ગીથબ્રાહ્મણના તથા છાંદોગ્યના ઉદ્‌ગીથાધ્યાયના ] શબ્દથી अन्यथात्वं [ વિદ્યાનું ] અન્યપ્રકારપણું [ છે ] इति એમ चेत् [ કહો ] તો अविशेषात् અવિશેષથી न [ વિદ્યાનું અન્યપણું ] નથી.

ટીકા:—જેમ પરમાત્મદૃષ્ટિના અધ્યાસના સમપણામાં પણ 'आकाशो ह्येवैभ्यो ज्यायानाकाशः परायणं ॥ स एष परोवरीयानुद्गीथः स एषोऽनन्तः ॥' (આ સર્વથી પરમાત્મા જ મહાન્ છે, પરમાત્મા જ શ્રેષ્ઠ આશ્રય છે. તે આ શ્રેષ્ઠતર ઉદ્ગીથ, તે આ પરમાત્મા) એ શ્રેષ્ઠતરપણાદિગુણવિશિષ્ટ ઉદ્ગીથની ઉપાસના ચક્ષુ તથા આદિત્યમાં રહેલા હિરણ્યશ્મશ્રુપણાદિગુણવિશિષ્ટ ઉદ્ગીથની ઉપાસનાથી ભિન્ન છે, અને ત્યાં એકશાખામાં પણ ઇતરઇતરના ગુણનો ઉપસંહાર થતો નથી, તેમ શાખાંતરમાં પણ એવીજાતિની ઉપાસનાઓમાં આરંભના ભેદથી વિદ્યાનો ભેદ છે, પણ વિદ્યાનું એકપણું નથી જ. બૃહદારણ્યકમાં પ્રાણના ઉપાસ્યપણાના નિર્ણયમાટે આખ્યાયિકાનો આરંભ કરી ઉપસંહારમાં તેના ઉપાસ્યપણાનો નિર્ણય કર્યો છે, અને છાંદોગ્યમાં 'ओमित्येतदक्षरमुद्गीथमुपासीत ॥' (ॐ આ અક્ષર ઉદ્ગીથ છે એમ ઉપાસના કરે) એ વચનવડે આરંભમાં ઉદ્ગીથના અવયવરૂપ ॐકારના ઉપાસ્યપણાને કહી, તેના ગુણોનું વ્યાખ્યાન કરી, પુનઃ પણ તે ઉદ્ગીથના અવયવરૂપ ॐકારનું અનુવર્તન કરીને દેવાસુરની આખ્યાયિકાદ્વારા તે ઉદ્ગીથના અવયવરૂપ ॐકારમાં પ્રાણદૃષ્ટિનો ઉપદેશ કર્યો છે. એવીરીતે બંનેઉપનિષદ્માં ઉપક્રમનો ભેદ હોવાથી તે બેવિદ્યાનું એકપણું નથી. ૭.

એ સંબંધમા શંકા કરીને તેનું સમાધાન કરેછેઃ—

## संज्ञातश्चेत् तदुक्तमस्ति तु तदपि ॥ ८ ॥

**અન્વય અને અન્વયાર્થઃ**—**संज्ञातः** [ એક ]સંજ્ઞાથી [ વિદ્યાનું એકપણું છે ] **चेत्** [ એમ જો કહો ] તો **तत्** તે **अपि** પણ [ સંભવિત નથી ] **तु** કેમકે **तत्** તે[ વિષે પૂર્વસૂત્રમાં ] **उक्तम्** કહેલું **अस्ति** છે.

**ટીકા:**—બૃહદારણ્યક અને છાંદોગ્યમાં ઉદ્ગીથવિદ્યા એવું એક નામ હોવાથી તે વિદ્યાનું એકપણું છે એમ જો કહો તો તે કથન પણ સંભવિત નથી, કેમકે પ્રસિદ્ધભેદવાળી જે પરોવરીયસ્ત્વાદિ ( શ્રેષ્ઠતરપણાદિ) ઉપાસના છે, તેમાં પણ ઉદ્ગીથવિદ્યા એમ સંજ્ઞાનું એકપણું છે, એમ પૂર્વસૂત્રમાં કહેલું છે, માટે જ્યાં ભેદનાં કારણો હોય ત્યાં માત્ર નામની એકતાથી વિદ્યાની એકતા થતી નથી, જ્યાં ભેદનાં કારણો ન હોય ત્યાં નામના એકપણાથી વિદ્યાના એકપણામાં વિરોધ નથી. ૮.

'ओमित्येतदक्षरमुद्गीथमुपासीत ॥' (ॐ આ અક્ષર ઉદ્ગીથ છે એમ ઉપાસના કરે) આ વાક્યમાં અક્ષરશબ્દનું અને उद्गीथશબ્દનું સામાનાધિકરણ્ય હોવાથી અધ્યાસ (બુદ્ધિપૂર્વક અભેદનો આરોપ), અપવાદ (બાધ), એકત્વ (વાસ્તવ અભેદ) અને વિશેષણ (વ્યાવર્તક) આ ચાર પક્ષ પ્રતીત થાયછે. આ ચારમાં વિશેષણપક્ષનું ગ્રહણ કરવું યોગ્ય છે, એમ નિર્ણય કરવા ભગવાન્ સૂત્રકાર નીચેનું વ્યાપ્ત્યધિકરણ રચેછેઃ—

### ૪. વ્યાપ્ત્યધિકરણ.

## व्याप्तेश्च समञ्जसम् ॥ ९ ॥

**અન્વય અને અન્વયાર્થઃ**—**च** અને **व्याप्तेः** વ્યાપ્તિથી (ॐકારનું સર્વવેદસાધારણપણું હોવાથી ) **समञ्जसम्** [ વિશેષણપક્ષ ] યુક્ત ( નિર્દોષ ) [ છે ].

**ટીકા:**—च શબ્દ तुના અર્થમાં છે, અને તે અધ્યાસાદિ ત્રણપક્ષની નિવૃત્તિ કરેછે. જેમ પ્રતિમાદિમાં વિષ્ણુઆદિની બુદ્ધિરૂપ અધ્યાસ છે, તેમ ॐકારમાં ઉદ્ગીથના જ્ઞાનરૂપ અધ્યાસ માનીએ તો उद्गीथશબ્દની ॐકારમાં લક્ષણા થાય,તે લક્ષણાની સિદ્ધિ કોઇપ્રકારના સંબંધવિના ન થાય, ને અત્ર તેવો કોઇ સંબંધ ન હોવાથી સંબંધને કલ્પવો પડે, ને તે પ્રતીકઉપાસનાનું ફલ પણ અત્ર શ્રુત ન હોવાથી નવું કલ્પવું પડે, એમ ગૌરવની પ્રાપ્તિ થાયછે. જેમ દેહેંદ્રિયસંઘાતમાં ઉપજેલી મિથ્યા આત્મબુદ્ધિ આત્મામાં જ ઉપજેલી યથાર્થ આત્મબુદ્ધિવડે બાધ પામેછે, ને તેનું મોક્ષરૂપ ફલ થાયછે, તેમ અહિં કદીપણ ॐકારથી ॐકારબુદ્ધિ કિંવા

ઉદ્ગીથથી ઉદ્ગીથબુદ્ધિ બાધ પામતી નથી, ને તેના ફલનો પણ અત્ર અભાવ છે, એટલે બાધનો પક્ષ પણ અત્ર અસંગત છે. એકપણાનો પક્ષ પણ યુક્તિયુક્ત નથી, કેમકે એમ માનવાથી ॐકાર અને ઉદ્ગીથ એવા બેશબ્દનું ઉચ્ચારણ નિરર્થક થાયછે, કારણકે બેમાંના એકશબ્દવડે અભિપ્રેતવિષયની સિદ્ધિ થાયછે. એપ્રમાણે એ ત્રણે પક્ષો દોષવાળા હોવાથી અત્ર વિશેષણપક્ષનું ગ્રહણ કરાયછે. ॐકારનું સર્વવેદ-સાધારણપણું હોવાથી તેનો નિરાસ કરીને માત્ર ॐકારમાં પ્રાણદૃષ્ટિના વિધાનમાટે ॐ એ અક્ષરનું ઉદ્ગીથ એ વિશેષણ છે, આ પક્ષ નિર્દોષ છે. જોકે આમાં પણ ઉદ્ગીથરૂપઅવયવીની ॐકારરૂપઅવયવમાં લક્ષણા થાયછે ખરી, પણ તે સદોષ નથી, કેમકે સમુદાયમાં પ્રવૃત્ત શબ્દ અવયવમાં પણ પ્રવર્તેછે એમ લોકમાં જોવામાં આવેછે. જેમ પટના અવયવ દગ્ધ થયે સતે પટ દગ્ધ થયું એમ કહેવાયછે. ૯.

બૃહદારણ્યકમાં અને છાંદોગ્યમાં પ્રાણનો સંવાદ છે, ત્યાં શ્રેષ્ઠપણાના ગુણયુક્ત પ્રાણનું ઉપાસ્યપણું કહી તેમાં વાગાદિકના વસિષ્ઠત્વાદિગુણોનું સમર્પણ કર્યું છે; અને કૌષીતકિમાં પ્રાણસંવાદવિષે વસિષ્ઠત્વાદિગુણોનું શ્રવણ નથી. ત્યાં સંશય થાયછે કે બૃહદારણ્યક તથા છાંદોગ્યમાંથી એ વસિષ્ઠત્વાદિગુણોનું કૌષીતકિમા આકર્ષણ કરવું અથવા ન કરવું? પૂર્વપક્ષી કહેછે કે ત્યાં एवंશબ્દવડે વેદ્યનું નિરૂપણ છે, માટે ત્યાં કહેલા ગુણો જ ગ્રહણ કરવા, પણ શાખાંતરમાંથી અન્યગુણોનું આકર્ષણ કરવું નહિ. એ પૂર્વપક્ષને દૂર કરી સ્વમત કહેવા ભગવાન્ સૂત્રકાર નીચેનું સર્વાભેદાધિકરણ રચેછેઃ—

### ૫. સર્વાભેદાધિકરણ.

## सर्वाभेदादन्यत्रेमे ॥ १० ॥

**અન્વય અને અન્વયાર્થઃ**—सर्वाभेदात् સર્વ[શાખા]માં [પ્રાણોપાસનાનો] અભેદ હોવાથી इमे આ [ગુણો] अन्यत्र અન્યત્ર [પણ આકર્ષવા].

**ટીકાઃ**—તે સર્વશાખાઓમાં પ્રાણસંવાદાદિના સારૂપ્યવડે પ્રાણોપાસનાનો અભેદ હોવાથી વાગાદિના આ વસિષ્ઠત્વાદિગુણોનું અન્યત્ર એટલે કૌષીતકિમાં પણ આકર્ષણ કરવું. કૌષીતકિમાં एवंશબ્દવડે જે પ્રાણરૂપ-વેદ્યનું નિરૂપણ છે, તે જ પ્રાણનું નિરૂપણ બૃહદારણ્યકમાં તથા છાંદોગ્યમાં છે, માટે ગુણીના ભેદના અભાવથી કૌષીતકિમાં જે વસિષ્ઠત્વાદિગુણો નથી કહ્યા, તેનુ પૂર્વોક્તશાખાઓમાંથી આકર્ષણ કરવું. ૧૦.

જે શ્રુતિઓ બ્રહ્મના સ્વરૂપનું પ્રતિપાદન કરેછે તે શ્રુતિઓમાં આનંદરૂપપણું, વિજ્ઞાનઘનપણું, સર્વગત-પણું અને સર્વાત્મકપણું એવીરીતના બ્રહ્મના ધર્મો કોઇસ્થલે કેટલાક સભળાયછે. તેઓમાં સંશય થાયછે કે આનંદાદિ બ્રહ્મના ધર્મો જેટલા જ્યાં સંભળાયછે તેટલા જ ત્યાં જાણવા અથવા સર્વધર્મો સર્વત્ર જાણવા? ત્યાં પૂર્વપક્ષી કહેછે કે જ્યાં જેટલા ધર્મો કહ્યા હોય ત્યાં તેટલા જ ગ્રહણ કરવા. એ પૂર્વપક્ષનું નિરાકરણ કરી સ્વમત દર્શાવવા ભગવાન સૂત્રકાર નીચેનું આનંદાદ્યધિકરણ રચેછેઃ—

### ૬. આનંદાદ્યધિકરણ.

## आनन्दादयः प्रधानस्य ॥ ११ ॥

**અન્વય અને અન્વયાર્થઃ**—आनन्दादयः [સર્વત્ર બ્રહ્મનો અભેદ હોવાથી] આનંદાદિ प्रधानस्य બ્રહ્મના[સર્વે ધર્મો સર્વત્ર જાણવા].

**ટીકાઃ**—સર્વશ્રુતિઓમા વિશેષ્યરૂપ બ્રહ્મ એક હોવાથી આનંદાદિ બ્રહ્મના સર્વે ધર્મો સર્વશ્રુતિઓમાં જાણવા. તેથી બ્રહ્મના ધર્મોનું સાર્વત્રિકપણું છે એમ સિદ્ધ છે. ૧૧.

બ્રહ્મધર્મોનું સાર્વત્રિકપણુ અંગીકાર કરવાથી તૈત્તિરીયોપનિષદ્માં કહેલા પ્રિયશિરસ્ત્વાદિધર્મોને પણ સાર્વત્રિકતાની પ્રાપ્તિ થશે એવી શંકા થાય તો તેનું સમાધાન કરેછેઃ—

## प्रियशिरस्त्वाद्यप्राप्तिरुपचयापचयौ हि भेदे ॥ १२ ॥

**અન્વય અને અન્વયાર્થઃ**—प्रियशिरस्त्वाद्यप्राप्तिः પ્રિયશિરસ્ત્વાદિ[ધર્મો]ની [અન્યત્ર] અપ્રાપ્તિ [છે] हि કેમકે उपचयापचयौ વૃદ્ધિહ્રાસ भेदे ભેદમાં [સંભવેછે, અભેદમાં સંભવતાં નથી].

**ટીકા:**—તૈત્તિરીયોપનિષદ્‌માં આનંદમયકોશને પક્ષીની ઉપમા આપી પ્રિયને તેનું શિર, મોદને દક્ષિણભણીની (જમણી) પાંખ, પ્રમોદને ઉત્તરભણીની (ડાબી) પાંખ, આનંદને આત્મા, અને બ્રહ્મને પુચ્છ કહેલું છે. પુત્રદર્શનનું સુખ તે પ્રિય, તેની વાર્તાદિવડે થતું સુખ તે મોદ, અને તેના વિદ્યાદિના અતિશયમાં થતું સુખ તે પ્રમોદ. તૈત્તિરીયોપનિષદ્‌માં કહેલા પ્રિયશિરસ્ત્વાદિ( પ્રિય એ આનંદમયનું મસ્તક છે એ આદિ )ધર્મોની અન્યત્ર અપ્રાપ્તિ છે; કેમકે પ્રિય, મોદ અને પ્રમોદ એ પરસ્પરની અપેક્ષાથી અને ભોગવનારની અપેક્ષાથી વૃદ્ધિ તથા હ્રાસવાળા જણાયછે. વૃદ્ધિ તથા હ્રાસ ભેદમાં સંભવેછે, પણ ભેદરહિત અદ્વિતીયબ્રહ્મમાં તે સંભવતાં નથી. એ પ્રિયશિરસ્ત્વાદિધર્મો ઉપાસનામાટે કહેલા છે, અને ઉપાસ્યમાં આરોપેલા ધર્મોની જ્ઞેયમાં અપ્રાપ્તિ છે. આ ન્યાય સત્યકામત્વાદિધર્મોમાં પણ જાણવો. ઉપાસ્યબ્રહ્મનું એકપણું છતાં પણ પ્રકરણના ભેદથી ઉપાસનાનો ભેદ હોવાથી અન્યોન્યના ધર્મોની અન્યોન્યમાં પ્રાપ્તિ નથી. જેમ બે સ્ત્રિઓ, એક ચામરવડે અને બીજી છત્રવડે, એકરાજાની સેવા કરેછે, ત્યાં ઉપાસ્યના એકપણામાં પણ ઉપાસનાના ભેદમાં ધર્મની વ્યવસ્થા થાયછે, તેમ અહિં પણ જાણવું. વૃદ્ધિહ્રાસરૂપ ધર્મ સગુણબ્રહ્મમાં સંભવી શકેછે, પણ નિર્ગુણબ્રહ્મમાં સંભવતા નથી, માટે કોઇકસ્થલે શ્રવણ થતા સત્યકામત્વાદિધર્મોની સર્વત્ર પ્રાપ્તિ નથી. ૧૨.

બ્રહ્મસ્વરૂપને પ્રતિપાદન કરનારા આનંદાદિધર્મોનું પૂર્વોક્તધર્મોથી વિષમપણું દર્શાવેછે:—

## इतरे त्वर्थसामान्यात् ॥ १३ ॥

**અન્વય અને અન્વયાર્થ:**—तु પણ इतरे બીજા [ આનંદાદિધર્મો ] अर्थसामान्यात् અર્થના ( પ્રતિપાદ્ય બ્રહ્મરૂપધર્મીના ) એકપણાથી [ સર્વે સર્વત્ર જાણવા ].

**ટીકા:**—સત્ય, જ્ઞાન અને આનંદાદિ ધર્મો જે બ્રહ્મસ્વરૂપના પ્રતિપાદનમાટે કહેવામાં આવ્યા હોય તે પ્રતિપાદ્ય બ્રહ્મરૂપધર્મીના એકપણાથી સર્વે સર્વત્ર જાણવા. એવીરીતે ઉપાસ્યબ્રહ્મના ધર્મોના ઉપસંહારમાં અને જ્ઞેયબ્રહ્મના ધર્મોના ઉપસંહારમાં વિષમતા છે. ૧૩.

કઠવલ્લીમાં ‘इन्द्रियेभ्यः परा ह्यर्था अर्थेभ्यश्च परं मनः ॥’ ( ઇન્દ્રિયોથી વિષયો પર છે, અને વિષયોથી મન પર છે ) એપ્રમાણે આરંભ કરી ‘पुरुषान्न परं किंचित् सा काष्ठा सा परा गतिः ॥’ ( પુરુષથી પર કાંઇ નથી, તે સીમા છે, તે પરાગતિ છે ) એમ કહ્યું છે. ત્યાં સંશય થાયછે કે આ સર્વે અર્થાદિક જ પૂર્વપૂર્વના પરપણાવડે પ્રતિપાદન કરાયા છે? અથવા પુરુષ જ એ સર્વથી પર છે એમ પ્રતિપાદન કરાયું છે? ત્યાં પૂર્વપક્ષી કહેછે કે એમાંના પ્રત્યેકનું પરપણાવડે પ્રતિપાદન છે. એ પૂર્વપક્ષનું નિરાકરણ કરી સ્વમત દર્શાવવા ભગવાન્ સૂત્રકાર નીચેનું આધ્યાનાધિકરણ રચેછે:—

### ૭. આધ્યાનાધિકરણ.

## आध्यानाय प्रयोजनाभावात् ॥ १४ ॥

**અન્વય અને અન્વયાર્થ:**—प्रयोजनाभावात् [ પ્રત્યેકના પરપણાના પ્રતિપાદનમાં ] પ્રયોજનનો અભાવ હોવાથી आध्यानाय સમ્યગ્દર્શનને માટે [ એ સર્વથી પુરુષ પર છે એમ પ્રતિપાદન કરાયું છે ].

**ટીકા:**—અર્થાદિકના પરપણાના જ્ઞાનમાં કાંઇપણ ફલ જોવામાં અથવા સાંભળવામાં આવતું નથી, અને ઇન્દ્રિયાદિ સર્વ અનર્થસમૂહથી પુરુષ પર છે એવા જ્ઞાનમાં તો મોક્ષસિદ્ધિરૂપ ફલ જોવામાં આવેછે, અને ‘निचाय्य तन्मृत्युमुखात्प्रमुच्यते ॥’ ( તે પુરુષરૂપબ્રહ્મને જાણીને જ્ઞાની મૃત્યુના મુખથી સારીરીતે મોક્ષ થાયછે ) એ શ્રુતિદ્વારા શ્રવણ પણ એમ જ થાયછે. એવીરીતે અન્ય પ્રત્યેકના પરપણાના પ્રતિપાદનમાં પ્રયોજનનો અભાવ હોવાથી તેના પરપણાની ભાવનાપૂર્વક પુરુષના સમ્યગ્દર્શનને માટે પુરુષ એ સર્વથી પર છે, એમ ત્યાં પ્રતિપાદન કરાયું છે. ૧૪.

આત્મત્વાદિલિંગોવડે પણ પુરુષ જ પ્રતિપાદ્ય છે એમ કહેછેઃ—

## आत्मशब्दाच्च ॥ १५ ॥

**અન્વય અને અન્વયાર્થઃ**—आत्मशब्दात् આત્મશબ્દથી च પણ [ ત્યાં પુરુષ જ પ્રતિપાદ્ય છે એમ જણાયછે ].

**ટીકાઃ**—' एष सर्वेषु भूतेषु गूढोत्मा न प्रकाशते । दृश्यते त्वग्र्यया बुद्ध्या सूक्ष्मया सूक्ष्मदर्शिभिः ॥' (આ આત્મા સર્વભૂતોમાં ગૂઢ છે, તેથી આપાતદષ્ટિવડે દેખાતો નથી, તે સૂક્ષ્મદર્શિપુરુષોની સૂક્ષ્મબુદ્ધિના અગ્રભાગવડે દેખાયછે) એ શ્રુતિમાં પુરુષમાં આત્મશબ્દનો પ્રયોગ હોવાથી ત્યાં પુરુષના જ્ઞાનને માટે જ આ ઇન્દ્રિયાદિના પ્રવાહનું કથન છે એમ જણાયછે. પુરુષને આત્મા કહેવાથી તેનાથી ભિન્ન ઇન્દ્રિયાદિનું અનાત્મપણું કહેવાને ઇચ્છિત છે એમ જણાયછે, અને તેનું જ દુર્વિજ્ઞાનપણું તથા સુસંસ્કૃતબુદ્ધિને ગમ્યપણું દેખાડ્યું છે. ઇન્દ્રિયાદિના અનુક્રમણવડે પરમપદના જ્ઞાનમાટે જ શ્રુતિમાં એ કથન છે, અન્યપ્રયોજનમાટે નથી. ૧૫.

' आत्मा वा इदमेक एवाग्र आसीत् नान्यत् किञ्चनमिषत् स ईक्षत लोकान्नु सृजा इति ॥ ' (સૃષ્ટિની પૂર્વે આ જગત્ એક આત્મા જ હતુ, અન્ય કાંઇ ક્રિયાવાન્ ન હતુ, તે આત્મા આલોચના કરવા લાગ્યા કે હું લોકોને સૃજું) એ ઐતરેયોપનિષદ્‌ની શ્રુતિમાં સંશય થાયછે કે ત્યાં આત્મશબ્દવડે પ્રજાપતિનુ ગ્રહણ છે વા પરમાત્માનું ગ્રહણ છે? પૂર્વપક્ષી કહેછે કે ત્યા આત્મશબ્દવડે પ્રજાપતિનુ ગ્રહણ છે. એ પૂર્વપક્ષને દૂર કરી સ્વમત દર્શાવવા ભગવાન્ સૂત્રકાર નીચેનું આત્મગૃહીત્યધિકરણ રચેછેઃ—

### ૮. આત્મગૃહીત્યધિકરણ.

## आत्मगृहीतिरितरवदुत्तरात् ॥ १६ ॥

**અન્વય અને અન્વયાર્થઃ**—इतरवत् અન્ય[ સૃષ્ટિવાક્યો ]ની પેઠે आत्मगृहीतिः [ આત્મશબ્દવડે ] પરમાત્માનું ગ્રહણ [ છે ] उत्तरात् ઉત્તરથી (વાક્યશેષથી) [ પણ તેનું જ ગ્રહણ છે ].

**ટીકાઃ**—' तस्माद्वा एतस्मादात्मन आकाशः सम्भूतः ॥' (તે આત્માથી આકાશ ઉપજ્યું) ઇત્યાદિ અન્યસૃષ્ટિવાક્યોમાં જેમ આત્મશબ્દવડે પરમાત્માનું ગ્રહણ થાયછે, તેમ અહિં પણ આત્મશબ્દવડે પરમાત્માનું જ ગ્રહણ છે; વળી 'स ईक्षत लोकान्नु सृजा इति ॥' એ વાક્યશેષથી પણ અહિં પરમાત્માનું ગ્રહણ કરવું એ જ ન્યાય્ય છે. અત્ર પ્રજાપતિનું કોઇ વિશેષણ ન હોવાથી આત્મશબ્દવડે પ્રજાપતિનુ ગ્રહણ થઇ શકે એમ નથી. ૧૬.

પૂર્વપક્ષનો અનુવાદ કરીને તેને દૂષણ આપેછેઃ—

## अन्वयादिति चेत् स्यादवधारणात् ॥ १७ ॥

**અન્વય અને અન્વયાર્થઃ**—अन्वयात् [ સૃષ્ટિવાક્યનો પ્રજાપતિમાં ] અન્વય હોવાથી [ ત્યાં પરમાત્માનું ગ્રહણ થઇ શકતું નથી ] इति એમ चेत् [ કહો ] તો [ અમે કહીએછીએ કે ત્યાં ] अवधारणात् અવધારણથી स्यात् [ પરમાત્માનું ગ્રહણ ] છે.

**ટીકાઃ**— મહાભૂતોની સૃષ્ટિ પરમાત્માવડે થાયછે, અને લોકસૃષ્ટિ પ્રજાપતિવડે થાયછે. પૂર્વોક્તશ્રુતિના અંતભાગમાં 'स इमाँल्लोकानसृजत ॥ ' (તે આ લોકોને સૃજતા હવા) એમ કહ્યુ છે, તેથી તે લોકસૃષ્ટિવાક્યનો પ્રજાપતિમાં અન્વય હોવાથી ત્યાં પરમાત્માનું ગ્રહણ થઇ શકતું નથી, પણ પ્રજાપતિનું જ ગ્રહણ થઇ શકેછે એમ કહો તો અમે કહીએછીએ કે તે શ્રુતિના 'आत्मा वा इदमेक एवाग्र आसीत ॥ ' એ

વચનમાં સૃષ્ટિના પહેલાં એક જ આત્મા હતો એમ કહ્યું છે, તે જ્યારે आत्मशब्दथी પરમાત્માનું ગ્રહણ કરીએ ત્યારે જ યથાર્થ સંભવેછે, પ્રજાપતિનું ગ્રહણ કરીએ તો તેની પૂર્વે પરમાત્માનો સદ્‌ભાવ હોવાથી તે અવધારણ( એકના નિશ્ચય )ની યથાર્થતા રહેતી નથી; વળી અંતમાં ' प्रज्ञानं ब्रह्म ॥' (પ્રજ્ઞાનઘન-બ્રહ્મ છે) એમ કહી, ઉપક્રમમાં કહેલા આત્માનો ઉપસંહારમાં કહેલા બ્રહ્મથી અભેદ સૂચવ્યો છે, અને પ્રવેશાદિના લિંગોવડે લોકના સ્રષ્ટાપણાના લિંગનો બાધ થાયછે, તેથી ત્યાં आत्मशब्दथी પરમાત્માનું જ ગ્રહણ કરવું એ જ ન્યાય્ય છે. ૧૭.

છાંદોગ્યમાં તથા બૃહદારણ્યકમાં પ્રાણસંવાદમાં શ્વાનાદિપર્યંત પ્રાણનું અન્ન કહીને પછી જલને તેનું વસ્ત્ર કહ્યું છે. પછી છાંદોગ્યમાં ભોજનની પૂર્વે અને પછી જે આચમન કરેછે, તે પ્રાણને આચ્છાદન કરેછે એમ કહ્યું છે; અને બૃહદારણ્યકમાં ભોજનની પૂર્વે અને પછી આચમન લઇને ઉપાસક તેવડે પ્રાણને અનગ્ન કર્યાનું ચિંતવેછે એમ કહ્યું છે. ત્યાં આચમન અને પ્રાણની અનગ્નતાનું ચિંતન પ્રતીત થાયછે, તેમાં સંશય થાયછે કે ત્યાં એ બન્નેનુ વિધાન છે? અથવા આચમન કિંવા અનગ્નતાચિંતનનું જ વિધાન છે? ત્યાં પૂર્વપક્ષી કહેછે કે ત્યાં બન્નેનું કથન હોવાથી તથા બન્નેનું અપૂર્વપણું હોવાથી બન્નેનુ વિધાન છે, અથવા એક આચમનનું જ વિધાન છે, અને અનગ્નતાના ચિંતનનું કથન તેની સ્તુતિમાટે છે. એ પૂર્વપક્ષને દૂર કરી સ્વમત દર્શાવવા ભગવાન્ સૂત્રકાર નીચેનું કાર્યાખ્યાનાધિકરણ રચેછે:—

### ૯. કાર્યાખ્યાનાધિકરણ.

## कार्याख्यानादपूर्वम् ॥ १८ ॥

**અન્વય અને અન્વયાર્થ:**—कार्याख्यानात् [ શુદ્ધિને માટે આચમનનો ] કાર્યરૂપે અનુવાદ હોવાથી [ તેનું વિધાન નથી માત્ર ] अपूर्वम् અપૂર્વનું ( અનગ્નતાધ્યાનનું જ ) [વિધાન છે ].

*ટીકા:*—સ્મૃતિએ શુદ્ધિને માટે કાર્યરૂપે ( કર્તવ્યરૂપે ) વિધાન કરેલા આચમનનો અત્ર અનુવાદ હોવાથી તેનું વિધાન નથી, માત્ર અનગ્નતાધ્યાનનું જ વિધાન છે. એ શ્રુતિ પ્રાણવિદ્યાસાથે સંબંધ રાખનારા કોઇ અપૂર્વઆચમનનું વિધાન કરતી નથી, પણ પુરુષમાત્રની સાથે સંબંધ રાખનારા પૂર્વઆચમનનું જ કથન કરેછે, માટે બન્નેનું વિધાન અત્ર સંભવતું નથી. સ્મૃતિમાં ભોજનની પૂર્વે અને ભોજનના અંતમાં જે આચમનનું વિધાન છે તે બન્નેઆચમનનો અનુવાદ કરીને શ્રુતિએ પ્રાણની અનગ્નતા કરવાનો સંકલ્પ ' एतमेव तदनमनग्नं कुर्वन्तो मन्यन्ते ॥' (આ પ્રાણને તે આચમનવડે અનગ્ન કરેલો ચિંતવેછે ) એ વાક્યવડે દર્શાવી આચમનસંબંધી જલમાં પ્રાણવિદ્યાના સંબંધિપણાવડે અપૂર્વનો ઉપદેશ કરેલો છે. આચમનના અવિધાનથી આ અનગ્નતાનું કથન આચમનની સ્તુતિમાટે છે એમ પણ કહી શકાય એમ નથી. ૧૮.

વાજસનેયિશાખામાં અગ્નિરહસ્યકાંડને વિષે શાંડિલ્યનામની વિદ્યાનું નિરૂપણ છે. ત્યાં મનોમયપણું, પ્રાણશરીરપણું અને ભા-પ્રકાશ-રૂપપણું એ આદિ આત્માના ગુણો કહ્યા છે, અને તે જ શાખામાં બૃહદારણ્યકને વિષે 'આ પુરુષ મનોમયરૂપ, પ્રકાશરૂપ અને સત્યરૂપ છે, તે હૃદયની અંતર વ્રીહિઆદિના જેવા સૂક્ષ્મરૂપે રહેછે, તે આ સર્વના નિયામક અને સર્વના અધિપતિ છે, અને જે કાંઇ આ સર્વ છે, તેને તે શાસન કરેછે' એમ કહ્યું છે. ત્યાં સંશય થાયછે કે આ અગ્નિરહસ્ય અને બૃહદારણ્યકની વિદ્યા એક છે, અને ગુણોનો ઉપસંહાર છે? અથવા બે વિદ્યા છે, અને ગુણોનો અનુપસંહાર છે? ત્યાં પૂર્વપક્ષી કહેછે કે એ બન્નેની વિદ્યા ભિન્ન છે, અને તેમાંના ગુણોનો ઉપસંહાર થઇ શકતો નથી, માટે જ્યાં જેટલા ગુણ કહ્યા છે, ત્યાં તેટલા જાણવા; એમ ન માનીએ તો પુનરુક્તિદોષની પ્રાપ્તિ થાયછે. એ પૂર્વપક્ષને દૂર કરી સત્ય સિદ્ધાંત દર્શાવવા ભગવાન્ સૂત્રકાર નીચેનું સમાનાધિકરણ રચેછે:—

### ૧૦. સમાનાધિકરણ.

## समान एवं चाभेदात् ॥ १९ ॥

**અન્વય અને અન્વયાર્થ:**—अभेदात् [ ઉપાસ્યના ] અભેદથી एवं [ જેમ ભિન્નશાખામાં વિદ્યાનું એકપણું અને ગુણનો ઉપસંહાર થાયછે ] તેમ समाने સમાનમાં ( એકશાખામાં ) च પણ [ થવાને યોગ્ય છે ].

**ટીકાઃ**—બન્નેસ્થલે મનોમયત્વાદિધર્મવાળું બ્રહ્મ ઉપાસ્યરૂપે વર્ણવ્યું છે. એરીતે ઉપાસ્યનો અભેદ હોવાથી જેમ ભિન્નશાખામાં વિદ્યાનું એકપણું અને ગુણનો ઉપસંહાર થાયછે, તેમ એકશાખામાં પણ વિદ્યાનું એકપણું અને ગુણનો ઉપસંહાર થવાને યોગ્ય છે. વિદ્યાનું રૂપ ઉપાસ્ય છે, અને તે રૂપનો અભેદ વિદ્યમાન હોવાથી વિદ્યાનો ભેદ સ્વીકારી શકાય એમ નથી, અને વિદ્યાનો અભેદ હોવાથી તે તે ગુણોને ત્યાં ત્યાં જ માનવા એમ પણ બની શકે એમ નથી. અગ્નિરહસ્યમાં શાંડિલ્યવિદ્યાનો પ્રધાનવિધિ છે, અને બૃહદારણ્યકમાં ગુણવિધિ છે, તેથી પુનરુક્તિનો દોષ પણ પ્રાપ્ત થતો નથી. જ્યાં ઘણા ગુણો સાંભળવામાં આવે ત્યાં પ્રધાનવિધિનો અને અન્યત્ર તેના અનુવાદવડે ગુણવિધિનો નિશ્ચય થાયછે. એપ્રમાણે અહિં એકશાખામાં પણ વિદ્યાનું એકપણું અને ગુણનો ઉપસંહાર છે એમ સિદ્ધ થાયછે. ૧૯.

શ્રીબૃહદારણ્યકમાં કહ્યું છે કે આ આદિત્યમંડલમાં અને દક્ષિણનેત્રમાં આદિત્યપુરુષ અને અક્ષિપુરુષ છે. ત્યારપછી બે ઉપનિષદ્ (રહસ્ય દેવતા) કહી છે, તે આપ્રમાણેઃ— अहर् આ નામવાળો મંડલસ્થ પુરુષ અધિદૈવત છે તે એક, અને अहम् આ નામવાળો નેત્રસ્થ પુરુષ અધ્યાત્મ છે એ બીજી. ત્યાં સંશય થાયછે કે અવિભાગવડે આ બન્નેઉપનિષદ્ બન્નેસ્થલે માનવી? અથવા વિભાગવડે એક અધિદૈવત અને બીજી અધ્યાત્મ એમ માનવી? એ સંશયને દૂર કરવા ભગવાન્ સૂત્રકાર નીચેનું સંબંધાધિકરણ રચેછેઃ—

### ११. સંબંધાધિકરણ.

**પૂર્વપક્ષઃ—** **सम्बन्धादेवमन्यत्रापि ॥ २० ॥**

**અન્વય અને અન્વયાર્થઃ**—सम्बन्धात् [એક જ વિદ્યાના] સંબંધથી एवम् [જેમ શાંડિલ્યવિદ્યામાં ગુણનો ઉપસંહાર કહ્યો છે] તેમ अन्यत्र બીજે अपि પણ [એવાપ્રકારના વિષયમાં થવાને યોગ્ય છે].

**ટીકાઃ**—એક જ વિદ્યાના સંબંધથી જેમ શાંડિલ્યવિદ્યામાં ગુણનો ઉપસંહાર કહ્યો છે, તેમ બીજે પણ એવાપ્રકારના વિષયમાં થવાને યોગ્ય છે. ઉપક્રમનો અભેદ હોવાથી અને વ્યતિષક્તપાઠ (આદિત્યરશ્મિ ચક્ષુમાં પ્રતિષ્ઠિત અને ચક્ષુ આદિત્યમાં પ્રતિષ્ઠિત એવો પરસ્પર સંશ્લેષવાળો પાઠ) હોવાથી જણાયછે કે ત્યાં એક જ સત્યવિદ્યા અધિદૈવ અને અધ્યાત્મ એમ બેપ્રકારે કહી છે. તેથી બન્નેઉપનિષદોની બન્નેસ્થલે પ્રાપ્તિ છે. ૨૦.

એ પૂર્વપક્ષનું નિરાકરણ કરેછેઃ—

**સિદ્ધાંતઃ—** **न वा विशेषात् ॥ २१ ॥**

**અન્વય અને અન્વયાર્થઃ**—विशेषात् [સ્થાન]વિશેષથી न [ઉભયત્ર પ્રાપ્તિ] નથી वा જ.

**ટીકાઃ**—આદિત્યમંડલમાંના આધિદૈવિકપુરુષની ઉપનિષદ્ अहर् કહી છે, અને નેત્રસ્થ આધ્યાત્મિકપુરુષની ઉપનિષદ્ अहम् કહી છે. એવીરીતે બન્નેના સ્થાનનો ભેદ હોવાથી ઉભયઉપનિષદ્‌ની ઉભયસ્થલે પ્રાપ્તિ નથી. ૨૧.

એસંબંધમાં અતિદેશરૂપ લિંગ પણ છે એમ કહેછે—

**दर्शयति च ॥ २२ ॥**

**અન્વય અને અન્વયાર્થઃ**—च [શ્રુતિ] પણ दर्शयति [એવાપ્રકારના ધર્મોની વ્યવસ્થા] દેખાડેછે.

**ટીકાઃ**—'तस्यैतस्य तदेव रूपं यदमुष्य रूपम् ॥' (જે આ આદિત્યમંડલસ્થપુરુષનું રૂપ છે, તે જ નેત્રસ્થપુરુષનું રૂપ છે) એ શ્રુતિ પણ એવા પ્રકારના ધર્મોની વ્યવસ્થા દેખાડેછે. વિદ્યાના એકપણાથી જ ગુણનો ઉપસંહાર સિદ્ધ થતો હોય તો આદિત્યપુરુષમાં રહેલા રૂપાદિગુણોનો અક્ષિપુરુષમાં અતિદેશવડે ઉપસંહાર કરનારી પૂર્વોક્ત શ્રુતિ વૃથા થાય; તેથી એકવિદ્યામાં પણ સ્થાનભેદવડે કહેલા ગુણોનો અતિદેશવિના અનુપસંહાર છે. ૨૨.

આકાશાદિકને ઉત્પન્ન કરનારું અને ધારણ કરનારું જે બ્રહ્મનું વિઘ્નરહિત પરાક્રમ તે સંભૂતિ કહેવાયછે, અને દેવાદિની ઉત્પત્તિની પૂર્વે જે સ્વર્ગમાં વ્યાપીને રહેવું અર્થાત્ બ્રહ્મનો જે સર્વવ્યાપક ધર્મ તે દ્યુવ્યાપ્તિ કહેવાયછે. આ સંભૂતિ અને દ્યુવ્યાપ્તિઆદિ બ્રહ્મની વિભૂતિઓ રાણાયનીયશાખામાં કહી છે, અને તે જ શાખાની ઉપનિષદ્‌માં શાંડિલ્યવિદ્યાદિ બ્રહ્મવિદ્યાઓ કહી છે. ત્યાં સંશય થાયછે કે તે બ્રહ્મવિદ્યાઓમાં તે બ્રહ્મવિભૂતિઓનો ઉપસંહાર કરવો વા ન કરવો? પૂર્વપક્ષી કહેછે કે બન્નેસ્થલે બ્રહ્મ એક છે, માટે ઉપસંહાર કરવો. એ પૂર્વપક્ષ દૂર કરી સ્વમત દર્શાવવા ભગવાન્ સૂત્રકાર નીચેનું સંભૃત્યધિકરણ રચેછેઃ—

### १२. સંભૃત્યધિકરણ.

## सम्भृतिद्युव्याप्त्यपि चातः ॥ २३ ॥

**અન્વય અને અન્વયાર્થઃ**—**च** અને **अतः** આથી (સ્થાનવિશેષના યોગથી) **सम्भृतिद्युव्याप्ति** સંભૂતિ અને દ્યુવ્યાપ્તિ **अपि** પણ [ શાંડિલ્યવિદ્યાદિમાં ઉપસંહારકરવાયોગ્ય નથી ].

**ટીકાઃ**—શાંડિલ્યવિદ્યામાં બ્રહ્મનું હૃદયસ્થાન કહ્યું છે, દહરવિદ્યામાં પણ હૃદયસ્થાન કહ્યું છે, અને ઉપકોસલવિદ્યામાં અક્ષિસ્થાન કહ્યુ છે. એપ્રમાણે એ વિદ્યાઓમાં આધ્યાત્મિકસ્થાનની શ્રુતિઓમાં પ્રતીતિ છે, અને આ સંભૂતિદ્યુવ્યાપ્તિપ્રભૃતિ વિભૂતિઓ આધિદૈવિક છે. એવીરીતે એ વિદ્યાઓમાં ઉપાસનામાટે સ્થાનવિશેષનો યોગ હોવાથી એ વિભૂતિઓનો શાંડિલ્યવિદ્યામાં ઉપસંહાર કરવો યોગ્ય નથી. ષોડશકલાદિ સ્થાનવિશેષરહિત બ્રહ્મવિદ્યામાં પણ ગુણ અને વિદ્યાના ભેદથી એ વિભૂતિઓનો ઉપસંહાર થઇ શકતો નથી. ૨૩.

શ્રીછાંદોગ્યમાંની પુરુષવિદ્યામાં પુરુષ એ યજ્ઞ છે એમ કલ્પના કરી છે, અને તેના આયુષ્યના ત્રણ વિભાગ કરી ત્રણ સવન કલ્પ્યાં છે. તે પુરુષનાં ચોવીશ વર્ષો એ પ્રાતઃકાલનું સવન, પછીનાં તેનાં ચુમ્માળીશ વર્ષો એ મધ્યદિનનું સવન, અને તે પછીનાં તેનાં અડતાળીશ વર્ષો એ સાયંકાલનું સવન છે, એમ એ ત્રણસવનોની કલ્પના કરી દીક્ષા તથા મન્ત્રાદિમાટે પણ કલ્પના કરી છે, અને તેના ફલરૂપે એકસો સોળ વર્ષપર્યંતનું જીવન કહ્યું છે. શ્રીતૈત્તિરીયમાં પણ પુરુષયજ્ઞની કલ્પના છે. ત્યાં તે વિદ્વાન્ યજ્ઞપુરુષના આત્માને યજમાન તથા શ્રદ્ધાને પત્ની કહેલાં છે. ત્યાં સંશય થાયછે કે છાંદોગ્યમાં પુરુષયજ્ઞના જે ધર્મો કહ્યા છે, તેનો તૈત્તિરીયમાં ઉપસંહાર કરવો વા નહિ? પૂર્વપક્ષી કહેછે કે પુરુષયજ્ઞના અભેદથી ઉપસંહાર કરવો. એ પૂર્વપક્ષની નિવૃત્તિ કરી સ્વમત દર્શાવવા ભગવાન્ સૂત્રકાર નીચેનું પુરુષવિદ્યાધિકરણ રચેછે —

### १३. પુરુષવિદ્યાધિકરણ.

## पुरुषविद्यायामिव चेतरेषामनाम्नानात् ॥ २४ ॥

**અન્વય અને અન્વયાર્થઃ**—**पुरुषविद्यायाम्** [ છાંદોગ્યમાંની ] પુરુષવિદ્યાની **इव** પેઠે **इतरेषाम्** બીજાઓની (તૈત્તિરીયોની) [ વિદ્યામાં ] **अनाम्नानात्** નહિ કહેલું હોવાથી **च** [ છાંદોગ્યમાં પુરુષયજ્ઞના જે ધર્મો કહ્યા છે તેનો તૈત્તિરીયમાં ઉપસંહાર ન ] જ [ કરવો ].

**ટીકાઃ**—છાંદોગ્યમાંની પુરુષવિદ્યાની પેઠે તૈત્તિરીયોની તે વિદ્યામાં કહેલું નથી, પણ ત્યાં વિલક્ષણ યજ્ઞનું જ નિરૂપણ છે. બન્નેયજ્ઞોમાં બહુભાગની વિલક્ષણતા અને અલ્પભાગની સમાનતા હોવાથી છાંદોગ્યમાં પુરુષયજ્ઞના જે ધર્મો કહ્યા છે, તેનો તૈત્તિરીયમાં ઉપસંહાર ન કરવો. ૨૪.

'सर्वं प्रविध्य हृदयं प्रविध्य धमनीः प्रवृज्य शिरोऽभिप्रवृज्य त्रिधा विपृक्तः ॥' (હે દેવતો! મારા શત્રુનાં સર્વઅંગોને વિદીર્ણ કર, વિશેષે હૃદયને વિદીર્ણ કર, શિરાઓને ત્રોડી નાખ, મસ્તકનો સર્વભણીથી નાશ કર, એમ ત્રણપ્રકારે મારો શત્રુ વિશ્લિષ્ટ થાઓ) એ આથર્વણિકોના ઉપનિષદ્‌ના આરંભનું વચન, 'देव सवितः प्रसुव यज्ञम् ॥' (હે સવિતૃદેવ ! યજ્ઞ અને તેના પતિને સુસંપન્ન કરો) એ તાંડિશાખાવાળાઓનું વચન, 'शं नो मित्रः शं वरुणः ॥' (મિત્રદેવતા અમને સુખકર થાઓ, વરુણદેવતા અમને સુખકર થાઓ) ઇત્યાદિ કઠોનું અને તૈત્તિરીયકોનું વચન, 'देवा ह वै सत्रं निषेदुः ॥' (દેવો સત્ર કરતા હવા) ઇત્યાદિ વાજસનેયિશાખાના પ્રવર્ગ્યબ્રાહ્મણનાં વચનો અને કૌષીતકિના અગ્નિષ્ટોમબ્રાહ્મણનાં વચનો એ સર્વનો વિદ્યામાં ઉપસંહાર કરવો વા નહિ? એ સંશય થાયછે. ત્યાં પૂર્વપક્ષી કહેછે કે 'सर्वं प्रविध्य'

ઇત્યાદિમંત્રોનો તથા પ્રવર્ગ્યાદિકર્મોનો વિદ્યામાં ઉપસંહાર કરવો. એ પૂર્વપક્ષનું નિરાકરણ કરી યથાર્થ સિદ્ધાંત કહેવા ભગવાન્ સૂત્રકાર નીચેનું વેધાદ્યધિકરણ રચેછેઃ—

### ૧૪. વેધાદ્યધિકરણ.

## वेधाद्यर्थभेदात् ॥ २५ ॥

**અન્વય અને અન્વયાર્થઃ**—वेधाद्यर्थभेदात् વેધાદિઅર્થનો ભેદ હોવાથી [ એમનો વિદ્યામાં ઉપસંહાર નથી ].

*ટીકાઃ*—'सर्वं प्रविध्य ॥' ઇત્યાદિમંત્રોનો અભિચારમાં વિનિયોગ છે, અને અન્યમંત્રોનો પણ યજ્ઞાદિકર્મથી સંબંધ છે. એવીરીતે તે મંત્રોના હૃદયવેધાદિઅર્થનો ભેદ હોવાથી તેમનો વિદ્યાની સાથે કાંઇપણ સંબંધ નથી, ને તેથી તેમનો વિદ્યામાં ઉપસંહાર પણ નથી. એવીરીતિના મંત્રોને અથવા કર્મોને સન્નિધિના પાઠમાત્રથી વિદ્યાનું શેષપણું છે એવીરીતે કહી શકાય એમ નથી, કેમકે તેવો સન્નિધિપાઠ તો માત્ર અરણ્યમાં ભણવારૂપધર્મના સમાનપણાથી છે. ૨૫.

'જેમ અશ્વ રજોયુક્તજીર્ણરોમોને તજીને નિર્મલ થાયછે, તેમ હું પણ પાપને દૂર કરી નિર્મલ કરેલા ચિત્તવાળો થઇને, અથવા જેમ રાહુએ ગ્રસેલો ચંદ્ર રાહુના મુખથી મૂકાઇને સારીરીતે સ્પષ્ટ થાયછે તેમ દેહાભિમાનથી મુક્ત થઇને, નિર્વિકારબ્રહ્મલોકને પ્રાપ્ત થયો છું,' એમ તાંડિશાખામાં કહ્યું છે; 'ત્યારે વિદ્વાન્ પુણ્યપાપને ત્યજીને શુદ્ધ પરમબ્રહ્મને પામેછે,' એમ આથર્વણિકો ભણેછે; 'તે મરનાર વિદ્વાનના પુત્રો ધનાદિને, સુહૃદો પુણ્યકર્મોને, અને દ્વેષ કરનારાઓ પાપકર્મને ગ્રહણ કરેછે,' એમ શાટ્યાયનિશાખા ભણનારા કહેછે; અને 'જ્ઞાની વિદ્યાબલવડે પુણ્યપાપને તજેછે, પ્રિયજ્ઞાતિ સુકૃતને ગ્રહણ કરેછે, અને અપ્રિય દુષ્કૃતને ગ્રહણ કરેછે,' એમ કૌષીતકિમાં કહ્યું છે. એવીરીતે ક્વચિત્ સુકૃતદુષ્કૃતના ત્યાગનું શ્રવણ થાયછે, ક્વચિત્ એ બંનેનું વિભાગવડે પ્રિયો અને અપ્રિયોવડે ગ્રહણ સંભળાયછે, અને ક્વચિત્ હાન અને ગ્રહણ એ બંનેનું પણ શ્રવણ થાયછે. તેમાં જ્યાં બંનેનું શ્રવણ થાયછે, ત્યાં કાંઇ પૂછવાયોગ્ય રહેતું નથી, જ્યાં ગ્રહણનું જ શ્રવણ છે, અને હાનનું નથી, ત્યાં પણ અર્થથી હાનનો સમાવેશ થાયછે, કેમકે ગ્રહણનું ત્યાગપૂર્વકપણું છે, પણ જ્યાં હાન–ત્યાગ–નું જ શ્રવણ છે, ગ્રહણનું નથી, ત્યાં ગ્રહણનો સમાવેશ થાયછે કે નહિ? એ સંશય થાયછે. પૂર્વપક્ષી કહેછે કે ગ્રહણનું શ્રવણ ન હોવાથી અને શાખાંતરીય શ્રવણના વિદ્યાંતરગોચરપણાથી હાનના શ્રવણમાં ગ્રહણનો સમાવેશ થઇ શકતો નથી. એ પૂર્વપક્ષને દૂર કરી સ્વસિદ્ધાંત દર્શાવવા ભગવાન્ સૂત્રકાર નીચેનું હાન્યધિકરણ રચેછે—

### ૧૫. હાન્યધિકરણ.

## हानौ तूपायनशब्दशेषत्वात् कुशाच्छन्दस्स्तुत्युपगानवत्तदुक्तम् ॥ २६ ॥

**અન્વય અને અન્વયાર્થઃ**—कुशाच्छन्दस्स्तुत्युपगानवत् કુશા, છંદ, સ્તુતિ અને ઉપગાનની પેઠે उपायनशब्दशेषत्वात् ગ્રહણશબ્દના શેષપણાથી हानौ હાનમાં तु પણ [ગ્રહણની અનુવૃત્તિ છે] तदुक्तम् [ પૂર્વમીમાંસામાં પણ ] તે કહ્યું છે.

*ટીકાઃ*—શ્રીકૌષીતકિરહસ્યમાં કહ્યું છે કે ઉદ્ગાતા પોતાનાં સ્તોત્ર ગણવાને માટે કાષ્ઠની કુશા (શલાકા) પોતાની સમીપ રાખેછે. તે કુશા કોઇસ્થલે સાધારણપણે વનસ્પતિ(મહાવૃક્ષ)માત્રની કહી છે, અને કોઇસ્થલે વિશેષરૂપે ઉદુંબરની કહી છે, માટે બંનેવાક્યની એકવાક્યતા કરવા તે શલાકા ઉદુંબરની જ ગ્રહણ કરવી; નવઅક્ષરના આસુરછંદો છે, અને તેનાથી ભિન્ન દૈવછંદો છે, તેમના અવિશેષવડે પૌર્વાપર્યના પ્રસંગમાં દૈવછંદો પૂર્વે છે એમ પૈંગિવાક્યથી વિશેષરૂપે પ્રતીત થાયછે; અતિરાત્રમાં ષોડશિગ્રહણના અંગરૂપ સ્તુતિ ભણવી એમ કાલના અવિશેષની પ્રાપ્તિમાં, સૂર્યોદયમાં ભણવી એવા અન્યવચનથી કાલવિશેષની પ્રતીતિ છે; અને અવિશેષવડે સર્વઋત્વિજોને ઉપગાનની પ્રાપ્તિમાં શ્રુત્યંતરથી અધ્વર્યુથી ભિન્ન ઋત્વિક્ ઉપગાન કરે આ વિશેષ ગ્રહણ કરાયછે. એપ્રમાણે કુશા, છંદ, સ્તુતિ અને ઉપગાનમાં જેમ શ્રુત્યંતરમાં રહેલા વિશેષનો અન્વય છે, તેમ ગ્રહણશબ્દના શેષપણાથી હાનમાં પણ ઉપાયન–ગ્રહણ–નો અન્વય છે. ગતિ છતાં એક-

શ્રુતિના વિશેષને અન્યશ્રુતિમાં ન સ્વીકારવાથી સર્વત્ર જ વિકલ્પની પ્રાપ્તિ થાય, જે અન્યાય્ય છે. પૂર્વમીમાંસામાં પણ અગતિએ જ વિકલ્પનો સ્વીકાર કરવો એમ કહ્યું છે.

અથવા આ સૂત્રનો નીચેપ્રમાણે અર્થ છેઃ—

'अश्व इव रोमाणि विधूय पापम् ॥' (અશ્વ જેમ રજોયુક્તજીર્ણરોમોને સજીને નિર્મલ થાયછે, તેમ હું પણ પાપને દૂર કરીને) આ વિધૂનનશ્રુતિમાં વિધૂનનવચનવડે સુકૃતદુષ્કૃતનું હાન કહેવાયછે કિંવા અર્થાંતર કહેવાયછે? એ સંશય થાયછે. પૂર્વપક્ષી કહેછે કે વિધૂનનશબ્દનો ચાલન (સુકૃતદુષ્કૃતના ફલનો પ્રતિબંધ) એવો અર્થ થાયછે. એ પૂર્વપક્ષનું નિરાકરણ કરવા ભગવાન્ સૂત્રકાર કહેછે કે ઉપાયનશબ્દના શેષપણાથી હાનમાં જ આ વિધૂનનશબ્દ અનુવર્તન કરવાને યોગ્ય છે. કોઇસ્થલે આ વિધૂનનની સમીપમાં ઉપાયનનું શ્રવણ હોવાથી કુશા, છંદ, સ્તુતિ અને ઉપગાનની પેઠે—તેમાં જેમ અન્યત્ર શ્રુત ઔદુંબરત્વાદિક કુશાદિનાં નિર્ણાયક છે તેમ—આ ઉપાયન વિધૂનનના હાનપણાનું નિર્ણાયક છે. પૂર્વમીમાંસામાં પણ એમ જ જણાવ્યું છે. ધાતુના અનેકઅર્થનો સ્વીકાર હોવાથી વિધૂનનનો અર્થ હાન કરવામાં વિરોધ નથી.

અશ્રવણથી, વિદ્યાંતરગોચરપણાથી અને અનાવશ્યકપણાથી હાનમાં ઉપાયનનો ઉપસંહાર કરવો યોગ્ય નથી, એ પૂર્વપક્ષ પણ સંભવતો નથી; કેમકે એ વ્યવસ્થા અનુષ્ઠાનના વિષયની છે, સ્તુતિના વિષયની નથી. આ કથન વિદ્યાની સ્તુતિમાટે છે, તેથી હાનપછીના ભાવિપણાવડે ઉપાયનનું કોઇસ્થલે શ્રવણ હોવાથી અન્યત્ર હાનશ્રુતિમાં પણ સ્તુતિના પ્રકર્ષલાભમાટે ઉપાયનની અનુવૃત્તિનો સ્વીકાર કરવો યોગ્ય છે. ૨૬.

કૌષીતકિશાખાવાળા પર્યંકવિદ્યામાં 'स आगच्छति विरजां नदीं तां मनसैवात्येति तत्सुकृतदुष्कृते विधूनुते ॥' (તે ઉપાસક વિરજાનદીપ્રતિ આવેછે, તેને મનવડે જ ઉલ્લંઘેછે, તેથી સુકૃતદુષ્કૃતને ત્યજેછે) એ વચનવડે દેવયાનમાર્ગે પર્યંકમાં રહેલા બ્રહ્માની અભિમુખ પ્રયાણ કરનારા ઉપાસકનાં પુણ્યપાપ માર્ગમાં આવતી વિરજાનદી ઉતર્યાપછી નિવૃત્ત થાયછે એમ કહેછે. ત્યાં સંશય થાયછે કે વિદ્વાનનાં પુણ્યપાપ વિરજા તર્યાપછી જ દૂર થાયછે? અથવા દેહત્યાગની પેહેલાં જ દૂર થાયછે? પૂર્વપક્ષી કહેછે કે શ્રુતિમાં વિરજાનદી તર્યાપછી પુણ્યપાપ દૂર થાયછે એમ કહ્યું છે, માટે તેમ જ સ્વીકારવું ઉચિત છે. એ પૂર્વપક્ષ દૂર કરી સિદ્ધાંત દર્શાવવા ભગવાન્ સૂત્રકાર નીચેનું સાંપરાયાધિકરણ રચેછેઃ—

### ૧૬. સાંપરાયાધિકરણ.

## साम्पराये तर्तव्याभावात्तथा ह्यन्ये ॥ २७ ॥

**અન્વય અને અન્વયાર્થઃ—तर्तव्याभावात्** પ્રાપ્તથવાયોગ્યના અભાવથી **साम्पराये** [ વિદ્વાનનાં પુણ્યપાપનો ] દેહત્યાગકાલે [ ક્ષય થાયછે ] **तथा** તેમ **अन्ये** અન્ય[ શાખાવાળાઓ ] **हि** પણ [ કહેછે ].

**ટીકાઃ**—વિદ્વાનના દેહત્યાગથી આરંભી બ્રહ્મલોકની પ્રાપ્તિપર્યંતમાં જે કાંઇ અલ્પ કાલ છે, તે કાલમાં સુકૃતદુષ્કૃતના સદ્ભાવવડે કાંઇ પ્રાપ્તથવાયોગ્ય હોય એમ શ્રુતિમાં દર્શાવ્યું નથી, તેમ તેવું કાંઇ પ્રાપ્ત થવાનું અનુમાન પણ થઇ શકતું નથી. તેથી વિદ્યાના સામર્થ્યવડે વિદ્વાનનાં પુણ્યપાપનો દેહત્યાગકાલે—વિદ્યા ફલ આપવા અભિમુખ થાય ત્યારે—ક્ષય થાયછે. કૌષીતકિશાખામાં વિરજાનદી ઉતર્યાપછી જે પુણ્યપાપનો ક્ષય દર્શાવ્યો છે, તે પૂર્વે થયેલા ક્ષયનું પછીથી કથન છે. એપ્રમાણે તાંડી અને શાટ્યાયની એ બે શાખાવાળાઓ પણ 'अश्व इव रोमाणि विधूय पापम् ॥' (અશ્વ જેમ જીર્ણરોમોને ત્યજીને નિર્મલ થાયછે, તેમ વિદ્વાન્ પાપને ત્યજીને) અને 'तस्य पुत्रा दायमुपयन्ति सुहृदः साधुकृत्यां द्विषन्तः पापकृत्याम् ॥' (તેના પુત્રો દ્રવ્યાદિને ગ્રહણ કરેછે, સુહૃદો સુકૃતોને અને દ્વેષ કરનારા પાપકર્મોને ગ્રહણ કરેછે) એ વચનોથી કહેછે. ૨૭.

## छन्दत उभयाविरोधात् ॥ २८ ॥

**અન્વય અને અન્વયાર્થઃ—छन्दतः** [ સાધકાવસ્થામાં ] ઇચ્છાવડે [ યમાદિના અનુષ્ઠાનના સંભવદ્વારા ] **उभयाविरोधात्** બંનેનો (નિમિત્તનૈમિત્તિકનો અને તાંડિશાટ્યાયનિશ્રુતિનો) અવિરોધ હોવાથી [ દેહપાતથી પૂર્વે જ પુણ્યપાપનો ક્ષય થાયછે ].

ટીકા:—દેહત્યાગ કરીને દેવયાનમાર્ગે વિચરેલા ઉપાસકનાં પુણ્યપાપ માર્ગમધ્યે ક્ષય થાયછે એમ સ્વીકાર કરવામાં આવે તો દેહપાતપછી ઇચ્છાપૂર્વક યમનિયમવિદ્યાભ્યાસરૂપ પુણ્યપાપનાં ક્ષયનાં કારણ ઉપાર્જન ન કરી શકવાથી વિદ્યાનો અને વિદ્યાફલ પુણ્યપાપક્ષયનો કારણકાર્યભાવ સંરક્ષિત થાય નહિ; કિંતુ દેહપાતથી પૂર્વે સાધકાવસ્થામાં તે યમાદિનું ઇચ્છાવડે અનુષ્ઠાન થઇ શકેછે, ને તેથી સુકૃતદુષ્કૃતની નિવૃત્તિ થાયછે, એવીરીતે સ્વીકારવાથી નિમિત્તનૈમિત્તિકનો અને તાંડિશાટ્યાયનિશ્રુતિનો અવિરોધ થાયછે, તેથી દેહપાતથી પૂર્વે જ ઉપાસકનાં પુણ્યપાપનો ક્ષય થાયછે. ૨૮.

સગુણવિદ્યામાં પુણ્યપાપના હાનની સન્નિધિમાં દેવયાનમાર્ગનું શ્રવણ છે, અને નિર્ગુણવિદ્યામાં નથી. ત્યાં સંશય થાયછે કે સગુણનિર્ગુણ બંનેવિદ્યામાં હાન તો છે, પરંતુ દેવયાનમાર્ગનો ઉપસંહાર બંનેવિદ્યામાં છે? અથવા કોઇસ્થલે છે, અને કોઇસ્થલે નથી? એ સંશયને દૂર કરવા ભગવાન્ સૂત્રકાર નીચેનું ગત્યર્થવત્ત્વાધિકરણ રચેછે:—

## ૧૭. ગત્યર્થવત્ત્વાધિકરણ.

## गतेरर्थवत्त्वमुभयथाऽन्यथा हि विरोधः ॥ २९ ॥

**અન્વય અને અન્વયાર્થઃ**—उभयथा બંનેપ્રકારે (વિભાગવડે) गतेः માર્ગનું-દેવયાનમાર્ગનું) अर्थवत्त्वम् અર્થવાળાપણું [ છે ] हि અને अन्यथा બીજીરીતે (અવિભાગવડે) विरोधः વિરોધ [ છે ].

ટીકા:—સગુણવિદ્યામાં દેવયાનમાર્ગ છે, અને નિર્ગુણવિદ્યામાં નથી; એમ વિભાગવડે દેવયાનમાર્ગનું અર્થવાળાપણું થઇ શકેછે, અને અવિભાગવડે દેવયાનમાર્ગ અંગીકાર કરવામાં આવે તો વિરોધ પ્રાપ્ત થાયછે. 'पुण्यपापे विधूय निरञ्जनः परमं साम्यमुपैति ॥' (પુણ્યપાપને ત્યજીને અસંગ પરમબ્રહ્મને પામેછે) એવાપ્રકારની જે શ્રુતિઓ પરબ્રહ્મની સાથે વિદ્વાન્‌ની એકતા કહેતી હોય તેનો, જો સગુણનિર્ગુણ બંનેમાં દેવયાનમાર્ગ સ્વીકારીએ તો વિરોધ થાય એ સ્પષ્ટ છે, માટે નિર્ગુણવિદ્યામાં દેવયાનમાર્ગની અપેક્ષા નથી. ૨૯.

## उपपन्नस्तल्लक्षणार्थोपलब्धेर्लोकवत् ॥ ३० ॥

**અન્વય અને અન્વયાર્થઃ**—तल्लक्षणार्थोपलब्धेः [પર્યંકવિદ્યાદિમાં ] તેના (ગતિના) કારણભૂત અર્થના જણાવાથી उपपन्नः [ સગુણવિદ્યામાં દેવયાનમાર્ગ છે, અને નિર્ગુણમાં નથી, એ વાત ] યુક્તિયુક્ત [ થાયછે ] लोकवत् લોકની પેઠે.

ટીકા:—પર્યંકવિદ્યાદિસગુણોપાસનામાં ગતિના કારણભૂત અર્થના જણાવાથી સગુણવિદ્યામાં દેવયાનમાર્ગ છે, અને નિર્ગુણમાં નથી, એ વાત યુક્તિયુક્ત થાયછે. પર્યંકવિદ્યામાં પર્યંકારોહણ, પર્યંકમાં રહેલા બ્રહ્માની સાથે કથોપકથન, વિશિષ્ટગંધાદિની પ્રાપ્તિ, ઇત્યાદિ દેશાંતરપ્રાપ્તિને અધીન બહુપ્રકારના ફલનું શ્રવણ થાયછે; ત્યાં ગતિ અર્થવાળી છે, પણ સમ્યગ્દર્શનમાં ગતિના કારણભૂત અર્થની ઉપલબ્ધિ ન હોવાથી ત્યાં ગતિ નિરર્થક છે. આ વિભાગ લોકની પેઠે જાણવો. જેમ લોકમાં ગામ જવા ઇચ્છનારને દેશાંતરને પ્રાપ્ત કરનાર માર્ગનું પ્રયોજન છે, પણ આરોગ્યને ઇચ્છનારને નથી, તેમ અહિં પણ જાણવું. ૩૦.

સગુણવિદ્યામાં પણ પર્યંકવિદ્યા, પંચાગ્નિવિદ્યા, ઉપકોસલવિદ્યા અને દહરવિદ્યામાં દેવયાનમાર્ગનું શ્રવણ છે, અને મધુવિદ્યા, શાંડિલ્યવિદ્યા, ષોડશકલવિદ્યા અને વૈશ્વાનરવિદ્યામાં નથી. ત્યાં સંશય છે કે જે વિદ્યામાં દેવયાનમાર્ગ કહ્યો છે, તેમાં જ તેને જાણવો આ નિયમ છે? વા સર્વસગુણવિદ્યામાં જાણવો આ અનિયમ છે? એ સંશયને દૂર કરવા ભગવાન્ સૂત્રકાર નીચેનું અનિયમાધિકરણ રચેછે:—

## ૧૮. અનિયમાધિકરણ.

## अनियमः सर्वासामविरोधः शब्दानुमानाभ्याम् ॥ ३१ ॥

**અન્વય અને અન્વયાર્થઃ**—सर्वासाम् સર્વનો-(સર્વસગુણવિદ્યાનો) अनियमः અનિયમ [ છે ] शब्दानुमानाभ्याम् [ તેમાં ] શ્રુતિ અને સ્મૃતિવડે अविरोधः અવિરોધ [ છે ].

**ટીકાઃ**—બ્રહ્મલોકની પ્રાપ્તિરૂપફલવાળી સર્વસગુણવિદ્યાની અનિયમવડે-અવિશેષવડે-આ દેવયાનનામની ગતિ છે, એ વાર્તા શ્રુતિસ્મૃતિવડે સિદ્ધ હોવાથી તેમાં પ્રકરણવિરોધ નથી. 'तद्य इत्थं विदुः ॥' (તેમા જેઓ આપ્રમાણે પંચાગ્નિને જાણેછે) એ શ્રુતિ પંચાગ્નિવિદ્યાવાળાને દેવયાનમાર્ગનું કથન કરેછે, અને 'ये चेमेऽरण्ये श्रद्धा तप इत्युपासते ॥' (જેઓ અરણ્યમાં શ્રદ્ધા અને તપવડે ઉપલક્ષિત બ્રહ્મનુ ધ્યાન કરેછે, તેઓ દેવયાનમાર્ગને પામેછે) એ શ્રુતિ અન્યવિદ્યાના ઉપાસકોને પણ પંચાગ્નિવિદ્યાને જાણનારની પેઠે દેવયાનમાર્ગની પ્રાપ્તિ કહેછે. 'शुक्लकृष्णे गती ह्येते जगतः शाश्वते मते । एकया यात्यनावृत्तिमन्ययाऽऽवर्तते पुनः ॥' (અર્ચિરાદિક અને ધૂમાદિક એ બે ગતિ વિદ્યા અને કર્મના અધિકારિઓની શાશ્વત સમત છે, તેમા શુક્લવડે પુનરાવૃત્તિરહિત કાર્યબ્રહ્મને પામેછે, અને બીજીવડે સ્વર્ગમાં જઇને પુનાં આવેછે) એ સ્મૃતિ પણ ઉપાસકોને સમાનરૂપે દેવયાનમાર્ગની પ્રાપ્તિ કહેછે. એવીરીતે પ્રતીકથી ભિન્ન સર્વ-અહંગ્રહોપાસનાઓમાં અર્ચિરાદિની પ્રાપ્તિ છે એમ સિદ્ધ થયુ. ૩૧.

મુક્તિફલપણાથી નિર્ગુણવિદ્યામાં ગતિ વ્યર્થ છે, અને બ્રહ્મલોકની પ્રાપ્તિરૂપફલપણાથી સગુણવિદ્યાઓમાં સર્વત્ર તે અર્થવાળી છે, એવી જે વ્યવસ્થા કરી છે તે યુક્ત નથી; કેમકે ઇતિહાસપુરાણાદિમાં તત્ત્વજ્ઞાનિઓના પુનર્જન્મ સાંભળવામાં આવેછે. જેમ અપાંતરતમસ્‌નામના વેદાચાર્ય વિષ્ણુની આજ્ઞાથી કલિદ્વાપરની સંધિમઃ કૃષ્ણદ્વૈપાયન થયા અને બ્રહ્માના માનસપુત્ર વસિષ્ઠ નિમિરાજાના શાપથી પૂર્વદેહનો ત્યાગ કરીને બ્રહ્માની આજ્ઞાથી મિત્રાવરુણથી ઉત્પન્ન થયા. એવીરીતે ભૃગુ, સનત્કુમાર, દક્ષ અને નારદાદિકના જન્મ પણ સંભળાયછે. એ શકાનું સમાધાન કરવા ભગવાન્ સૂત્રકાર નીચેનું આધિકારિકાધિકરણ રચેછેઃ—

### ૧૯. આધિકારિકાધિકરણ.

## यावदधिकारमवस्थितिराधिकारिकाणाम् ॥ ३२ ॥

**અન્વય અને અન્વયાર્થઃ**—आधिकारिकाणाम् અધિકારમાં નિયુક્તોની यावदधिकारम् અધિકારપર્યંત अवस्थितिः સ્થિતિ [ છે ].

**ટીકાઃ**—લોકસ્થિતિનાં હેતુ જે વેદપ્રવર્તનાદિક છે, તે અધિકાર કહેવાયછે; તે અધિકારમાં નિયુક્ત અપાંતરતમસ્ અને વસિષ્ઠાદિની અધિકારને પ્રાપ્ત કરનારૂં પ્રારબ્ધ રહે ત્યાંસુધી જીવન્મુક્તપણે સ્થિતિ થાયછે. પ્રારબ્ધભોગનો ક્ષય થયે કૈવલ્યને અનુભવેછે. એકગૃહમાંથી બીજાગૃહમાં જવાની પેઠે સ્વતંત્રપણે અન્યદેહમાં સંચાર કરતા છતા જ્ઞાન તથા યોગના બલથી તેઓ શોક કરતા નથી, એમ બહુજન્મને આપનારૂં તે પ્રારબ્ધ પૂરૂં થયે તેઓ વિદેહકૈવલ્યને પામેછે. ૩૨.

અક્ષરબ્રહ્મ સ્થૂલ નથી, અણુ નથી, હ્રસ્વ નથી, અને દીર્ઘ નથી, એમ વાજસનેયિશાખામાં અક્ષરબ્રહ્મમાં સ્થૂલતાદિવિશેષનો નિષેધ કર્યો છે, અને અક્ષરબ્રહ્મ અદૃશ્ય, અગ્રાહ્ય, અગોત્ર અને અવર્ણ છે, એમ અથર્વણમાં અક્ષરબ્રહ્મમાં દૃશ્યતાદિવિશેષનો નિષેધ કર્યો છે; તેવી જ રીતે અન્યત્ર પણ વિશેષના નિરાકરણદ્વારાએ અક્ષરબ્રહ્મનું શ્રવણ થાયછે. ત્યાં સંશય થાયછે કે સર્વનિષધોની સર્વત્ર પ્રાપ્તિ છે? અથવા જે શાખામાં જે વિશેષોનો નિષેધ કર્યો હોય ત્યાં જ તેની પ્રાપ્તિ છે? એ સંશયને દૂર કરવા ભગવાન્ સૂત્રકાર નીચેનું અક્ષરધ્યધિકરણ રચેછેઃ—

### ૨૦. અક્ષરધ્યધિકરણ.

## अक्षरधियां त्ववरोधः सामान्यतद्भावाभ्यामौपसदवत्तदुक्तम् ॥ ३३ ॥

**અન્વય અને અન્વયાર્થઃ**—सामान्यतद्भावाभ्याम् સમાનપણાવડે અને તદ્દ્ભાવવડે अक्षरधियां અક્ષરમાં [ વિશેષના નિષેધની ] બુદ્ધિઓનો तु તો अवरोधः ઉપસંહાર [ કરવો ] औपसदवत् ઉપસદકર્મની પેઠે तदुक्तम् [ પૂર્વમીમાંસામાં ] તે કહ્યું છે.

**ટીકાઃ**—વિશેષના નિરાકરણરૂપ બ્રહ્મપ્રતિપાદનના પ્રકારનુ સર્વત્ર સમાનપણું હોવાથી તથા સર્વત્ર પ્રતિપાદ્ય બ્રહ્મ તે જ હોવાથી અક્ષરબ્રહ્મમાં વિશેષના નિષેધની બુદ્ધિઓનો સર્વત્ર ઉપસંહાર કરવો. 'आन-

न्दादयः प्रधानस्य ॥' એ સૂત્રમાં વિધિરૂપવિશેષોનો વિચાર કર્યો છે, અને આ સૂત્રમાં પ્રતિષેધરૂપવિશેષોનો વિચાર કર્યો છે, એપ્રમાણે વિચારભેદે બેસૂત્રોની રચના સાર્થક છે. જેમ ઉપસદકર્મમાં ઉદ્ગાતાના વેદમાં સ્થિત પુરોડાશપ્રદાનમંત્રોનો અધ્વર્યુની સાથે સબંધ થાયછે; તેમ અહિં પણ સર્વનિષેધબુદ્ધિઓનો અક્ષરબ્રહ્મની સાથે સબંધ છે. અંગોનું પ્રધાનતંત્રપણું છે એ વાત 'गुणमुख्यव्यतिक्रमे तदर्थत्वान्मुख्येन वेदसंयोगः ॥' (અંગ અને અંગીના વિરોધમાં તદર્થપણાથી અંગના અગિરૂપ અર્થપણાથી અંગીની સાથે અંગના વેદનો સંબધ થાયછે) એ સૂત્રવડે પૂર્વમીમાંસામાં પણ કહી છે. ૩૩.

"द्वा सुपर्णा सयुजा सखाया समानं वृक्षं परिषस्वजाते ।
तयोरन्यः पिप्पलं स्वाद्वत्त्यनश्नन्नन्यो अभिचाकशीति ॥"

**અર્થ:**—જીવ અને ઈશ્વરરૂપ બે પક્ષી જે સાથે રહેનારા અને પરસ્પરમાં સખારૂપ છે, તે શરીરરૂપ એકવૃક્ષમાં એકત્ર રહેછે. તે બેમાં એક સ્વાદુ કર્મફલ ભોગવેછે, અને બીજો નહિ ભોગવતો છતો જુએછે.

એ મન્ત્રને અધ્યાત્મપ્રકરણમાં આથર્વણિકો અને શ્વેતાશ્વતરો ભણેછે, તથા કઠો નીચેના મંત્રને ભણેછે:—

"ऋतं पिबन्तौ सुकृतस्य लोके गुहां प्रविष्टौ परमे परार्ध्ये ।
छायातपौ ब्रह्मविदो वदन्ति पञ्चाग्नयो ये च त्रिणाचिकेताः ॥"

**અર્થ:**—કર્મફલરૂપઋતને ભોગવનારા પુણ્યના ફલરૂપ શરીરવિષે બુદ્ધિરૂપગુહામાં ઉત્કૃષ્ટ પરબ્રહ્મના સ્થાનરૂપ હૃદયાકાશમાં પ્રવેશ પામેલા જે બંને છાયા અને આતપની પેઠે વિલક્ષણ છે, તેમને બ્રહ્મવેત્તા, પંચાગ્નિવાળા અને ત્રિણાચિકેત કહેછે.

તેમાં સંશય થાયછે કે અહિં વિદ્યાનું એકપણું છે અથવા નાનાપણું છે? ત્યાં પૂર્વપક્ષી કહેછે કે 'द्वा सुपर्णा०' એમાં એકનું ભોક્તાપણું અને એકનું અભોક્તાપણું દેખાયછે, અને 'ऋतं पिबन्तौ०' એમાં બંનેનું ભોક્તાપણું દેખાયછે. એવીરીતે વેદ્યના રૂપનો ભેદ હોવાથી વિદ્યાનો ભેદ છે. એ પૂર્વપક્ષને દૂર કરવા ભગવાન્ સૂત્રકાર નીચેનું ઈયદધિકરણ રચેછે.—

## ૨૧. ઈયદધિકરણ.

## इयदामननात् ॥ ३४ ॥

**અન્વય અને અન્વયાર્થ:**—इयदामननात् ઈયત્તા( પરિચ્છિન્નપરિમાણ )વડે કથન હોવાથી [ વિદ્યાનું એકપણું છે ].

**ટીકા:**—બંનેમંત્રોમાં પરિચ્છિન્નપરિમાણવડે પરિચ્છિન્ન બે સંખ્યાવાળા વેદ્યરૂપ જીવઈશ્વિર એક જ છે, તેથી વિદ્યાનું એકપણું છે. 'ऋतं पिबन्तौ० ॥' એ મંત્રમાં બનેનું ભોક્તાપણું ઉપચારથી કહ્યું છે, વસ્તુતાએ ઈશ્વર ભોક્તા નથી, માત્ર જીવ જ ભોક્તા છે. એવીરીતે વેદ્યનો ભેદ ન હોવાથી વિદ્યાનો ભેદ નથી. ૩૪.

'यत्साक्षादपरोक्षाद्ब्रह्म य आत्मा सर्वान्तरः ॥' (હે યાજ્ઞવલ્ક્ય! જે સાક્ષાત્ અપરોક્ષ બ્રહ્મ છે, અને જે સર્વની અંતર આત્મા છે) એપ્રમાણે વાજસનેયિશાખામાં યાજ્ઞવલ્ક્યપ્રતિ ઉષસ્તિબ્રાહ્મણનું પ્રશ્ન છે, અને એ જ પ્રશ્ન કહોલબ્રાહ્મણનું પણ છે. ત્યાં સંશય થાયછે કે આ બનેબ્રાહ્મણોમા વિદ્યા એક છે અથવા ભિન્ન છે? બેવાર કથન હોવાથી વિદ્યાનો ભેદ છે, એમ પૂર્વપક્ષ પ્રાપ્ત થતાં તેનું નિરાકરણ કરવા ભગવાન્ સૂત્રકાર નીચેનું અંતરાભૂતગ્રામાધિકરણ રચેછે:—

## ૨૨. અંતરાભૂતગ્રામાધિકરણ.

## अन्तरा भूतग्रामवत्स्वात्मनः ॥ ३५ ॥

**અન્વય અને અન્વયાર્થ:**—भूतग्रामवत् ભૂતસમૂહની પેઠે स्वात्मनः સ્વાત્માનું अन्तरा અંતરપણું [ છે ને તેથી વિદ્યાનું એકપણું છે ].

ટીકાઃ—'एको देवः सर्वभूतेषु गूढः सर्वव्यापी सर्वभूतान्तरात्मा ॥' (એક દેવ સર્વભૂતોમાં ગૂઢ છે, સર્વવ્યાપી છે, અને સર્વભૂતોના અંતરાત્મા છે) એ શ્રુતિમાં જેમ સમસ્તભૂતસમૂહમાં એક જ સર્વાંતર આત્મા કહેવાયછે, તેમ એ બંનેબ્રાહ્મણમાં પણ એક જ સ્વાત્માનું અંતરપણું છે. એક જ દેહમાં બે આત્માઓ સર્વાંતરરૂપે સંભવતા નથી, તેથી વેદ્યના એકપણાવડે વિદ્યાનું એકપણું છે. ૩૫.

એ સંબંધમાં શંકાસમાધાન કહેછેઃ—

## अन्यथा भेदानुपपत्तिरिति चेन्नोपदेशान्तरवत् ॥ ३६ ॥

**અન્વય અને અન્વયાર્થઃ**—अन्यथा બીજીરીતે भेदानुपपत्तिः [ પ્રશ્નના ] ભેદની અસંગતિ [ છે ] इति એમ चेत् [ કહો ] તો उपदेशान्तरवत् ઉપદેશાંતરની પેઠે न [ આ દોષ ] નથી.

ટીકાઃ—બંનેબ્રાહ્મણોમાં એક જ વિદ્યા હોય તો પ્રશ્નના ભેદની અસંગતિ છે એમ કહો તો અમે કહીએછીએ કે જેમ શ્વેતકેતુપ્રતિ નવવાર तत्त्वमसिमહાવાક્યનો ઉપદેશ છે, પરંતુ વિદ્યા એક છે, તેમ અહિં પણ પ્રશ્ન બે છે, પરંતુ વિદ્યા એક જ છે, માટે તમે કહોછો તે દોષ નથી. પૂર્વબ્રાહ્મણમાં કાર્યકારણથી ભિન્ન આત્માનો સદ્ભાવ દર્શાવ્યો છે, અને ઉત્તરબ્રાહ્મણમા તેનું જ ક્ષુધાદિસંસારધર્મથી અતીતપણું દર્શાવ્યું છે, એપ્રમાણે એકાર્થપણાની ઉપપત્તિ હોવાથી વિદ્યા એક છે. ૩૬.

જીવઈશ્વરનો પરસ્પરનો વિશેષણવિશેષ્યભાવ વ્યતિહાર કહેવાયછે. 'तद्योऽहं सोऽसौ योऽसौ सोऽहम् ॥' (જે હું છું તે આ ઈશ્વર છે, અને જે આ ઈશ્વર છે તે હુ છું) એમ ઐતરેયશાખાવાળા કહેછે, અને 'त्वं वा अहमस्मि भगवो देवतेऽहं वै त्वमसि ॥' (હે ભગવતિ દેવતે! તું જ હું છું, અને હું જ તું છે) એમ જાબાલશાખાવાળા કહેછે. ત્યાં સંશય થાયછે કે અહિં વ્યતિહારવડે શું ઉભયરૂપ બુદ્ધિ કર્તવ્ય છે? અથવા એકરૂપ જ બુદ્ધિ કર્તવ્ય છે? ત્યાં પૂર્વપક્ષી કહેછે કે નિકૃષ્ટમાં ઉત્કૃષ્ટની બુદ્ધિ કરવી ફલવતી છે, માટે જીવમાં ઈશ્વરપણાની બુદ્ધિ કરવાયોગ્ય છે. વ્યતિહારની શ્રુતિ માત્ર તેના દૃઢીકરણમાટે જ છે. એ પૂર્વપક્ષને દૂર કરવા ભગવાન્ સૂત્રકાર નીચેનું વ્યતિહારાધિકરણ રચેછેઃ—

### ૨૩. વ્યતિહારાધિકરણ.

## व्यतिहारो विशिंषन्ति हीतरवत् ॥ ३७ ॥

**અન્વય અને અન્વયાર્થઃ**—इतरवत् બીજા[સર્વાત્મપણાદિગુણો]ની પેઠે हि જ व्यतिहारः [ આ ] વ્યતિહાર विशिंषन्ति [ ધ્યાનને માટે ] ઉપદેશ કરાયછે.

ટીકાઃ—જેમ ધ્યાનને માટે ઈશ્વરના બીજા સર્વાત્મપણાદિગુણોનો ઉપદેશ કરાયછે, તેમ જ આ વ્યતિહાર પણ ધ્યાનને માટે ઉપદેશ કરાયછે, માટે વ્યતિહારવડે ઉભયરૂપ બુદ્ધિ કરવી. 'તું હું છું અને હું તું છે' એ બે ઉચ્ચારણ ઉભયરૂપમતિમાં સાર્થક થાયછે, અન્યથા થતાં નથી. બ્રહ્મમાં મનોમયપણાની પેઠે ધ્યાનમાટે ક્વચિત્ ઉત્કૃષ્ટમાં નિકૃષ્ટના અભેદની ભાવના બાધ પામતી નથી. ૩૭.

વાજસનેયિશાખામાં 'स यो हैतं महद्यक्षं प्रथमजं वेद सत्यं ब्रह्म ॥' (તે જે આ પ્રથમ ઉપજેલા વ્યાપક પુરુષ સત્યબ્રહ્મને ઉપાસેછે) ઇત્યાદિવડે નામાક્ષરની ( સત્ય એ નામના અક્ષરોની) ઉપાસના સત્યવિદ્યાના અંગપણાવડે કહી છે, અને પછી 'तद्यत् तत्सत्यमसौ स आदित्यो य एष एतस्मिन्मण्डले पुरुषो यश्चायं दक्षिणेऽक्षन्पुरुषः ॥' (તે જે તે સત્ય, આ તે આદિત્ય, જે આ આ મંડલમાં પુરુષ અને જે દક્ષિણનેત્રમાં આ પુરુષ) ઇત્યાદિવચનો છે. ત્યાં સંશય થાયછે કે આ સત્યવિદ્યા એક જ છે અથવા બે છે? પૂર્વપક્ષી કહેછે કે પ્રથમના વાક્યમાં ફલરૂપે 'આ લોકોને જિતેછે' એમ દર્શાવેલું છે, અને બીજાવાક્યમાં ફ્લરૂપે 'તે પાપનો પરિત્યાગ કરેછે' એમ કહ્યું છે, માટે સત્યવિદ્યા બે છે. એ પૂર્વપક્ષનું નિરાકરણ કરવા ભગવાન્ સૂત્રકાર નીચેનું સત્યાદ્યધિકરણ રચેછેઃ—

२४. સત્યાદ્યધિકરણ.

## सैव हि सत्यादयः ॥ ३८ ॥

**અન્વય અને અન્વયાર્થઃ**—**सा** તે (પૂર્વોક્ત સત્યવિદ્યા) **एव** જ [ પરત્ર ઉપદેશ કરેલી છે ] **हि** કેમકે **सत्यादयः** સત્યાદિ[ગુણવિશિષ્ટબ્રહ્મનું જ પરત્ર આકર્ષણ છે].

**ટીકાઃ**—પૂર્વવાક્યમાં ઉપદેશ કરેલી સત્યવિદ્યા જ ઉત્તરવાક્યમાં ઉપદેશ કરેલી છે; કેમકે 'तद्यत् तत्सत्यम् ॥' (તે જે તે સત્ય) એ પદોવડે પૂર્વોક્ત સત્યાદિગુણવિશિષ્ટબ્રહ્મનું જ ઉત્તરવાક્યમાં આકર્ષણ કરેલું છે, માટે સત્યવિદ્યા એક જ છે, ફલના ભેદથી અહિં વિદ્યાભેદ નથી; કેમકે અહિં ફલાંતરનું શ્રવણ 'तस्योपनिपदहरहम् ॥' (તેનું રહસ્ય अहर् અને अहम्) એ અંગાંતરનાં ઉપદેશનું સ્તાવક છે. વળી જ્યાં અર્થવાદવડે ફલની કલ્પના હોય ત્યાં વિદ્યાનું એકપણું હોવાથી અંગોમાં સાંભળવામાં આવતાં બહુ ફલો અંગિરૂપવિદ્યામાં ઉપસંહાર કરવાયોગ્ય થાયછે, તેથી તે જ આ એક સત્યવિદ્યા તે તે વિશેષણસહિત કહેવાયછે, માટે સત્યાદિ સર્વગુણો એકપ્રયોગમાં ઉપસંહાર કરવાયોગ્ય છે. ૩૮.

છાંદોગ્યમાં હૃદયરૂપબ્રહ્મપુરમાં અંતરાકાશરૂપ આત્માને કહીને 'एप आत्माऽपहतपाप्मा विजरो विमृत्युर्विशोको विजिघत्सोऽपिपासः सत्यकामः सत्यसङ्कल्पः ॥' (આ આત્મા નિષ્પાપ, જરારહિત, મૃત્યુરહિત, શોકરહિત, ક્ષુધારહિત, પિપાસારહિત, સત્યકામ ને સત્યસંકલ્પ) એ વચનવડે આત્માના સત્યકામાદિગુણો કહ્યા છે, અને વાજસનેયિશાખામાં 'स वा एप महानज आत्मा योऽयं विज्ञानमयः प्राणेपु य एपोऽन्तर्हृदय आकाशस्तस्मिञ्शेते सर्वस्य वशी ॥' (તે જ આ મહાન્ અને જન્મરહિત આત્મા જે આ ઇન્દ્રિયોમા વિજ્ઞાનમય, જે આ અંતર્હૃદયમાં આકાશ તેમા શયન કરેછે, અને સર્વના વશી-નિયંતા-છે) એ વચનવડે હૃદયાકાશમાં આત્માને કહીને તેના સર્વવશિત્વાદિગુણો કહ્યા છે. ત્યાં સંશય થાયછે કે વિદ્યાનું એકપણું અને સત્યકામાદિગુણોનો પરસ્પરમાં યોગ છે વા નહિ? એ સંશયને દૂર કરવા ભગવાન્ સૂત્રકાર નીચેનું કામાદ્યધિકરણ રચેછેઃ—

२५. કામાદ્યધિકરણ.

## कामादीतरत्र तत्र चाऽऽयतनादिभ्यः ॥ ३९ ॥

**અન્વય અને અન્વયાર્થઃ**—**आयतनादिभ्यः** સ્થાનાદિથી **कामादि** [સત્ય]કામાદિ[ગુણો] **इतरत्र** બીજામાં (વાજસનેયકમાં] **च** અને **तत्र** [સર્વવશિત્વાદિ] ત્યાં (છાંદોગ્યમાં) [સંબંધ પામેછે].

**ટીકાઃ**—બન્નેસ્થાનોમાં હૃદયરૂપ સ્થાન, વેદ્ય ઈશ્વર, અને તેનું સેતુપણું સમાન હોવાથી છાંદોગ્યમાં જે સત્યકામત્વાદિગુણો કહ્યા છે, તેનો વાજસનેયિશાખાના 'स वा एप महानज आत्मा ॥' ઇત્યાદિવચનસાથે સંબધ થાયછે, અને વાજસનેયિશાખામાં જે સર્વવશિત્વાદિગુણો જણાયછે, તે છાંદોગ્યમાંના 'एप आत्माऽपहतपाप्मा ॥' ઇત્યાદિવચનસાથે સબંધ પામેછે. જેમ દેવદત્તનું ટુંકામાં દત્ત એવું નામ પણ કહેવાયછે, તેમ સૂત્રમાં સત્યકામાદિને સ્થાને કામાદિ કહ્યું છે. આપ્રમાણે ગુણોનો પરસ્પરમાં યોગ છે, અને વિદ્યાનું એકપણું છે. આ સૂત્રમાં જે ગુણોપસંહાર દર્શાવ્યો છે, તે સગુણબ્રહ્મના એકપણાથી વિભૂતિના પ્રદર્શનમાટે છે, ઉપાસનામાટે નથી. ૩૯.

છાંદોગ્યમાં વૈશ્વાનરવિદ્યામાં 'तद्यद्भक्तं प्रथममागच्छेत्तद्धोमीयं स यां प्रथमामाहुतिं जुहुयात् तां जुहुयात् प्राणाय स्वाहा ॥' (તે જે ભોજનને માટે થાળીમાં વા પત્તલાદિમાં અન્ન પ્રાપ્ત થાય તે પ્રાણાગ્નિમા હોમવાયોગ્ય છે, તે જે પ્રથમ આહુતિને હોમે તે 'प्राणाय स्वाहा' એ મંત્રથી હોમે) એમ કહી પાંચપ્રાણાહુતિઓનું વિધાન કર્યું છે, અને પાછળના ભાગનાં 'य एतदेवं विद्वानग्निहोत्रं जुहोति ॥' (જે આને એમ જાણનારો અગ્નિહોત્ર હોમેછે) તથા 'यथेह क्षुधिता बाला मातरं पर्युपासते । एवं सर्वाणि भूतान्यग्निहो-

त्रमुपासते ॥' (જેવીરીતે અહિં ક્ષુધાતુર બાલકો માતાની ઉપાસના કરેછે, એમ સર્વે પ્રાણિઓ અગ્નિહોત્રની ઉપાસના કરેછે) એ વચનોવડે તેમાં અગ્નિહોત્રશબ્દનો પ્રયોગ કર્યો છે. ત્યાં સંશય છે કે ભોજનના લોપમાં પ્રાણાગ્નિહોત્રનો લોપ થાયછે કિંવા નહિ? એ સંશયનું નિરાકરણ કરવા ભગવાન્ સૂત્રકાર નીચેનું અલોપાધિકરણ રચેછેઃ—

### २६. અલોપાધિકરણ.

પૂર્વપક્ષઃ— **आदरादलोपः ॥ ४० ॥**

**અન્વય અને અન્વયાર્થઃ—आदरात्** આદરથી **अलोपः** [ પ્રાણાગ્નિહોત્રનો ] અલોપ [ છે ].

**ટીકાઃ—**' पूर्वोऽतिथिभ्योऽश्नीयात् ॥ ' (અતિથિથી પ્રથમ ભોજન કરે) એ વૈશ્વાનરવિદ્યામાંની જાબાલશ્રુતિ અતિથિભોજનના પ્રથમપણાને નિંદી સ્વામિભોજનને પ્રથમ પ્રાપ્ત કરી પ્રાણાગ્નિહોત્રમાં આદર કરેછે. એ આદરના નિર્વાહમાટે પ્રાણાગ્નિહોત્રનો અલોપ છે, અર્થાત્ ભોજનના લોપમાં પણ પ્રતિનિધિન્યાયવડે જલથી અથવા અન્ય કોઇ અવિરુદ્ધદ્રવ્યથી પ્રાણાગ્નિહોત્રનું અનુષ્ઠાન કરવું. આ પૂર્વપક્ષીનું કથન છે. ૪૦.

સિદ્ધાંતી ઉત્તર કહેછેઃ—

સિદ્ધાંતઃ— **उपस्थितेऽतस्तद्वचनात् ॥ ४१ ॥**

**અન્વય અને અન્વયાર્થઃ—उपस्थिते** [ ભોજનને માટે ] પ્રાપ્ત થયેલ [ હોય ] **अतः** તેમાંથી [ પ્રાણાગ્નિહોત્ર કરવું ] **तद्वचनात्** તેના વચનથી.

**ટીકાઃ—**જે અન્ન ભોજનને માટે પ્રથમ પ્રાપ્ત થયેલ હોય તે અન્નમાંથી પ્રાણાગ્નિહોત્ર કરવું; કેમકે ' तद्यद्भक्तं प्रथममागच्छेत्तद्धोमीयम् ॥ ' (તે જે સિદ્ધ અન્ન ભોજનને માટે પ્રથમ આવે તે હોમવાયોગ્ય છે) એ શ્રુતિવચનથી ભોજનને માટેના સિદ્ધઅન્નને અવલંબીને હોમનું વિધાન છે, ભોજનના લોપમાં હોમનું વિધાન નથી; માટે ભોજનના લોપમાં પ્રાણાગ્નિહોત્રનો પણ લોપ છે. અહિં અગ્નિહોત્રના ધર્મોની પ્રાપ્તિ નથી, માત્ર પાંચપ્રાણોને પાંચ આહુતિ આપવાની છે. સ્વામિભોજનની પ્રથમતાના વિધાનથી માત્ર ભોજનની પ્રાપ્તિમાં પ્રાણાગ્નિહોત્ર કરનારે અતિથિથી પહેલાં ભોજન કરવું એટલું જ સિદ્ધ થાયછે, ભોજનના લોપમાં પણ પ્રાણાગ્નિહોત્ર કરવાનું સિદ્ધ થતું નથી, તેથી ભોજનના લોપમાં પ્રાણાગ્નિહોત્રનો લોપ જ છે. ૪૧.

' ओमित्येतदक्षरमुद्गीथमुपासीत ॥' (ॐ એ અક્ષરને ઉદ્ગીથરૂપે ઉપાસે) ઇત્યાદિવિજ્ઞાનો કર્માંગને આશ્રિત છે. ત્યાં સંશય થાયછે કે આ વિજ્ઞાન કર્મમાં નિત્ય છે અથવા અનિત્ય છે? પૂર્વપક્ષી કહેછે કે પ્રયોગવચનના પરિગ્રહથી તે વિજ્ઞાનો (ઉપાસનાઓ) નિત્ય (અવશ્ય અનુષ્ઠેય) છે. એ પૂર્વપક્ષનું નિરાકરણ કરવા ભગવાન્ સૂત્રકાર નીચેનું તન્નિર્ધારણાનિયમાધિકરણ રચેછેઃ-

### २७. તન્નિર્ધારણાનિયમાધિકરણ.

**तन्निर्धारणानियमस्तद्दृष्टेः पृथग्घ्यप्रतिबन्धः फलम् ॥ ४२ ॥**

**અન્વય અને અન્વયાર્થઃ—तन्निर्धारणानियमः** તેના નિર્ધારણનો અનિયમ [ છે ] **तद्दृष्टेः** તેના (અનિયમના) દર્શનથી **हि** જેથી **पृथक्** ભિન્ન **फलम्** ફલનો **अप्रतिबन्धः** અપ્રતિબંધ [ છે ].

**ટીકાઃ—**એ ઉદ્ગીથાદિ ઉપાસનાઓ કર્મમાં અવશ્ય અનુષ્ઠેય નથી; કેમકે તે ઉપાસનાઓના તેવા નિશ્ચયનો અનિયમ છે. ' तेनोभौ कुरुतो यश्चैतदेवं वेद यश्च न वेद ॥' (જે આ ॐ અક્ષરને રસતમત્વાદિરૂપે જાણેછે, અને જે જાણતો નથી, તે બન્ને ॐ અક્ષરવડે કર્મ કરેછે) એ શ્રુતિમાં અનિયમના દર્શનથી અર્થાત્ જાણનારે જ કર્મ કરવું એવો નિયમ નહિં હોવાથી પૂર્વોક્ત અર્થ સિદ્ધ થાયછે. ' यदेव विद्यया करोति श्रद्धयोपनिषदा तदेव वीर्यवत्तरं भवति ॥ ' (જે કર્મ ઉદ્ગીથાદિઉપાસનાવડે, આસ્તિકયબુદ્ધિવડે અને

તે તે દેવતાના ધ્યાનવડે પુરુષ કરેછે, તે જ કર્મ વીર્યવત્તર થાયછે) એ શ્રુતિથી જણાયછે કે ઉપાસનાદિથી રહિત કર્મ વીર્યવાન્ થાયછે, અને ઉપાસનાદિથી સહિત કર્મ વીર્યવત્તર થાયછે, એવીરીતે બંનેને પૃથક્ કર્મના ભિન્નફલની સિદ્ધિનો અપ્રતિબંધ છે, માટે ઉપાસનાવિના કર્મ ન જ થાય એવો નિયમ નથી. આમ હોવાથી જ કલ્પસૂત્રકારોએ પણ એવાપ્રકારની ઉપાસનાઓની યજ્ઞમાં કલ્પના કરી નથી. ૪૨.

બૃહદારણ્યકમાં વાગાદિસર્વમાં અધ્યાત્મરૂપ પ્રાણ શ્રેષ્ઠ છે એમ નિશ્ચય કર્યો છે, અને અગ્ન્યાદિસર્વમાં અધિદૈવરૂપ વાયુ શ્રેષ્ઠ છે એમ નિશ્ચય કર્યો છે; તથા છાંદોગ્યમાં અગ્ન્યાદિસર્વમાં અધિદૈવરૂપ વાયુ સંવર્ગ છે એમ નિશ્ચય કર્યો છે, અને વાગાદિસર્વમાં અધ્યાત્મરૂપ પ્રાણ સંવર્ગ છે એમ નિશ્ચય કર્યો છે. ત્યાં સંશય થાયછે કે પ્રાણ અને વાયુને ભિન્ન જાણવા અથવા અભિન્ન જાણવા? પૂર્વપક્ષી કહેછે કે તત્ત્વના અભેદથી બંનેને અભિન્ન જાણવા. શ્રુતિમાં પણ અધ્યાત્મ અને અધિદૈવના તત્ત્વનો અભેદ જણાવ્યો છે. એ પૂર્વપક્ષનું નિરાકરણ કરવા ભગવાન્ સૂત્રકાર નીચેનું પ્રદાનાધિકરણ રચેછેઃ—

### ૨૮. પ્રદાનાધિકરણ.

## प्रदानवदेव तदुक्तम् ॥ ४३ ॥

**અન્વય અને અન્વયાર્થઃ**—**प्रदानवत्** પ્રદાનની પેઠે **एव** જ [પ્રાણ અને વાયુનું ભિન્નપણું છે] **तदुक्तम्** [દેવતાકાંડમાં] તે કહ્યું છે.

**ટીકાઃ**—જેમ ઈંદ્રદેવ એક જ છે, પરંતુ રાજ, અધિરાજ અને સ્વરાજ આ ગુણોના ભેદવડે વિશિષ્ટદેવતાના ભેદથી તેમના માટેના પુરોડાશપ્રદાનનો પણ ભેદ છે, તેમ અહિં તત્ત્વના અભેદમાં પણ ધ્યેયાંશના પૃથક્પણાથી ધ્યાનનું પૃથક્પણું છે, અર્થાત્ ધ્યાનને માટે અધ્યાત્મ અને અધિદૈવનો વિભાગ હોવાથી પ્રાણનો અને વાયુનો ભેદ છે. દેવતાકાંડમાં પણ 'नाना वा देवता पृथग्ज्ञानात् ॥' (રાજાદિગુણભેદવડે ભેદના જ્ઞાનથી દેવો નાના જ છે) એ સૂત્રવડે એ જ વાર્તા દર્શાવી છે. ૪૩.

વાજસનેયિશાખાવાળાઓ અગ્નિરહસ્યબ્રાહ્મણમા કહેછે કે 'મનુષ્યનું સોવર્ષનું આયુસ્ છે, તેની અંતર્ગત છત્રીશહજાર અહોરાત્ર છે, તેવડે અવચ્છિન્ન છત્રીશહજાર મનની વૃત્તિઓ છે; જોકે મનની વૃત્તિઓ ઘણી છે, તોપણ છત્રીશહજારની જ ગણના કરી છે. તે પોતાની વૃત્તિઓને મન અગ્નિરૂપે જોતું હતું. એમ જ વાક્, ઘ્રાણ, ચક્ષુ અને શ્રોત્રાદિ પણ પોતપોતાની વૃત્તિઓને અગ્નિરૂપે જોતાં હવાં.' ત્યાં સંશય થાયછે કે એ વૃત્તિઓરૂપઅગ્નિઓ યજ્ઞના અંગરૂપ છે અથવા સ્વતંત્ર કેવલવિદ્યારૂપ છે? પૂર્વપક્ષી કહેછે કે પ્રકરણથી તે યજ્ઞના અંગરૂપે પ્રતીત થાયછે. એ પૂર્વપક્ષનું નિરાકરણ કરવા ભગવાન્ સૂત્રકાર નીચેનું લિંગભૂયસ્ત્વાધિકરણ રચેછેઃ—

### ૨૯. લિંગભૂયસ્ત્વાધિકરણ.

## लिङ्गभूयस्त्वात्तद्धि बलीयस्तदपि ॥ ४४ ॥

**અન્વય અને અન્વયાર્થઃ**—**लिङ्गभूयस्त्वात्** લિંગના બહુપણાથી [તે કેવલઉપાસનારૂપ છે] **हि** જેથી **तत्** તે (લિંગ) **बलीयः** [પ્રકરણથી] બલવાન્ [છે] **तत्** તે **अपि** [પૂર્વમીમાંસામાં] પણ [કહ્યું છે].

**ટીકાઃ**—આ અગ્નિરહસ્યબ્રાહ્મણમાં ઉપાસનાના લિંગના બહુપણાથી તે વૃત્તિઓરૂપઅગ્નિઓ કેવલવિદ્યારૂપ છે. 'तद्यत् किञ्चेमानि भूतानि मनसा संकल्पयन्ति तेषामेव सा कृतिः ॥' 'तान् हैतानेवंविदे सर्वदा सर्वाणि भूतानि चिन्वन्त्यपि स्वपते ॥' (સર્વે ભૂતો જે કાંઇ મનવડે સંકલ્પ કરેછે, તે તેઓના અગ્નિનું જ કરણ છે. એમ જાણનારને માટે શયનમાં અને જાગ્રત્માં પણ સર્વદા સર્વભૂતો તેના અગ્નિનું ચયન કરેછે) એ બે લિંગો તથા છત્રીશહજાર સંખ્યા એ ત્રીજું લિંગ આ નિરૂપણ ઉપાસનાનું છે, ક્રિયાંગનું નથી, એમ સિદ્ધ કરેછે. લિંગ પ્રકરણથી બલવાન્ છે તે અર્થ પૂર્વમીમાંસામાં પણ 'श्रुतिलिङ्गवाक्यप्रकरणस्थानसमाख्यानां समवाये पारदौर्बल्यमर्थविप्रकर्षात् ॥' (શ્રુતિ, લિંગ, વાક્ય, પ્રકરણ, સ્થાન અને સમાખ્યાના એકત્રદર્શનમાં અર્થના દૂરપણાથી પરનું દુર્બલપણું છે. શ્રુતિ–સ્વતંત્રપ્રમાણરૂપ વેદવચન; લિંગ–શબ્દનું અર્થ

જણાવવાનું સામર્થ્ય; વાક્ય–એકઅર્થનાં બોધક હોય ને પરસ્પરમાં આકાંક્ષાવાળાં હોય એવાં પદો; પ્રકરણ–પરસ્પરની આકાંક્ષા, જેમ પ્રયાજાદિ તથા દર્શપૂર્ણમાસમાં છે; સ્થાન–ક્રમ; સમાખ્યા–સંજ્ઞા–સંકેત.) એ સૂત્રવડે દર્શાવ્યો છે. ૪૪.

એપ્રમાણે સિદ્ધાંતનો ઉપક્રમ કરીને પૂર્વપક્ષ દર્શાવેછેઃ—

**પૂર્વપક્ષઃ—** पूर्वविकल्पः प्रकरणात्स्यात् क्रिया मानसवत् ॥ ४५ ॥

**અન્વય અને અન્વયાર્થઃ—पूर्वविकल्पः** પૂર્વનો પ્રકારભેદ [ છે ] **प्रकरणात्** પ્રકરણથી **क्रिया** ક્રિયા **स्यात्** છે **मानसवत्** માનસ[ ગ્રહ ]ની પેઠે.

**ટીકાઃ—**પૂર્વપક્ષી કહેછેઃ–આ મનોવૃત્તિરૂપ અગ્નિ કેવલવિદ્યારૂપ નથી, કિંતુ આની પૂર્વે ક્રિયારૂપ–અગ્નિનું પ્રકરણ હોવાથી તેના સંકલ્પમયરૂપ પ્રકારભેદનો ઉપદેશ છે. વિધિવાક્યમાં રહેલું લિંગ પ્રકરણથી બલવાન્ છે, પણ અર્થવાદમાં રહેલું લિંગ પ્રકરણથી બલવાન્ નથી. તેથી આ મનવડે સંપાદન કરેલા અગ્નિઓ પ્રકરણથી ક્રિયાંગ છે, કેવલઉપાસનારૂપ નથી. જેમ દ્વાદશરાત્રકર્મના દશમે દિવસે પ્રજાપતિદેવતાને ઉદ્દેશે પૃથિવીરૂપપાત્રવડે સમુદ્રરૂપસોમરસનું ગ્રહણ ઇત્યાદિ માનસગ્રહની કલ્પના છે. તે મનોમયગ્રહણની કલ્પનાનો પ્રકાર પણ તેની પૂર્વે ક્રિયાનું પ્રકરણ હોવાથી ક્રિયાશેષ જ થાયછે, તેમ આ અગ્નિની કલ્પનાનો પ્રકાર પણ તેવીરીતે હોવાથી ક્રિયાશેષ જ થાયછે. ૪૫.

તે અગ્નિઓના ક્રિયાંગપણામાં પ્રકરણને કહીને લિંગને કહેછે.—

अतिदेशाच्च ॥ ४६ ॥

**અન્વય અને અન્વયાર્થઃ—अतिदेशात्** અતિદેશથી **च** પણ [ આ મનોવૃત્તિરૂપઅગ્નિઓ ક્રિયાનું અંગ છે ].

**ટીકાઃ—**'षट्त्रिंशत् सहस्राण्यग्नयोऽर्कास्तेषामेकैक एव तावान् यावानसौ पूर्वः ॥' ( આ મનોવૃત્તિરૂપ છત્રીશહજાર પૂજ્ય અગ્નિઓ છે, તેઓમાં જે એક એક અગ્નિ તે આ ક્રિયાઅગ્નિની સદૃશ છે) આ ક્રિયાંગપણાના સાદૃશ્યરૂપઅતિદેશથી પણ નિશ્ચય થાયછે કે આ મનોવૃત્તિરૂપઅગ્નિઓ ક્રિયાનું અંગ છે. ૪૬.

એ પૂર્વપક્ષનું નિરાકરણ કરવા સિદ્ધાંત કહેછેઃ—

**સિદ્ધાંતઃ—** विद्यैव तु निर्धारणात् ॥ ४७ ॥

**અન્વય અને અન્વયાર્થઃ—तु** પૂર્વપક્ષની નિવૃત્તિ કરેછે **निर्धारणात्** [ શ્રુતિવડે ] નિર્ધારણથી **विद्या** [ આ મનોવૃત્તિરૂપઅગ્નિઓ ] વિદ્યા **एव** જ [ છે ].

**ટીકાઃ—**સિદ્ધાંતી કહેછેઃ—'ते हैते विद्याचित एव ॥' ( નિશ્ચય તે આ અગ્નિઓ ઉપાસનાવડે સંપાદન કરેલા જ છે ) ઇત્યાદિશ્રુતિઓવડે નિશ્ચય કરેલા હોવાથી આ મનોવૃત્તિરૂપઅગ્નિઓ કેવલવિદ્યારૂપ જ છે, ક્રિયાના અંગરૂપ નથી. ૪૭.

दर्शनाच्च ॥ ४८ ॥

**અન્વય અને અન્વયાર્થઃ—दर्शनात्** દર્શનથી **च** પણ [ તે અગ્નિઓનું સ્વાતંત્ર્ય જણાયછે].

**ટીકાઃ—**'लिङ्गभूयस्त्वात् तद्धि बलीयस्तदपि ॥' એ ચુમ્માળીશમા સૂત્રમાંના લિંગરૂપદર્શનથી પણ તે મનોવૃત્તિરૂપઅગ્નિઓનું સ્વતંત્રપણું જણાયછે, ક્રિયાંગપણું જણાતું નથી. ૪૮.

પ્રકરણના સામર્થ્યથી સ્વતંત્રપણાના પક્ષનો બાધ હોવાથી મનોવૃત્તિરૂપઅગ્નિઓ ક્રિયાના અંગરૂપ છે એમ નિશ્ચય થાયછે, એવી શંકા થાય તો તેનું ઉત્તર કહેછેઃ—

श्रुत्यादिबलीयस्त्वाच्च न बाधः ॥ ४९ ॥

**અન્વય અને અન્વયાર્થઃ—श्रुत्यादिबलियस्त्वात्** શ્રુતિઆદિના બલવાન્પણાથી **च** પણ **बाधः** [ પ્રકરણના સામર્થ્યથી આના સ્વતંત્રપણાની ] હાનિ **न** નથી.

ટીકા:—શ્રુતિ, લિંગ અને વાક્યનું પ્રકરણથી બલવાન્‌પણું હોવાથી પ્રકરણવડે આ અગ્નિઓના સ્વતંત્રપણાના પક્ષને હાનિ થતી નથી. 'ते हैते विद्याचित एव ॥' (નિશ્ચય તે આ અગ્નિઓ વિદ્યાવડે સંપાદન કરેલા જ છે) એ શ્રુતિ, 'सर्वदा सर्वाणि भूतानि चिन्वन्त्यपि स्वपते ॥' (જાગ્રતમાં અને નિદ્રામાં પણ સર્વદા સર્વભૂતો એના અગ્નિઓનું ચયન કરેછે) એ લિંગ, અને 'विद्यया हैवैत एवंविदश्चिता भवन्ति ॥' (એમ જાણનારના આ અગ્નિઓ ઉપાસનાવડે જ સંપાદન કરેલા થાયછે) એ વાક્યવડે અહિં સ્વતંત્રપણાનો પક્ષ સિદ્ધ થાયછે. અર્થવાદસ્થપણાથી લિંગ દુર્બલ છે એમ કહેવાને પણ અવકાશ નથી; કેમકે 'સર્વદા સર્વભૂતો મારેમાટે અગ્નિનું ચયન કરેછે એમ ધ્યાન કરે' એમ અપૂર્વાર્થપણાવડે વિધિની કલ્પનાથી લિંગનું વિધિવાક્યસ્થપણું થવાથી તે પ્રકરણથી બલવાન્ થાયછે. તેથી સ્વાતંત્ર્યપક્ષ જ ઉત્તમ છે. ૪૯.

## अनुबन्धादिभ्यः प्रज्ञान्तरपृथक्त्ववद्दृष्टश्च तदुक्तम् ॥ ५० ॥

**અન્વય અને અન્વયાર્થઃ**—**प्रज्ञान्तरपृथक्त्ववत्** અન્યવિદ્યાઓના પૃથક્‌પણાની પેઠે **अनुबन्धादिभ्यः** અનુબંધાદિથી [ મનોવૃત્તિરૂપઅગ્નિઓ સ્વતંત્ર છે ] **दृष्टः** [ એમ પ્રકરણથી ઉત્કર્ષ ] જોયો છે **च** અને **तदुक्तम्** [ પૂર્વમીમાંસામાં ] તે કહ્યું છે.

ટીકા:—જેમ શાંડિલ્યવિદ્યાદિરૂપ અન્ય ઉપાસનાઓ પોતપોતાના અનુબંધવડે કર્મોથી અને અન્યઉપાસનાઓથી પૃથક્ અને સ્વતંત્ર છે, તેમ અનુબંધ, અતિદેશ, શ્રુતિ, લિંગ અને વાક્યરૂપ હેતુઓથી આ નોવૃત્તિરૂપઅગ્નિઓ પણ ક્રિયા, ક્રિયાંગ અને અન્યઉપાસનાઓથી પૃથક્ અને સ્વતંત્ર છે. સંપત્(ચિત્તને l ભાવે કરવા )રૂપ ઉપાસનાને માટે મનોવૃત્તિઓમાં ક્રિયાંગોનું જોડવું તે અનુબંધ છે. અગ્નિઓનું આધાન, ઇષ્ટકા( ઇંટો )નું ચયન, પાત્રગ્રહણ, હોતા, ઉદ્‌ગાતા અને એમનાં કર્મ ઇત્યાદિ જે યજ્ઞસંબંધી કર્મ છે, તે ર્વ મનોમય કરવાં, એમ એ પ્રસંગની શ્રુતિમાં કહ્યું છે. આ અનુબંધ સંપત‌રૂપ ફલવાળો છે. જો ક્રિયાનાં અંગો પ્રત્યક્ષ હોય તો મનોમય સંપાદન કરવાની અગત્ય રહે નહિ, અહિં તે પ્રત્યક્ષ નથી, માટે જ તે મનોમય કરવાં એમ કહ્યું છે. આવેષ્ટિ એ નામની ઇષ્ટિ રાજસૂયપ્રકરણમાં કહેલી છતાં તેનો તે પ્રકરણથી ઉત્કર્ષ જોયો છે, અર્થાત્ રાજસૂય માત્ર રાજાથી જ થઇ શકેછે, અને તે ઇષ્ટિ ત્રણેવર્ણથી થઇ શકેછે, એટલે આ ઇષ્ટિનું વિલક્ષણપણું હોવાથી યજ્ઞપ્રકરણથી તેનો ઉત્કર્ષ છે, તેમ અહિં પણ અગ્નિના પ્રકરણથી આ મનોવૃત્તિઓરૂપઅગ્નિઓનો ઉત્કર્ષ છે. રાજસૂયપ્રકરણમાં કહ્યા છતાં આવેષ્ટિનામની ઇષ્ટિ તેની અંતર્ગત નથી, એ વાત પૂર્વમીમાંસામાં 'क्रत्वर्थायामिति चेन्न वर्णत्रयसंयोगात् ॥' (રાજસૂયયજ્ઞને માટે આ ઇષ્ટિ છે એમ કહો તો, નહિ, ત્રણવર્ણના સંયોગથી) એ સૂત્રવડે કહી છે. ૫૦.

## न सामान्यादप्युपलब्धेर्मृत्युवन्न हि लोकापत्तिः ॥ ५१ ॥

**અન્વય અને અન્વયાર્થઃ**—**उपलब्धेः** [ કેવલવિદ્યારૂપના ] જ્ઞાનથી **सामान्यात्** [ માનસગ્રહના ] સમાનપણાથી **अपि** પણ **न** [ મનોવૃત્તિરૂપઅગ્નિઓનું ક્રિયાંગપણું ] નથી **मृत्युवत्** મૃત્યુની પેઠે [ અહિં અત્યંત સમાનતા નથી ] **हि** [ તથા ] જેમ **लोकापत्तिः** [ સમિદાદિના સમાનપણાથી ] લોકને [ અગ્નિભાવની ] પ્રાપ્તિ **न** નથી.

ટીકા:—પૂર્વોક્ત શ્રુત્યાદિરૂપહેતુવડે મનોવૃત્તિરૂપઅગ્નિઓના કેવલવિદ્યારૂપના જ્ઞાનથી પૂર્વોક્ત માનસગ્રહ( દ્વાદશરાત્રકર્મમાં દશમે દિવસે કરવામાં આવતી માનસગ્રહની કલ્પના )ના સમાનપણાથી પણ મનોવૃત્તિરૂપઅગ્નિઓનું ક્રિયાંગપણું નથી. એકઅંશના સમાનપણાથી અત્યત સમાનપણું થઇ શકે નહિ; જેમ 'स वा एष एव मृत्युर्य एष एतस्मिन् मण्डले पुरुषः ॥' (આ આદિત્યમંડલમાં જે આ પુરુષ છે, તે જ આ મૃત્યુ છે) તથા 'अग्निर्वै मृत्युः ॥' (અગ્નિ જ મૃત્યુ છે) એ શ્રુતિઓમા આદિત્યપુરુષમાં તથા અગ્નિપુરુષમાં મૃત્યુશબ્દનો પ્રયોગ સમાન છતાં પણ તે બનેમા અત્યંત સમાનતા નથી, તેમ અહિં પણ માનસગ્રહની યત્કિંચિત્ સમાનતા છતાં પણ અત્યત સમાનતા ન હોવાથી મનોવૃત્તિરૂપઅગ્નિઓ ક્રિયાનું અંગ નથી; તથા

'असौ वाव लोको गौतमाग्निस्तस्याऽऽदित्य एव समित् ॥' (હે ગૌતમ! પ્રસિદ્ધ આ લોક અગ્નિ છે, તેનું આદિત્ય જ સમિધ્ છે) એ શ્રુતિમાં ઇંધનાદિના સમાનપણાથી આ લોકને અગ્નિભાવની પ્રાપ્તિ થતી નથી, તેમ અહિં પણ માનસગ્રહના સમાનપણાથી આ મનોવૃત્તિઓરૂપઅગ્નિઓને ક્રિયાના અંગની પ્રાપ્તિ થતી નથી. ૫૧.

પૂર્વ તથા ઉત્તર બ્રાહ્મણમાં સ્વતંત્રવિદ્યાનું વિધાન હોવાથી **મધ્યબ્રાહ્મણ**ને વિષે પણ સ્વતંત્રવિદ્યાનું જ વિધાન છે એમ દર્શાવેછે:—

## परेण च शब्दस्य ताद्विध्यं भूयस्त्वात्त्वनुबन्धः ॥ ५२ ॥

**અન્વય અને અન્વયાર્થ:—परेण** ઉત્તર[ બ્રાહ્મણ ]વડે **च** અને [ પૂર્વબ્રાહ્મણવડે ] **ताद्विध्यं** તે વિધિપણું ( કેવલવિદ્યાનું વિધિપણું) [ હોવાથી મધ્યબ્રાહ્મણમાં પણ સ્વતંત્રવિદ્યાનું વિધાન જ ] **शब्दस्य** શબ્દનું [ પ્રયોજન જણાયછે ] **भूयस्त्वात्** [ વિદ્યામાં અગ્નિના અવયવોના ] બહુપણાથી **तु** જ **अनुबन्धः** [ ક્રિયાગ્નિની સાથે તેનો ] અનુબંધ [ છે ].

**ટીકા:**— 'विद्यया तदारोहन्ति यत्र कामाः परागताः । न तत्र दक्षिणा यन्ति नाविद्वांसस्तपस्विनः ॥' (જ્યાં ભોગો અતિ ઉત્કૃષ્ટ છે એવા બ્રહ્મલોકમાં ઉપાસનાવડે ઉપાસકો આરોહણ કરેછે, ત્યાં કર્મઠો અને અવિદ્વાન્ તપસ્વિઓ જઇ શકતા નથી ) એ ઉત્તરબ્રાહ્મણના વચનવડે અને 'सोऽमृतो भवति मृत्युर्यस्याऽऽत्मा भवति ॥' (તે અમૃતરૂપ થાયછે, મૃત્યુ જેનો આત્મા થાયછે) એ **પૂર્વબ્રાહ્મણ**ના વચનવડે વિદ્યાની પ્રશંસાદ્વારા કેવલવિદ્યાનું વિધાન હોવાથી **મધ્યબ્રાહ્મણ**માં પણ સ્વતંત્રવિદ્યાનું વિધાન જ શબ્દનું પ્રયોજન જણાયછે, શુદ્ધકર્માંગવિધિપણું જણાતું નથી. વિદ્યામાં અગ્નિના બહુ અવયવો સંપાદન કરવાની અપેક્ષા છે, તે બહુપણાથી જ ક્રિયાગ્નિની સાથે તેમનો અનુબંધ છે, કર્માંગપણાથી નથી. તેથી મનોવૃત્તિરૂપઅગ્નિના કેવલવિદ્યાત્મકપણાની સિદ્ધિ છે. ૫૨.

બંધમોક્ષની સિદ્ધિને માટે દેહથી પૃથક્ આત્માના સદ્ભાવનો વિચાર કરવા ભગવાન્ સૂત્રકાર નીચેનું **શરીરેભાવાધિકરણ** રચેછે:—

### ૩૦. શરીરેભાવાધિકરણ.

## પૂર્વપક્ષ:— एक आत्मनः शरीरे भावात् ॥ ५३ ॥

**અન્વય અને અન્વયાર્થ:—एके** એક ( લોકાયતિકો ) **आत्मनः** [ દેહથી ભિન્ન ] આત્માના [ અભાવને માનેછે ] **शरीरे** શરીર [ સતે ] **भावात्** [ આત્માના ધર્મોના ] હોવાથી.

**ટીકા:**—દેહાત્મવાદી લોકાયતિકો (ચાર્વાકના મતને અનુસરનારાઓ) દેહથી ભિન્ન આત્માના અભાવને માનેછે, અર્થાત્ સ્વર્ગમાં જવામાટે કિંવા મોક્ષ પામવામાટે દેહથી ભિન્ન કોઇ આત્મા નથી, ભૂતોમાંથી ઉપજેલા ચૈતન્યવાળું શરીર જ આત્મા છે એમ કહેછે. પોતાના તે મતને સિદ્ધ કરવા તેઓ કહેછે કે પ્રાણ, ચેષ્ટા, ચૈતન્ય અને સ્મૃત્યાદિક આત્માના ધર્મો છે, તે દેહના હોવાથી જ હોયછે, અને દેહના ન હોવાથી નથી હોતા, તેથી વાસ્તવિકરીતે તે દેહના જ ધર્મો છે; અને દેહનું નામ જ આત્મા છે, દેહથી ભિન્ન કોઇ આત્મા નથી. ૫૩.

એ પૂર્વપક્ષનું નિરાકરણ કરેછે:—

## સિદ્ધાંત:— व्यतिरेकस्तद्भावाभावित्वान्न तूपलब्धिवत् ॥ ५४ ॥

**અન્વય અને અન્વયાર્થ:—न** [ દેહ આત્મા ] નથી **तु** કિંતુ **व्यतिरेकः** [આત્મા દેહથી] ભિન્ન [ છે ] **तद्भावाभावित्वात्** તેના ( દેહના ) ભાવમાં [ પણ જ્ઞાનસ્મૃત્યાદિના ] નહિ હોવાપણાથી **उपलब्धिवत्** જ્ઞાનની પેઠે [ આત્માનો સદ્ભાવ છે ].

**ટીકા:**—સિદ્ધાંતી કહેછે:-આ સ્થૂલદેહ આત્મા નથી, કિંતુ તે દેહથી આત્મા ભિન્ન છે; કેમકે મૃત્યુ-

પછી તે મૃતદેહનો સદ્ભાવ છતાં પણ જ્ઞાનસ્મૃત્યાદિનો સદ્ભાવ જોવામાં આવતો નથી, જો જ્ઞાનસ્મૃત્યાદિ દેહરૂપઆત્માના જ ધર્મો હોય તો દેહના ધર્મ જે રૂપાદિક તે મૃતદેહમાં પણ રહેછે, અને તેનું બીજાપુરુષને જ્ઞાન થાયછે, તેમ જ્ઞાનસ્મૃત્યાદિ પણ મૃતદેહમાં રહેવાં જોઇએ, અને પ્રાણાદિવડે તેનું બીજાને જ્ઞાન થવું જોઇએ, પણ તેમ તો થતું નથી, તેથી સિદ્ધ થાયછે કે તે દેહના ધર્મો નથી. તમે (લોકાયતિકો) જે ચૈતન્યની ભૂતોથી ઉત્પત્તિ સ્વીકારોછો તે ચૈતન્ય કેવાપ્રકારનું છે? તમારે મતે પૃથિવીઆદિ ચારભૂતોથી ભિન્ન કોઇપણ તત્ત્વ નથી. જો ચૈતન્યને એ ચારભૂતોથી ભિન્ન સ્વીકારો તો તમારા સિદ્ધાંતની હાનિ થાયછે. રૂપાદિ જેમ ભૂતોનો ધર્મ છે, તેમ ચૈતન્ય (જ્ઞાન) પણ ભૂતોનો ધર્મ છે એમ કહો તો દેહરૂપભૂતોનું ચૈતન્યપ્રતિ વિષયપણું હોવાથી કર્તાકર્મના વિરોધવડે વિષયનો વિષયિપણાવડે યોગ ન હોવાથી ચૈતન્યનુ ભૂતધર્મપણું નથી. જેમ અગ્નિ ઉષ્ણ છતા પોતાને બાળતો નથી, તથા નટ શિક્ષિત છતાં પણ પોતાના સ્કંધપર આરોહણ કરી શકતો નથી, તેમ ભૂતભૌતિકધર્મરૂપ જડચૈતન્યવડે ભૂતભૌતિકો વિષય થઇ શકતાં નથી, તથા જડરૂપાદિવડે સ્વરૂપને વા પરરૂપને અનુભવી શકાતુ નથી, પણ ચૈતન્યવડે જ બાહ્ય અને આધ્યાત્મિક જડભૂતભૌતિક વિષય કરી શકાયછે. તેથી જેમ આ ભૂતભૌતિકવિષયોના જ્ઞાનનો ભાવ સ્વીકારવામાં આવેછે, તેમ તે વિષયોથી ભિન્ન આત્માનો પણ સ્વીકાર કરવો જોઇએ. 'જ્ઞાનસ્વરૂપ જ અમારો આત્મા છે' એમ અમારો સ્વીકાર હોવાથી જ્ઞાનના નિરંતર એકરૂપપણાથી આત્માનું દેહથી ભિન્નપણું અને નિત્યપણું સિદ્ધ થાયછે. 'આ મેં જોયું હતું' એવી પ્રત્યભિજ્ઞાથી અને સ્મૃતિથી પણ અવસ્થાંતરમાં જ્ઞાતાપણાથી આત્મા દેહથી ભિન્ન છે એમ જણાયછે. વળી પ્રદીપાદિઉપકરણો વિદ્યમાન હોવાથી અંધકારમાં રહેલા પદાર્થોનું જ્ઞાન થાયછે, અને ન હોવાથી થતું નથી, એટલાથી પ્રદીપાદિનો ધર્મ જ્ઞાન છે, એમ કાંઇ સિદ્ધ થતું નથી, તેમ દેહના સદ્ભાવમાં જ્ઞાન થાયછે, અને અસદ્ભાવમાં થતું નથી, તેથી જ્ઞાન દેહાદિનો ધર્મ છે એમ સિદ્ધ થતું નથી; કેમકે માત્ર ઉપકરણપણાવડે પણ પ્રદીપાદિની પેઠે દેહના ઉપયોગની સિદ્ધિ થઇ શકેછે. સ્વપ્નમાં આ દેહ નિશ્ચેષ્ટ છતાં પણ નાનાવિધજ્ઞાનના દર્શનથી જ્ઞાનમાં દેહનો અત્યંત ઉપયોગ હોય એમ પણ જણાતું નથી. તેથી દેહથી ભિન્ન આત્માનું અસ્તિત્વ નિર્દોષ છે. ૫૪.

ઉદ્ગીથના અવયવ ઓંકારમાં પ્રાણદૃષ્ટિ કરવી, ઉકથનામના શસ્ત્રમાં પૃથિવીદૃષ્ટિ કરવી, હિંકારાદિ પાંચપ્રકારના સામમાં પૃથિવ્યાદિલોકની દૃષ્ટિ કરવી, અને ઇષ્ટકાચિત અગ્નિમાં લોકદૃષ્ટિ કરવી ઇત્યાદિ જે ઉદ્ગીથાદિકર્મના અંગને આશ્રયે રહેલી ઉપાસનાઓ પ્રત્યેકવેદમાં શાખાભેદે વિધાન કરેલી છે, ત્યાં સંશય થાયછે કે જે વેદની શાખામાં જે ઉપાસના કહી છે, તે ત્યાં જ જાણવી અથવા સર્વશાખામાં જાણવી? ત્યાં પૂર્વપક્ષી કહેછે કે સન્નિધાનથી જે શાખામાં જે ઉપાસના કહી હોય તે શાખામાં તે ઉપાસના જાણવી. એ પૂર્વપક્ષનું નિરાકરણ કરવા ભગવાન્ સૂત્રકાર નીચેનુ અંગાવબદ્ધાધિકરણ રચેછેઃ—

## ૩૨. અંગાવબદ્ધાધિકરણ.

## अङ्गावबद्धास्तु न शाखासु हि प्रतिवेदम् ॥ ५५ ॥

**અન્વય અને અન્વયાર્થઃ**—अङ्गावबद्धाः [કર્મના] અંગનું અવલંબન કરીને રહેલી [ઉપાસનાઓ] तु તો प्रतिवेदम् પ્રતિવેદમાં न [ભિન્ન] નથી हि કિંતુ शाखासु [સર્વ] શાખાઓમાં [અભિન્ન છે].

**ટીકાઃ**—ઉદ્ગીથાદિકર્મના અંગનુ અવલંબન કરીને જે ઉપાસનાઓનો ઉપદેશ કરવામાં આવ્યો છે, તે સર્વઉપાસનાઓ જે વેદની જે શાખામાં હોય ત્યાં જ તે છે, અને અન્યત્ર તેની અનુવૃત્તિ નથી એમ ન જાણવું, કિંતુ તે ઉપાસનાઓ સર્વશાખાઓમાં અનુવૃત્તિ પામેછે, કેમકે ઉદ્ગીથાદિશ્રુતિ સર્વત્ર સમાન છે. સન્નિધાનથી શ્રુતિ બલવાન્ છે, તેથી સર્વશાખાઓમાં ઉદ્ગીથાદિ એક જ છે. ૫૫.

એ સિદ્ધાંતમાં અન્યપ્રકારે અવિરોધ દર્શાવેછેઃ—

## मन्त्रादिवद्वाऽविरोधः ॥ ५६ ॥

**અન્વય અને અન્વયાર્થઃ**—वा અથવા मन्त्रादिवत् મંત્રાદિની પેઠે अविरोधः અવિરોધ [છે].

**ટીકાઃ**—અથવા જેમ અન્યશાખાગત મંત્ર, કર્મ અને ગુણોનો શાખાંતરમાં ઉપસંહાર થાયછે, તેમ અહિં પણ અન્યશાખાગત ઉદ્‌ગીથાદિકર્માંગાશ્રિત ઉપાસનાઓનો શાખાંતરગત તેવી ઉપાસનાઓમાં ઉપસંહાર હોવાથી અવિરોધ છે. ૫૬.

કેકયદેશના અશ્વપતિનામના રાજાની સમીપ પ્રાચીનશાલાદિ છ ઋષિઓ વૈશ્વાનરવિદ્યામાટે ગયા. એ આખ્યાયિકામાં વ્યસ્ત તથા સમસ્ત વૈશ્વાનરની ઉપાસનાનું શ્રવણ છે. દ્યુલોકાદિ પ્રત્યેકઅવયવમાં વૈશ્વાનરની ઉપાસના વ્યસ્તઉપાસના છે, અને સર્વઅવયવોવાળા અવયવીમાં વૈશ્વાનરની ઉપાસના સમસ્તઉપાસના છે. ત્યાં સંશય છે કે વ્યસ્ત તથા સમસ્ત બન્ને ઉપાસનાઓ કરવી અથવા સમસ્ત જ કરવી? પૂર્વપક્ષી કહેછે કે વિધિ તથા ફલના ભેદનું શ્રવણ હોવાથી ત્યાં વ્યસ્તઉપાસનાઓનો બોધ હોય એમ જણાયછે. એ પૂર્વપક્ષને દૂર કરવા ભગવાન્ સૂત્રકાર નીચેનું ક્રતુવજ્જ્યાયસ્ત્વાધિકરણ રચેછેઃ—

### ૩૨. ક્રતુવજ્જ્યાયસ્ત્વાધિકરણ.

## भूम्नः क्रतुवज्ज्यायस्त्वं तथा हि दर्शयति ॥ ५७ ॥

**અન્વય અને અન્વયાર્થઃ**—**क्रतुवत्** યજ્ઞની પેઠે **भूम्नः** સમસ્તનું **ज्यायस्त्वं** પ્રધાનપણું [ કહેવાને ઇચ્છિત છે ] **हि** કેમકે **तथा** [ શ્રુતિ ] તેમ **दर्शयति** દેખાડેછે.

**ટીકાઃ**—જેમ દર્શપૂર્ણમાસાદિયજ્ઞમાં સમસ્તઅંગસહિત એક પ્રધાનપ્રયોગ જ કહેવાને ઇચ્છિત છે, તેમ આ વાક્યમાં સમસ્તવૈશ્વાનરોપાસનાનું પ્રધાનપણું (શ્રેષ્ઠપણું) મુખ્યત્વે કહેવાને ઇચ્છિત છે; કેમકે એકવાક્યપણાના જ્ઞાનથી શ્રુતિ તેમ દેખાડેછે. પૂર્વાપર આલોચના કરતાં જણાયછે કે આ એક વાક્ય વૈશ્વાનરવિદ્યાના વિષયનું છે. 'જો તમે મારાસમીપ ન આવ્યા હોત તો તમારું મસ્તક પડી જાત' એમ કહી રાજાએ વ્યસ્તઉપાસનાની નિંદા કરી છે, તથા 'તે ઉપાસક સર્વલોકોમાં, સર્વભૂતોમાં અને સર્વશરીરોમાં અન્નનો ભોક્તા થાયછે' એમ સમસ્તઉપાસનાનું ફલ દેખાડ્યું છે. તેથી સમસ્તઉપાસના કહેવાને ઇચ્છિત છે એમ જણાયછે. વ્યસ્તનું વિધાન તથા ફલ પણ સમસ્તઉપાસનાની શ્રેષ્ઠતા દર્શાવવામાટે છે, તેથી તેવા કથનથી વ્યસ્તઉપાસનાનું ત્યાં કથન છે એમ સિદ્ધ થઇ શકતું નથી ૫૭.

પૂર્વઅધિકરણમાં ફલભેદનું શ્રવણ છતાં સમસ્તઉપાસના શ્રેષ્ઠ છે એમ કહ્યું, ત્યાં એવી બુદ્ધિ થાયછે કે બીજી પણ ભિન્નભિન્નશ્રુતિઓની ઉપાસનાઓમાં સમસ્તઉપાસના શ્રેષ્ઠ છે. વેદ્યના અભેદમાં વિદ્યાનો પણ અભેદ સ્વીકારવો જોઇએ. 'मनोमयः प्राणशरीरः ॥' (મનોમય અને પ્રાણશરીરવાળા) 'कं ब्रह्म खं ब्रह्म ॥' (આનંદ બ્રહ્મ, આકાશ બ્રહ્મ) 'सत्यकामः सत्यसङ्कल्पः ॥' (સત્યઇચ્છાવાળા સત્યસંકલ્પવાળા) ઇત્યાદિશ્રુતિઓમાં વેદ્યઇશ્વરનું એકપણું છે, અને 'प्राणो वाव संवर्गः ॥' (પ્રાણ જ ચક્ષુઆદિને પોતાનામાં લીન કરનાર છે) 'प्राणो वाव ज्येष्ठश्च श्रेष्ठश्च ॥, (પ્રાણ જ જ્યેષ્ઠ અને શ્રેષ્ઠ છે) 'प्राणो ह पिता प्राणो माता ॥' (પ્રાણ જ પિતા ને પ્રાણ માતા છે) ઇત્યાદિશ્રુતિઓમાં વેદ્યપ્રાણનું એકપણું છે, માટે તેમની સમસ્તઉપાસના જ શ્રેષ્ઠ છે. તે સમસ્તઉપાસનાની સિદ્ધિમાટે સ્વપરશાખામાં વિધાન કરેલા એકવેદ્યને આશ્રયે રહેલા ગુણસમૂહનો ઉપસંહાર કરવો યોગ્ય છે. એ પૂર્વપક્ષને દૂર કરવા ભગવાન્ સૂત્રકાર નીચેનું નાનાશબ્દાધિકરણ રચેછે.—

### ૩૩. નાનાશબ્દાધિકરણ.

## नाना शब्दादिभेदात् ॥ ५८ ॥

**અન્વય અને અન્વયાર્થઃ**—**शब्दादिभेदात्** શબ્દાદિના ભેદથી **नाना** [ ઉપાસના ] ભિન્ન [ છે ].

**ટીકાઃ**—વેદ્યના અભેદમાં પણ 'वेद' (જાણે) 'उपासीत' (ઉપાસે) 'स क्रतुं कुर्वीत' (તે સંકલ્પ કરે) ઇત્યાદિશબ્દોનો તથા ઉપાસ્યના ગુણોનો ભેદ હોવાથી ઉપાસનાઓનો ભેદ છે. એ ઉપાસનાઓને એકઉપાસનામાં વ્યવસ્થિત કરવામાં કોઇ હેતુ નથી, તેમ જ કયી ઉપાસના પ્રધાન ને કયી ગૌણ એ પણ નિર્ણય

થઇ શકે એમ નથી, તથા ફલનો પણ ભેદ છે, તેમ જ સમસ્તગુણોનો ઉપસંહાર પણ અશક્ય છે, માટે તે સર્વે ઉપાસનાઓ ભિન્ન ભિન્ન છે, એમ માનવું જ શ્રેષ્ઠ છે. ૫૮.

વિદ્યાઓના સ્વરૂપને કહીને હવે અહંગ્રહવિદ્યાના અનુષ્ઠાનના પ્રકારનું નિરૂપણ કરાયછે. શું આ વિદ્યાનો ઇચ્છાવડે સમુચ્ચય અથવા વિકલ્પ છે અથવા નિયમવડે વિકલ્પ છે? એકવિદ્યામાં બીજી વિદ્યા મેળવવાનું નામ સમુચ્ચય છે, અને નહિ મેળવવાનું નામ વિકલ્પ છે. પૂર્વપક્ષી કહેછે કે સમુચ્ચય અને વિકલ્પનો નિયમ નથી, માટે ઉપાસક પોતાની ઇચ્છાપ્રમાણે સમુચ્ચય અથવા વિકલ્પ કરે. એ પૂર્વપક્ષને દૂર કરવા ભગવાન્ સૂત્રકાર નીચેનું વિકલ્પાધિકરણ રચેછેઃ—

## ૩૪. વિકલ્પાધિકરણ.

## विकल्पोऽविशिष्टफलत्वात् ॥ ५९ ॥

**અન્વય અને અન્વયાર્થઃ—अविशिष्टफलत्वात्** સમાનફલપણાથી **विकल्पः** વિકલ્પ [છે].

**ટીકાઃ—**એકઉપાસનાવડે ઉપાસ્યવિષયનો સાક્ષાત્કાર થાયછે. તે ઉપાસ્યવિષયના સાક્ષાત્કારરૂપ સમાનફલપણાથી આ વિદ્યાઓમાં વિકલ્પ જ છે, સમુચ્ચય નથી. સમુચ્ચયપક્ષમાં ચિત્તવિક્ષેપનું હેતુપણું હોવાથી સાક્ષાત્કારનો અસંભવ જ છે, તથા જ્યાં એકઉપાસનાથી સાક્ષાત્કાર થાય, ત્યાં બીજીઉપાસનાનું પણ નિરર્થકપણું છે. 'यस्य स्यादद्धा न विचिकित्साऽस्ति ॥' (જે પુરુષને હું ઈશ્વર છું એમ સાક્ષાત્કાર છે, તથા તેમાં સંશય નથી, તેને જ ઈશ્વરપ્રાપ્તિ છે) તથા 'देवो भूत्वा देवानप्येति ॥' (જીવતા જ ભાવનાવડે દેવભાવને સાક્ષાત્ કરી દેહપાતપછી દેવપણાને પામેછે) એ શ્રુતિઓ વિદ્યાનું ફલ ઉપાસ્યનો સાક્ષાત્કાર છે એમ દર્શાવેછે, માટે ઉપાસ્યવિષયના સાક્ષાત્કારરૂપ તેના ફલની પ્રાપ્તિપર્યંત અહંગ્રહવિદ્યાઓમાંની કોઇપણ એક વિદ્યા ગ્રહણ કરી તેને પરાયણ થાય. ૫૯.

કામ્યઉપાસનાઓમાં ઉપરનો નિર્ણય લાગુ નથી એમ દર્શાવવા ભગવાન્ સૂત્રકાર નીચેનું યથાકામાધિકરણ રચેછે.—

## ૩૫. યથાકામાધિકરણ.

## काम्यास्तु यथाकामं समुच्चीयेरन्न वा पूर्वहेत्वभावात् ॥ ६० ॥

**અન્વય અને અન્વયાર્થઃ—काम्याः** કામ્ય[ઉપાસનાઓનો] **तु** તો **पूर्वहेत्वभावात्** પૂર્વના (વિકલ્પના) હેતુના અભાવથી **यथाकामं** ઇચ્છાનુસાર **समुच्चीयेरन्** સમુચ્ચય કરે **वा** અથવા **न** ન [કરે].

**ટીકાઃ—**'स य एतमेवं वायुं दिशां वत्सं वेद न पुत्ररोदं रोदिति ॥' (આ વાયુ દિશાનો વત્સ છે એમ જે પુરુષ ઉપાસના કરેછે, તે પુત્રમરણનિમિત્ત રોદન કરતો નથી) તથા 'स यो नाम ब्रह्मेत्युपास्ते ॥' (તે જે નામ બ્રહ્મ છે એમ ઉપાસેછે) ઇત્યાદિશ્રુતિઓમાં ઉપદેશ કરેલી કામ્ય(તટસ્થ અથવા પ્રતીક)-ઉપાસનાઓનો તો વિકલ્પનો હેતુ જે સમાનફલપણું તેનો, તેઓમાં અભાવ હોવાથી, ઉપાસક પોતાની ઇચ્છાપ્રમાણે સમુચ્ચય કરે, અથવા સમુચ્ચય ન કરે. ઉપાસનાઓ ત્રણપ્રકારની છે, અહંગ્રહ (ઉપાસ્યનું જેમાં અભેદરૂપે ચિંતન કરવામાં આવે તે), તટસ્થ (એકપ્રકારની વસ્તુમાં શાસ્ત્રવિધિપ્રમાણે અન્યપ્રકારનું ચિંતન કરવું તે) અને અંગાશ્રિત અથવા અંગાવબદ્ધ (ઉદ્ગીથાદિકર્મનાં અંગને અવલંબન કરીને કરવામાં આવતી ઉપાસના). અહંગ્રહોપાસનાની ફલોત્પત્તિ ઉપાસ્યના સાક્ષાત્કારદ્વારા થાયછે, અને તટસ્થોપાસનાની ફલોત્પત્તિ અદૃષ્ટોત્પાદનદ્વારા થાયછે, એટલે એ બેઉપાસનાઓમાં ભેદ હોવાથી અહંગ્રહના અનુષ્ઠાનપ્રમાણે તટસ્થના અનુષ્ઠાનનો નિયમ થઇ શકે નહિ. ૬૦.

ત્રણવેદમાં વિધાન કરેલાં કર્મનાં અંગ જે ઉદ્ગીથાદિ, તેમને આશ્રિત જે ઉપાસનાઓ છે તેમનો સમુચ્ચય કરવો અથવા ન કરવો? એ સંશયની નિવૃત્તિ કરવા ભગવાન્ સૂત્રકાર નીચેનું યથાશ્રયભાવાધિકરણ રચેછે, તેમાં પ્રથમનાં ચારસૂત્રોવડે પૂર્વપક્ષનું નિરૂપણ કરેછેઃ—

### ३६. યથાશ્રયભાવાધિકરણ.

પૂર્વપક્ષઃ— **अङ्गेषु यथाश्रयभावः ॥ ६१ ॥**

**અન્વય અને અન્વયાર્થઃ—यथाश्रयभावः** જેમ [ યજ્ઞમાં ] આશ્રયના અનુષ્ઠાનનો નિયમ [ છે ] **अङ्गेषु** [ તેમ ] અંગોમાં [ નિયમ છે ].

**ટીકાઃ**—જેમ યજ્ઞના અનુષ્ઠાનમાં તેનાં આશ્રિત સ્તોત્રાદિઅંગોના સમુચ્ચયનો નિયમ છે, તેમ ઉદ્‍ગીથાદિઅંગોના અનુષ્ઠાનમાં તદાશ્રિત ઉપાસનાના સમુચ્ચયનો પણ નિયમ છે. ૬૧.

**शिष्टेश्च ॥ ६२ ॥**

**અન્વય અને અન્વયાર્થઃ—शिष्टेः** વિધાનથી **च** પણ [ સમુચ્ચય છે].

**ટીકાઃ**—જેમ વેદત્રયમાં કર્મનાં અંગ સ્તોત્રાદિનું વિધાન હોવાથી તેમનો સમુચ્ચય છે, તેમ અંગાશ્રિત ઉપાસનાઓનું પણ વિધાન હોવાથી તેમનો સમુચ્ચય છે. ૬૨.

સમુચ્ચયમાં અન્ય હેતુ કહેછેઃ—

**समाहारात् ॥ ६३ ॥**

**અન્વય અને અન્વયાર્થઃ—समाहारात्** સમાહારથી [ પણ સમુચ્ચય છે ].

**ટીકાઃ**—'य उद्गीथः स प्रणवो यः प्रणवः स उद्गीथः॥' ( જે ઉદ્‍ગીથ છે તે પ્રણવ છે, જે પ્રણવ છે તે ઉદ્‍ગીથ છે ) એમ છાંદોગ્યમાં ઉદ્‍ગીથના અને પ્રણવના એકપણાના ધ્યાનનું વિધાન છે. જ્યારે ઉદ્‍ગાતા સ્વરાદિના ઉચ્ચારણના પ્રમાદથી પોતાના ઉદ્‍ગીથને સદોષ દેખેછે, ત્યારે હોતાના કર્મથી તેનો અનુસમાહાર કરેછે, અર્થાત્ તેનો અનુસમાહાર કરીને નિર્દોષ કરેછે; કેમકે ઉદ્‍ગીથના અને પ્રણવના ધ્યાનની એકતાનું વિધાન છે, આમ સામવેદમાંના ઉદ્‍ગીથધ્યાનનો ઋગ્વેદોક્તપ્રણવની સાથે સંબંધ છે, તે સંબંધરૂપસમાહારથી પણ સર્વવેદાંતવિહિત ઉપાસનાઓનો સમુચ્ચય છે એમ જણાયછે. ૬૩.

એ સબંધમાં વળી અન્યહેતુને કહેછેઃ-

**गुणसाधारण्यश्रुतेश्च ॥ ६४ ॥**

**અન્વય અને અન્વયાર્થઃ—गुणसाधारण्यश्रुतेः** ગુણના સાધારણપણાની શ્રુતિથી **च** પણ [ ઉપાસનાઓનો સમુચ્ચય છે ].

**ટીકાઃ**—'ओमित्याश्रावयत्योमिति शंसत्योमित्युद्गायति ॥' ( હોતા ૐ એપ્રમાણે બોલીને મંત્રોચ્ચારણ કરેછે, પ્રશસ્તા ૐ એપ્રમાણે બોલીને સ્તુતિ કરેછે, અને ઉદ્‍ગાતા ૐ એપ્રમાણે બોલીને સામગાન કરેછે ) એ ગુણના એટલે વિદ્યાના આશ્રયરૂપ ૐકારના વેદત્રયના સાધારણપણાની શ્રુતિથી પણ ૐકારની આશ્રિત ઉપાસનાઓનો સમુચ્ચય છે એમ જણાયછે, અર્થાત્ ૐકારવડે જ ત્રણેવેદનું કર્મ પ્રવર્ત થાયછે, માટે આશ્રયરૂપ ૐકારનું સાધારણપણું હોવાથી આશ્રિતરૂપ ઉપાસનાઓનું સાધારણપણું છે. અથવા કર્મના ગુણ એટલે અંગરૂપ ઉદ્‍ગીથાદિના પ્રયોગના સાધારણપણાના શ્રવણથી ઉપાસનાઓનો સમુચ્ચય છે એમ જણાયછે. ૬૪.

સિદ્ધાંતી એ પૂર્વપક્ષનું નિરાકરણ કરેછેઃ—

સિદ્ધાંતઃ— **न वा तत्सहभावाश्रुतेः ॥ ६५ ॥**

**અન્વય અને અન્વયાર્થઃ—तत्सहभावाश्रुतेः** તેના ( ઉપાસનાના ) સહભાવના અશ્રવણથી **न** [ ઉપાસનાના સમુચ્ચયનો નિયમ ] નથી **वा** જ.

**ટીકાઃ**—જેમ વેદત્રયવિહિત સ્તોત્રાદિઅંગોના સહભાવ( સમુચ્ચય )નું શ્રવણ છે, તેમ અંગાશ્રિત ઉપાસનાઓના સહભાવની શ્રુતિ ન હોવાથી અંગાશ્રિત ઉપાસનાઓના સમુચ્ચયનો નિયમ નથી. તેથી એ ઉપાસનાઓ ઇચ્છાનુસાર અનુષ્ઠાનકરવાયોગ્ય છે. ૬૫.

## दर्शनाच्च ॥ ६६ ॥

**અન્વય અને અન્વયાર્થઃ**—दर्शनात् શ્રુતિથી च પણ [ ઉપાસનાઓના સમુચ્ચયનો નિયમ નથી ].

**ટીકા:**—' एवंविद्ध वै ब्रह्मा यज्ञं यजमानं सर्वांश्चर्त्विजोऽभिरक्षति ॥ ' ( યજ્ઞમાં ઋગ્વેદાદિવિહિત-અંગનો લોપ થાય તો વ્યાહતિહોમપ્રાયશ્ચિત્તાદિના વિજ્ઞાનવાળો બ્રહ્મા યજ્ઞ, યજમાન અને સર્વઋત્વિજોની સારીરીતે રક્ષા કરેછે ) એ શ્રુતિથી પણ સિદ્ધ થાયછે કે ઉપાસનાઓના સમુચ્ચયનો નિયમ નથી. જો ઉપાસનાઓનો સમુચ્ચય હોય તો સર્વે જ સર્વવિજ્ઞાનવાળા હોય, ત્યારે બ્રહ્મા કોની રક્ષા કરે? અહિં રક્ષા કરવાનુ પૂર્વોક્તવિજ્ઞાનવાળા બ્રહ્માને કહ્યુ છે, માટે સમુચ્ચયની અસિદ્ધિ છે, તેથી ઉપાસકની ઇચ્છાનુસાર સમુચ્ચય અથવા વિકલ્પ છે, એકનો નિયમ નથી. ૬૬.

### ઇતિ શ્રીવેદાંતદર્શનની તાત્પર્યદીપિકાનામની ગૂજરાતીભાષાની ટીકામાં સાધનનામના ત્રીજાઅધ્યાયનો સગુણવિદ્યાઓમાં ગુણોપસંહારનું અને નિર્ગુણબ્રહ્મમાં અપુનરુક્તપદોના ઉપસંહારનું નિરૂપણ એ નામનો ત્રીજો પાદ સમાપ્ત. ૩.





## ૪. અથ નિર્ગુણજ્ઞાનના બહિરંગસાધનભૂત આશ્રમયજ્ઞાદિનું અને અંતરંગ-સાધનભૂત શમદમશ્રવણમનનાદિનું નિરૂપણ એ નામનો ત્રીજાઅધ્યાયનો ચોથો પાદ.

ઉપનિષદ્‌વડે પ્રતિપાદિત આત્મજ્ઞાન અધિકારિદ્વારા કર્મમાં પ્રવેશ કરેછે અથવા સ્વતંત્ર જ પુરુષાર્થનું સાધન છે? એ વિષયનો નિર્ણય કરવા ભગવાન્ સૂત્રકાર નીચેનું પુરુષાર્થાધિકરણ રચેછેઃ—

### ૧. પુરુષાર્થાધિકરણ.

### पुरुषार्थोऽतः शब्दादिति बादरायणः ॥ १ ॥

**અન્વય અને અન્વયાર્થઃ—अतः** આથી (વેદાંતવિહિત આત્મજ્ઞાનથી) **पुरुषार्थः** પુરુષાર્થ [ સિદ્ધ થાયછે ] **इति** એમ **बादरायणः** બાદરાયણ [ માનેછે ] **शब्दात्** શ્રુતિથી.

**ટીકાઃ—**વેદાંતવિહિત સ્વતંત્રઆત્મજ્ઞાનથી પુરુષાર્થ સિદ્ધ થાયછે, એમ શ્રીબાદરાયણ આચાર્ય માનેછે; કેમકે 'तरति शोकमात्मवित् ॥' (આત્મવેત્તા શોકને તરેછે) 'ब्रह्म वेद ब्रह्मैव भवति ॥' (જે બ્રહ્મને જાણેછે, તે બ્રહ્મ જ થાયછે) 'ब्रह्मविदाप्नोति परं ॥' (બ્રહ્મવેત્તા ઉત્કૃષ્ટને-બ્રહ્મને-પામેછે) 'आचार्यवान् पुरुषो वेद ॥' (આચાર્યવાન્ પુરુષ જાણેછે) અને 'आत्मा वा अरे द्रष्टव्यः ॥' (અરે! આત્મા જ સાક્ષાત્કાર કરવાયોગ્ય છે) ઇત્યાદિશ્રુતિઓ કેવલઆત્મજ્ઞાનને પુરુષાર્થનો હેતુ કહેછે. ૧.

એ સંબધમાં નીચેનાં છસૂત્રોવડે પૂર્વપક્ષ દર્શાવેછેઃ—

### પૂર્વપક્ષઃ— शेषत्वात्पुरुषार्थवादो यथाऽन्येष्विति जैमिनिः ॥ २ ॥

**અન્વય અને અન્વયાર્થઃ—शेषत्वात्** [ કર્તાપણાવડે આત્માના કર્મના ] અંગપણાથી **पुरुषार्थवादः** [ આત્મજ્ઞાનમાં જે ફલશ્રુતિ છે તે ] પુરુષાર્થવાદ [ છે ] **इति** એમ **जैमिनिः** જૈમિનિ [ માનેછે ] **यथा** જેમ **अन्येषु** બીજાઓમાં (દ્રવ્ય, સંસ્કાર અને કર્મમાં).

**ટીકાઃ—**કર્મના કર્તાપણાવડે આત્માનું કર્માંગપણું હોવાથી તેનું જ્ઞાન પણ વ્રીહિપ્રોક્ષણાદિની પેઠે વિષયદ્વારા કર્મનું સંબંધી છે, અર્થાત્ વ્રીહિ જેમ સંસ્કારવડે કર્મમાં ઉપયોગી થાયછે, તેમ આત્મા પણ વેદાંતવિહિતજ્ઞાનવડે કર્મમાં ઉપયોગી થાયછે, માટે તે આત્મજ્ઞાનમાં જે ફલશ્રુતિ છે, તે પુરુષાર્થવાદ (પુરુષની સ્તુતિમાટેનો અર્થવાદ) છે, એમ જૈમિનિ આચાર્ય માનેછે. જેમ દ્રવ્ય, સંસ્કાર અને કર્મમાં 'यस्य पर्णमयी जुहूर्भवति न स पापं श्लोकं शृणोति ॥' (જેની પત્રનિર્મિત જુહૂ હોયછે, તે પાપવાક્યને શ્રવણ કરતો નથી-નિંદાને પ્રાપ્ત થતો નથી), 'यदाङ्क्ते चक्षुरेव भ्रातृव्यस्य वृङ्क्ते ॥' (યજમાન જે અંજન કરેછે, તેથી તે શત્રુની ચક્ષુ જ છિન્ન કરેછે), 'यत्प्रयाजानुयाजा इज्यन्ते वर्म वा एतद्यज्ञस्य क्रियते वर्म यजमानस्य भ्रातृव्याभिभूत्यै ॥' (જે યાગકર્તા પ્રયાજ તથા અનુયાજ કરેછે, તે નિશ્ચય આ યજ્ઞનું રક્ષણ કરેછે, અને શત્રુના પરાભવમાટે યજમાનનું રક્ષણ કરેછે) આવાપ્રકારની ફલશ્રુતિઓ અર્થવાદરૂપ છે, તેમ આત્મજ્ઞાનમા પણ ફલશ્રુતિ અર્થવાદરૂપ છે. દેહથી આત્મા ભિન્ન છે, એવા જ્ઞાનવિના વૈદિકકર્મ થઇ

શકે નહિ, માટે તેવું જ્ઞાન વૈદિકકર્મમાં ઉપયોગી છે. આત્માનુ અસસારિપણું દર્શાવનારાં જે अपहतपाप्मत्व (પાપરહિતતા) આદિ વિશેષણો છે, તે સ્તુતિમાટે છે, એમ જાણવું. ૨.

## आचारदर्शनात् ॥ ३ ॥

**અન્વય અને અન્વયાર્થઃ**—आचारदर्शनात् આચારના દર્શનથી [ પણ જણાયછે કે કેવલ જ્ઞાન મોક્ષનો હેતુ નથી ].

**ટીકાઃ**—જનક, અશ્વપતિ, ઉદ્દાલક, વ્યાસ અને યાજ્ઞવલ્કયાદિ બ્રહ્મવેત્તાઓએ ગૃહસ્થાશ્રમમાં રહીને યજ્ઞાદિકર્મો કર્યાં હતાં, એમ શાસ્ત્રદ્વારા જણાયછે. જો કેવલજ્ઞાનથી મોક્ષસિદ્ધિ થતી હોય તો 'अर्के चेन्मधु विन्देत किमर्थं पर्वतं व्रजेत् ॥' (સમીપમાં મધ પ્રાપ્ત થતું હોય તો શામાટે પર્વતપ્રતિ જાય?) એ લૌકિકન્યાયાનુસાર તેઓ અનેક આયાસયુક્ત કર્મો શામાટે કરે? ન જ કરે. છતાં તેમણે કર્મો કર્યાં છે, તેથી તેમના તેવા આચારના દર્શનથી સિદ્ધ થાયછે કે કેવલજ્ઞાનથી મોક્ષની સિદ્ધિ નથી. ૩.

## तच्छ्रुतेः ॥ ४ ॥

**અન્વય અને અન્વયાર્થઃ**—श्रुतेः શ્રુતિથી तत् તે (કર્માંગપણું) [ છે તેથી કેવલવિદ્યાથી મોક્ષસિદ્ધિ નથી ].

**ટીકાઃ**—'यदेव विद्यया करोति श्रद्धयोपनिषदा तदेव वीर्यवत्तरं भवति ॥' (જે કર્મ વિદ્યાવડે, આસ્તિક્યવડે તથા દેવતાધ્યાનવડે કરેછે, તે જ કર્મ વિશેષવીર્યવાળુ થાયછે) એ શ્રુતિથી વિદ્યા–તત્ત્વજ્ઞાન–આત્મજ્ઞાન–નું કર્માંગપણુ જણાયછે, માટે કેવલજ્ઞાનથી પુરુષાર્થસિદ્ધિ–મોક્ષસિદ્ધિ–નથી. ૪.

## समन्वारम्भणात् ॥ ५ ॥

**અન્વય અને અન્વયાર્થઃ**—समन्वारम्भणात् [ વિદ્યા અને કર્મના ] સાથે જવાથી [જ્ઞાનનું સ્વતંત્રપણું નથી ].

**ટીકાઃ**—'तं विद्याकर्मणी समन्वारभेते ॥' (જ્યારે પુરુષ પરલોકપ્રતિ જાયછે, ત્યારે વિદ્યા અને કર્મ તેની સાથે જાયછે) આ, વિદ્યાકર્મ મરનારની સાથે જાયછે એમ કહેનારી શ્રુતિ, ફલારભમા વિદ્યાકર્મનું સહકારિપણું દર્શાવેછે, તેથી જ્ઞાનનું સ્વતત્રપણું નથી.

## तद्वतो विधानात् ॥ ६ ॥

**અન્વય અને અન્વયાર્થઃ**—तद्वतः તેવાળાને (સર્વવેદાર્થના જ્ઞાનવાળાને) विधानात् [ કર્મના અધિકારનું ] વિધાન હોવાથી [ જ્ઞાનનું સ્વતંત્રપણે ફલહેતુપણું નથી ].

**ટીકાઃ**—'आचार्यकुलाद्वेदमधीत्य यथाविधानं गुरोः कर्मातिशेषेणाभिसमावृत्य कुटुम्बे शुचौ देशे स्वाध्यायमधीयानः ॥' (આચાર્યના ઘરમાં ઉપનયન પામી, પછી ગુરુની શુશ્રૂષારૂપ કર્મ કરી અવશેષ રહેલા સમયમાં યથાવિધિ વેદનું અધ્યયન કરી, પશ્ચાત્ વ્રતનુ વિસર્જન કરી સ્ત્રી પરણી કુટુંબમા સ્થિત થઇ પવિત્રદેશમાં સ્વાધ્યાયનું અધ્યયન કરતો છતો વેદવિહિતકર્મોને યથાશક્તિ કરે) એ શ્રુતિથી એમ જાણવામાં આવેછે કે સમસ્તવેદાર્થને જાણનાર પુરુષને કર્મનો અધિકાર છે તે વિધાનથી (ઉપનિષદ્ જાણનારને પણ કર્મના વિધાનથી) પણ જ્ઞાનનુ સ્વતત્રપણે ફલહેતુપણું નથી, એમ નિશ્ચય થાયછે. ૬.

## नियमाच्च ॥ ७ ॥

**અન્વય અને અન્વયાર્થઃ**—नियमात् નિયમથી च પણ [ વિદ્યાનું કર્માંગપણું છે ].

**ટીકાઃ**—'कुर्वन्नेवेह कर्माणि जिजीविषेच्छत समाः ॥' (કર્મો કરતો છતો જ આ શરીરમાં સો વર્ષ જીવવાને ઇચ્છે) તથા 'एतद्वै जरामर्यं सत्रं यदग्निहोत्रं ॥' (જે અગ્નિહોત્ર છે, તે આ જરામરણની અવધિવાળો યજ્ઞ છે) એ શ્રુતિઓએ દર્શાવેલા નિયમવિધિથી પણ જ્ઞાનનું કર્માંગપણું છે, એમ સિદ્ધ થાયછે. ૭.

એપ્રમાણે પૂર્વપક્ષ પ્રાપ્ત થતાં તેનું નિરાકરણ કરેછેઃ—

## સિદ્ધાંતઃ— अधिकोपदेशात्तु बादरायणस्यैवं तद्दर्शनात् ॥ ८ ॥

**અન્વય અને અન્વયાર્થઃ**—**तु** પૂર્વપક્ષની નિવૃત્તિ કરેછે **अधिकोपदेशात्** [ સંસારિજીવાત્માથી ] અધિકના ઉપદેશથી **बादरायणस्य** બાદરાયણનો [ મત ] **एवं** એમ [ જ રહેછે ] **तद्दर्शनात्** તેના ( અધિકના ઉપદેશના ) દર્શનથી.

**ટીકાઃ**—'કર્માંગપણાથી પુરુષાર્થવાદ અર્થવાદ છે' એમ કહેવું યોગ્ય નથી; કેમકે કર્તાભોક્તા અને શરીરમાત્રથી ભિન્ન એવા સંસારિજીવાત્માનો વેદાંતોમાં ઉપદેશ કર્યો નથી, પણ તેનાથી અધિકનો એટલે કર્તૃત્વાદિસંસારધર્મરહિત અને અપહતપાપ્મત્વાદિવિશેષણવાળા પરમાત્માનો વેદ્યપણાવડે ઉપદેશ કર્યો છે. તે પરમાત્માનું જ્ઞાન કર્મનું પ્રવર્તક નથી, કિંતુ કર્મનું ઉચ્છેદક છે, તેથી આત્મજ્ઞાનનું કર્મશેષપણું નથી, એ શ્રીબાદરાયણઆચાર્યનો મત એમ જ સ્થિર રહેછે, શેષપણાદિહેત્વાભાસોવડે ચલાયમાન કરવાને શક્ય નથી. 'यः सर्वज्ञः सर्ववित् ॥' (જે સર્વજ્ઞ અને સર્વવિત્ છે), 'भीषाऽस्माद्वातः पवते ॥' (આના ભયથી વાયુ પવિત્ર કરેછે) અને 'एतस्य वा अक्षरस्य प्रशासने गार्गि ॥' (હે ગાર્ગિ! આ પરમાત્માની આજ્ઞામાં) ઇત્યાદિશ્રુતિઓ જીવાત્માથી અધિક જે પરમાત્મા છે, તેનો ઉપદેશ કરેછે. પરમાત્મા જ જીવનું પારમાર્થિક સ્વરૂપ છે, અને જીવપણું ઉપાધિકૃત છે, એમ 'तत्त्वमसि ॥' (તે તું છે) તથા 'नान्यदतोऽस्ति द्रष्टृ ॥' (આનાથી ભિન્ન દ્રષ્ટા નથી) ઇત્યાદિશ્રુતિઓથી સિદ્ધ છે. ૮.

'આચારદર્શનથી વિદ્યા કર્માંગ છે' એ પૂર્વપક્ષનું નિરાકરણ કરેછેઃ—

## तुल्यं तु दर्शनम् ॥ ९ ॥

**અન્વય અને અન્વયાર્થઃ**—**तु** [ વિદ્યાના અકર્માંગપણામાં ] પણ **दर्शनम्** [ આચારનું ] દર્શન **तुल्यम्** સમાન [ છે ].

**ટીકાઃ**—'આચારદર્શનથી વિદ્યા કર્માંગ છે' એમ જે પૂર્વે કહ્યું છે, તે યોગ્ય નથી; કેમકે વિદ્યાના અકર્માંગપણામાં પણ આચારદર્શન સમાન છે. 'किमर्था वयमध्येष्यामहे किमर्था वयं यक्ष्यामहे ॥' (કયા પ્રયોજનવાળા અમે અધ્યયન કરીએ? કયા પ્રયોજનવાળા અમે યજ્ઞ કરીએ?) તથા 'एतं वै तमात्मानं विदित्वा ब्राह्मणाः पुत्रैषणायाश्च वित्तैषणायाश्च लोकैषणायाश्च व्युत्थायाथ भिक्षाचर्यं चरन्ति ॥' (તે આત્માનો સાક્ષાત્કાર કરીને બ્રહ્મવેત્તાઓ પુત્રવાસના, દ્રવ્યવાસના અને લોકવાસનાનો પરિત્યાગ કરીને સંન્યસ્તને ગ્રહણ કરેછે) ઇત્યાદિશ્રુતિઓ જ્ઞાનનું અકર્માંગપણું દર્શાવેછે. શ્રીયાજ્ઞવલ્ક્યે ઉત્તરવયમાં સંન્યાસ ગ્રહણ કર્યો હતો, એમ શ્રુતિમાં દર્શાવ્યું છે, તે કાલે તેમનું અકર્મનિષ્ઠપણું હતું. શુકાદિ પણ અકર્મનિષ્ઠ જ હતા. એ આચારદર્શનથી વિદ્યા કર્મનું અંગ નથી, એમ સિદ્ધ થાયછે. ૯.

'तच्छ्रुतेः ॥' એ સૂત્રમાં કરેલા પૂર્વપક્ષનું નિરાકરણ કરેછેઃ—

## असार्वत्रिकी ॥ १० ॥

**અન્વય અને અન્વયાર્થઃ**—**असार्वत्रिकी** [ એ શ્રુતિ ] અસાર્વત્રિકી ( સર્વવિદ્યાસાથે નહિ સંબંધ રાખનારી) [ છે].

**ટીકાઃ**—જે શ્રુતિ વિદ્યાદિવડે કરેલાં કર્મને વીર્યવત્તર કહેછે, તે શ્રુતિ સર્વવિદ્યાસાથે સંબંધ રાખનારી નથી, કિંતુ પ્રકૃત ઉદ્ગીથવિદ્યાની સાથે જ તેનો સંબધ છે. ૧૦.

પૂર્વપક્ષીએ દર્શાવેલા અન્યહેતુમાં દોષ દર્શાવેછેઃ—

## विभागः शतवत् ॥ ११ ॥

**અન્વય અને અન્વયાર્થઃ**—**शतवत्** સોની પેઠે. **विभागः** [ વિદ્યા અને કર્મનો ] વિભાગ [ છે ].

ટીકાઃ—'જ્યારે પુરુષ પરલોકપ્રતિ જાયછે, ત્યારે વિદ્યા અને કર્મ બન્ને તેની સાથે જ જાયછે, તેથી વિદ્યાનું અસ્વતન્ત્રપણું છે' એ પૂર્વપક્ષ પણ યોગ્ય નથી; કેમકે એ શ્રુતિની વિભાગવડે વ્યવસ્થા છે. જેમ કોઇએ કહ્યું કે 'આ બે પુરુષોને સો રૂપીઆ આપો' તો આપનાર પુરુષ પચાશ એકને અને પચાશ બીજાને આપેછે, તેમ અહિં પણ ઇચ્છાવાળા સંસારિપુરુષની સાથે કર્મ જાયછે, અને ઇચ્છારહિત મુમુક્ષુપુરુષની સાથે વિદ્યા જાયછે, એવીરીતે વિદ્યા અને કર્મનો વિભાગ જાણવો જોઇએ. ૧૧.

'तद्वतो विधानात् ॥' એ સૂત્રમાંના પૂર્વપક્ષનું નિરાકરણ કરેછે—

## अध्ययनमात्रवतः ॥ १२ ॥

**અન્વય અને અન્વયાર્થઃ—अध्ययनमात्रवतः** અધ્યયનમાત્રવાળા [ માટે કર્મવિધિ છે ].

ટીકાઃ—'आचार्यकुलाद्वेदमधीत्य ॥' ઇત્યાદિવિધિવાક્યમાં અધ્યયનમાત્રનુ શ્રવણ હોવાથી અધ્યયનમાત્રવાળાને જ કર્મવિધિ છે, એમ નિશ્ચય થાયછે. જેમ યજ્ઞાંતરનું જ્ઞાન યજ્ઞાંતરના અધિકારીને અપેક્ષિત નથી, તેમ સ્વતન્ત્રફલવાળું ઉપનિષદે બોધેલું આત્મજ્ઞાન કર્માધિકારના કારણપણાને પામતું નથી અધ્યયનથી ઉપજેલુ કર્મનું જ્ઞાન કર્માધિકારનું કારણ હોય તેમાં અમારે વિરોધ નથી. ૧૨

'नियमाच ॥' એ સૂત્રમાં કરેલા પૂર્વપક્ષનુ નિરાકરણ કરેછે—

## नाविशेषात् ॥ १३ ॥

**અન્વય અને અન્વયાર્થઃ—न** [ વિદ્વાન્‌ને કર્મ કરવાનો નિયમ ] નથી **अविशेषात्** અવિશેષથી.

ટીકાઃ—'कुर्वन्नेवेह कर्माणि ॥' ઇત્યાદિશ્રુતિઓમાં જે નિયમવિધિનું શ્રવણ થાયછે, તે અવિદ્વાનને માટે છે. એ શ્રુતિઓમાં વિદ્વાનને કર્મ કર્તવ્ય છે, એવો વિશેષરૂપે નિયમ દર્શાવ્યો નથી, પણ માત્ર સમાનપણાથી નિયમનું વિધાન કર્યું છે, તેથી સિદ્ધ થાયછે કે જેઓને સંસારમાં રાગ છે, તેને માટે જ તે વિધાન છે. ૧૩.

એ પૂર્વપક્ષના અન્યસમાધાનને કહેછેઃ—

## स्तुतयेऽनुमतिर्वा ॥ १४ ॥

**અન્વય અને અન્વયાર્થઃ—वा** અથવા **स्तुतये** [ જ્ઞાનની ] સ્તુતિમાટે **अनुमतिः** [ કર્મની ] અનુમતિ [ છે ].

ટીકાઃ—અથવા 'कुर्वन्नेवेह कर्माणि ॥' એ વચન જ્ઞાનની સ્તુતિમાટે કર્મની અનુમતિરૂપ છે. જ્ઞાનના સામર્થ્યથી જ્ઞાની પુરુષ જીવનપર્યંત કર્મ કરતાં છતાં પણ લેપાતો નથી, એ જ્ઞાનની સ્તુતિ જાણવી. ૧૪.

સિદ્ધાંતી પોતાના પક્ષમાં અન્ય હેતુ દર્શાવેછેઃ—

## कामकारेण चैके ॥ १५ ॥

**અન્વય અને અન્વયાર્થઃ—च** વળી **एके** કોઇ ( વિદ્વાનો ) **कामकारेण** સ્વેચ્છાવડે [ કર્મસાધન પ્રજાદિના ત્યાગને કહેછે, તેથી પણ વિદ્યાનું સ્વતંત્રપણું છે ].

ટીકાઃ—'एतद्ध स्म वै तत्पूर्वे विद्वांसः प्रजां न कामयन्ते किं प्रजया करिष्यामो येषां नोऽयमात्माऽयं लोकः ॥' ( પૂર્વે વિદ્વાનો પ્રજાને ઇચ્છતા નહોતા, જે અમને આ અપરોક્ષ થયેલો આત્મા આ પ્રત્યક્ષફલ છે, તે અમે પ્રજાવડે શુ કરીએ ? ) એ શ્રુતિમાં જ્ઞાનનું ફલ જેમણે પ્રત્યક્ષ કર્યું છે, એવા વિદ્વાનો ફલાંતરનાં સાધન પ્રજાદિમાં પ્રયોજનના અભાવથી કર્મસાધન પ્રજાદિના ત્યાગને કહેછે, તેથી પણ વિદ્યાનું સ્વતન્ત્રપણુ છે, કર્માંગપણુ નથી. ૧૫.

એ સંબંધમાં અન્ય હેતુ કહેછેઃ—

## उपमर्दं च ॥ १६ ॥

**અન્વય અને અન્વયાર્થઃ**—च અને उपमर्दम् [ જ્ઞાનથી કર્માદિના ] વિનાશને [ શ્રુતિ કહેછે, તેથી પણ જ્ઞાનનું સ્વતંત્રપણું છે ].

**ટીકાઃ**—'यत्र त्वस्य सर्वमात्मैवाभूत् तत् केन कं पश्येत् तत् केन कं जिघ्रेत् ॥' ( જે જ્ઞાનકાલમાં આને સર્વ આત્મા જ થયું, તે કાલમાં કયા કરણવડે શાને જુએ? કયા કરણવડે શાને સુંઘે? ) ઇત્યાદિશ્રુતિ જ્ઞાનસામર્થ્યથી કર્માધિકારના હેતુ ક્રિયા, કારક અને ફલરૂપ અવિદ્યાકૃતસમસ્તપ્રપંચના વિનાશને કહેછે; વેદાંતે કહેલા આત્મજ્ઞાનપૂર્વક કર્માધિકારની સિદ્ધિ નથી, પણ કર્માધિકારનો ઉચ્છેદ જ છે, તેથી પણ જ્ઞાનનું સ્વતંત્રપણું છે. ૧૬.

વિદ્યાના સ્વતંત્રપણામાં વળી બીજો હેતુ કહેછે.—

## ऊर्ध्वरेतःसु च शब्दे हि ॥ १७ ॥

**અન્વય અને અન્વયાર્થઃ**—च અને ऊर्ध्वरेतःसु ઊર્ધ્વરેતાઓમાં ( સંન્યાસિઓમાં ) [ વિદ્યાનું ગ્રહણ છે ] शब्दे [ વૈદિક ] શબ્દમાં हि પણ [ સંન્યાસાશ્રમનું શ્રવણ છે, તેથી પણ જ્ઞાનનું સ્વતંત્રપણું છે ].

**ટીકાઃ**—ઊર્ધ્વરેતાઓના આશ્રમમાં વિદ્યાનું ગ્રહણ છે, પરંતુ ત્યાં વિદ્યા કર્મનું અંગ નથી; કેમકે ઊર્ધ્વરેતાઓ અગ્નિહોત્રાદિવૈદિકકર્મો કરતા નથી. ઊર્ધ્વરેતાઓના આશ્રમનું શ્રવણ નથી, એ શંકાને પણ અવકાશ નથી; કેમકે 'त्रयो धर्मस्कन्धाः ॥'( યજ્ઞ, તપ ને બ્રહ્મચર્ય એ ત્રણ ધર્મસ્કંધ છે ) 'एतमेव प्रव्राजिनो लोकमिच्छन्तः प्रव्रजन्ति ॥' ( આ આત્મરૂપલોકને ઇચ્છતા સંન્યાસિઓ સંન્યાસ ગ્રહણ કરેછે ) તથા 'ब्रह्मचर्यादेव प्रव्रजेत् ॥' ( બ્રહ્મચર્યમાંથી જ સંન્યાસ ગ્રહણ કરે ) ઇત્યાદિવૈદિકશબ્દમાં ચતુર્થાશ્રમનું શ્રવણ છે. તેથી પણ જ્ઞાનનું સ્વતંત્રપણું છે એમ સિદ્ધ થાયછે. ૧૭.

સંન્યાસાશ્રમ અનુષ્ઠેય છે અથવા નહિ? એ વિષયનો નિર્ણય દર્શાવવા ભગવાન્ સૂત્રકાર નીચેનું પરામર્શાધિકરણ રચેછે; તેમાં પ્રથમ પૂર્વપક્ષ દર્શાવેછે—

### ૨. પરામર્શાધિકરણ.

## પૂર્વપક્ષઃ— परामर्शं जैमिनिरचोदना चापवदति हि ॥ १८ ॥

**અન્વય અને અન્વયાર્થઃ**—परामर्शम् [ આશ્રમાંતરનો ] અનુવાદ [ છે, એમ ] जैमिनिः જૈમિનિ [ માનેછે ] हि કેમકે अचोदना વિધાયકશબ્દનો અભાવ [ છે ] च અને अपवदति [ શ્રુતિ આશ્રમાંતરની ] નિંદા કરેછે.

**ટીકાઃ**—'त्रयो धर्मस्कन्धाः ॥' ઇત્યાદિશબ્દોવડે સંન્યાસાશ્રમનો સદ્ભાવ સિદ્ધ થતો નથી; કેમકે એ શબ્દોમાં આશ્રમાંતરોનો અનુવાદ ( સિદ્ધવસ્તુનું કથન ) છે, પણ વિધિ નથી, એમ જૈમિનિ આચાર્ય માનેછે; કારણકે અહિં વિધાયકશબ્દનો અભાવ છે. એ પ્રત્યેક વાક્યો અન્યઅર્થને સૂચવનારાં છે. ધર્મસ્કંધોમાં યજ્ઞ, અધ્યયન ને દાન એ પ્રથમ ધર્મસ્કંધ, તપ એ બીજો ધર્મસ્કંધ, અને આચાર્યના ગૃહમાં બ્રહ્મચર્ય પાળવું એ તૃતીયધર્મસ્કંધ છે, એમાં પ્રસિદ્ધપણે ચતુર્થાશ્રમનું નામ નથી. 'एतमेव प्रव्राजिनो लोकमिच्छन्तः प्रव्रजन्ति ॥' એ વચન આત્મલોકની સ્તુતિરૂપ છે, સંન્યાસવિધિરૂપ નથી. વળી 'वीरहा वा एष देवानां योऽग्निमुद्वासयते ॥' ( જે અગ્નિહોત્રનો લોપ કરેછે, આ દેવોના વીરનો ( પરાક્રમીનો ) હણનારો છે ) તથા 'नापुत्रस्य लोकोऽस्ति ॥' ( અપુત્રને સ્વર્ગલોક નથી ) ઇત્યાદિશ્રુતિઓ ગૃહસ્થાશ્રમવિનાના

અન્યઆશ્રમની નિંદા કરેછે. 'ब्रह्मचर्यादेव प्रव्रजेत् ॥' એમાં સંન્યાસાશ્રમનું સ્પષ્ટ વિધાન છતાં અહિં તેની અપેક્ષા નહિ કરીને આ વિચાર કર્યો છે, એમ જાણવું. ૧૮.

એ પૂર્વપક્ષનું નિરાકરણ કરેછેઃ—

## સિદ્ધાંતઃ— अनुष्ठेयं बादरायणः साम्यश्रुतेः ॥ १९ ॥

**અન્વય અને અન્વયાર્થઃ—साम्यश्रुतेः** [ અનુવાદના ] સમાનપણાની શ્રુતિથી **अनुष्ठेयं** [ આશ્રમાંતર ] અનુષ્ઠાન કરવાયોગ્ય [ છે એમ ] **बादरायणः** બાદરાયણ [ માનેછે ].

**ટીકાઃ**—'त्रयो धर्मस्कन्धाः ॥' ઇત્યાદિશ્રુતિઓમાં જેમ અન્યશ્રુતિઓમાં વિધાન કરેલા ગૃહસ્થાશ્રમનો અનુવાદ કરેલો છે, તેમ આશ્રમાંતરનો અનુવાદ પણ 'तपः' ઇત્યાદિશબ્દોવડે કરેલો છે. તે અનુવાદના સમાનપણાની શ્રુતિથી આશ્રમાંતરરૂપ ચતુર્થાશ્રમ અનુષ્ઠાન કરવાયોગ્ય છે, એમ શ્રીબાદરાયણ આચાર્ય માનેછે. 'त्रयो धर्मस्कन्धाः ॥' એ શ્રુતિમાં જેમ આચાર્યના ઘરમાં વસી બ્રહ્મચર્ય પાળવારૂપ બ્રહ્મચર્યાશ્રમનો, યજ્ઞ અધ્યયન અને દાનરૂપ ગૃહસ્થાશ્રમનો, અને તપરૂપ વાનપ્રસ્થાશ્રમનો અનુવાદ છે, તેમ 'ब्रह्मसंस्थोऽमृतत्वमेति ॥' (બ્રહ્મમાં સારીરીતે સ્થિત થયેલો અમૃતપણાને પામેછે) એ વચનવડે સંન્યાસાશ્રમનો પણ અનુવાદ છે, અર્થાત્ જેમ ગૃહસ્થાશ્રમનો અનુવાદ છે, તેમ બીજા ત્રણઆશ્રમોનો પણ અનુવાદ છે, એટલે સંન્યાસાશ્રમ અપ્રમાણ નથી; અને બીજીશ્રુતિઓમાં તો તેનું સ્પષ્ટ વિધાન જ છે. ૧૯.

અનુવાદનો સ્વીકાર કરી અનુષ્ઠેયપણું કહ્યું, હવે આ વિધિ છે એમ કહેછેઃ—

## विधिर्वा धारणवत् ॥ २० ॥

**અન્વય અને અન્વયાર્થઃ—वा** અથવા **धारणवत्** [ સમિધ્‌ના ] ધારણની પેઠે **विधिः** [ આશ્રમના અનુવાદની શ્રુતિ પણ ] વિધિરૂપ [ છે ].

**ટીકાઃ**—જેમ મહાપિતૃયજ્ઞમાં 'अधस्तात् समिधं धारयन्ननुद्रवेदुपरि हि देवेभ्यो धारयति ॥' (હવિપુની નીચે સમિધ્‌ને ધારણ કરતો છતો દોડે, ઉપરમાં દેવતાને ઉદ્દેશી ધારણ કરેછે) એ વચનમાં અધોધારણના વિધિપણાથી ઉપરમાં પણ તેના શેષના અનુવાદપણાવડે એકવાક્યતાની પ્રતીતિ છતાં પણ અપૂર્વપણાથી ઉપર સમિધ્‌ધારણનું પણ વિધાન છે, એમ 'विधिस्तु धारणेऽपूर्वत्वात् ॥' (અપૂર્વપણાથી ધારણમાં વિધિ છે) એ સૂત્રવડે શેષલક્ષણમાં કહ્યું છે, તેમ અહિં પણ આશ્રમના અનુવાદની શ્રુતિ વિધિરૂપ જ છે. આશ્રમાંતરનું વિધાન કરનારી જાબાલશ્રુતિની અપેક્ષા નહિ કરીને વ્યાસભગવાને વિશેષસ્પષ્ટીકરણમાટે આ વિચાર કર્યો છે. 'ब्रह्मचर्यं समाप्य गृही भवेत् गृही भूत्वा वनी भवेत् वनी भूत्वा प्रव्रजेत् । यदि वेतरथा ब्रह्मचर्यादेव प्रव्रजेत् गृहाद्वा वनाद्वा ॥' (બ્રહ્મચર્ય સમાપ્ત કરીને ગૃહસ્થ થાય, ગૃહસ્થ થઇને વાનપ્રસ્થ થાય, વાનપ્રસ્થ થઇને સંન્યાસ ગ્રહણ કરે, અથવા બીજીરીતે બ્રહ્મચર્યથી જ સન્યાસ ગ્રહણ કરે, અથવા ગૃહસ્થાશ્રમથી અથવા વાનપ્રસ્થાશ્રમથી ) એ જાબાલશ્રુતિમાં સ્પષ્ટપણે સંન્યાસનું વિધાન છે, અને તે વિધાન માત્ર અંધપંગુઆદિ જે કર્મના અનધિકારી છે, તેમના માટે નથી, પણ સમાનપણે સર્વને માટે છે, એમ સિદ્ધ છે. તેથી સંન્યાસાશ્રમ સિદ્ધ થવાવડે વિદ્યાનું સ્વતન્ત્રપણું પણ સિદ્ધ થયું. ૨૦.

પૃથિવી, જલ, ઔષધિ, પુરુષ, વાક્, ઋક્ અને સામ આ સર્વેથી ૐકારરૂપ ઉદ્‌ગીથ શ્રેષ્ઠ છે, અને તે પરબ્રહ્મના પ્રતીકરૂપ હોવાથી પરબ્રહ્મની પેઠે ઉપાસના કરવાયોગ્ય છે, એમ 'स एष रसानां रसतमः परमः परार्ध्योऽष्टमो यदुद्गीथः ॥' (પૃથિવીથી આઠમો જે ૐકારરૂપ ઉદ્‌ગીથ છે, તે આ રસોના રસતમરૂપ, પરમ અને પરબ્રહ્મની પેઠે ઉપાસ્ય છે) ઇત્યાદિશ્રુતિઓમાં કહ્યું છે. ત્યાં સંશય થાયછે કે એ શ્રુતિઓ ઉદ્‌ગીથાદિની સ્તુતિમાટે છે અથવા ઉપાસનાવિધિમાટે છે? એ સંશયનું નિરાકરણ કરવા ભગવાન્ સૂત્રકાર નીચેનું સ્તુતિમાત્રાધિકરણ રચેછેઃ—

### ૩. સ્તુતિમાત્રાધિકરણ.

## स्तुतिमात्रमुपादानादिति चेन्नापूर्वत्वात् ॥ २१ ॥

અન્વય અને અન્વયાર્થઃ—उपादानात् ગ્રહણથી (ઉદ્ગીથાદિકર્માંગોને લઇને શ્રવણ હોવાથી) स्तुतिमात्रम् સ્તુતિમાત્ર [ છે ] इति એમ चेत् [ કહો ] તો अपूर्वत्वात् અપૂર્વપણાથી न [ એમ ] નથી.

ટીકા:—ઉદ્ગીથાદિકર્માંગોને લઇને શ્રવણ હોવાથી એ શ્રુતિઓ માત્ર ઉદ્ગીથાદિની સ્તુતિમાટે છે, એમ કહો તો અમે કહીએછીએ કે અપૂર્વપણાથી (પૂર્વે તેના અપ્રાપ્તપણાથી) એ શ્રુતિઓનું સ્તુતિમાત્ર પ્રયોજન નથી, કિંતુ ઉપાસનાવિધિ પ્રયોજન છે. વિધિવિના સ્તુતિ નિરર્થક છે, માટે એવી શ્રુતિઓમાં ઉપાસનાવિધિ અંગીકાર કરવો એ યોગ્ય છે. ૨૧.

## भावशब्दाच्च ॥ २२ ॥

અન્વય અને અન્વયાર્થઃ—च અને भावशब्दात् વિધિશબ્દના હોવાથી [ એ શ્રુતિઓ ઉપાસનાવિધિને માટે છે, સ્તુતિમાત્રને માટે નથી ].

ટીકા:—'उद्गीथमुपासीत ॥' (ઉદ્ગીથની ઉપાસના કરે) ઇત્યાદિ વિસ્પષ્ટ વિધિશબ્દોના સદ્ભાવથી અને પ્રતિપ્રકરણમા ફલનું શ્રવણ હોવાથી ઉદ્ગીથાદિશ્રુતિઓ ઉપાસનાવિધિને માટે છે, માત્ર સ્તુતિને માટે નથી. ૨૨.

'યાજ્ઞવલ્ક્યને મૈત્રેયી અને કાત્યાયની આ બે ભાર્યાઓ હતી,' 'દિવોદાસનો પુત્ર પ્રતર્દન ઇંદ્રના પ્રિય ધામ સ્વર્ગમાં ગયો,' અને 'જાનશ્રુતિરાજા બહુ દાન કરનારો હતો' ઇત્યાદિઆખ્યાનો જે ઉપનિષદોમાં કહેલાં છે; ત્યા સંશય થાયછે કે એ શ્રુતિઓ પારિપ્લવપ્રયોગ( અશ્વમેધયજ્ઞમાં પુત્ર તથા અમાત્યસહિત બેઠેલા રાજાપ્રતિ નાનાવિધાના આખ્યાનના કથન )ને માટે છે? અથવા સન્નિહિતવિદ્યાની પ્રાપ્તિને માટે છે? એ સંશયનું નિરાકરણ કરવા ભગવાન્ સૂત્રકાર નીચેનું પારિપ્લવાધિકરણ રચેછેઃ—

### ૪. પારિપ્લવાધિરણ.

## पारिप्लवार्था इति चेन्न विशेषितत्वात् ॥ २३ ॥

અન્વય અને અન્વયાર્થઃ—पारिप्लवार्थाः [ આ આખ્યાનની શ્રુતિઓ ] પારિપ્લવને માટે [ છે ] इति એમ चेत् [ કહો ] તો विशेषितत्वात् વિશેષિતપણાથી न [ એમ ] નથી.

ટીકા:—ઉપનિષદ્માંના આખ્યાનની શ્રુતિઓ આખ્યાનના સમાનપણાથી અને પારિપ્લવમાં આખ્યાનના પ્રયોગનું કથન હોવાથી પારિપ્લવને માટે છે, અને તેથી વેદાંતોનું જ્ઞાનપ્રધાનપણું નથી, એમ કહો તો અમે કહીએછીએ કે વિશેષિતપણાથી એમ નથી. 'पारिप्लवमाचक्षीत ॥' (યજ્ઞદીક્ષિતરાજાને ઋત્વિજો પારિપ્લવનું શ્રવણ કરાવે) એપ્રમાણે આરંભ કરી પ્રથમ દિવસે 'मनुर्वैवस्वतो राजा ॥' (રાજા વૈવસ્વત મનુનું આખ્યાન), બીજે દિવસે 'यमो वैवस्वत. ॥' (યમવૈવસ્વતનું આખ્યાન), અને ત્રીજે દિવસે 'वरुण आदित्यः ॥' (વરુણ અને આદિત્યનું આખ્યાન) એમ આખ્યાનવિશેષોનું વાક્યશેષમાં શ્રવણ થયછે. આખ્યાનના સમાનપણાથી જો સર્વઆખ્યાનોનું પારિપ્લવમાં ગ્રહણ કરવામાં આવે તો તે વિશેષણો અનર્થક થાયછે. તેથી આ આખ્યાનની શ્રુતિઓ પારિપ્લવને માટે નથી, કિંતુ સન્નિહિતવિદ્યાની પ્રાપ્તિમાટે છે, અને તે હેતુથી વેદાંતોનું જ્ઞાનપ્રધાનપણું સિદ્ધ છે. ૨૩.

સન્નિહિતવિદ્યાના પ્રતિપાદનમાટે એ આખ્યાનોનું ઉપયોગિપણું છે, એમ કહેછેઃ—

## तथा चैकवाक्यतोपबन्धात् ॥ २४ ॥

અન્વય અને અન્વયાર્થઃ—तथा તેમ च જ एकवाक्यतोपबन्धात् [ સન્નિહિતવિદ્યાની સાથે ] એકવાક્યતાના સંબંધથી [ આખ્યાનોનું સન્નિહિતવિદ્યાના પ્રતિપાદનમાટે ઉપયોગિપણું છે ].

**ટીકાઃ**—સન્નિહિતવિદ્યાની સાથે એકવાક્યતાના સંબંધથી આખ્યાનોનું સન્નિહિતવિદ્યાના પ્રતિપાદનમાટે ઉપયોગિપણું છે. ત્યાં વિદ્યામાં અનુરાગ ઉપજાવવામાટે તથા સુખપૂર્વક બોધ થવામાટે તે આખ્યાનોની સન્નિહિતવિદ્યાની સાથે એકવાક્યતા જોવામાં આવેછે. મૈત્રેયીબ્રાહ્મણમાં 'आत्मा वा अरे द्रष्टव्यः ॥' (અરે! આત્મા જ સાક્ષાત્કાર કરવાયોગ્ય છે) એ વિદ્યાની સાથે આખ્યાનની એકવાક્યતા છે, પ્રતર્દનના આખ્યાનની 'प्राणोऽस्मि प्रज्ञात्मा ॥' (હું પ્રજ્ઞારૂપ પ્રાણ છું) એ વિદ્યાની સાથે એકવાક્યતા છે, અને જાનશ્રુતિના આખ્યાનની સંવર્ગવિદ્યાસાથે એકવાક્યતા છે, તેથી તે આખ્યાનોનું પારિપ્લવાર્થપણું નથી. ૨૪.

પુરુષાર્થાધિકરણના ફલને કહેવા ભગવાન્ સૂત્રકાર નીચેનું અગ્નીન્ધનાદ્યધિકરણ રચેછેઃ—

### ૫. અગ્નીન્ધનાદ્યધિકરણ.

## अत एव चाग्नीन्धनाद्यनपेक्षा ॥ २५ ॥

**અન્વય અને અન્વયાર્થઃ**—**अतः** આથી (વિદ્યાના પુરુષાર્થપણાથી) **एव** જ **च** નિશ્ચય **अग्नीन्धनाद्यनपेक्षा** અગ્નિ તથા ઇંધનાદિની [પુરુષાર્થસિદ્ધિમાં] અપેક્ષા નથી.

**ટીકાઃ**—જ્ઞાનના પુરુષાર્થહેતુપણાથી અગ્નિ તથા ઇંધનાદિની એટલે આશ્રમનાં કર્મોની પુરુષાર્થસિદ્ધિમાં અપેક્ષા નથી. ૨૫.

જ્ઞાનને આશ્રમનાં કર્મોની સર્વથા અપેક્ષા નથી અથવા કેટલેક અંશે અપેક્ષા છે? એ સંશયનો નિર્ણય કરવા ભગવાન્ સૂત્રકાર નીચેનું સર્વાપેક્ષાધિકરણ રચેછેઃ—

### ૬. સર્વાપેક્ષાધિકરણ.

## सर्वापेक्षा च यज्ञादिश्रुतेरश्ववत् ॥ २६ ॥

**અન્વય અને અન્વયાર્થઃ**—**यज्ञादिश्रुतेः** યજ્ઞાદિની શ્રુતિથી **सर्वापेक्षा च** સર્વની અપેક્ષા [છે] **अश्ववत्** અશ્વની પેઠે.

**ટીકાઃ**—'तमेतं वेदानुवचनेन ब्राह्मणा विविदिषन्ति यज्ञेन दानेन तपसाऽनाशकेन ॥' (મુમુક્ષુઓ વેદાધ્યયનવડે, યજ્ઞવડે, દાનવડે અને અનાશકતપવડે તે બ્રહ્મને જાણવાને ઇચ્છેછે) તથા 'सर्वे वेदा यत्पदमामनन्ति तपांसि सर्वाणि च यद्वदन्ति। यदिच्छन्तो ब्रह्मचर्यं चरन्ति तत्ते पदं संग्रहेण ब्रवीम्योमित्येतत् ॥' (સર્વેવેદો જે પદને કહેછે, અને સર્વેતપો જેને વદેછે, જેને ઇચ્છનાર બ્રહ્મચર્યને આચરેછે, તને તે પદ સંક્ષેપવડે કહુંછું, તે ૐ છે) એ શ્રુતિઓ અને 'कषायपक्तिः कर्माणि ज्ञानं तु परमा गतिः। कषाये कर्मभिः पक्वे ततो ज्ञानं प्रवर्तते ॥' (કર્મો કષાય-જ્ઞાનપ્રતિબંધકસંસ્કાર-ને પકવનારાં છે, અને જ્ઞાન તો પરમ ગતિ છે; કર્મોવડે કષાય પક્વ થયાપછી જ્ઞાન પ્રવર્તેછે) એ સ્મૃતિ આશ્રમકર્મો જ્ઞાનનાં સાધન છે એમ જણાવેછે, માટે એ યજ્ઞાદિની શ્રુતિથી જ્ઞાનની ઉત્પત્તિમાં સર્વઆશ્રમકર્મોની અપેક્ષા છે, પણ ઉત્પન્ન થયેલા જ્ઞાનને મોક્ષરૂપફલસિદ્ધિમાં કોઇકર્મની અપેક્ષા નથી. જેમ અશ્વની હળમાં જુતવાની યોગ્યતા નથી, અને રથમાં જુતવાની યોગ્યતા છે, તેમ જ્ઞાનને પોતાની ફલસિદ્ધિમાટે કોઇકર્મની અપેક્ષા નથી, અને પોતાની સિદ્ધિને માટે સર્વકર્મની અપેક્ષા છે. ૨૬.

જ્ઞાનની ઉત્પત્તિમાં બહિરંગસાધન કહીને હવે તેમાં અંતરંગસાધનને કહેછેઃ—

## शमदमाद्युपेतः स्यात्तथाऽपि तु तद्विधेस्तदङ्गतया तेषामवश्यानुष्ठेयत्वात् ॥२७॥

**અન્વય અને અન્વયાર્થઃ**—**तथा अपि तु** તોપણ **शमदमाद्युपेतः** શમદમાદિયુક્ત **स्यात्** થાય **तदङ्गतया** તેના (જ્ઞાનના) સાધનપણાવડે **तद्विधेः** તેના (શમદમાદિના) વિધાનથી **तेषाम्** [અને] તેઓના **अवश्यानुष्ठेयत्वात्** અવશ્ય અનુષ્ઠેયપણાથી.

**ટીકાઃ**—વિધિના અભાવથી યજ્ઞાદિક જ્ઞાનનાં સાધન નથી; 'यज्ञेन विविदिषन्ति ॥' (યજ્ઞવડે જાણવાને ઇચ્છેછે) એ શ્રુતિ જ્ઞાનની સ્તુતિ કરેછે, માટે અનુવાદરૂપ છે, યજ્ઞવિધિપર નથી, એમ જો કોઇ

માને, તોપણ જ્ઞાનાર્થી શમદમાદિયુક્ત થાય; કેમકે 'तस्मादेवंविच्छान्तो दान्त उपरतस्तितिक्षुः समाहितो भूत्वाऽऽत्मन्येवाऽऽत्मानं पश्यति॥' (તેથી એમ જાણનાર શાંત, દાંત, ઉપરત, તિતિક્ષુ અને સમાહિત થઇને વિશુદ્ધ અંતઃકરણમાં જ આત્માને જુએછે) એ શ્રુતિ જ્ઞાનના સાધનપણાવડે શમદમાદિનું વિધાન કરેછે, અને જેમનું વિધાન કરેલું હોય તેમનું અવશ્ય અનુષ્ઠેયપણું છે. વસ્તુતાએ યજ્ઞાદિ પણ જ્ઞાનનાં સાધન છે; કેમકે ભગવદ્‌ગીતાદિસ્મૃતિઓમાં ફલેચ્છાવિના કરેલાં યજ્ઞાદિકર્મો મુમુક્ષુઓને જ્ઞાનસાધનરૂપ થાયછે એમ કહ્યું છે, તેથી યજ્ઞાદિ અને શમાદિ સર્વે આશ્રમકર્મો આશ્રમાનુસાર જ્ઞાનની ઉત્પત્તિમાં અપેક્ષા કરવાયોગ્ય છે. તેમાં પણ યજ્ઞાદિક બહિરંગસાધન છે, અને શમદમાદિક અંતરગસાધન છે. દૂરનાં એટલે જિજ્ઞાસામાં ઉપયોગી થનારાં સાધનો બહિરંગસાધનો કહેવાયછે, અને સમીપનાં એટલે જ્ઞાનમાં ઉપયોગી થનારાં સાધનો અંતરંગસાધનો કહેવાયછે. ૨૭.

છાંદોગ્યમાં પ્રાણસંવાદમાં 'न ह वा एवंविदि किञ्चनानन्नं भवति॥' (એમ જાણનારને કાંઇ અનન્ન-અભક્ષ્ય–નથી) એમ શ્રવણ થાયછે, અને બૃહદારણ્યકમાં પ્રાણસંવાદમાં 'न ह वा अस्यानन्नं जग्धं भवति॥' (આનું ભક્ષિત અનન્ન નથી) એમ શ્રવણ થાયછે. એ બને શ્રુતિઓ પ્રાણોપાસકને સર્વ ભક્ષ્ય છે એમ સૂચવેછે. ત્યાં સંશય થાયછે કે આ સર્વઅન્નની અનુમતિ શુ શમાદિકની પેઠે વિદ્યાનું અગ છે અથવા વિદ્યાની સ્તુતિરૂપ છે? ત્યાં પૂર્વપક્ષી કહેછે કે પ્રાણવિદ્યાના સન્નિધાનથી તેના અંગપણાવડે આ ભક્ષ્યાભક્ષ્યના નિયમની નિવૃત્તિનો ઉપદેશ છે. એ પૂર્વપક્ષનું નિરાકરણ કરવા ભગવાન્ સૂત્રકાર નીચેનું સર્વાન્નાનુમત્યધિકરણ રચેછેઃ—

### ૭. સર્વાન્નાનુમત્યધિકરણ.

## सर्वान्नानुमतिश्च प्राणात्यये तद्दर्शनात् ॥ २८ ॥

**અન્વય અને અન્વયાર્થઃ**—**प्राणात्यये** પ્રાણબાધામાં (પ્રાણનાશકઆપત્તિમાં) **च** જ **सर्वान्नानुमतिः** સર્વઅન્નની અનુમતિ [ છે ] **तद्दर्शनात्** તેના દર્શનથી.

**ટીકાઃ**—આ સર્વાન્નની અનુમતિ પ્રાણવિદ્યાના અગરૂપે વિધાન કરેલી નથી; કેમકે અહિં કોઇ વિધાયક શબ્દ નથી, અને કીટપતંગાદિપર્યંત અન્ન મનુષ્યદેહવડે ઉપભોગ કરવાને શક્ય નથી, તેથી તે કથન પ્રાણવિદ્યાની સ્તુતિમાટે અર્થવાદરૂપ છે એમ દેખાયછે. પ્રાણનાશકઆપત્તિમાં જ સર્વઅન્નની અનુમતિ છે એમ ચાક્રાયણઋષિની આખ્યાયિકાથી દેખાયછે. એક સમય કુરુદેશમાં દુષ્કાલ થવાથી ચાક્રાયણઋષિ પોતાની ભાર્યાસહિત ભ્રમણ કરતા છતા ઇભ્યગ્રામ(હસ્તિપાલકના ગ્રામ)માં જઇ ચઢ્યા. ત્યાં હાથીના તથા હસ્તિપર આરોહણ કરનાર મહાવતના ઉચ્છિષ્ટ અડદ તેમણે ક્ષુધાની નિવૃત્તિમાટે ખાધા. જ્યારે મહાવત ઉચ્છિષ્ટ જલ દેવા લાગ્યો ત્યારે ઋષિએ કહ્યું કે 'તારુ ઉચ્છિષ્ટ જલ મારે પીવું એ ઉચિત નથી,' ત્યારે મહાવતે કહ્યું કે 'આ અડદ શું ઉચ્છિષ્ટ ન હતા?' ત્યારે ઋષિએ કહ્યું કે 'હા ઉચ્છિષ્ટ હતા, પરતુ જે આ અડદ હું ન ખાત તો મારા પ્રાણ ન રહેત, અને જલ તો તલાવાદિમા ઘણું છે, માટે ત્યાં જલપાન કરીશ.' આ આખ્યાયિકાથી એ નિશ્ચય થાયછે કે અત્યંતઆપત્તિકાલવિના અભક્ષ્યનું ભક્ષણ ન કરવું. ૨૮.

તેના અર્થવાદપણામાં અન્યહેતુને કહેછેઃ—

## अबाधाच्च ॥ २९ ॥

**અન્વય અને અન્વયાર્થઃ**—**च** અને **अबाधात्** [ ભક્ષ્યાભક્ષ્યનો વિભાગ કહેનાર શાસ્ત્રના ] અબાધથી [ સ્વસ્થાવસ્થામાં ભક્ષ્યાભક્ષ્યનો ભેદ છે ].

**ટીકાઃ**—'आहारशुद्धौ सत्त्वशुद्धिः॥' (આહારની શુદ્ધિમાં અંતઃકરણની શુદ્ધિ થાયછે) ઇત્યાદિ ભક્ષ્યાભક્ષ્યના વિભાગને કહેનારા શાસ્ત્રના અબાધથી સ્વસ્થાવસ્થામાં ભક્ષ્યાભક્ષ્યનો ભેદ છે, અર્થાત્ સ્વસ્થાવસ્થામાં ભક્ષ્યાભક્ષ્યનો ભેદ હોવાથી ભક્ષ્યાભક્ષ્યના વિભાગને કહેનારું શાસ્ત્ર બાધ પામશે નહિ, અન્યથા બાધ પામશે, જે અયોગ્ય છે. ૨૯.

આપત્કાલમાં અભક્ષ્યના ભક્ષણમાં સ્મૃતિનું પ્રમાણ આપેછેઃ—

## अपि च स्मर्यते ॥ ३० ॥

**અન્વય અને અન્વયાર્થઃ**—**स्मर्यते** [ આપત્કાલમાં અભક્ષ્યનું ભક્ષણ કરવા ] સ્મૃતિમાં કહ્યું છે **अपि च** પણ [ બ્રાહ્મણે બંનેઅવસ્થામાં સુરાપાન ન જ કરવું ].

**ટીકાઃ**—આપત્કાલમાં વિદ્વાન્ અવિદ્વાન્ સર્વને સર્વાન્નભક્ષણની અનુમતિ નીચેની સ્મૃતિમાં દર્શાવી છેઃ—

"जीवितात्ययमापन्नो योऽन्नमत्ति यतस्ततः।
लिप्यते न स पापेन पद्मपत्रमिवाम्भसा ॥"

**અર્થઃ**—જીવિતનો નાશ થવાજેવા આપત્કાલને પામેલો જે વિદ્વાન્ અથવા અવિદ્વાન્ જ્યાં ત્યાં સર્વ અન્ન ભક્ષણ કરે તોપણ જેમ કમલપત્ર જલથી લેપાતું નથી, તેમ તે પાપથી લેપાતો નથી.

એમ છતાં પણ આપત્કાલમાં કે સ્વસ્થાવસ્થામાં પણ બ્રાહ્મણે મદ્યપાન તથા સુરાપાન ન કરવુ એમ નીચેનાં સ્મૃતિવાક્યો કહેછે.—

'मद्यं नित्यं ब्राह्मणो वर्जयेत् ॥' (બ્રાહ્મણ સર્વદા મદ્યનો ત્યાગ કરે), 'सुरापस्य ब्राह्मणस्योष्णामासिञ्चेयुः ॥' (સુરા પીનાર બ્રાહ્મણના મુખમાં અગ્નિવડે તપાવેલી સુરા રેડવી), અને 'सुरापाः कृमयो भवन्त्यभक्ष्यभक्षणात् ॥' (સુરાપાન કરનારાઓ અભક્ષ્યનું ભક્ષણ કરવાથી કૃમિઓ થાયછે). ૩૦.

સ્મૃતિના પ્રામાણ્યમાટે તેની મૂલભૂત શ્રુતિ કહેછે—

## शब्दश्चातोऽकामकारे ॥ ३१ ॥

**અન્વય અને અન્વયાર્થઃ**—**अकामकारे** ઇચ્છાની નિવૃત્તિમાં **शब्दः** [ જે ] શ્રુતિ [ છે તે ] **च** પણ **अतः** આથી (સર્વાન્નભક્ષણનાં વચનો અર્થવાદરૂપ છે એમ માનવાથી ) [ યુક્તતર થાયછે ].

**ટીકાઃ**—અભક્ષ્યનો નિષેધ કરનારી-તેની ઇચ્છાની નિવૃત્તિરૂપપ્રયોજનવાળી 'तस्माद्ब्राह्मणः सुरां न पिबेत् ॥' ( સુરાપાન કરનાર બ્રાહ્મણને મરણાંતિકપ્રાયશ્ચિત્તનું દર્શન હોવાથી બ્રાહ્મણ સુરા ન પીએ ) એ કઠસંહિતાની શ્રુતિ છે, તે પણ 'न ह वा एवंविदि ॥' ઇત્યાદિના અર્થવાદપણાથી યુક્તતર થાયછે, તેથી એવા પ્રકારનાં વચનો અર્થવાદરૂપ છે, વિધિરૂપ નથી. ૩૧.

પૂર્વે છવીશમાસૂત્રમાં આશ્રમકર્મોનું જ્ઞાનસાધનપણું નિશ્ચિત કર્યું. હવે જે પુરુષ મુમુક્ષુ નથી, અને આશ્રમમાં જ નિષ્ઠાવાળો છે, તેને આ કર્મો અનુષ્ઠેય છે અથવા નહિ? એ સંશયનો નિર્ણય કરવા ભગવાન્ સૂત્રકાર નીચેનુ આશ્રમકર્માધિકરણ રચેછે—

### ૮. આશ્રમકર્માધિકરણ.

## विहितत्वाच्चाऽऽश्रमकर्मापि ॥ ३२ ॥

**અન્વય અને અન્વયાર્થઃ**—**आश्रमकर्मापि** આશ્રમકર્મનું પણ **विहितत्वात्** વિહિતપણું હોવાથી **च** [ અમુમુક્ષુએ ] પણ [ તે અનુષ્ઠેય છે ].

**ટીકાઃ**—'यावज्जीवमग्निहोत्रं जुहोति ॥' (જ્યાંસુધી જીવે ત્યાંસુધી અગ્નિહોત્ર કરે ) ઇત્યાદિવડે આશ્રમકર્મનું અમુમુક્ષુને પણ વિહિતપણું હોવાથી તે નિત્યકર્મરૂપ આશ્રમનાં કર્મો માત્ર આશ્રમમાં નિષ્ઠા રાખનાર અમુમુક્ષુએ પણ અનુષ્ઠાન કરવાયોગ્ય છે. ૩૨.

અમુમુક્ષુ પુરુષ આશ્રમનાં કર્મોનું અનુષ્ઠાન કરશે, તો આ કર્મોને જ્ઞાનનું સાધનપણું નહિ રહે એમ શંકા થાય તો તેનું ઉત્તર કહેછેઃ—

## सहकारित्वेन च ॥ ३३ ॥

**અન્વય અને અન્વયાર્થઃ**—**सहकारित्वेन** ઉપકારકપણાવડે **च** જ [ આ કર્મોનું જ્ઞાનસાધનપણું છે ].

ટીકા:—જ્ઞાનની ઉત્પત્તિમાં ઉપકારકપણાવડે આશ્રમકર્મોનું 'तमेतं वेदानुवचनेन ब्राह्मणा विविदिषन्ति ॥' ઇત્યાદિશ્રુતિઓમાં વિધાન હોવાથી આ કર્મોનું જ્ઞાનસાધનપણું છે. અજ્ઞાનીએ એ કર્મો યાવજ્જીવન કરવાના છે, અને મુમુક્ષુએ તે કર્મો જ્ઞાનપ્રાપ્તિપર્યંત કિંવા ચિત્તશુદ્ધિપર્યંત કરવાનાં છે. ૩૩.

આશ્રમકર્મના ઉભયપણાના હેતુને દર્શાવેછે:—

## सर्वथाऽपि त एवोभयलिङ्गात् ॥ ३४ ॥

**અન્વય અને અન્વયાર્થ:—उभयलिङ्गात्** ઉભયલિંગથી ( શ્રુતિસ્મૃતિરૂપ જ્ઞાપકવાક્યથી ) **सर्वथा** સર્વપ્રકારે **अपि** પણ **ते** તે ( અગ્નિહોત્રાદિધર્મો ) **एव** જ [ અનુષ્ઠેય છે ].

ટીકા:—'तमेतं वेदानुवचनेन ब्राह्मणा विविदिषन्ति ॥' (વેદાધ્યયનવડે મુમુક્ષુઓ તે બ્રહ્મને જાણવાને ઇચ્છેછે) એ શ્રુતિલિંગથી તથા 'अनाश्रितः कर्मफलं कार्यं कर्म करोति यः ॥' (કર્મફલનો આશ્રય નહિ કરીને જે કરવાયોગ્ય કર્મને કરેછે) એ સ્મૃતિલિંગથી આશ્રમધર્મપણાના પક્ષમાં અને વિદ્યાના સહકારિપણાના પક્ષમાં તે અગ્નિહોત્રાદિધર્મો અનુષ્ઠાન કરવાયોગ્ય છે. તેથી આશ્રમકર્મનું ઉભયપણું છે, બંનેના કર્મનો ભેદ નથી. ૩૪.

નિત્યકર્મો સ્વતઃ પુણ્યલોકની પ્રાપ્તિરૂપફલવાળાં છતાં પણ જ્ઞાનપ્રાપ્તિની ઇચ્છાવડે અનુષ્ઠાન કરેલાં તેઓ જ્ઞાનની પ્રાપ્તિ કરનારાં થાયછે એમ કહ્યું. હવે બ્રહ્મચર્યાદિઆશ્રમકર્મોનું ક્લેશોને પાતળા કરવાવડે જ્ઞાનોદયમા હેતુપણુ છે એમા પ્રમાણ દર્શાવેછે:—

## अनभिभवं च दर्शयति ॥३५॥

**અન્વય અને અન્વયાર્થ:—च** અને **अनभिभवम्** [ શ્રુતિ રાગાદિવડે ] અપરાભવને **दर्शयति** દેખાડેછે.

ટીકા:—'एष ह्यात्मा न नश्यति यं ब्रह्मचर्येणानुविन्दति ॥' (આ આત્મા નાશ પામતો નથી, જેને બ્રહ્મચર્યવડે પુરુષ પ્રાપ્ત થાયછે ) ઇત્યાદિશ્રુતિ જે પુરુષ બ્રહ્મચર્યાદિસાધનસંપન્ન છે, તેનો રાગદ્વેષાદિક્લેશોવડે પરાભવ થતો નથી એમ કહેછે. તેથી આશ્રમનાં કર્મો વિદ્યાનાં ઉપકારક છે એમ સિદ્ધ થાયછે. ૩૫.

જેઓ દ્રવ્યાદિસંપત્તિથી રહિત અને આશ્રમહીન મધ્યવર્તી છે, તેઓને વિદ્યામાં અધિકાર છે કિંવા નથી ? એમ સંશય થાયછે. ત્યાં પૂર્વપક્ષી કહેછે કે આશ્રમકર્મોના વિદ્યાહેતુપણાના નિશ્ચયથી અને આશ્રમકર્મના અસંભવથી તે વિધુરાદિ મધ્યવર્તિઓને જ્ઞાનમાં અધિકાર નથી. એ પૂર્વપક્ષનું નિરાકરણ કરવા ભગવાન્ સૂત્રકાર નીચેનું અંતરાધિકરણ રચેછે:—

### ૯. અંતરાધિકરણ.

## अन्तरा चापि तु तद्दृष्टेः ॥ ३६॥

**અન્વય અને અન્વયાર્થ:—अन्तरा** [ અનાશ્રમિપણાવડે ] મધ્યમાં રહેનાર **च अपि तु** પણ [ જ્ઞાનમાં અધિકારી છે ] **तद्दृष्टेः** તેના ( આશ્રમહીનના જ્ઞાનાધિકારના ) દર્શનથી.

ટીકા:—અનાશ્રમિપણાવડે મધ્યમાં રહેનાર વિધુરાદિને પણ જ્ઞાનમાં અધિકાર છે; કેમકે આશ્રમહીન રૈક્વ તથા ગાર્ગીઆદિનું પણ બ્રહ્મવેત્તાપણું શ્રુતિમાં જોવામાં આવેછે. ૩૬.

## अपि च स्मर्यते ॥ ३७ ॥

**અન્વય અને અન્વયાર્થ:—च** અને **अपि** [ આશ્રમકર્મવિનાનાનું ] પણ **स्मर्यते** [ ઇતિહાસમાં મહાયોગિપણું ] કહેવાયછે.

ટીકા:—સંવર્તાદિને નગ્નચર્યાના યોગથી કોઇપણ આશ્રમનાં કર્મો ન હતાં, છતાં પણ તેમનું મહાયોગિપણું ઇતિહાસમાં કહેવાયછે. ૩૭.

અનાશ્રમિઓને જ્ઞાનનાં સાધનભૂત આશ્રમકર્મોનો અભાવ છતાં જ્ઞાનોત્પત્તિ કેમ થયી? એમ શંકા થાય તો તેનું સમાધાન કહેછેઃ—

## विशेषानुग्रहश्च ॥ ३८ ॥

**અન્વય અને અન્વયાર્થઃ**—च અને विशेषानुग्रहः [ધર્મ]વિશેષવડે [વિદ્યાનો] અનુગ્રહ [સંભવેછે].

**ટીકાઃ**—યદ્યપિ રૈક્વ, ગાર્ગી અને સંવર્તાદિક કોઇઆશ્રમનાં કર્મ કરતાં ન હતા, તથાપિ પુરુષમાત્રનાં સંબંધી જપ, ઉપવાસ અને દેવતાઆરાધનાદિરૂપ ધર્મવિશેષવડે તેમના ઉપર વિદ્યાનો અનુગ્રહ સંભવેછે. ' जप्येनैव तु संसिध्येद्ब्राह्मणो नात्र संशयः । कुर्यादन्यन्न वा कुर्यान्मैत्रो ब्राह्मण उच्यते ॥ ' (બ્રાહ્મણ જપકર્મવડે જ સિદ્ધિને પામેછે એમાં સંશય નથી; અન્ય કર્મ કરે અથવા ન કરે, પણ દયાવાન્ બ્રાહ્મણ કહેવાયછે) એ સ્મૃતિ આશ્રમકર્મના અસંભવમાં પણ જપમાં અધિકાર છે એમ કહેછે. જન્માંતરમાં અનુષ્ઠાન કરેલાં આશ્રમકર્મોવડે પણ વિદ્યાનો અનુગ્રહ સંભવેછે એમ *'अनेकजन्मसंसिद्धस्ततो याति परां गतिम् ॥'* (અનેકજન્મમાં સારીરીતે સિદ્ધ થયેલો પછી ઉત્કૃષ્ટગતિને પામેછે) એ સ્મૃતિ કહેછે. વિદ્યા દૃષ્ટફલવાળી છે, તેથી પ્રતિષેધના અભાવમાત્રવડે પણ અર્થીને શ્રવણાદિમાં અધિકારી કરેછે. તેથી વિધુરાદિનો અધિકાર પણ વિરોધ પામતો નથી. ૩૮.

અનાશ્રમીને વિદ્યાની પ્રાપ્તિ સ્વીકારવાથી આશ્રમિપણું નિરર્થક થાયછે, એવી શંકા થાય તો તેનું સમાધાન કરેછેઃ—

## अतस्त्वितरज्ज्यायो लिङ्गाच्च ॥ ३९ ॥

**અન્વય અને અન્વયાર્થઃ**—अतः આથી (અનાશ્રમિપણાથી) तु નિશ્ચય इतरत् *બીજું (આશ્રમિપણું)* ज्यायः *શ્રેષ્ઠ [છે]* च *એમ* लिङ्गात् *[શ્રુતિસ્મૃતિરૂપ] લિંગથી [જણાયછે].*

**ટીકાઃ**—અનાશ્રમિપણાથી આશ્રમિપણું સ્વલ્પકાલમાં જ્ઞાનની પ્રાપ્તિ કરનારું હોવાથી શ્રેષ્ઠ છે એમ ' तेनैति ब्रह्मवित्पुण्यकृत्तैजसश्च ॥ ' (સ્વાશ્રમોક્ત કર્મ કરનાર અને શુદ્ધસત્ત્વવાળો બ્રહ્મવિત્ જ્ઞાનમાર્ગવડે બ્રહ્મને પામેછે) એ શ્રુતિરૂપલિંગથી તથા ' अनाश्रमी न तिष्ठेत दिनमेकमपि द्विजः ॥ ' (દ્વિજ એક દિવસ પણ અનાશ્રમી ન રહે) એ સ્મૃતિરૂપલિંગથી જણાયછે. ૩૯.

ઊર્ધ્વરેતાઓના આશ્રમો છે એમ પૂર્વે સિદ્ધ કર્યું છે, ત્યાં સંશય થાયછે કે જે તે આશ્રમને પ્રાપ્ત થાયછે, તેનું તે આશ્રમથી રાગાદિવડે ગૃહસ્થાશ્રમમાં આવવું યોગ્ય છે વા નહિ? ત્યાં પૂર્વપક્ષી કહેછે કે ગૃહસ્થધર્મના અનુષ્ઠાનની ઇચ્છાવડે અથવા રાગાદિને અધીન થવાવડે જો તે ગૃહસ્થાશ્રમમાં આવે તો તે અયોગ્ય નથી. એ પૂર્વપક્ષનું નિરાકરણ કરવા ભગવાન્ સૂત્રકાર નીચેનું તદ્ભૂતાધિકરણ રચેછેઃ—

### ૧૦. તદ્ભૂતાધિકરણ.

## तद्भूतस्य तु नातद्भावो जैमिनेरपि नियमातद्रूपाभावेभ्यः ॥ ४० ॥

**અન્વય અને અન્વયાર્થઃ**—तद्भूतस्य તેના (સંન્યાસના) ભાવને પામેલાનું तु નિશ્ચય अतद्भावः [રાગાદિવડે] તેથી પતન न નથી नियमातद्रूपाभावेभ्यः નિયમવડે અપ્રત્યવરોહવડે અને [શિષ્ટાચારના] અભાવવડે [એ વાત સિદ્ધ થાયછે] जैमिनेः જૈમિનિનો अपि [અને બાદરાયણનો] પણ [આ વિષયમાં એક જ પ્રામાણિક મત છે].

**ટીકાઃ**—સંન્યાસાશ્રમ ગ્રહણ કરેલાથી રાગાદિવડે પુનઃ ગૃહસ્થાશ્રમનો સ્વીકાર થઇ શકતો નથી. ' अरण्यमियादिति पदं ततो न पुनरेयादित्युपनिषत् ॥ ' (સંન્યાસને ગ્રહણ કરે એમ શાસ્ત્રમાર્ગ છે, તે સંન્યાસથી પુનઃ પ્રતિઅવરોહ ન કરે એમ રહસ્ય છે) એ નિયમવડે, તથા જેમ ' ब्रह्मचर्यं समाप्य

भवेत् ॥' 'ब्रह्मचर्यादेव प्रव्रजेत् ॥' (બ્રહ્મચર્ય સમાપ્ત કરીને ગૃહસ્થ થાય. બ્રહ્મચર્યથી જ સંન્યાસ ગ્રહણ કરે) ઇત્યાદિ ચઢતા આશ્રમમાં ચઢવાનાં વચનો મળી આવેછે, તેમ પાછું અવરોહણ કરવાનાં વચનો શાસ્ત્રમા મળી આવતાં નથી, એ પ્રત્યવરોહણના વચનના અભાવવડે અને શિષ્ટાચારના અભાવવડે પૂર્વોક્ત વાત જ સિદ્ધ થાયછે. નિયમશાસ્ત્રનું બલવાન્પણું હોવાથી રાગાદિવશથી પ્રત્યવરોહ થઇ શકતો નથી. જૈમિનિ અને બાદરાયણાચાર્ય બંનેનો આ વિષયમાં એક જ પ્રામાણિક મત છે. ૪૦.

પ્રત્યવરોહણ અશાસ્ત્રીય છે એમ કહ્યું. હવે પ્રમાદથી પ્રત્યવરોહ થાય તો તેનું પ્રાયશ્ચિત્ત છે વા નહિ? એ સંશયની નિવૃત્તિ કરવા ભગવાન્ સૂત્રકાર નીચેનું **આધિકારિકાધિકરણ** રચેછે. તેમાં પ્રથમ પૂર્વપક્ષ દર્શાવેછેઃ—

## ૧૧. આધિકારિકાધિકરણ.

## પૂર્વપક્ષઃ- न चाऽऽधिकारिकमपि पतनानुमानात्तदयोगात् ॥ ४१ ॥

**અન્વય અને અન્વયાર્થઃ**—पतनानुमानात् પતનના અનુમાનથી तदयोगात् તેનો (પ્રાયશ્ચિત્તવચનનો) અયોગ હોવાથી आधिकारिकम् અધિકારલક્ષણમાં નિર્ણય કરેલું [પ્રાયશ્ચિત્ત] अपि પણ न [નૈષ્ઠિકને માટે] નથી च જ.

**ટીકાઃ**—'आरूढो नैष्ठिकं धर्मं यस्तु प्रच्यवते पुनः। प्रायश्चित्तं न पश्यामि येन शुद्ध्येत्स आत्महा ॥' (જે નૈષ્ઠિકધર્મને પ્રાપ્ત થઇને પછી પતિત થાયછે, તે આત્મઘાતી જે પ્રાયશ્ચિત્તવડે શુદ્ધ થાય એ પ્રાયશ્ચિત્તને હુ જોતો નથી) એ પતનના અનુમાન–સ્મૃતિવચન–થી અને હોમના વિધાનરૂપ પ્રાયશ્ચિત્તનો ઉપકુર્વાણસાથે સંબંધ હોવાથી તે પ્રાયશ્ચિત્તવચનનો પ્રમાદથી વ્યભિચાર કરનાર નૈષ્ઠિકબ્રહ્મચારીસાથે સંબંધ નથી, તેથી **પૂર્વમી**માંસામાં અધિકારલક્ષણમા નિર્ણય કરેલું પ્રાયશ્ચિત્ત પણ નૈષ્ઠિકને માટે નથી જ. ૪૧.

એ પૂર્વપક્ષનું નિરાકરણ કરેછેઃ—

## સિદ્ધાંતઃ- उपपूर्वमपि त्वेके भावमशनवत्तदुक्तम् ॥ ४२ ॥

**અન્વય અને અન્વયાર્થઃ**—अपि तु પરંતુ एके કોઇ [આચાર્યો] उपपूर्वम् [આ] ઉપપૂર્વ (ઉપપદ જેની પૂર્વમાં છે એવું પાતક–ઉપપાતક) [છે એમ માનેછે, તેથી] अशनवत् [મધઆદિના] ભક્ષણની પેઠે भावम् [પ્રાયશ્ચિત્તનું] અસ્તિત્વ [છે] तदुक्तम् [પૂર્વકાંડમાં] તે કહ્યું છે.

**ટીકાઃ**—કોઇ આચાર્યો ગુરુદારાદિકવિના અન્યત્ર નૈષ્ઠિકબ્રહ્મચારીના વ્રતલોપને ઉપપાતક માનેછે, તેથી જેમ મધ તથા માંસના ભક્ષણમા બ્રહ્મચારીના વ્રતનો લોપ થાયછે, અને પછી સંસ્કાર કરવાથી તેની શુદ્ધિ થાયછે, તેમ બ્રહ્મચારિપણાના અવિશેષથી અને અવકીર્ણિત્વ(વ્યભિચારિપણા)ના અવિશેષથી ઉપકુર્વાણની પેઠે નૈષ્ઠિકને પણ પ્રાયશ્ચિત્તનો સદ્ભાવ છે, ને તેવડે તેની શુદ્ધિ થાયછે. જેઓ પ્રાયશ્ચિત્તના અભાવને ઇચ્છેછે, તેઓને તેનું શ્રુતિરૂપ મૂલ અપ્રાપ્ત છે, અને જેઓ પ્રાયશ્ચિત્તના ભાવને ઇચ્છેછે, તેઓને 'ब्रह्मचार्यवकीर्णी ॥' (જે બ્રહ્મચારીએ વ્યભિચાર કર્યો હોય) એ બ્રહ્મચારિપણાના અવિશેષનું શ્રવણ એ મૂલ પ્રાપ્ત છે, તેથી પ્રાયશ્ચિત્તનો ભાવ યુક્તતર છે. **પૂર્વમી**માંસામાં પણ 'शास्त्रस्था वा तन्निमित्तत्वात् ॥' (શાસ્ત્રના નિમિત્તપણાથી શાસ્ત્રરૂપમૂલવાળુ જ્ઞાન જ ગ્રહણ કરવાયોગ્ય છે) એ સૂત્રવડે શ્રુતિરૂપમૂલમાં જે કહ્યું હોય તે જ ગ્રહણ કરવાનું કહ્યું છે. પ્રાયશ્ચિત્તના અભાવને કહેનારી સ્મૃતિનું તાત્પર્ય અપ્રમાદવડે નૈષ્ઠિકબ્રહ્મચર્યનું પાલન કરવું જોઇએ તેભણી છે, શ્રુતિમાં પ્રાયશ્ચિત્તનો સદ્ભાવ હોવાથી પ્રાયશ્ચિત્તનો અભાવ જણાવવાભણી નથી. વાનપ્રસ્થ તથા સન્યાસી પણ જો પ્રમાદથી બ્રહ્મચર્યનો ભંગ કરે તો વાનપ્રસ્થ એક કૃચ્છ્ર કરીને બહુતૃણાદિવાળા દેશને જલદાનાદિવડે વધારે અને સન્યાસી એક કૃચ્છ્ર કરીને સોમલતાને સજીને અન્યતૃણાદિને જલદાનાદિવડે વધારે, તથા બ્રહ્મનું ધ્યાન કરે. ધ્યાનથી પાપોનો નાશ થાયછે, તેમાં નીચેનાં સ્મૃતિવાક્યો પ્રમાણ છેઃ—

" मनोवाक्कायजान्दोषान् ज्ञानोत्थांश्च प्रमादजान् ।
सर्वान्दहति योगाग्निस्तूलराशिमिवानलः ॥
उपपातकसङ्घेषु पातकेषु महत्सु च ।
प्रविश्य रजनीपादं ब्रह्मध्यानं समाचरेत् ॥ "

અર્થ:—બુદ્ધિપૂર્વક થયેલા અને પ્રમાદથી થયેલા મન, વાણી અને શરીરના સર્વેદોષોને, અગ્નિ જેમ રૂના સમૂહને બાળી નાંખેછે, તેમ યોગાગ્નિ બાળી નાંખેછે. સર્વેઉપપાતકોમાં અને મહાપાતકોમાં રાત્રિના છેલ્લાપ્રહરમાં બ્રહ્મધ્યાન સારીરીતે કરે.

એપ્રમાણે સંન્યાસિઓના બ્રહ્મચર્યભંગમાં પ્રાયશ્ચિત્તનો સદ્ભાવ છે. ૪૨.

પ્રાયશ્ચિત્ત કરીને જેણે બ્રહ્મચર્યવ્રતભંગનો દોષ દૂર કર્યો છે, તેમની સાથે જ્ઞાનનાં સાધન જે શ્રવણાદિ તે કર્તવ્ય છે વા નહિ? એ સંશયને દૂર કરવા ભગવાન્ સૂત્રકાર નીચેનું બહિસ્તૂભયથાધિકરણ રચેછેઃ—

## ૧૨. બહિસ્તૂભયથાધિકરણ.

## बहिस्तूभयथाऽपि स्मृतेराचाराच्च ॥ ४३ ॥

**અન્વય અને અન્વયાર્થઃ**—स्मृतेः સ્મૃતિથી च અને आचारात् [ શિષ્ટોના ] આચારથી उभयथा બંનેપ્રકારે अपि પણ तु નિશ્ચય बहिः [ શિષ્ટોએ તેમને પંક્તિ ]બહાર [ કરવા જોઇએ ].

ટીકા:—' आरूढपतितं विप्रं मंडलाच्च विनिःसृतम् । उद्बद्धं कृमिदष्टं च स्पृष्ट्वा चान्द्रायणं चरेत् ॥' (સંન્યાસાશ્રમ તજી ગૃહસ્થ થયેલા દ્વિજને, જાતિબહાર મૂકેલાને, ફાંસો ખાઇ મુએલાને અથવા ફાંસી દઇ મારી નાંખેલાને, અને કૃમિના દંશથી મુએલાને સ્પર્શ કરીને પુરુષ શુદ્ધિને માટે ચાંદ્રાયણવ્રત કરે) એ આરૂઢપતિતની નિંદા કરનારી સ્મૃતિથી, અને તેવા પતિતોની સાથે શિષ્ટો યજ્ઞ, અધ્યયન અને વિવાહાદિ કરતા નથી એ શિષ્ટાચારથી, સંન્યાસાશ્રમ તજી ગૃહસ્થાશ્રમી થવું એ મહાપાતક હો, કિંવા ઉપપાતક હો, બંનેપ્રકારે પણ તેઓને શિષ્ટોએ પંક્તિબહાર કરવા જોઇએ, અર્થાત્ તેઓની સાથે શ્રવણાદિક કર્તવ્ય નથી. આવાં પાપોમાં પ્રાયશ્ચિત્તવડે પારલૌકિક અશુદ્ધિ દૂર કરાયછે, પણ ઐહિક અશુદ્ધિ અનુવર્તેછે, માટે તેવા લોકોસાથે વ્યવહાર કરવો યોગ્ય નથી. ૪૩.

યજ્ઞાદિકર્મોના અંગોની ઉપાસનાઓમાં સંશય છે કે એ ઉપાસનાઓ યજમાનનાં કર્મો છે વા ઋત્વિક્નાં કર્મો છે? એ સંશયને નિવૃત્ત કરવા ભગવાન્ સૂત્રકાર નીચેનું સ્વામ્યધિકરણ રચેછે. તેમાં પ્રથમ પૂર્વપક્ષ દર્શાવેછેઃ—

## ૧૩. સ્વામ્યધિકરણ.

## પૂર્વપક્ષઃ— स्वामिनः फलश्रुतेरित्यात्रेयः ॥ ४४ ॥

**અન્વય અને અન્વયાર્થઃ**—फलश्रुतेः ફલશ્રુતિથી स्वामिनः યજમાનનાં [ કર્મો છે ] इति એમ आत्रेयः આત્રેય [ માનેછે ].

ટીકા:—' वर्षत्यस्मै य उपास्ते ॥' (જે ઉપાસના કરેછે, આને માટે વર્ષેછે) ઇત્યાદિફલશ્રુતિથી જણાયછે કે ઉપાસના કરનારને ફલસિદ્ધિ થાયછે, માટે ફલવાળી ઉપાસનાઓ યજમાને જ કરવી જોઇએ, ઋત્વિગ્દ્વારા ન કરાવવી જોઇએ, એમ આત્રેયઆચાર્ય માનેછે. ૪૪.

એ પૂર્વપક્ષનું નિરાકરણ કરેછેઃ—

## સિદ્ધાંતઃ—आर्त्विज्यमित्यौडुलोमिस्तस्मै हि परिक्रीयते ॥ ४५ ॥

**અન્વય અને અન્વયાર્થઃ**—आर्त्विज्यम् [ અંગોની ઉપાસનાઓ ] ઋત્વિક્સંબંધી [ છે ]

इति એમ औडुलोमिः ઔડુલોમિ [ માનેછે ] हि કેમકે तस्मै તેને માટે ( અંગસહિત કર્મને માટે ) परिक्रीयते [ યજમાનવડે ઋત્વિક્ ] ગ્રહણ કરાયછે.

**ટીકાઃ**—યજ્ઞાદિકર્મના અંગોની ઉપાસનાઓ યજમાનને કર્તવ્ય નથી, કિંતુ તે ઉપાસનાઓ ઋત્વિક્‌ની સાથે સંબંધવાળી છે, અર્થાત્ તે ઋત્વિક્‌ને કર્તવ્ય છે, એમ ઔડુલોમિઆચાર્ય માનેછે; કેમકે અંગસહિત કર્મને માટે યજમાનવડે ઋત્વિક્ ગ્રહણ કરાયછે, અને તે પ્રયોગની અંતર જ ઉદ્‌ગીથાદિ ઉપાસનાઓ છે. યજમાનને ફલપ્રાપ્તિ કહેનારી શ્રુતિ પણ વિરોધ પામતી નથી; કેમકે દક્ષિણાદિવડે ઋત્વિક્‌ને ગ્રહણ કરેલ છે, તેથી તેના તે કર્મનું ફલ યજમાનને મળેછે. ૪૫.

એમાં શ્રુતિપ્રમાણ દર્શાવેછે.—

## श्रुतेश्च ॥ ४६ ॥

**અન્વય અને અન્વયાર્થઃ**—श्रुतेः શ્રુતિથી च પણ [ ઉપાસના ઋત્વિક્‌નું કર્મ છે, અને તેનું ફલ યજમાનને થાયછે, એમ સિદ્ધ થાયછે ].

**ટીકાઃ**—' या वै कांचन यज्ञ ऋत्विज आशिषमाशासत इति यजमानायैव तामाशासत इति होवाचेति ॥' ( ઋત્વિક્ યજ્ઞમાં જે કાંઇ પ્રાર્થના ભણેછે, તે યજમાનને માટે જ ભણેછે, એમ કહેતા હવા ) એ શ્રુતિથી પણ ઉપાસના એ ઋત્વિક્‌નું કર્મ છે, અને તેનું ફલ યજમાનને થાયછે, એમ સિદ્ધ થાયછે. ૪૬.

' तस्माद्ब्राह्मणः पाण्डित्यं निर्विद्य बाल्येन तिष्ठासेद्बाल्यं च पाण्डित्यं च निर्विद्याथ मुनिरमौनं च मौनं च निर्विद्याथ ब्राह्मणः ॥' ( તેથી મુમુક્ષુ શ્રવણને સારીરીતે પામીને મનનવડે સ્થિત થવાને ઇચ્છે, પછી શ્રવણ અને મનનને સારીરીતે સંપાદન કરીને નિદિધ્યાસનમાં સ્થિત થવાને ઇચ્છે, પશ્ચાત્ શ્રવણમનન તથા નિદિધ્યાસનને સારીરીતે સંપાદન કરી બ્રહ્મરૂપ થાયછે ) એ બૃહદારણ્યકની શ્રુતિમાં સંશય થાયછે કે મૌન–નિદિધ્યાસન–નું વિધાન છે વા નહિ? પૂર્વપક્ષી કહેછે કે ' अथ मुनिः ॥' અહિં વિધાન કરનારા શબ્દનો અભાવ હોવાથી આ અનુવાદરૂપ છે, વિધિરૂપ નથી. એ પૂર્વપક્ષનું નિરાકરણ કરવા ભગવાન્ સૂત્રકાર નીચેનું સહકાર્યંતરવિધ્યધિકરણ રચેછેઃ—

### ૧૪. સહકાર્યંતરવિધ્યધિકરણ.

## सहकार्यन्तरविधिः पक्षेण तृतीयं तद्वतो विध्यादिवत् ॥ ४७ ॥

**અન્વય અને અન્વયાર્થઃ**—सहकार्यन्तरविधिः અન્ય ( મૌન ) ઉપકારક [ છે, તેથી તેનું ] વિધાન [ છે ] विध्यादिवत् વિધિઆદિની પેઠે तद्वतः તે( વિદ્યા )વાળાને पक्षेण [ ભેદદર્શનના પ્રબલપણાના ] પક્ષવડે तृतीयं ત્રીજું ( મૌન ) [ વિધાન કરાયછે ].

**ટીકાઃ**—મૌન ( નિદિધ્યાસન ) એ જ્ઞાનને ઉપકાર કરનાર છે, તેથી તે નિદિધ્યાસનનું અપૂર્વપણાથી વિધાન છે. જેમ ' दर्शपूर्णमासाभ्यां स्वर्गकामो यजेत ॥' ( સ્વર્ગની કામનાવાળો દ્વિજ દર્શ અને પૂર્ણમાસવડે યજન કરે ) એવા પ્રકારના વિધિઆદિમાં ( વિધિ જેમાં મુખ્ય છે તેમાં ) સહકારિપણાવડે અગ્ન્યાધાનાદિક અંગસમૂહનું વિધાન કરાયછે, તેમ અવિધિપ્રધાન આ જ્ઞાનવાક્યમા પણ જ્ઞાનોદયને માટે તેના ઉપાયના અભ્યાસમાં પ્રવૃત્ત થયેલાને, ભેદદર્શનના પ્રબલપણાના હેતુથી બ્રહ્મપ્રાપ્તિ ન થાય તે પક્ષમાં, શ્રવણ તથા મનનની અપેક્ષાથી આ ત્રીજું–નિદિધ્યાસન–વિધાન કરાયછે. ૪૭.

જો મનનાદિવિશિષ્ટ સંન્યાસાશ્રમ શ્રુતિસિદ્ધ વિદ્યમાન છે, તો છાંદોગ્યમાં ' अभिसमावृत्य कुटुम्बे ॥' ( બ્રહ્મચર્યવ્રત સમાપ્ત કરી ગૃહસ્થાશ્રમમાં સ્થિત થયેલો બ્રહ્મલોકને પામેછે, ને પુનરાવૃત્તિ પામતો નથી ) એ વચનવડે ગૃહીનો ઉપસંહાર શામાટે કર્યો છે? એમ શંકા થાય તો તેનું સમાધાન કરેછેઃ—

## कृत्स्नभावात्तु गृहिणोपसंहारः ॥ ४८ ॥

**અન્વય અને અન્વયાર્થઃ**—कृत्स्नभावात् સમુદાયના ભાવથી तु જ गृहिणोपसंहारः ગૃહીનો ઉપસંહાર [ છે ].

**ટીકાઃ**—ગૃહીમાં આશ્રમસમુદાયનાં કર્મોનો ભાવ છે, અર્થાત્ બહુપરિશ્રમવડે સિદ્ધ થનારાં યજ્ઞાદિઆશ્રમકર્મો કર્તવ્યપણાવડે તેમનાપ્રતિ ઉપદેશ કરાયેલાં છે, અને અહિંસા તથા ઇન્દ્રિયસંયમાદિ આશ્રમાંતરનાં કર્મો પણ યથાસંભવ તેમનામાં છે, તેથી છાંદોગ્યમાં ગૃહીનો ઉપસંહાર કર્યો છે, સંન્યાસાશ્રમના અભાવથી એ ઉપસંહાર કર્યો નથી. ૪૮.

સંન્યાસાશ્રમ અને ગૃહસ્થાશ્રમ એવા બે આશ્રમના કથનથી અન્યઆશ્રમના અભાવની શંકા કોઇને થાય તો તેને દૂર કરવા કહેછેઃ—

## मौनवदितरेषामप्युपदेशात् ॥ ४९ ॥

**અન્વય અને અન્વયાર્થઃ**—मौनवत् સંન્યાસની પેઠે इतरेषाम् બીજાઓનો अपि પણ उपदेशात् [ શ્રુતિમાં ] ઉપદેશ હોવાથી [ વાનપ્રસ્થાશ્રમ અને બ્રહ્મચર્યાશ્રમ શ્રુતિસમ્મત છે ].

**ટીકાઃ**—જેમ સંન્યાસ અને ગાર્હસ્થ્ય એ બે આશ્રમો શ્રુતિસમ્મત છે, તેમ વાનપ્રસ્થ અને ગુરુકુલવાસ( બ્રહ્મચર્ય )નો પણ ' तप एव द्वितीयो ब्रह्मचार्याचार्यकुलवासी तृतीयः ॥' ( તપ જ બીજો અને બ્રહ્મચારી ગુરુગૃહવાસી ત્રીજો ) એ શ્રુતિમાં ઉપદેશ હોવાથી એ બન્ને આશ્રમો પણ શ્રુતિસમ્મત છે. इतरेषाम् એ બન્નેઆશ્રમોનું બહુવચન અવાંતરભેદોની અપેક્ષાવડે અર્થાત્ અનુષ્ઠાતાના ભેદની અપેક્ષાએ અથવા અનુષ્ઠાનના ભેદની અપેક્ષાએ છે એમ જાણવું. ગાયત્ર, બ્રાહ્મ, પ્રાજાપત્ય અને બૃહન્ એમ ચારપ્રકારના બ્રહ્મચારી છે, અને વૈખાનસ, ઔદુંબર, વાલખિલ્ય અને ફેનપ એમ ચારપ્રકારના વાનપ્રસ્થ છે. ગૃહસ્થ અને સંન્યાસી પણ ચારચારપ્રકારના છે. એ સર્વેનું વિશેષ સ્વરૂપ જાણવાની જેને ઇચ્છા થાય તેણે આશ્રમમીમાંસામાં જોવું. ૪૯.

' तस्माद्ब्राह्मणः पाण्डित्यं निर्विद्य बाल्येन तिष्ठासेत् ॥' એ શ્રુતિમાંના बाल्य એ શબ્દનો અર્થ બ્રહ્મજ્ઞાનની દઢતારૂપ બલ સંપાદન કરનાર મનન એવો પૂર્વે કર્યો છે. હવે બાલકનો ભાવ અથવા બાલકનું કર્મ એ પણ बाल्य એ શબ્દનો અર્થ થઇ શકેછે, તેનો વિવેક કરવા આ અધિકરણનો આરંભ થાયછે. પુરુષની પ્રથમાવસ્થાનું નામ બાલ્ય છે, તે બાલભાવરૂપ વયોવિશેષ મોટા વયના મનુષ્યને ઇચ્છાવડે સંપાદન કરવું અશક્ય છે, તેમ તેનું કાંઇ પ્રયોજન પણ નથી, માટે बाल्यશબ્દથી બાલચરિતની અંતરૂનાં કામચાર (જ્યાંત્યાં મૂત્રપુરીષ કરવાં), કામવાદ (જેતે બોલવું) અને કામભક્ષણ (જેતે ભક્ષણ) એ કર્મો ગ્રહણ કરવાં, અથવા દંભ, દર્પ અને પ્રરૂઢઇન્દ્રિયપણાદિથી રહિતપણું એ ભાવવિશુદ્ધિ ગ્રહણ કરવી, એ સંશય થાયછે. પૂર્વપક્ષી કહેછે કે बाल्यશબ્દ કામચારાદિ બાલકનાં કર્મોમાં લોકમાં પ્રસિદ્ધ છે, માટે અત્ર તેનું ગ્રહણ કરવું એ યુક્ત છે. એ પૂર્વપક્ષની નિવૃત્તિ કરવા ભગવાન્ સૂત્રકાર નીચેનું અનાવિષ્કુર્વદધિકરણ રચેછેઃ—

### ૧૫. અનાવિષ્કુર્વદધિકરણ.

## अनाविष्कुर्वन्नन्वयात् ॥ ५० ॥

**અન્વય અને અન્વયાર્થઃ**—अनाविष्कुर्वन् [ જ્ઞાનાદિવડે પોતાને ] નહિ પ્રકટ કરતો છતો [ રહે, એમ ભાવવિશુદ્ધિરૂપ બાલ્ય કહેવાને ઇચ્છિત છે, અને તે ] अन्वयात् [ વાક્યના ] અન્વયથી [ યુક્ત થાયછે ].

**ટીકાઃ**—મુખ્યના ઉપકારમાટે અંગનું વિધાન કરાયછે, અને અહિં જ્ઞાનાભ્યાસ એ સંન્યાસિઓને મુખ્ય અનુષ્ઠાન કરવાયોગ્ય છે; જો સઘળી બાલચર્યાનો અંગીકાર કરીએ તો જ્ઞાનાભ્યાસ સંભવી શકતો નથી, માટે તેમાંથી ભાવવિશુદ્ધિ જ અંગીકાર કરવાયોગ્ય છે. જેમ બાલક અપ્રરૂઢઇન્દ્રિયપણાવડે અન્યઆગળ પોતાની ખ્યાતિ પ્રકટ કરતો નથી, તેમ સંન્યાસી પણ જ્ઞાન, અધ્યયન તથા ધાર્મિકપણાદિવડે પોતાને નહિ પ્રકટ કરતો છતો દંભદર્પાદિરહિત થાય, એમ અહિં ભાવવિશુદ્ધિરૂપ બાલ્ય કહેવાને ઇચ્છિત છે, અને એમ માનવાથી જ આ વાક્યનો જ્ઞાનાભ્યાસને ઉપકાર કરનારો અન્વય યુક્ત થઇ શકેછે. સ્મૃતિમાં પણ એમ જ કહ્યું છેઃ—

" गूढधर्माश्रितो विद्वानज्ञातचरितं चरेत् ।
अन्धवज्जडवच्चापि मूकवच्च महीं चरेत् ॥ "

**અર્થઃ**-રહસ્યધર્મનો જેણે આશ્રય કરેલો છે એવો વિદ્વાન્ અજ્ઞાતચરિતને આચરેછે. તે અંધવત્, જડવત્ અને મૂકવત્ પૃથ્વીપર વિચરેછે, અર્થાત્ જ્ઞાનેન્દ્રિયના અને કર્મેન્દ્રિયના પરવશપણાને લઇને તે આ લોકમાં પ્રારબ્ધવશાત્ ભ્રમણ કરેછે.

'अव्यक्तलिङ्गोऽव्यक्ताचारः ॥' (અપ્રકટ ધર્મચિહ્ન અને અપ્રકટ આચારવાળો)એ સ્મૃતિવચનમાં પણ એમ જ કહ્યું છે. ૫૦.

'सर्वापेक्षा च यज्ञादिश्रुतेरश्ववत्॥' એ સૂત્રથી આરભ કરીને નાનાંમોટાં જ્ઞાનસાધનો કહ્યાં. તે સાધનોનું ફલ જે જ્ઞાન તે આ જન્મમાં જ સિદ્ધ થાયછે, વા ક્યારેક જન્માન્તરમાં પણ સિદ્ધ થાયછે, એમ સંશય થાયછે. પૂર્વપક્ષી કહેછે કે શ્રવણાદિવડે જ્ઞાનની પ્રાપ્તિ થાયછે, અને શ્રવણાદિમાં પ્રવૃત્ત થનારાઓ અમને જન્માન્તરમા જ્ઞાનલાભ થાય એમ ઇચ્છી શ્રવણાદિમાં પ્રવૃત્ત થતા નથી, પણ આ જન્મમાં જ્ઞાનલાભ થાય એમ ઇચ્છી તેમાં પ્રવૃત્ત થાયછે, માટે જ્ઞાન આ જન્મમાં જ સિદ્ધ થાયછે એમ માનવું યોગ્ય છે. એ પૂર્વપક્ષનું નિરાકરણ કરવા ભગવાન્ સૂત્રકાર નીચેનું ઐહિકાધિકરણ રચેછેઃ-

### ૧૬. ઐહિકાધિકરણ.

## ऐहिकमप्यप्रस्तुतप्रतिबन्धे तद्दर्शनात् ॥ ५१ ॥

**અન્વય અને અન્વયાર્થઃ**—**अप्रस्तुतप्रतिबन्धे** પ્રતિબંધ વિદ્યમાન ન હોય [ તો ] **ऐहिकम्** આ લોકમાં-આ જન્મમાં [ વિદ્યાની ઉત્પત્તિ થાયછે ] **अपि** અને [ પ્રતિબંધ હોય તો જન્માંતરમાં જ્ઞાનોત્પત્તિ થાયછે ] **तद्दर्शनात्** [ શ્રુતિસ્મૃતિમાં ] તેના દર્શનથી.

**ટીકાઃ**—ભોગ દેનારા કર્મોના વિપાકની ઉપસ્થિતિરૂપ પ્રતિબંધ વિદ્યમાન ન હોય તો આ જન્મમાં જ્ઞાનની ઉત્પત્તિ થાયછે, અને જો પ્રતિબંધ વિદ્યમાન હોય તો જન્માંતરમાં જ્ઞાનોત્પત્તિ થાયછે. 'અમને આ જન્મમાં જ જ્ઞાનસિદ્ધિ થાઓ' એવી પ્રબલ જ્ઞાનેચ્છા સર્વેને હોતી નથી, અને તેથી જ્ઞાનસાધનમાં ઉત્તમોત્તમ પ્રવૃત્તિ પણ સર્વેમાં હોતી નથી. શ્રવણાદિવડે ઉત્પન્ન થનારું જ્ઞાન પણ પ્રતિબંધના ક્ષયની અપેક્ષાવડે જ ઉત્પન્ન થાયછે. 'श्रवणायापि बहुभिर्यो न लभ्यः शृण्वन्तोऽपि बहवो यं न विद्युः ॥' (જે આત્મા ઘણાઓવડે શ્રવણને માટે પણ લભ્ય નથી, અને શ્રવણ કરતાં છતાં પણ ઘણા જેને જાણી શકતા નથી) એ શ્રુતિ પણ આત્માનું દુર્બોધપણું દેખાડેછે. વામદેવને ગર્ભમાં જ જ્ઞાન થયું એમ કહેનારી શ્રુતિ તથા 'अनेकजन्मसंसिद्धस्ततो याति परां गतिम् ॥' (અનેકજન્મવડે સારીરીતે સિદ્ધ થયેલો પછી ઉત્કૃષ્ટગતિને પામેછે) એ સ્મૃતિ જન્માંતરમાં સંચય કરેલાં સાધનથી પણ જન્માંતરમાં જ્ઞાનોત્પત્તિ દર્શાવેછે. ૫૧.

સાધનના પ્રબલપણા કિંવા દુર્બલપણાથી જ્ઞાનરૂપ ફલ આ જન્મમાં અથવા જન્માંતરમાં સિદ્ધ થાયછે એમ વિશેષનિયમ દેખાડ્યો. હવે વિદ્યાના ફલ મોક્ષમાં કોઇપણ વિશેષનિયમ નથી એમ દર્શાવવા ભગવાન્ સૂત્રકાર નીચેનું મુક્તિફલાનિયમાધિકરણ રચેછેઃ-

### ૧૭. મુક્તિફલાનિયમાધિકરણ.

## एवं मुक्तिफलानियमस्तदवस्थावधृतेस्तदवस्थावधृतेः ॥ ५२ ॥

**અન્વય અને અન્વયાર્થઃ**—**एवं** એવીરીતે **मुक्तिफलानियमः** મુક્તિના ફલનો અનિયમ [ છે ] **तदवस्थावधृतेः** તેની ( મુક્તિની ) અવસ્થાના [ એકરૂપના ] નિશ્ચયથી **तदवस्थावधृतेः** તેની અવસ્થાના નિશ્ચયથી.

ટીકા:—જેવીરીતે સાધનના ઉત્કર્ષઅપકર્ષથી તેના ફ્લ જ્ઞાનના ઉત્કર્ષઅપકર્ષનો નિયમ છે, એવી રીતે જ્ઞાનના ફ્લ મુક્તિના ઉત્કર્ષઅપકર્ષનો નિયમ નથી, કેમકે સર્વેઉપનિષદોમા બ્રહ્મરૂપમોક્ષાવસ્થાના એકરૂપનો નિશ્ચય છે બ્રહ્મ જ મોક્ષાવસ્થા છે, અને બ્રહ્મ એકરૂપ છે માટે મોક્ષ પણ એકરૂપ જ છે 'अस्थूलमनणु ॥' (સ્થૂલ નહિ, અણુ નહિ), 'स एप नेति नेत्यात्मा ॥' (આ નહિ, આ નહિ, એમ જે નિષેધનો અવધિ છે, તે આ આત્મા છે), 'यत्र नान्यत्पश्यति ॥' (જ્યા અન્યને જોતો નથી), અને 'इद सर्वं यदयमात्मा ॥' (જે આ સર્વ છે, તે આ આત્મા છે) ઇત્યાદિશ્રુતિઓવડે બ્રહ્મના એકરૂપત્વનો નિશ્ચય થાયછે મુક્તિના સાધનરૂપ નિર્ગુણજ્ઞાનના ભેદના અભાવથી તેના ફ્લરૂપ મોક્ષના ભેદના નિયમનો પણ અભાવ છે સગુણવિદ્યામા ગુણનો ભાવ હોવાથી તેમા ફ્લભેદ સભવેછે પણ નિર્ગુણવિદ્યામા ગુણનો અભાવ હોવાથી તેમા ફ્લભેદ સભવતો નથી, એમ 'न हि गतिरधिकाऽस्ति कस्यचित् सति हि गुणे प्रवदन्त्यतुल्यताम् ॥' (કોઇપણ નિર્ગુણવિદ્યાવાળા પુરુષને ન્યૂનાધિક ફ્લ નથી જ, કેમકે વિદ્વાનો ગુણમા-સગુણવિદ્યાવાળામા-ફ્લના અતુલ્યપણાને કહેછે) એ સ્મૃતિવચનથી સિદ્ધ થાયછે तदवस्थावघृते એ પદનુ જે બેવાર કથન છે તે અધ્યાયની સમાપ્તિ દર્શાવેછે ૫૨

**ઇતિ શ્રીવેદાંતદર્શનની તાત્પર્યદીપિકાનામની ગૂજરાતીભાષાની ટીકામાં સાધનનામના ત્રીજાઅધ્યાયનો નિર્ગુણજ્ઞાનના બહિરંગસાધનભૂત આશ્રમયજ્ઞાદિનું અને અંતરંગસાધનભૂત શમદમશ્રવણમનનાદિનું નિરૂપણ એ નામનો ચોથોપાદ સમાપ્ત. ૪.**

## સાધનનામનો ત્રીજો અધ્યાય સમાપ્ત. ૩.





→※ ॥ श्रीसद्गुरुर्विजयतेराम् ॥ ※←

## ॥ श्रीवेदांतदर्शन ॥

## ૪. ફલાધ્યાય.

### ૧. અથ શ્રવણાદિની આવૃત્તિવડે નિર્ગુણબ્રહ્મના સાક્ષાત્કારવાળાને અથવા ઉપાસનાવડે સગુણબ્રહ્મના સાક્ષાત્કારવાળાને જીવતાં છતાં પુણ્ય-પાપના લેપના વિનાશરૂપલક્ષણવાળી મુક્તિનું કથન એ નામનો ચોથાઅધ્યાયનો પહેલો પાદ.

ત્રીજાઅધ્યાયમાં જ્ઞાનનાં સાધનનો વિચાર કર્યો. હવે ચોથાઅધ્યાયમાં ફલનો વિચાર કરવામાં આવશે; ફલના પ્રસંગવડે ઉત્ક્રાંતિ અને અર્ચિઆદિમાર્ગનો વિચાર પણ થશે. તેમાં પ્રથમ કેટલાંક અધિકરણોવડે સાધનાશ્રય વિચારવિશેષને દર્શાવશે. 'आत्मा वा अरे द्रष्टव्यः श्रोतव्यो मन्तव्यो निदिध्यासितव्यः ॥' (અરે મૈત્રેયિ! આત્મા જ શ્રવણ કરવાયોગ્ય છે, મનન કરવાયોગ્ય છે, નિદિધ્યાસન કરવાયોગ્ય છે, અને સાક્ષાત્કાર કરવાયોગ્ય છે) અને 'सोऽन्वेष्टव्यः स विजिज्ञासितव्यः ॥' (તે અન્વેષણ કરવાયોગ્ય છે, તે વિશેષે જાણવાયોગ્ય છે) ઇત્યાદિશ્રુતિઓમાં સંશય છે કે શ્રવણમનનાદિકનું એકવાર અનુષ્ઠાન કરવું વા વારંવાર કરવું? પૂર્વપક્ષી કહેછે કે શ્રવણાદિના અદૃષ્ટપણાથી તેનું એક જ વાર અનુષ્ઠાન કરવું. એ પૂર્વપક્ષનું નિરાકરણ કરવા ભગવાન્ સૂત્રકાર નીચેનું આવૃત્ત્યધિકરણ રચેછેઃ—

#### ૧. આવૃત્ત્યાધિકરણ.

### आवृत्तिरसकृदुपदेशात् ॥ १ ॥

**અન્વય અને અન્વયાર્થઃ**—असकृदुपदेशात् વારંવારના ઉપદેશથી आवृत्तिः [ શ્રવણાદિનું ] વારંવાર અનુષ્ઠાન [ કર્તવ્ય છે ].

ટીકાઃ—'श्रोतव्यो मन्तव्यो निदिध्यासितव्यः ॥' એવાપ્રકારનો વારંવારનો ઉપદેશ શ્રવણાદિના વારંવારના અનુષ્ઠાનને સૂચવેછે. આ શ્રવણાદિનું સાક્ષાત્કારરૂપ દૃષ્ટાર્થપણું છે, અદૃષ્ટાર્થપણું નથી, માટે તત્ત્વસાક્ષાત્કારપર્યંત સાધકે આ શ્રવણાદિનું વારંવાર અનુષ્ઠાન કરવું જોઇએ. લોકમાં જેમ 'શ્રીગુરુની ઉપાસના કરેછે,' 'રાજાની ઉપાસના કરેછે' ઇત્યાદિપ્રયોગોમાં 'ઉપાસના કરેછે,' એ પદો એકવાર છતાં પણ તેમને અનુસરવારૂપપ્રત્યયોની (મનનાં પરિણામોની) આવૃત્તિ આપણે સમજીએછીએ, તેમ અત્ર 'श्रोतव्यः' ઇત્યાદિપદો એકવાર છતાં પણ પ્રત્યયની આવૃત્તિ સ્વીકારવી જોઇએ. ૧.

## लिङ्गाच्च ॥ २ ॥

**અન્વય અને અન્વયાર્થઃ**—लिङ्गात् લિંગથી च પણ [ શ્રવણાદિકની આવૃત્તિનો નિશ્ચય થાયછે ].

**ટીકાઃ**—'रश्मींस्त्वं पर्यावर्तयात् ॥' (તું બહુરશ્મિઓનું-કિરણોનું-અને આદિત્યનું ભેદવડે વારંવાર ધ્યાન કર) એ શ્રુતિવડે ઉદ્‌ગીથધ્યાનની આવૃત્તિ કહી છે. તેથી ધ્યાનપણાના સામાન્યરૂપલિંગ-અનુમાપકહેતુ-થી અથવા ફલપર્યંતપણાના સામાન્યરૂપલિંગથી પણ શ્રવણમનનનિદિધ્યાસમાં આવૃત્તિનો નિશ્ચય થાયછે. સામાન્યવિશેષરહિત ચૈતન્યરૂપ નિત્યસિદ્ધ બ્રહ્મનું જ્ઞાન યુક્તિસહિત तत्त्वमसिમહાવાક્યનું એકવાર શ્રવણ કરવાથી જ થવું જોઇએ, અને તેથી બ્રહ્માત્માના એકપણાને વિષય કરનારી પ્રમાની ઉત્પત્તિમાં વારંવાર અનુષ્ઠાનરૂપ અભ્યાસની અપેક્ષા નથી, એમ શંકા થાય તો તેનું સમાધાન કહેવામાં આવેછે. જે શુદ્ધ અને એકાગ્રચિત્તવાળા મુમુક્ષુઓ तत्त्वमसिમહાવાક્યના એકવારના યથાયોગ્ય શ્રવણથી બ્રહ્માત્મપણાનો અનુભવ કરવાને શક્તિમાન્ છે, તેમને શ્રવણાદિના અભ્યાસની અપેક્ષા નથી એ સત્ય છે, પણ જેઓ અધિકારની ન્યૂનતાને લીધે એકવારના ઉપદેશથી તેવો અનુભવ કરવાને અશક્ત છે, તેમને અભ્યાસની અપેક્ષા છે. શ્રીછાંદોગ્યોપનિષદ્‌માં એ જ કારણથી શ્વેતકેતુપ્રતિ તેમના પિતાએ પૃથક્ પૃથક્ દૃષ્ટાંતો આપી तत्त्वमसिનો નવવાર ઉપદેશ કરેલો છે. तत्त्वमसि મહાવાક્ય त्वंપદાર્થના तत्પદાર્થભાવને કહેછે. तत्પદવડે 'सत्यं ज्ञानमनन्तं ब्रह्म ॥' (સત્ય, જ્ઞાન અને અનંતરૂપ બ્રહ્મ) 'विज्ञानमानन्दं ब्रह्म ॥' (વિજ્ઞાન અને આનંદરૂપ બ્રહ્મ) 'अजमजरममरम् ॥' (અજ, અજર અને અમર) અને 'अस्थूलमनण्वह्रस्वमदीर्घम् ॥' (અસ્થૂલ, અણુભાવથી રહિત, અહ્રસ્વ અને અદીર્ઘ) ઇત્યાદિશ્રુતિઓમાં પ્રસિદ્ધ એવું બ્રહ્મ કહેવાયછે. તેમાં अजઆદિશબ્દોવડે ભાવવિકારોનો નિષેધ કરેલો છે, अस्थूलઆદિશબ્દોવડે સ્થૂલપણાદિ દ્રવ્યના ધર્મોનો નિષેધ કરેલો છે, અને विज्ञानઆદિશબ્દોવડે ચૈતન્યપ્રકાશરૂપતા કહી છે. સર્વસંસારધર્મથી રહિત, અનુભવરૂપ, બ્રહ્મનામવાળો આ तत्પદનો અર્થ વેદાંતનું રહસ્ય જાણનારાઓને પ્રસિદ્ધ છે, અને त्वंપદનો અર્થ ચૈતન્યરૂપ પ્રત્યગાત્મા છે. તેમાં જેઓને એ બે પદના અર્થો અજ્ઞાન, સંશય અને વિપર્યયવડે પ્રતિબંધ પામેલા છે, તેમને तत्त्वमसि મહાવાક્ય પોતાના અર્થમાં પ્રમા ઉપજાવી શકતું નથી. વાક્યાર્થજ્ઞાનનું પદાર્થજ્ઞાનપૂર્વકપણું હોવાથી પદાર્થવિવેકના પ્રયોજનવાળો શાસ્ત્ર તથા યુક્તિનો અભ્યાસ તેવાઓને માટે અંગીકાર કરવાયોગ્ય છે. જોકે આત્મા નિરંશ છે તોપણ તેમાં દેહ, ઇન્દ્રિયો, મન, બુદ્ધિ અને વિષયજ્ઞાનાદિરૂપ બહુઅંશપણું અધ્યારોપિત છે. તેમાં એક નિશ્ચયવડે એકઅંશ દૂર થાયછે, બીજા નિશ્ચયવડે બીજો અંશ દૂર થાયછે, એમ તેમાં ક્રમવાળું જ્ઞાન પણ સંભવી શકેછે. તેથી મંદ તથા મધ્યમ અધિકારીને શાસ્ત્ર તથા યુક્તિનો અભ્યાસ નિરર્થક નથી. આત્મજ્ઞાન થયા છતાં પણ આત્માના દુઃખાદિધર્મો નિવૃત્ત થતા નથી, એવી શંકાને પણ અવકાશ નથી; કેમકે દૃશ્યપણાથી જેમ દેહાદિ આત્માના ધર્મો નથી, તેમ દુઃખાદિ પણ આત્માના ધર્મો નથી. વળી તે દુઃખાદિ આત્મસ્વરૂપ પણ નથી; કેમકે સુષુપ્તિઆદિમાં ચૈતન્યરૂપ આત્માની અનુવૃત્તિ છતાં દુઃખની અનુવૃત્તિ નથી. 'સર્વદુઃખવિમુક્ત એકચૈતન્યરૂપ હું છું' આ આત્માનુભવ છે. આવીરીતનો આત્માનુભવ થાય ત્યારે સર્વકર્તવ્યોની સમાપ્તિ થાયછે. 'किं प्रजया करिष्यामो येषां नोऽयमात्माऽयं लोकः ॥' (જે અમને આ આત્મા પ્રત્યક્ષફલરૂપ છે, તે અમે પ્રજાવડે શું કરીએ?) એ શ્રુતિ તથા 'यस्त्वात्मरतिरेव स्यादात्मतृप्तश्च मानवः । आत्मन्येव च सन्तुष्टस्तस्य कार्यं न विद्यते ॥' (જે મનુષ્ય આત્મામાં જ પ્રીતિવાળો હોય, તથા આત્મતૃપ્ત હોય, અને આત્મામાં જ સંતુષ્ટ હોય તેને કર્તવ્ય નથી) એ સ્મૃતિ પણ આત્મવેત્તાના કર્તવ્યાભાવને દર્શાવેછે. જેઓને આ અનુભવ સહસા ઉપજતો નથી, તેમને તે અનુભવસંપાદનમાટે આવૃત્તિ કર્તવ્ય છે. ૨.

તત્ત્વજ્ઞાનને માટે ધ્યાનાભ્યાસકાલે હું બ્રહ્મ છું એમ ધ્યાન કરવું, અથવા મારાથી ભિન્ન મારો સ્વામી ઈશ્વર છે એમ ધ્યાન કરવું, એવો સંશય થાયછે. પૂર્વપક્ષી કહેછે કે હું બ્રહ્મ છું એમ ધ્યાન ન કરવું. નિષ્પાપપણાદિગુણવાળા પરમેશ્વર છે, અને તેનાથી વિપરીતગુણવાળો જીવ છે, તેના અભેદનું ધ્યાન કેમ

થઇ શકે? ઈશ્વરના જીવરૂપપણામાં ઈશ્વિરાભાવના પ્રસંગથી શાસ્ત્રને નિરર્થકપણું પ્રાપ્ત થાયછે, અને જીવના ઈશ્વરરૂપપણામાં અધિકારીના અભાવથી શાસ્ત્રને નિરર્થકપણાની પ્રાપ્તિ તથા પ્રત્યક્ષાદિનો વિરોધ પ્રાપ્ત થાયછે. પ્રતિમાદિમાં વિષ્ણુઆદિની પેઠે જીવમાં ઈશ્વરનું ધ્યાન શાસ્ત્રથી કર્તવ્ય છે એમ કહો તો અમે કહીએછીએ કે તેવા પ્રતીકધ્યાનથી જીવ તથા ઈશ્વરનો મુખ્ય અભેદ ધ્યાતવ્ય છે એમ સિદ્ધ થતું નથી. એ પૂર્વપક્ષનું નિરાકરણ કરવા ભગવાન્ સૂત્રકાર નીચેનું આત્માધિકરણ રચેછેઃ—

### ૨. આત્માધિકરણ.

## आत्मेति तूपगच्छन्ति ग्राहयन्ति च ॥ ३ ॥

**અન્વય અને અન્વયાર્થઃ**—आत्मा આત્મા [ ઈશ્વર છે ] इति એમ उपगच्छन्ति [ જાબાલો ] અંગીકાર કરેછે च અને तु [ વેદાંતવાક્યો ] પણ ग्राहयन्ति [ ઈશ્વરને આત્મપણાવડે ] ગ્રહણ કરેછે.

**ટીકા:**—આત્મા જ પરમેશ્વર છે એમ નિશ્ચય કરવો જોઇએ; કેમકે જાબાલશાખાવાળાઓ પરમેશ્વરપ્રક્રિયામાં 'त्वं वा अहमस्मि भगवो देवतेऽहं वै त्वमसि देवते ॥' ( હે ભગવતિ દેવતે ! તું જ હું છું, અને હે દેવતે ! હું જ તું છે ) એ વચનવડે આત્મપણાવડે ઈશ્વરને અંગીકાર કરેછે, અને 'अहं ब्रह्मास्मि ॥' ( હું બ્રહ્મ છું ) ઇત્યાદિવેદવચનો પણ એમ જ અંગીકાર કરેછે. વળી 'एष त आत्मा सर्वान्तरः ॥' (આ તારો આત્મા સર્વાંતર છે), 'एष त आत्माऽन्तर्याम्यमृतः ॥' ( આ તારો આત્મા અંતર્યામી અમૃત છે ), અને 'तत्सत्यं स आत्मा तत्त्वमसि ॥' ( તે સત્ય, તે આત્મા, તે તું છે ) ઇત્યાદિવેદાંતવાક્યો પણ ઈશ્વરને આત્મપણાવડે ગ્રહણ કરેછે. વિષ્ણુપ્રતિમાની પેઠે આને પ્રતીકદર્શન કહેવું યુક્ત નથી; કેમકે એમ માનવાથી સ્વતઃસિદ્ધ મુખ્યઅભેદને ગૌણપણાના પ્રસંગની તથા તેનાં બોધક સ્પષ્ટવાક્યોને વિરૂપપણાની પ્રાપ્તિ થાયછે. 'मनो ब्रह्म ॥' ( મન બ્રહ્મ છે ), 'आदित्यो ब्रह्म ॥' (આદિત્ય બ્રહ્મ છે) ઇત્યાદિમાં જ્યાં પ્રતીકદૃષ્ટિ સ્વીકારાયછે ત્યાં એક અભેદવચન હોયછે, અને અહિં તો 'તું હું છું, અને હું તું છે' એમ બે અભેદવચન છે, માટે અભેદ જ સ્વીકારવાયોગ્ય છે. '*अथ योऽन्यां देवतामुपास्तेऽन्योऽसावन्योऽहमस्मीति न स वेद* ॥' ( હવે આ દેવ અન્ય છે અને હું અન્ય છું એમ જે ભિન્નદેવને ઉપાસેછે, તે જાણતો નથી ), 'मृत्योः स मृत्युमाप्नोति य इह नानेव पश्यति ॥' ( જે પરમાત્મામાં નાનાની પેઠે જુએછે, તે મૃત્યુથી મૃત્યુને પામેછે ), અને 'सर्वं तं परादाद्योऽन्यत्राऽऽत्मनः सर्वं वेद ॥' ( જે સર્વને પોતાનાથી ભિન્ન જાણેછે, તેને સર્વ પોતાનાથી દૂર કરેછે ) ઇત્યાદિ પુષ્કલ શ્રુતિઓ ભેદદર્શનનો અપવાદ કરેછે, તેથી પણ અભેદદર્શન જ સિદ્ધ થાયછે. વિરુદ્ધગુણપણાનું મિથ્યાપણું હોવાથી વિરુદ્ધગુણવાળા જીવઈશ્વરનો ચૈતન્યરૂપે અભેદ સંભવી શકેછે. ઈશ્વરનું જીવપણું શાસ્ત્ર પ્રતિપાદન કરતું નથી, તેથી ઈશ્વરાભાવનો દોષ પણ પ્રાપ્ત થતો નથી. પ્રબોધની પહેલાં સંસારિપણાનો સ્વીકાર હોવાથી, અને પ્રત્યક્ષાદિવ્યવહારનું તત્સંબંધિપણું હોવાથી અધિકારીના અભાવનો અને પ્રત્યક્ષાદિના વિરોધનો દોષ પણ અપ્રાપ્ત છે. 'यत्र त्वस्य सर्वमात्मैवाभूत्तत्केन कं पश्येत् ॥' ( જે કાલમાં આ પુરુષને સર્વ આત્મા જ થયું, તે કાલે તે કયા કરણવડે કોને જુએ? ) ઇત્યાદિવડે પ્રબોધમાં પ્રત્યક્ષાદિના અભાવને શ્રુતિ દેખાડેછે. પ્રત્યક્ષાદિના અભાવમાં શ્રુતિને પણ અભાવનો પ્રસંગ પ્રાપ્ત થશે, એમ કહો તો અમે કહીએછીએ કે 'वेदा अवेदाः ॥' ( જે કાલમાં વેદો અવેદો થાયછે ) એ વચનથી જ્ઞાનકાલમાં અમને શ્રુતિનો અભાવ પણ ઇષ્ટ છે. ત્યારે 'આ અપ્રબોધ કોનો' એમ જો તું પૂછે, તો 'જે તું પૂછેછે તેનો આ અપ્રબોધ છે' એમ અમે કહીએછીએ. જો એમ કહે કે 'હું તો શ્રુતિએ કહેલો ઈશ્વર જ છું' તો અમે કહીએછીએ કે જો તું એવીરીતે પ્રબુદ્ધ છે, તો કોઇનો અપ્રબોધ નથી. આવીરીતે અભેદશ્રુતિનું મુખ્યાર્થપણું હોવાથી હું બ્રહ્મ છું એમ જ ધ્યાન કરવું. ૩.

જેમ અહંગ્રહઉપાસનામાં આત્મબુદ્ધિ કર્તવ્ય છે, તેમ 'मनो ब्रह्मेत्युपासीत ॥' ( મન બ્રહ્મ છે એમ

ઉપાસના કરે) 'आदित्यो ब्रह्मेत्यादेशः ॥' (આદિત્ય બ્રહ્મ છે એવો આદેશ છે) ઇત્યાદિ પ્રતીકઉપાસનામાં આત્મબુદ્ધિ કર્તવ્ય છે વા નહિ એમ સંશય થાયછે. પૂર્વપક્ષી કહેછે કે શ્રુતિમાં બ્રહ્મનું આત્મપણાવડે પ્રસિદ્ધપણું હોવાથી તેઓમાં આત્મબુદ્ધિ કરવી એ યુક્ત છે. પ્રતીકોનું બ્રહ્મવિકારપણું હોવાથી બ્રહ્મપણું છે, અને તેથી તેઓનું આત્મપણું પણ સંભવિત છે. એ પૂર્વપક્ષને દૂર કરવા ભગવાન્ સૂત્રકાર નીચેનુ પ્રતીકાધિકરણ રચેછેઃ—

### ૩. પ્રતીકાધિકરણ.

## न प्रतीके न हि सः ॥ ४ ॥

**અન્વય અને અન્વયાર્થઃ—प्रतीके** પ્રતીકમાં **न** [ આત્મબુદ્ધિ કર્તવ્ય ] નથી **हि** કેમકે **सः** તે [ ઉપાસક ] **न** [ પ્રતીકને આત્મપણાવડે અનુભવતો ] નથી.

**ટીકાઃ**—પ્રતીકમાં આત્મબુદ્ધિ કર્તવ્ય નથી; કેમકે તે ઉપાસક પોતાથી ભિન્ન પ્રતીકોને આત્મપણાવડે અનુભવતો નથી. બ્રહ્મવિકારપણાથી પ્રતીકોનું બ્રહ્મપણું ને તેથી આત્મપણું એમ કહેવુ એ અયુક્ત છે, કેમકે એમ માનવાથી પ્રતીકનો અભાવ થઇ જાયછે. વિકારસ્વરૂપના બાધવડે નામાદિસમૂહનું બ્રહ્મપણું જ થાયછે, અને એવીરીતે નામાદિના સ્વરૂપનો બાધ થયે સતે તેમનું પ્રતીકપણું અથવા તેમાં આત્મબુદ્ધિ કેવીરીતે થઇ શકે? ન જ થઇ શકે. ઉપાસકના અને પ્રતીકના સ્વરૂપનો ભેદ હોવાથી, તથા અહંગ્રહમાં વિધિનું અશ્રવણ હોવાથી પ્રતીકોમાં આત્મબુદ્ધિ કરવી યુક્ત નથી. ૪.

તે ઉદાહરણોમાં અન્ય સંશય છે કે આદિત્યાદિની દૃષ્ટિ બ્રહ્મમાં કર્તવ્ય છે કિંવા બ્રહ્મદૃષ્ટિ આદિત્યાદિમાં ર્તવ્ય છે? પૂર્વપક્ષી કહેછે કે આદિત્યાદિદૃષ્ટિ બ્રહ્મમાં કર્તવ્ય છે; કેમકે એપ્રમાણે આદિત્યાદિદૃષ્ટિવડે બ્રહ્મોપાસન થાયછે, અને બ્રહ્મોપાસન ફલવાન્ છે એમ શાસ્ત્રમર્યાદા છે. એ પૂર્વપક્ષનું નિરાકરણ કરવા ભગવાન્ સૂત્રકાર નીચેનું બ્રહ્મદૃષ્ટ્યધિકરણ રચેછેઃ—

### ૪. બ્રહ્મદૃષ્ટ્યધિકરણ.

## ब्रह्मदृष्टिरुत्कर्षात् ॥ ५ ॥

**અન્વય અને અન્વયાર્થઃ—उत्कर्षात्** ઉત્કર્ષથી **ब्रह्मदृष्टिः** [ પ્રતીકોમાં ] બ્રહ્મદૃષ્ટિ [ કર્તવ્ય છે ].

**ટીકાઃ**—બ્રહ્મનો પ્રતીકોથી ઉત્કર્ષ હોવાથી આદિત્યાદિપ્રતીકોમાં બ્રહ્મદૃષ્ટિ કર્તવ્ય છે. બ્રહ્મમાં આદિત્યાદિની દૃષ્ટિ કર્તવ્ય નથી. જેમ લોકમાં ક્યારેક દાસમાં રાજાની દૃષ્ટિ કરાવછે, પરંતુ રાજામાં દાસની દૃષ્ટિ કરાતી નથી, તેમ અત્ર પણ જાણવું. 'ब्रह्मेत्यादेशः ॥' 'ब्रह्मेत्युपासीत ॥' ઇત્યાદિમાં સર્વત્ર ब्रह्मशब्दપછી इति પદ છે, તેથી પણ પૂર્વોક્ત અર્થ જ સિદ્ધ થાયછે. 'स य एतदेवं विद्वानादित्यं ब्रह्मेत्युपास्ते ॥' (જે એપ્રમાણે જાણનાર આ આદિત્ય બ્રહ્મ છે એમ ઉપાસેછે, તે) ઇત્યાદિવાક્યશેષોમા દ્વિતીયાનું કથન હોવાથી આદિત્યાદિ ઉપાસનાનું કર્મ છે, તેથી પણ આદિત્યાદિમાં બ્રહ્મદૃષ્ટિ કર્તવ્ય છે એમ નિશ્ચય થાયછે. પ્રતિમાદિમાં વિષ્ણુઆદિની પેઠે પ્રતીકોમાં જે બ્રહ્મદૃષ્ટિનો અધ્યારોપ તે અત્ર બ્રહ્મનું ઉપાસ્યપણું છે. ૫.

'य एवासौ तपति तमुद्गीथमुपासीत ॥' (જે આ આદિત્ય તપેછે તે ઉદ્ગીથ એમ ઉપાસના કરે), અને 'लोकेषु पञ्चविधं सामोपासीत ॥' (પૃથિવી, અગ્નિ, અંતરિક્ષ, આદિત્ય અને દ્યુ એ નામવાળા લોકોમાં ક્રમથી હિંકાર, પ્રસ્તાવ, ઉદ્ગીથ, પ્રતીહાર અને નિધન એ પાંચપ્રકારના સામને ઉપાસે) ઇત્યાદિ અંગાવબદ્ધઉપાસનાઓમાં સંશય છે કે શું આદિત્યાદિમા ઉદ્ગીથાદિની દૃષ્ટિ વિધાન કરાયછે, વા ઉદ્ગીથાદિમાં આદિત્યાદિની દૃષ્ટિ વિધાન કરાયછે? પૂર્વપક્ષી કહેછે કે ઉદ્ગીથાદિનું કર્માત્મકપણું હોવાથી, અને કર્મની ફલપ્રાપ્તિની પ્રસિદ્ધિથી, ઉદ્ગીથાદિબુદ્ધિવડે ઉપાસના કરાયેલા આદિત્યાદિ કર્મરૂપ થઇને ફલના હેતુઓ થશે, માટે આદિત્યાદિમાં ઉદ્ગીથાદિની બુદ્ધિનો અધ્યારોપ કરવો, એ જ ન્યાય્ય છે. એ પૂર્વપક્ષનું નિરાકરણ કરવા ભગવાન્ સૂત્રકાર નીચેનું આદિત્યાદિમત્યધિકરણ રચેછેઃ—

### ૫. આદિત્યાદિમત્યધિકરણ.

## आदित्यादिमतयश्चाङ्ग उपपत्तेः ॥ ६ ॥

**અન્વય અને અન્વયાર્થઃ—उपपत्तेः** [ કર્મસમૃદ્ધિની ] સંગતિથી **अङ्गे** [ ઉદ્‌ગીથાદિ ] અંગમાં **च** જ **आदित्यादिमतयः** આદિત્યાદિની બુદ્ધિઓ [ કર્તવ્ય છે ].

**ટીકાઃ**—'यदेव विद्यया करोति श्रद्धयोपनिषदा तदेव वीर्यवत्तरं भवति ॥' (જે કર્મ ઉપાસના, શ્રદ્ધા અને દેવતાના જ્ઞાનસાથે કરેછે, તે જ કર્મ વીર્યવત્તર થાયછે) એ શ્રુતિ ઉપાસનાના કર્મસમૃદ્ધિહેતુપણાને દર્શાવેછે. જેથી ઉપાસનાનું કર્મસમૃદ્ધિ ફલ છે તેથી કિંવા અપૂર્વના સન્નિકર્ષથી **આદિત્યાદિબુદ્ધિવડે** સંસ્ક્રિયમાણ-ઉદ્‌ગીથાદિમાં કર્મસમૃદ્ધિ સંગત થાયછે, અન્યથા અસંગત થાયછે. તે કર્મસમૃદ્ધિની સંગતિથી ઉદ્‌ગીથાદિ કર્માંગોમાં જ **આદિત્યાદિની** બુદ્ધિઓ કર્તવ્ય છે એમ નિશ્ચય થાયછે. 'लोकेषु पञ्चविधं सामोपासीत ॥' એમાં જોકે લોકનો સપ્તમીવડે નિર્દેશ કર્યો છે, તોપણ તે **સામમાં** જ અધ્યારોપ કરવાયોગ્ય છે, કેમકે દ્વિતીયાના નિર્દેશવડે **સામનું** ઉપાસ્યપણું જણાયછે. તેથી ત્યાં પણ **હિંકારાદિમાં** જ **પૃથિવીઆદિની** બુદ્ધિ કર્તવ્ય છે. ૬.

અંગાવબદ્ધઉપાસનાઓના કર્મતંત્રપણાથી જે કર્મ ઊભા રહીને કરવાનું હોયછે, તેમાં ઉપાસના પણ ઊભા રહીને થાયછે, અને જે કર્મ બેસીને કરવાનુ હોયછે, તેમાં ઉપાસના પણ બેસીને થાયછે, એટલે તેમાં આસનનો વિચાર કર્તવ્ય નથી, અને જ્ઞાનનું વસ્તુતંત્રપણું હોવાથી તેમાં ( સમ્યગ્દર્શનમાં) પણ તેનો વિચાર કર્તવ્ય નથી. માત્ર પ્રતીક અને અહંગ્રહ ઉપાસનાઓમાં તેનો વિચાર કર્તવ્ય છે. એ ઉપાસનાઓ શું અનિયમવડે ઊભા રહીને બેસીને વા શયન કરીને કરવી, કિંવા નિયમવડે બેસીને જ કરવી, એમ સંશય થાયછે. પૂર્વપક્ષી કહેછે કે ઉપાસનાનું માનસપણું હોવાથી શરીરસ્થિતિનો નિયમ નથી, માટે ગમે તે રીતે તે થઇ શકે. એ પૂર્વપક્ષનું નિરાકરણ કરવા ભગવાન્ સૂત્રકાર નીચેનું આસીનાધિકરણ રચેછેઃ—

### ૬. આસીનાધિકરણ.

## आसीनः सम्भवात् ॥ ७ ॥

**અન્વય અને અન્વયાર્થઃ—आसीनः** બેસીને [ જ ઉપાસના કરે ] **सम्भवात्** [ તેવીરીતે તેનો ] સંભવ હોવાથી.

**ટીકાઃ**—મન અને દેહનું ભિન્નપણું છતાં પણ દેહચાંચલ્યમાં મનના અનવસ્થાનનું અનુભવસિદ્ધપણું હોવાથી મનોવ્યાપારરૂપઉપાસનામાં દેહની સ્થિરતામાટે આસનના નિયમની અપેક્ષા છે. સમાનપ્રત્યયપ્રવાહકરણરૂપ ઉપાસના ચાલતાં કિંવા દોડતાં સંભવતી નથી; કેમકે તે ક્રિયાઓ ચિત્તને વિક્ષેપ કરનારી છે. ઊભા રહીને પણ ઉપાસના થઇ શકતી નથી; કેમકે તે કાલે મન દેહધારણમાં વ્યાપારવાળું હોવાથી સૂક્ષ્મવસ્તુનું નિરીક્ષણ કરવામાં સમર્થ થતું નથી. સૂતેલો પણ અકસ્માત્ જ નિદ્રાવડે પરાભવ પામેછે, તેથી શયનની સ્થિતિમાં પણ ઉપાસના થઇ શકે નહિ. માટે ઉપાસક બેસીને જ ઉપાસના કરે; કેમકે તેની સ્થિતિમાં પૂર્વોક્ત બહુદોષોનો સારીરીતે અભાવ હોયછે. તેથી તે અવસ્થામાં ઉપાસના સંભવેછે. ૭.

ધ્યાનશબ્દથી પણ એ જ અર્થ સિદ્ધ થાયછે એમ કહેછેઃ—

## ध्यानाच्च ॥ ८ ॥

**અન્વય અને અન્વયાર્થઃ—ध्यानात्** ધ્યાનથી **च** પણ [ ઉપાસના બેસીને કર્તવ્ય છે ].

**ટીકાઃ**—જે આ સમાનપ્રત્યયપ્રવાહકરણરૂપ ઉપાસના છે તે જ ધ્યાન છે. ધ્યાનકાલે અંગચેષ્ટાઓ અતિશિથિલ હોયછે, દૃષ્ટિ સ્થિર હોયછે, ને ચિત્ત એકવિષયમાં તલ્લીન થયેલું હોયછે. એ ધ્યાન બેઠેલાથી જ સુખપૂર્વક થઇ શકેછે, અન્યસ્થિતિવાળાથી સુખપૂર્વક થઇ શકતું નથી. ઉપાસનાના પર્યાયરૂપ એ ધ્યાનશબ્દથી પણ ઉપાસના બેસીને કર્તવ્ય છે એમ સિદ્ધ થાયછે. ૮.

એ સંબંધમાં શ્રૌતદૃષ્ટાંતને કહેછેઃ—

## अचलत्वं चापेक्ष्य ॥ ९ ॥

**અન્વય અને અન્વયાર્થઃ**—च અને अचलत्वं અચલપણાની अपेक्ष्य અપેક્ષા કરીને [ध्यायति-ધ્યાન કરેછે—એ શબ્દનું કથન થાયછે ].

**ટીકા:**—વળી 'ध्यायतीव पृथिवी ॥' ( પૃથિવી જાણે ધ્યાન કરેછે ) એ શ્રુતિમાં પૃથિવીઆદિમાં અચલપણાની જ અપેક્ષાએ ध्यायति-ધ્યાન કરેછે—એ શબ્દનું કથન થાયછે. તે પણ ઉપાસના બેસીને કર્તવ્ય છે એમાં લિંગ છે. ૯.

સ્મૃતિથી પણ ઉપાસનામાં આસનનો નિયમ સિદ્ધ થાયછે એમ કહેછે.—

## स्मरन्ति च ॥ १० ॥

**અન્વય અને અન્વયાર્થઃ**—च અને स्मरन्ति [ શિષ્ટો ઉપાસનાના અંગપણાવડે આસનનું ] સ્મરણ કરેછે.

**ટીકા:**—'शुचौ देशे प्रतिष्ठाप्य स्थिरमासनमात्मनः ॥' ( પવિત્રદેશમાં પોતાના આસનને સ્થિર સ્થાપન કરીને ) ઇત્યાદિવચનોવડે શિષ્ટો ઉપાસનાના અંગપણાવડે આસનનું સ્મરણ કરેછે. આથી જ યોગશાસ્ત્રમાં સિદ્ધાસન તથા પદ્માસન આદિ આસનોનો ઉપદેશ છે. એ આસનોનાં સ્વરૂપાદિ જાણવાની જેને ઇચ્છા થાય, તેણે શ્રીયોગકૌસ્તુભમાં આસનનિરૂપણનામની પ્રભામાં જોવું. ૧૦.

આ ઉપાસનાઓમાં પૂર્વાદિદિશાનો, તીર્થાદિદેશનો અને પ્રદોષાદિકાલનો નિયમ છે વા નહિ એમ સંશય થાયછે. પૂર્વપક્ષી કહેછે કે જેમ યાગાદિકર્મમા દિશાદિનો નિયમ જોવામાં આવેછે, તેમ આમાં પણ કોઇ નિયમ હોવો જોઇએ. એ પૂર્વપક્ષ દૂર કરવા ભગવાન્ સૂત્રકાર નીચેનું યત્રૈકાગ્રતાધિકરણ રચેછેઃ—

### ७. યત્રૈકાગ્રતાધિકરણ.

## यत्रैकाग्रता तत्राविशेषात् ॥ ११ ॥

**અન્વય અને અન્વયાર્થઃ**—यत्र જ્યાં एकाग्रता એકાગ્રતા [ થાય ] तत्र ત્યાં [ ઉપાસના કરે ] अविशेषात् અવિશેષથી.

**ટીકા:**—જે દિશામાં જે દેશમાં અને જે કાલમાં મનની સુખપૂર્વક એકાગ્રતા થાય તે દિશાદિમાં જ ઉપાસક ઉપાસના કરે. યાગાદિની પેઠે અહિં દિશાદિના વિશેષનું શ્રવણ નહિ હોવાથી અને વાંછનીય એકાગ્રતાનું સર્વત્ર સમપણું હોવાથી દિશાદિનો નિયમ નથી.

**શંકા:**—નીચેની શ્રુતિમાં વિશેષ પણ દર્શાવ્યો છે, માટે વિશેષનું શ્રવણ નથી એમ કેમ કહેવાય?

"समे शुचौ शर्करावह्निवालुकाविवर्जिते शब्दजलाश्रयादिभिः ।
मनोनुकूले न तु चक्षुपीडने गुहानिवाताश्रयणे प्रयोजयेत् ॥"

**અર્થ:**—સમાન, પવિત્ર, કાંકરા અગ્નિ વાલુ કોલાહલ અને જલાશ્રયાદિથી રહિત, મનને અનુકૂલ અને મશક( મચ્છર )થી રહિત એવાં ગુહાદિ વાયુવિનાના સ્થાનમાં યોગાભ્યાસ કરે.

**સમાધાન:**—દેશાદિના આગ્રહથી ચિત્તવિક્ષેપથી એકાગ્રતાનો ભંગ થાયછે, માટે તે શ્રુતિમાના વિશેષોમા અનિયમ છે, એમ આચાર્યશ્રીએ સુહૃદ્ થઇને આ સૂત્રમા કહ્યુ છે. શ્રુતિમાંનું मनोनुकूले એ પદ પણ જ્યાં એકાગ્રતા થાય ત્યાં જ યોગાભ્યાસ કર્તવ્ય છે એમ ઉપદેશ કરેછે, માટે સર્વ નિર્દોષ છે. ૧૧.

સર્વેઉપાસનાઓમાં આવૃત્તિ આદર કરવાયોગ્ય છે, એમ પહેલા અધિકરણમા કહ્યુ છે. તેમાં જે ઉપાસનાઓ સમ્યક્જ્ઞાનરૂપપ્રયોજનવાળી છે, તેઓ તો જ્ઞાનની પ્રાપ્તિ થયે સમાપ્ત થાયછે, એટલે તેની આવૃત્તિ ક્યાંસુધી કરવી એવો સંશય રહેતો નથી, પણ જે ઉપાસનાઓ અભ્યુદયરૂપફલવાળી છે, તેમાં સંશય

થાયછે કે એ ઉપાસનાઓ શું કિંચિત્કાલ કરી ત્યજવાની છે વા યાવજ્જીવન અનુષ્ઠાન કરવાની છે? પૂર્વપક્ષી કહેછે કે કેટલોક કાલ ઉપાસનાનો અભ્યાસ કરી પછી તેનો ત્યાગ કરે; કેમકે ઉપાસનાશબ્દનો અર્થ પ્રત્યયની આવૃત્તિ કરવી એટલો જ છે, ને તે એમ કરવાથી સિદ્ધ થાયછે. એ પૂર્વપક્ષનું નિરાકરણ કરવા ભગવાન્ સૂત્રકાર નીચેનું આપ્રાયણાધિકરણ રચેછેઃ—

## ૮. આપ્રાયણાધિકરણ.

## आप्रायणात्तत्रापि हि दृष्टम् ॥ १२ ॥

**અન્વય અને અન્વયાર્થઃ—आप्रायणात्** મરણપર્યંત [આવૃત્તિ કરવી] **हि** કેમકે **तत्र** તેમાં (મરણકાલમાં) **अपि** પણ **दृष्टम्** [પ્રત્યયની અનુવૃત્તિ શ્રુતિમાં] જોયી છે.

**ટીકાઃ**—અંત્યપ્રત્યયને અધીન અદૃષ્ટફલની પ્રાપ્તિ હોવાથી મરણપર્યંત પ્રત્યયની આવૃત્તિ કરવી જોઇએ. કર્મો જેમ જન્માંતરમાં ઉપભોગ્યફલનો આરંભ મરણકાલમાં કરેછે, તેમ ભાવનારૂપ વિજ્ઞાન પણ મરણકાલમાં પ્રાપ્તવ્યફલનો આરંભ કરેછે, એમ 'यच्चित्तस्तेनैष प्राणमायाति प्राणस्तेजसा युक्तः सहाऽऽत्मना यथासंकल्पितं लोकं नयति ॥' (ઉપાસક જે લોકના સંકલ્પવાળો છે, તે લોકના સંકલ્પવડે ફલસ્ફુર્તિપછી તેનું મન પ્રાણમાં લીન થાયછે, પ્રાણ ઉદાનયુક્ત થઇને જીવસહિતને સંકલ્પ કરેલા લોકપ્રતિ લઇ જાયછે)એ શ્રુતિથી તથા તૃણજલાયુકા(ખડમાંકડી)ના દૃષ્ટાંતથી જણાયછે. મરણકાલમાં પણ પ્રત્યયની અનુવૃત્તિને 'स यावत्क्रतुरयमस्माल्लोकात् प्रैति ॥' (તે ઉપાસક જે સંકલ્પવાળો હોયછે, તે આ સંકલ્પાનુસાર આ શરીરથી જાયછે) એ શ્રુતિ દેખાડેછે. 'प्रयाणकाले मनसाऽचलेन ॥' (મૃત્યુકાલમાં અચલ મનવડે) એ સ્મૃતિ પણ એ જ અર્થ દર્શાવેછે. ૧૨.

જ્ઞાનસાધનોમાં ફલાધિક્ય દર્શાવવા ફલાધ્યાયમાં પણ સાધનનો વિચાર કર્યો. હવે ફલાધ્યાયમાંના બ્રહ્મવિદ્યાના ફલનો વિચાર કરેછે. બ્રહ્મવિદ્યાની પ્રાપ્તિ થવાથી વિપરીતફલવાળાં પાપો નાશ પામેછે વા નહિ? પૂર્વપક્ષી કહેછે કે કર્મનું ફલાર્થપણું હોવાથી ફલ આપ્યાવિના તેનો નાશ સંભવતો નથી. આની ફલદાયિની શક્તિ શાસ્ત્રે અંગીકાર કરેલી છે, માટે ફલોપભોગવિના કર્મનો નાશ માનીએ તો શાસ્ત્ર નિરર્થક થાયછે. વળી બ્રહ્મવિદ્યાનું દોષસંયોગવડે વિધાન ન હોવાથી પણ બ્રહ્મવિદ્યાની પ્રાપ્તિમાં પાપની નિવૃત્તિ થઇ શકે નહિ. એ પૂર્વપક્ષનું નિરાકરણ કરવા ભગવાન્ સૂત્રકાર નીચેનું તદધિગમાધિકરણ રચેછેઃ—

## ૯. તદધિગમાધિકરણ.

## तदधिगम उत्तरपूर्वाघयोरश्लेषविनाशौ तद्व्यपदेशात् ॥ १३ ॥

**અન્વય અને અન્વયાર્થઃ—तदधिगमे** બ્રહ્મની પ્રાપ્તિમાં **उत्तरपूर्वाघयोः** ઉત્તરનાં અને પૂર્વનાં પાપનો **अश्लेषविनाशौ** [ક્રમથી] અસ્પર્શ અને વિનાશ [થાયછે] **तद्व्यपदेशात्** [શ્રુતિઓમાં] તેના કથનથી.

**ટીકાઃ**—બ્રહ્મસાક્ષાત્કાર થયે સતે ઉત્તરનાં (આગામી) પાપનો સંબંધ થતો નથી, અને પૂર્વનાં (સંચિત) પાપનો વિનાશ થાયછે. 'यथा पुष्करपलाश आपो न श्लिष्यन्त एवमेवंविदि पापं कर्म न श्लिष्यते ॥' (જેમ કમલપત્રને જલ સ્પર્શ કરતું નથી, તેમ એપ્રમાણે જાણનારને પાપકર્મ સ્પર્શ કરતું નથી) એ શ્રુતિ સગુણબ્રહ્મવેત્તાને આગામિપાપનો સંબંધ થતો નથી એમ કહેછે, અને 'तद्यथेषीकातूलमग्नौ प्रोतं प्रदूयेतैवं हास्य सर्वे पाप्मानः प्रदूयन्ते ॥' (જેમ અગ્નિમાં પડેલું ઇષીકાનું તૂલ બળી જાયછે, તેમ આનાં સર્વે પાપો બળી જાયછે) એ શ્રુતિ તે બ્રહ્મવેત્તાના પૂર્વસંચિતપાપના વિનાશને કહેછે. નિર્ગુણબ્રહ્મવિદ્યાની પ્રાપ્તિમાં પણ પાપનો ક્ષય થાયછે, એમ 'क्षीयन्ते चास्य कर्माणि तस्मिन् दृष्टे परावरे ॥' (તે બ્રહ્મનો સાક્ષાત્કાર થયે સતે આનાં કર્મો નાશ પામેછે) એ શ્રુતિ કહેછે. ફલ ભોગવ્યાવિના કર્મના ક્ષયની કલ્પનામાં શાસ્ત્રને નિરર્થકતાની પ્રાપ્તિ થાયછે એમ કહેવું યોગ્ય નથી; કેમકે અમે કર્મની ફલદાયિની શક્તિની અવજ્ઞા

કરતા નથી, તેનું અસ્તિત્વ સ્વીકારીએછીએ, પણ તે શક્તિ વિદ્યાદિકારણાંતરવડે વિનાશ પામેછે એમ કહીએછીએ, તેથી શાસ્ત્રને નિરર્થકતાની પ્રાપ્તિ થતી નથી. 'सर्वं पाप्मानं तरति ॥' (સર્વપાપને તરેછે) અને 'तरति ब्रह्महत्यां योऽश्वमेधेन यजते ॥' (જે અશ્વમેધવડે યજન કરેછે તે બ્રહ્મહત્યાને તરેછે) ઇત્યાદિશાસ્ત્રવચનથી પ્રાયશ્ચિત્તાદિવડે પાપના ક્ષયનો અંગીકાર હોવાથી ફલભોગવિના કર્મનો ક્ષય ન જ થાય એ કહેવું અયુક્ત છે. પ્રાયશ્ચિત્તની પેઠે દોષક્ષયના ઉદ્દેશમાં વિદ્યાનું વિધાન નથી, એ પૂર્વપક્ષ પણ અયોગ્ય છે; કેમકે સગુણવિદ્યાઓના વાક્યશેષમાં વિદ્વાનોને ઐશ્વર્યપ્રાપ્તિ અને પાપનિવૃત્તિનું વિધાન હોયછે. નિર્ગુણવિદ્યામાં જોકે તેવું વિધાન નથી, તોપણ આત્મા અકર્તા છે એ બોધથી કર્મદાહની સિદ્ધિ છે. બ્રહ્મવેત્તા ત્રણે કાલમાં હું અકર્તા છું એમ જાણેછે, ને એ રીતે જ મોક્ષ ઉપપન્ન થઇ શકેછે, અન્યથા અનાદિકાલથી પ્રવૃત્તકર્મોના ક્ષયાભાવમાં મોક્ષાભાવનો પ્રસંગ આવેછે. કર્મફલની પેઠે મોક્ષ દેશકાલરૂપનિમિત્તની અપેક્ષાવાળો નથી; કેમકે તેમ માનીએ તો તેને અનિત્યપણાની અને જ્ઞાનફલને પરોક્ષપણાની પ્રાપ્તિ થાયછે, જે અયુક્ત છે. તેથી બ્રહ્મવિદ્યાની પ્રાપ્તિમાં પાપનો ક્ષય થાયછે એ સિદ્ધ છે. ૧૩.

જ્ઞાનથી જેમ આગામિપાપકર્મનો અસ્પર્શ અને સંચિતપાપકર્મનો વિનાશ થાયછે, તેમ તેથી પુણ્યનો ક્ષય થાયછે વા નહિ એમ સંદેહ થાયછે. પુણ્યનું શાસ્ત્રીયપણું હોવાથી શાસ્ત્રીયજ્ઞાનસાથે તેનો અવિરોધ છે, માટે જ્ઞાન પુણ્યનું નાશક નથી એમ પૂર્વપક્ષ ઉપજેછે. એ પૂર્વપક્ષનુ નિરાકરણ કરવા ભગવાન્ સૂત્રકારે નીચેનું ઇતરાધિકરણ રચેછે.—

## ૧૦. ઇતરાધિકરણ.

## इतरस्याप्येवमसंश्लेषः पाते तु ॥ १४ ॥

**અન્વય અને અન્વયાર્થઃ**—**इतरस्य** બીજાનો (પુણ્યનો) **अपि** પણ **एवम्** એપ્રમાણે **असंश्लेषः** અસ્પર્શ [ વિનાશ થાયછે તેથી ] **पाते** [ વિદ્વાનને શરીર ]પાતમાં **तु** નિશ્ચય [ મુક્તિ થાયછે ].

**ટીકાઃ**—જ્ઞાનવાનને આગામી અને સંચિત પુણ્યકર્મનો પણ પાપની પેઠે ક્રમથી અસ્પર્શ અને વિનાશ થાયછે; કેમકે પાપની પેઠે પુણ્યનું પણ સ્વફલહેતુપણાવડે જ્ઞાનફલનું પ્રતિબંધકપણું છે. 'उभे उ हैवैष एते तरति ॥' (આ જ્ઞાની પાપપુણ્ય આ બંનેને નિશ્ચય તરેછે) એ શ્રુતિમાં દુષ્કૃતની પેઠે સુકૃતનો વિનાશ પણ કહ્યો છે, તેમ જ આત્માનો અકર્તાભાવ જ્ઞાત થયે બંનેનો ક્ષય યુક્ત જ છે. એપ્રમાણે બંધના હેતુરૂપ ધર્માધર્મનો જ્ઞાનસામર્થ્યથી અસ્પર્શવિનાશ થવાથી જ્ઞાનીને શરીરપાતમાં અવશ્ય મુક્તિ થાયછે. ૧૪.

જ્ઞાનથી પુણ્યપાપનો નાશ થાયછે એમ પૂર્વે કહ્યું. ત્યાં સંશય છે કે પ્રારબ્ધ અને અનારબ્ધ સર્વપુણ્યપાપનો સમાનપણે ક્ષય થાયછે, વા અનારબ્ધ (જે પુણ્યપાપે પોતાના ફલનો આરંભ કર્યો નથી તે) પુણ્યપાપનો જ ક્ષય થાયછે? 'उभे उ हैवैष एते तरति ॥' ઇત્યાદિશ્રુતિઓમાં અવિશેષના શ્રવણથી બંનેનો ક્ષય થાયછે એમ પૂર્વપક્ષ પ્રાપ્ત થાયછે એ પૂર્વપક્ષની નિવૃત્તિ કરવા ભગવાન્ સૂત્રકાર નીચેનું અનારબ્ધાધિકરણ રચેછેઃ—

## ૧૧. અનારબ્ધાધિકરણ.

## अनारब्धकार्ये एव तु पूर्वे तदवधेः ॥ १५ ॥

**અન્વય અને અન્વયાર્થઃ**—**अनारब्धकार्ये** અપ્રવૃત્તફલવાળાં **एव** જ **तु** નિશ્ચય **पूर्वे** પહેલાંનાં (જન્માંતરનાં સંચિત અને જ્ઞાનોત્પત્તિની પૂર્વનાં આ જન્મનાં સંચિત) [ પુણ્યપાપ જ્ઞાનપ્રાપ્તિથી નાશ પામેછે, પણ આરબ્ધફલવાળાં નહિ, કેમકે ] **तदवधेः** તેની (આરબ્ધફલવાળાની) [ શરીરપાતપર્યંત ] અવધિ હોવાથી.

**ટીકાઃ**—જેના ફલનો આરંભ થયો નથી, એવા જન્માંતરનાં સંચિત અને જ્ઞાનોત્પત્તિની પૂર્વનાં આ જન્મનાં સંચિત પુણ્યપાપ જ્ઞાનપ્રાપ્તિથી નાશ પામેછે, પણ જે કર્મોએ ફલનો આરંભ કર્યો છે, અર્થાત્ જે

કર્મોવડે આ શરીર નિર્માણ થયું છે, ને જે કર્મનાં કેટલાંક ફ્લો ભોગવાઇ ગયાં છે, તે કર્મો નાશ પામતાં નથી, તે તો શરીરના અવધિએ જ નાશ પામેછે. 'तस्य तावदेव चिरं यावन्न विमोक्ष्ये ॥' (પ્રારબ્ધથી જ્યાંસુધી મૂકાતો નથી, ત્યાંસુધી જ તેને-જીવન્મુક્તને-વિદેહકૈવલ્યમાં વિલંબ છે) એ શ્રુતિ પણ શરીરપાતપર્યંત જ્ઞાનીનું પ્રારબ્ધ રહેછે એમ કહેછે. તત્ત્વજ્ઞાનવડે અવિદ્યાનો આવરણ કરનાર અંશ નિવૃત્ત થાયછે, પણ વિક્ષેપ કરનાર અવિદ્યાલેશ કેટલોક સમય રહેછે, તેથી બાધ પામેલું શરીર પણ તેટલો સમય પ્રતીત થાયછે. શ્રુતિસ્મૃતિઓમાં સ્થિતપ્રજ્ઞના લક્ષણના નિર્દેશવડે આ જ વાત કહેવાયછે. તેથી અનારબ્ધસુકૃતદુષ્કૃતનો જ વિદ્યાસામર્થ્યથી ક્ષય થાયછે એમ નિર્ણય છે. ૧૫.

નિત્ય અને નૈમિત્તિક કર્મ જ્ઞાનમાં ઉપકારક છે વા નહિ એમ સંશય થાયછે. પૂર્વપક્ષી કહેછે કે જ્ઞાન અને કર્મનું ફ્લ વિલક્ષણ છે, માટે તે કર્મો જ્ઞાનમાં ઉપકારક નથી. એ પૂર્વપક્ષને દૂર કરી માત્ર કામ્યકર્મ જ જ્ઞાનમાં ઉપકારક નથી, પણ નિત્યનૈમિત્તિકકર્મ તો જ્ઞાનમાં ઉપકારક છે એમ દર્શાવવા ભગવાન્ સૂત્રકાર નીચેનું અગ્નિહોત્રાદ્યધિકરણ રચેછે:—

### ૧૨. અગ્નિહોત્રાદ્યધિકરણ.

## अग्निहोत्रादि तु तत्कार्यायैव तद्दर्शनात् ॥ १६ ॥

**અન્વય અને અન્વયાર્થ:—अग्निहोत्रादि** અગ્નિહોત્રાદિ **तु** તો **तत्कार्याय** તેના (જ્ઞાનના) ફ્લને માટે **एव** જ [છે] **तद्दर्शनात्** તેના દર્શનથી.

**ટીકા:**—જે અગ્નિહોત્રાદિ વૈદિક નિત્યકર્મ છે તે જ્ઞાનનું જે ફ્લ છે તે ફ્લને માટે જ છે; કેમકે 'तमेतं वेदानुवचनेन ब्राह्मणा विविदिषन्ति यज्ञेन दानेन ॥' (મુમુક્ષુ દ્વિજ તે પરમાત્માને વેદાનુવચનવડે, યજ્ઞવડે અને દાનવડે જાણેછે) ઇત્યાદિશ્રુતિઓ એ અર્થને પ્રતિપાદન કરેછે. નિત્યકર્મથી ચિત્તશુદ્ધિ થવાથી જ્ઞાન થાયછે, અને જ્ઞાનથી મોક્ષ થાયછે. જ્ઞાન અને કર્મના વિલક્ષણફ્લપણાથી તે બંનેનું એકફ્લપણું અસંગત છે એવો પૂર્વપક્ષ પણ સંભવતો નથી; કેમકે જેમ દહિં અને વિષ, જ્વર અને મરણરૂપ ફ્લવાળાં છતાં પણ ગોળ અને મંત્રસંયુક્ત તે અનુક્રમે તૃપ્તિ અને પુષ્ટિરૂપ ફ્લવાળાં થાયછે, તેમ કર્મ પણ જ્ઞાનસંયુક્ત થઇને મોક્ષરૂપ ફ્લ ઉપજાવી શકેછે. નિર્ગુણબ્રહ્મવેત્તાને અગ્નિહોત્રાદિકર્મ કર્તવ્યરૂપે સંભવતું નથી, અને સગુણબ્રહ્મવેત્તાને કર્તાપણાનો ભાવ નિવૃત્ત થયો નથી, માટે તેને વિષે તો આગામી અગ્નિહોત્રાદિ પણ કર્તવ્યરૂપે સંભવેછે. ૧૬.

પૂર્વોક્ત અસ્પર્શ અને વિનાશનું વચન કયા વિષયનું છે, અને 'तस्य पुत्रा दायमुपयन्ति सुहृदः साधुकृत्यां द्विषन्तः पापकृत्याम् ॥' (તે જ્ઞાનીના પુત્રો દાય-વારસા-ને ગ્રહણ કરેછે, સુહૃદો પુણ્યકર્મોને અને દ્વેષિઓ પાપકર્મોને ગ્રહણ કરેછે) આ વિનિયોગવચન કયા વિષયનું છે એમ શંકા થાય તો તેનું ઉત્તર કહેછે:-

## अतोऽन्याऽपि ह्येकेषामुभयोः ॥ १७ ॥

**અન્વય અને અન્વયાર્થ:—अतः** આનાથી (નિત્યકર્મથી) **अन्या** અન્ય **अपि** પણ **हि** પ્રસિદ્ધ [શુભક્રિયા છે, તેનો આ વિનિયોગ] **एकेषाम्** એક[ શાખાવાળા ]નો [છે] **उभयोः** [કામ્યકર્મના જ્ઞાનપ્રતિ અનુપકારકપણામાં] બંનેની [સમ્મતિ છે].

**ટીકા:**—અગ્નિહોત્રાદિનિત્યકર્મથી અન્ય પણ પ્રસિદ્ધ શુભક્રિયા છે, જે ફ્લેચ્છાવડે કરાયછે, તે કામ્યકર્મનો જ આ વિનિયોગ એકશાખાવાળાઓએ કહેલો છે. એ કામ્યકર્મનો જ પાપની પેઠે અસ્પર્શ અને વિનાશ કહ્યો છે. પ્રારબ્ધથી ભિન્ન જે કામ્યપુણ્ય તથા પાપ છે, તે જ વિદ્વાનના સુહૃદ્ અને દ્વેષીને પોતાના સમાનપ્રકારનું કર્મ ઉપજાવેછે, અને પોતે જ્ઞાનથી નાશ પામેછે, એવો ભાવ છે. એવી જાતનાં કામ્યકર્મોના જ્ઞાનપ્રતિ અનુપકારકપણામાં જૈમિનિ અને બાદરાયણ બંને આચાર્યોની સમ્મતિ છે. ૧૭.

અગ્નિહોત્રાદિનિત્યકર્મ પાપના ક્ષયદ્વારા ચિત્તશુદ્ધિનાં હેતુ થઇ મુમુક્ષુને જ્ઞાનદ્વારા મોક્ષનાં હેતુ થાયછે એમ પૂર્વે કહ્યું. તે અગ્નિહોત્રાદિકર્મ બે પ્રકારનું છે, કેવલ, અને પોતાના અંગની ઉપાસનાસહિત. અહિં

સશય થાયછે કે કેવલ અગ્નિહોત્રાદિકર્મ મુમુક્ષુને જ્ઞાનનો હેતુ થાયછે, વા પોતાના અગની ઉપાસનાસહિતનું તે કર્મ મુમુક્ષુને જ્ઞાનનો હેતુ થાયછે? પૂર્વપક્ષી કહેછે કે ઉપાસનાસહિતનું જ અગ્નિહોત્રાદિ કર્મ આત્મજ્ઞાનને ઉપકારક થાયછે, અન્ય થતુ નથી. એ પૂર્વપક્ષનુ નિરાકરણ કરવા ભગવાન્ સૂત્રકાર નીચેનુ યદેવાધિકરણ રચેછે —

### ૧૩. યદેવાધિકરણ.

## यदेव विद्ययेति हि ॥१८॥

**અન્વય અને અન્વયાર્થઃ**—हि જેથી यत् एव જે [ કર્મ ] विद्यया ઉપાસનાયુક્ત [ કરવામાં આવેછે ] इति એ [ શ્રુતિ કેવલનું વીર્યવાળાપણું જણાવેછે, તેથી કેવલ પણ જ્ઞાનનું ઉપકારક છે ]

**ટીકાઃ**—જેમ વિદ્યાવિહીનબ્રાહ્મણથી વિદ્વાન્ બ્રાહ્મણ શ્રેષ્ઠ છે, તેમ ઉપાસનાવિહીનઅગ્નિહોત્રાદિકર્મથી ઉપાસનાસયુક્ત અગ્નિહોત્રાદિકર્મ શ્રેષ્ઠ છે, તોપણ ઉપાસનારહિત અગ્નિહોત્રાદિકર્મ અત્યત અનપેક્ષ નથી; કેમકે 'तमेतमात्मान यज्ञेन विविदिषन्ति ॥' (તે આ આત્માને યજ્ઞવડે જાણેછે) એ શ્રુતિમા અવિશેષવડે અગ્નિહોત્રાદિના જ્ઞાનહેતુપણાનું શ્રવણ થાયછે 'यदेव विद्यया करोति श्रद्धयोपनिषदा तदेव वीर्यवत्तरं भवति ॥' (જે કર્મ ઉપાસના, શ્રદ્ધા અને દેવજ્ઞાનસહિત કરેછે, તે કર્મ જ વીર્યવત્તર થાયછે) એ શ્રુતિ પણ વિદ્યાસયુક્ત અગ્નિહોત્રાદિકર્મના વીર્યવત્તરપણાના કથનવડે સ્વકાર્યપ્રતિ કાઇક અતિશય કહી વિદ્યારહિત તે કર્મનુ તેના ફ્લપ્રતિ વીર્યવાળાપણુ દેખાડેછે પોતાના ફ્લસાધનનુ સમર્થપણુ તે વીર્યવાળાપણુ કહેવાયછે. પૂર્વોક્તહેતુથી વિદ્યાસયુક્ત અગ્નિહોત્રાદિકર્મ અને વિદ્યારહિત અગ્નિહોત્રાદિકર્મ એ બને, મુમુક્ષુ જો મોક્ષરૂપફ્લને ઉદ્દેશે કરે તો યથાસામર્થ્યં જ્ઞાનમા હેતુરૂપ છે ૧૮

અનારબ્ધફ્લવાળા પુણ્યપાપનો જ્ઞાનસામર્થ્યથી નાશ કહ્યો હવે જ્ઞાનીના પ્રારબ્ધકર્મનો કેવીરીતે ક્ષય થાયછે, તે દર્શાવવા ભગવાન્ સૂત્રકાર નીચેનુ ભોગાધિકરણ રચેછે —

### ૧૪. ભોગાધિકરણ.

## भोगेन त्वितरे क्षपयित्वा सम्पद्यते ॥ १९ ॥

**અન્વય અને અન્વયાર્થઃ**—इतरे બીજા (આરબ્ધફ્લવાળાં પુણ્યપાપ) तु તો भोगेन ભોગવડે क्षपयित्वा ક્ષય કરીને सम्पद्यते [ જ્ઞાની બ્રહ્મને ] પામેછે.

**ટીકાઃ**—જેના ફ્લનો આરભ થઇ ગયો છે, એવા પુણ્યપાપ જેને પ્રારબ્ધકર્મ કહેવામા આવેછે, તેનો ઉપભોગવડે ક્ષય કરીને જ્ઞાની બ્રહ્મને પામેછે, એમ 'तस्य तावदेव चिर यावन्न विमोक्ष्येऽथ सम्पत्स्ये ॥' (જ્ઞાની જ્યાસુધી પ્રારબ્ધથી મુક્ત થયો નથી, ત્યાસુધી જ તેને વિદેહકૈવલ્યમા વિલબ છે, પછી વિદેહકૈવલ્યને પામેછે) 'ब्रह्मैव सन् ब्रह्माप्येति ॥' (બ્રહ્મ જ થયો સતો બ્રહ્મને પામેછે) ઇત્યાદિશ્રુતિઓથી જણાયછે વિક્ષેપ કરનારા જે અવિદ્યાલેશવડે ભેદદર્શનની અનુવૃત્તિ હતી, ને અનુવૃત્તિ, જ્ઞાનીના દેહપાતકાલે અવિદ્યાલેશની નિવૃત્તિ થવાથી, નિવૃત્ત થઇ જાયછે કર્માશયનુ મૂલ જે અવિદ્યા તેનો જ્ઞાનાગ્નિવડે નિ:શેષ નાશ થવાથી જ્ઞાનીને પુન સસારપ્રાપ્તિ નથી, તેથી તેના દેહનો પાત થયે તેને વિદેહકૈવલ્યની જ પ્રાપ્તિ થાયછે. ૧૯.

**ઇતિ શ્રીવેદાંતદર્શનની તાત્પર્યદીપિકાનામની ગૂજરાતીભાષાની ટીકામાં ફ્લનામના ચોથાઅધ્યાયનો શ્રવણાદિની આવૃત્તિવડે નિર્ગુણબ્રહ્મના સાક્ષાત્કારવાળાને અથવા ઉપાસનાવડે સગુણબ્રહ્મના સાક્ષાત્કારવાળાને જીવતાં છતાં પુણ્યપાપના વિનાશરૂપલક્ષણવાળી મુક્તિનું કથન એ નામનો પહેલો પાદ સમાપ્ત.૧.**

ॐ



## ૨. અથ મરવા પડેલાની ઉત્ક્રાંતિના પ્રકારનું દર્શન એ નામનો ચોથા-અધ્યાયનો બીજો પાદ.

અપરવિદ્યામાં ફલપ્રાપ્તિને માટે દેવયાનમાર્ગ કહેવાની પૂર્વે યથાશાસ્ત્ર ઉત્ક્રાંતિક્રમને કહેછે. ઉપાસક અને અનુપાસક બનેને ઉત્ક્રાંતિ સમાન છે. 'अस्य सौम्य पुरुषस्य प्रयतो वाङ्मनसि सम्पद्यते मनः प्राणे प्राणस्तेजसि तेजः परस्यां देवतायां ॥' (હે સૌમ્ય! મરવા પડેલા આ પુરુષની વાચા મનમાં લીન થાયછે, મન પ્રાણમાં, પ્રાણ તેજમાં, અને તેજ પરદેવતામાં લીન થાયછે) એ દેહપરિત્યાગવિષયની શ્રુતિ છે. તેમાં સંશય થાયછે કે વાક્ પોતાના સ્વરૂપથી મનમાં લય પામેછે વા વાક્‌ની વૃત્તિ મનમાં લય પામેછે? પૂર્વપક્ષી કહેછે કે વાક્ મનમાં લય પામેછે એમ માનવાથી જ શ્રુતિના વચનનો યથાર્થ અર્થ થાયછે, માટે તેમ માનવું જ યોગ્ય છે. એ પૂર્વપક્ષનું નિરાકરણ કરવા ભગવાન્ સૂત્રકાર નીચેનું વાગધિકરણ રચેછેઃ—

### ૧. વાગધિકરણ.

### वाङ्मनसि दर्शनाच्छब्दाच्च ॥ १ ॥

**અન્વય અને અન્વયાર્થઃ**—वाक् વાક્‌ની વૃત્તિ मनसि મનમાં [ લીન થાયછે, એમ ] दर्शनात् દર્શનથી च અને शब्दात् શબ્દથી [ જણાયછે ].

**ટીકાઃ**—વાગિંદ્રિયની વૃત્તિ વિદ્યમાનમનોવૃત્તિમાં લીન થાયછે એમ વિદ્યમાનમનોવૃત્તિમાં વાગ્વૃત્તિનો પૂર્વ ઉપસંહાર જોવાથી અને વૃત્તિ તથા વૃત્તિવાળાના અભેદઉપચારરૂપ વાક્‌શબ્દથી જણાયછે. વાક્‌નો મનમાં લય સંભવતો નથી, કેમકે ઉપાદાનકારણમાં કાર્યનો લય થાયછે; મન કાંઇ વાક્‌નું ઉપાદાનકારણ નથી, કે જેથી વાક્‌નો મનમાં લય થઇ શકે. વૃત્તિનો ઉદ્‌ભવ અને અભિભવ તો ઉપાદાનકારણવિનાના અન્યપદાર્થને અવલંબીને પણ થાયછે, એમ પાર્થિવઇંધનોથી તેજોરૂપ અગ્નિની વૃત્તિના ઉદ્‌ભવથી અને તેના જલમાં લયથી જોવામાં આવેછે. ૧.

વાણીમાં દર્શાવેલા ન્યાયનો ચક્ષુઆદિમાં અતિદેશ કરેછેઃ—

### अत एव च सर्वाण्यनु ॥ २ ॥

**અન્વય અને અન્વયાર્થઃ**—च અને अतः આથી एव જ सर्वाणि સર્વ [ઇન્દ્રિયો વૃત્તિદ્વારા જ] अनु [ મનની ] પાછળ [ વર્તેછે ].

**ટીકાઃ**—'तस्मादुपशान्ततेजाः पुनर्भवमिन्द्रियैर्मनसि सम्पद्यमानैः ॥' (મનમાં લય પામેલી ઇન્દ્રિયોસહિત, દેહની ઉષ્ણતા જેની શાંત થઇ ગઇ છે એવો તે, ઉત્ક્રમણપછી પુનર્ભવને પામેછે) એ શ્રુતિમાં સમાનપણે સર્વેઇન્દ્રિયોનો મનમાં લય કહ્યો છે. ત્યાં પણ જેથી કારણકાર્યભાવના અભાવથી વાક્‌ના સ્વરૂપનો લય નથી, પણ વૃત્તિનો વિલય છે, તેથી જ સર્વે ઇન્દ્રિયો પણ વૃત્તિદ્વારા જ વિદ્યમાન સદ્વૃત્તિકમનને અનુવર્તેછે, પણ તેમાં સ્વરૂપવડે લય પામતી નથી એમ સિદ્ધ થાયછે. ૨.

'मनः प्राणे ॥' (મન પ્રાણમાં લીન થાયછે) એમાં શું પૂર્વની પેઠે વૃત્તિનો લય જ કહેવાને ઇચ્છિત છે વા વૃત્તિવાળા મનનો લય કહેવાને ઇચ્છિત છે એમ સંશય થાયછે. પૂર્વપક્ષી કહેછે કે શ્રુતિના અનુગ્રહથી, અને અન્નમય મન તથા જલમય પ્રાણ છે માટે જેમ જલ એ અન્નરૂપપૃથિવીનું ઉપાદાન છે તેમ

પ્રાણ એ મનનું ઉપાદાન સંભવી શકેછે તેથી મનનો પ્રાણમાં લય માનવો એ યુક્ત છે. એ પૂર્વપક્ષનું નિરાકરણ કરવા ભગવાન્ સૂત્રકાર નીચેનું મનોધિકરણ રચેછેઃ—

૨. મનોધિકરણ.

## तन्मनः प्राण उत्तरात् ॥ ३ ॥

**અન્વય અને અન્વયાર્થઃ**—तत् તે मनः મન प्राणे પ્રાણમાં [ વિલય પામેછે એમ ] उत्तरात् ઉત્તર[ વાક્ય ]થી [ જણાયછે ].

**ટીકાઃ**—બાહ્યેન્દ્રિયોની વૃત્તિઓ જેમાં લીન થયી છે, એવું તે મન પણ પોતાની વૃત્તિદ્વારા જ પરિસ્પંદરૂપે અવસ્થિત પ્રાણવૃત્તિમાં લીન થાયછે, એમ 'मनः प्राणे ॥' એ ઉત્તરવાક્યથી જણાયછે. સૂતેલાના અને મરવા પડેલાના મનની વૃત્તિઓનો ઉપસંહાર પ્રાણવૃત્તિમાં જોવામાં આવેછે, તેથી પણ એ જ અર્થ સિદ્ધ થાયછે. પ્રાણ એ મનોવૃત્તિનું ઉપાદાનકારણ નથી. પ્રાણ એ જલના વિકારરૂપ છે, અને મન એ પૃથ્વીરૂપઅન્નના વિકારરૂપ છે. જલ એ પૃથિવીનું ઉપાદાનકારણ છે, માટે જલનું કાર્ય પ્રાણ પણ પૃથિવીરૂપઅન્નના કાર્ય મનનું ઉપાદાનકારણ છે, એવો પૂર્વપક્ષ પણ સંભવતો નથી; કેમકે જો કારણોનો સંબંધ કાર્યોમાં અંગીકાર કરીએ તો જલના કાર્ય હિમને પૃથિવીના કાર્ય ઘટના ઉપાદાનકારણપણાની પ્રાપ્તિ થાયછે, જે અયુક્ત છે વૃત્તિ અને વૃત્તિવાળાના અભેદોપચારથી મનવડે મનોવૃત્તિનું ગ્રહણ કર્યું છે, કેમકે મનના લયનો અત્ર અસભવ છે. ૩.

'प्राणस्तेजसि ॥' ( પ્રાણ તેજમાં લીન થાયછે ) એ શ્રુતિમાં સંશય થાયછે કે શું પ્રાણની વૃત્તિનો તેજમાં જ ઉપસંહાર થાયછે, વા દેહેન્દ્રિયના સ્વામી જીવમાં ઉપસંહાર થાયછે? પૂર્વપક્ષી કહેછે કે અશ્રુતકલ્પનાનું અન્યાય્યપણું હોવાથી શ્રુતિમાં જેમ પ્રાણનો તેજમાં લય કહ્યો છે, તેમ જ તે અંગીકાર કરવો. એ પૂર્વપક્ષનું નિરાકરણ કરવા ભગવાન્ સૂત્રકાર નીચેનું અધ્યક્ષાધિકરણ રચેછેઃ—

૩. અધ્યક્ષાધિકરણ.

## सोऽध्यक्षे तदुपगमादिभ्यः ॥ ४ ॥

**અન્વય અને અન્વયાર્થઃ**—सः તે [ પ્રાણ ] अध्यक्षे જીવમાં [ લીન થાયછે એમ ] तदुपगमादिभ्यः તેના ( પ્રાણના ) ઉપગમનાદિથી ( જીવસંમુખ ગમનાદિના શ્રવણથી ) [ જણાયછે].

**ટીકાઃ**—તે પ્રાણ અવિદ્યા કર્મ અને વાસનાની ઉપાધિવાળા જીવમાં લીન થાયછે એમ પ્રાણોનું ઉપગમન, અનુગમન અને અવસ્થાન કહેનારી શ્રુતિઓથી જણાયછે. 'एवमेवेममात्मानमन्तकाले सर्वे प्राणा अभिसमायन्ति यत्रैतदूर्ध्वोच्छ्वासी भवति ॥' ( જ્યારે આ પુરુષ ઊર્ધ્વશ્વાસવાળો થાયછે, ત્યારે–અંતકાલે–સર્વે પ્રાણો એપ્રમાણે આ જીવની સંમુખ થાયછે ) એ પ્રાણોનું ઉપગમન કહેનારી શ્રુતિ છે. 'तमुत्क्रामन्तं प्राणोऽनूत्क्रामति ॥' ( તે જીવનું ઉત્ક્રમણ થયે સતે પંચવૃત્તિવાળો પ્રાણ અનૂત્ક્રમણ કરેછે ) એ શ્રુતિ પ્રાણવૃત્તિનું અનુગમન કહેછે; અને 'सविज्ञानो भवति ॥' ( જીવ મૃત્યુકાલે પ્રાપ્તવ્યફલલાભની ભાવનાવાળો થાયછે ) એ શ્રુતિ મુખ્યપ્રાણસહિત કરણોની જીવમાં સ્થિતિ દેખાડેછે. 'प्राणस्तेजसि ॥' એમ શ્રવણ છતાં 'प्राणोऽध्यक्षे ॥' એમ અન્ય કથન કેમ કરોછો એમ શંકા કરો તો કહીએછીએ કે ઉત્ક્રમણાદિવ્યવહારનું અધ્યક્ષપ્રધાનપણું હોવાથી અને શ્રુત્યંતરગતવિશેષનું અપેક્ષણીયપણું હોવાથી એમ કહ્યું છે, માટે દોષ નથી. ૪.

જો પ્રાણવૃત્તિનો જીવમાં લય થાયછે, તો 'प्राणस्तेजसि ॥' આ શ્રુતિ પ્રાણવૃત્તિનો તેજમાં લય શામાટે કહેછે એમ શંકા થાય તો તેનું ઉત્તર કહેછેઃ—

## भूतेषु तच्छ्रुतेः ॥ ५ ॥

**અન્વય અને અન્વયાર્થઃ**—तच्छ्रुतेः તેની શ્રુતિથી भूतेषु [ પ્રાણસંયુક્ત જીવ તેજસહિતનાં સૂક્ષ્મ ]ભૂતોમાં [ સ્થિત થાયછે એમ જણાયછે ].

ટીકાઃ—'प्राणस्तेजसि ॥' આ શ્રુતિથી પ્રાણસયુક્ત તે જીવ દેહબીજરૂપ તેજસહિતનાં સૂક્ષ્મભૂતોમાં સ્થિત થાયછે એમ જણાયછે. આ શ્રુતિ પ્રાણની તેજમાં સ્થિતિ દર્શાવેછે, પ્રાણસંયુક્ત અધ્યક્ષની તેજમાં સ્થિતિ દર્શાવતી નથી એમ કહો તો અમે કહીએછીએ કે જીવનું પણ મધ્યમાં ગ્રહણ થઇ શકેછે, માટે દોષ નથી. જે રાજનગરથી સુરત જઇને સુરતથી મુંબઇ જાયછે, તે રાજનગરથી મુંબઇ જાયછે એમ કહી શકાયછે, તેમ અત્ર પણ જાણવું. તેથી પ્રાણસહિત જીવનું જ આ તેજસહિતનાં ભૂતોમાં અવસ્થાન છે એમ 'प्राणस्तेजसि ॥' એ શ્રુતિથી સિદ્ધ થયું. ૫.

'प्राणस्तेजसि ॥' આ શ્રુતિમાં એક તેજમાત્રનું જ શ્રવણ છતાં પ્રાણસયુક્ત જીવ તેજસહિતનાં સૂક્ષ્મભૂતોમાં સ્થિત થાયછે એમ કહેવું યુક્ત નથી એમ શંકા થાય તો તેનું સમાધાન કરેછેઃ—

## नैकस्मिन्दर्शयतो हि ॥ ६ ॥

**અન્વય અને અન્વયાર્થઃ—एकस्मिन्** [ શરીરાંતરના પ્રાપ્તિકાલમાં જીવ ] એકમાં (કેવલ-તેજમાં) [ સ્થિત થતો ] **न** નથી **हि** કેમકે **दर्शयतः** [ શ્રુતિસ્મૃતિ આ અર્થને ] દેખાડેછે.

ટીકાઃ—દેહાંતરના પ્રાપ્તિકાલમાં જીવ કેવલ તેજમાં જ સ્થિત થતો નથી; કિંતુ પાંચભૂતમાં સ્થિત થાયછે; કેમકે કાર્યરૂપ શરીર પાંચભૂતોનું છે. 'पृथिवीमय आपोमयो वायुमय आकाशमयस्तेजोमयः ॥' (આ પુરુષ પૃથિવીમય, જલમય, વાયુમય, આકાશમય અને તેજોમય છે) એ શ્રુતિ તથા 'अण्व्यो मात्राऽविनाशिन्यो दशार्धानां तु याः स्मृताः । ताभिः सार्धमिदं सर्वं सम्भवत्यनुपूर्वशः ॥' ( પાંચભૂતોના જે સૂક્ષ્મભાગો સૂક્ષ્મ, પરિછિન્ન અને મોક્ષની પહેલાં અવિનાશી છે એમ કહેલું છે, તેઓસહિત આ સર્વજગત્ ક્રમપૂર્વક ઉપજેછે) એ સ્મૃતિ પણ પૂર્વોક્તઅર્થને જ કહેછે. જીવનું ભૂતાશ્રયપણું સ્વીકારવાથી કર્માશ્રયપણાને કહેનારી શ્રુતિનો વિરોધ આવેછે એમ કહો તો અમે કહીએછીએ કે ભૂતોનો દેહના ઉપાદાનપણાવડે આશ્રય છે, અને કર્મનો નિમિત્તપણાવડે આશ્રય છે, માટે બંનેનો વિરોધ નથી. ૬.

આ ઉત્ક્રાંતિ શું વિદ્વાન(ઉપાસક)અવિદ્વાનની સમાન છે વા કાંઇ ભેદવાળી છે એમ સંશય થાયછે. પૂર્વપક્ષી કહેછે કે 'अमृतत्वं हि विद्वानश्नुते ॥' (વિદ્વાન અમૃતપણાને જ પામેછે) એ શ્રુતિથી વિદ્વાનને પુનર્જન્મ સંભવતો નથી, માટે તેની આ ઉત્ક્રાંતિ નથી, પણ અવિદ્વાન્ જેને પુનર્જન્મ થવાનો છે, તેની આ ભૂતાશ્રયવાળી ઉત્ક્રાંતિ છે. એ પૂર્વપક્ષનું નિરાકરણ કરવા ભગવાન્ સૂત્રકાર નીચેનું આસૃત્યુપક્રમાધિકરણ રચેછેઃ—

### ५. तदापीत्यधिकरण.

## तदाऽपीतेः संसारव्यपदेशात् ॥ ८ ॥

**અન્વય અને અન્વયાર્થઃ**—संसारव्यपदेशात् [ શ્રુતિમાં ] સંસારનું કથન હોવાથી तदाऽपीतेः ( तत् આ अपीतेः ) તેની (તેજાદિની) [ સમ્યક્જ્ઞાનદ્વારા થતી સંસાર ]નિવૃત્તિપર્યંત [ સ્થિતિ છે ].

**ટીકાઃ**—' योनिमन्ये प्रपद्यन्ते शरीरत्वाय देहिनः । स्थाणुमन्येऽनुसंयन्ति यथाकर्म यथाश्रुतम् ॥ ' ( જીવો પોતાનાં કર્મ અને વિદ્યાઅનુસાર કોઇ શરીરપણામાટે યોનિને પામેછે, અને કોઇ સ્થાવરભાવને અનુસરેછે ) એ શ્રુતિમાં અજ્ઞાનિજીવોને સંસારનું કથન હોવાથી સિદ્ધ થાયછે કે તેજાદિ ભૂતસૂક્ષ્મની, જ્યાંસુધી યથાર્થજ્ઞાનદ્વારા સંસારની નિવૃત્તિ થાય ત્યાંસુધી સ્થિતિ છે. મરણકાલે તેમનો આત્યંતિક લય માનીએ તો વિધિશાસ્ત્ર અને વિદ્યાશાસ્ત્ર નિરર્થક થાયછે. મિથ્યાજ્ઞાનવડે ઉપજેલો બંધ સમ્યક્જ્ઞાનવિના નાશ થવાને યોગ્ય નથી. તેથી બ્રહ્મનું ઉપાદાનકારણપણું છતાં પણ સુષુપ્તિ અને પ્રલયની પેઠે બીજભાવ અવશેષ રહીને આ લય છે એમ સિદ્ધ થાયછે. ૮.

લિંગરૂપતેજની સૂક્ષ્મતમનાડીદ્વારા કેમ ગતિ થઇ શકેછે, અથવા કોઇ મૂર્તદ્રવ્યવડે તેનો પ્રતિઘાત શામાટે નથી, વા તે કેમ દેખાતું નથી, એમ શંકા થાય તો તેનું સમાધાન કરેછેઃ—

## सूक्ष्मं प्रमाणतश्च तथोपलब्धेः ॥ ९ ॥

**અન્વય અને અન્વયાર્થઃ**—प्रमाणतः [ તે ] પ્રમાણથી च અને [ સ્વરૂપથી ] सूक्ष्मं [ સૂક્ષ્મ ] तथा તેમ उपलब्धेः જણાવાથી.

**ટીકાઃ**—આ શરીરમાંથી નીકળનારા જીવના આશ્રયરૂપ જે અન્યભૂતોસહિત તેજ છે, તે પરિમાણથી અને સ્વરૂપથી સૂક્ષ્મ છે; કેમકે જ્યારે તે તેજ (લિંગશરીર) આ શરીરમાંથી નીકળેછે ત્યારે સૂક્ષ્મનાડીદ્વારા નીકળેછે એમ શ્રુતિમાં કહ્યું છે, તેથી એનું સૂક્ષ્મપણું જણાયછે. સૂક્ષ્મપણાથી સૂક્ષ્મનાડીમાં સંચારનો સંભવ થઇ શકેછે, અને સ્વચ્છપણાથી તેના અપ્રતિઘાતનો સંભવ થઇ શકેછે. આથી જ દેહથી નીકળેછે ત્યારે સમીપમાં સ્થિત રહેલા પુરુષોને તે જણાતું નથી. ૯.

## नोपमर्देनातः ॥ १० ॥

**અન્વય અને અન્વયાર્થઃ**—अतः આથી (સૂક્ષ્મપણાથી) उपमर्देन [ સ્થૂલશરીરના ] વિધ્વંસવડે न [ સૂક્ષ્મશરીરનો વિધ્વંસ થતો ] નથી.

**ટીકાઃ**—સૂક્ષ્મપણાથી જ દાહાદિનિમિત્તવડે સ્થૂલદેહના વિધ્વંસવડે પણ સૂક્ષ્મદેહનો વિધ્વંસ થતો નથી,.૧૦.

લિંગશરીરના સદ્ભાવમાં ઉષ્ણલિંગકઅનુમાનને કહેછેઃ—

## अस्यैव चोपपत्तेरेष ऊष्मा ॥ ११ ॥

**અન્વય અને અન્વયાર્થઃ**—च અને अस्य આના ( સૂક્ષ્મશરીરના ) उपपत्तेः સંબંધથી एव જ एषः આ ऊष्मा ઉષ્ણસ્પર્શ [ છે ].

**ટીકાઃ**—સૂક્ષ્મશરીરના સંબંધથી જ આ જીવતશરીરમાં સ્પર્શવડે જણાતો આ ઉષ્ણસ્પર્શ છે. મૃતાવસ્થામાં દેહ અવસ્થિત છતાં અને શરીરના રૂપાદિગુણો વિદ્યમાન છતાં પણ ઉષ્ણતા જણાતી નથી, પણ જીવતઅવસ્થામાં જ જણાયછે, આથી પ્રસિદ્ધશરીરથી ભિન્ન આ ઉષ્ણતાનો આશ્રય સૂક્ષ્મદેહ છે એમ સમજવેછે. ' उष्ण एव जीविष्यञ्शीतो मरिष्यन् ॥' (જીવનો ઉષ્ણ જ છે, અને મુએલો શીત છે) પણ એ જ અર્થ દર્શાવેછે. ૧૧.

જેના અવિદ્યાદિ સમગ્ર ક્લેશો સંપૂર્ણરીતે દગ્ધ થયા છે એવા નિર્ગુણજ્ઞાનિઓને ઉત્ક્રાંતિઆદિનો અભાવ છે એમ કહેવા ભગવાન્ સૂત્રકાર નીચેનું પ્રતિષેધાધિકરણ રચેછે. તેમાં પ્રથમ પૂર્વપક્ષનું સ્વરૂપ દેખાડેછેઃ-

## ૬. પ્રતિષેધાધિકરણ.

**પૂર્વપક્ષઃ-** **प्रतिषेधादिति चेन्न शारीरात् ॥ १२ ॥**

**અન્વય અને અન્વયાર્થઃ**—**प्रतिषेधात्** નિષેધથી [ જ્ઞાનીના પ્રાણોની શરીરથી ઉત્ક્રાંતિ નથી ] **इति** એમ **चेत्** [ જો કહો ] તો **न** [ એમ ] નથી [ કેમકે ] **शारीरात्** જીવથી [ પ્રાણોની ઉત્ક્રાંતિનો આ નિષેધ છે ].

**ટીકાઃ**—'अथाकामयमानो योऽकामो निष्काम आप्तकाम आत्मकामो न तस्य प्राणा उत्क्रामन्ति ब्रह्मैव सन् ब्रह्माप्येति ॥' ( પછી નિષ્કામના મુક્તિપ્રકરણને કહેછે. આત્માની કામનાવાળો, પ્રાપ્તપરમાનંદ, અપ્રકટ આંતરવાસનારૂપ કામરહિત, પ્રકટ બહિષ્કામશૂન્ય એવો જે ઇચ્છારહિત જ્ઞાની છે, તેના પ્રાણો ઉત્ક્રમણ કરતા નથી, તે બ્રહ્મ જ થયો સતો બ્રહ્મને પામેછે) એ પરવિદ્યાસંબંધના ઉત્ક્રાંતિનિષેધથી બ્રહ્મવેત્તાના પ્રાણોની શરીરથી ઉત્ક્રાંતિ થતી નથી એમ જો કહો તો અમે કહીએછીએ કે એમ નથી; કેમકે પ્રાણોની ઉત્ક્રાંતિનો એ નિષેધ જીવથી છે, શરીરથી નથી. શાખાંતરમાં 'न तस्मात् प्राणा उत्क्रामन्ति ॥' એમ પાઠ હોવાથી 'તે જીવથી પ્રાણો ઉત્ક્રમણ કરતા નથી, કિંતુ તેની સાથેજ રહેછે' એમ અર્થ થાયછે, તેથી પૂર્વોક્તઅર્થને પુષ્ટિ મળેછે. ૧૨.

એ પૂર્વપક્ષનું નિરાકરણ કરેછેઃ—

**સિદ્ધાંતઃ-** **स्पष्टो ह्येकेषाम् ॥ १३ ॥**

**અન્વય અને અન્વયાર્થઃ**—**हि** કેમકે **एकेषाम्** કોઇ[ શાખાવાળાઓ ]ને **स्पष्टः** [ પ્રાણોની ઉત્ક્રાંતિનો નિષેધ ] સ્પષ્ટ [ જણાયછે ].

**ટીકાઃ**—બ્રહ્મવેત્તાની પ્રાણસહિત જ આ દેહથી ઉત્ક્રાંતિ થાયછે, અને પ્રાણોની ઉત્ક્રાંતિનો જે નિષેધ છે, તે જીવને લઇને છે, દેહને લઇને નથી, આ પૂર્વપક્ષીનું કહેવું યોગ્ય નથી; કેમકે કોઇશાખાવાળાઓને પ્રાણોની ઉત્ક્રાંતિનો નિષેધ દેહને લઇને સ્પષ્ટ જ જણાયછે. 'જ્યારે આ વિદ્વાન્ મરેછે, ત્યારે એના પ્રાણો આ શરીરથી ઉત્ક્રમણ કરેછે વા નહિ?' એવા આર્તભાગના પ્રશ્નના ઉત્તરમાં 'नेति होवाच याज्ञवल्क्यः ॥' (નહિ, એમ યાજ્ઞવલ્ક્ય કહેતા હવા) એમ કહી 'अत्रैव समवनीयन्ते ॥' (શરીરમાં જ સારીરીતે વિલીન થાયછે) એમ કહ્યું છે, તેથી જ્ઞાનીના પ્રાણોની ઉત્ક્રાંતિ આ દેહથી થતી નથી એમ નિશ્ચય થાયછે. 'न तस्मात् प्राणा उत्क्रामन्ति॥' એ માધ્યંદિનશાખાના પાઠનો પણ જીવશરીરના અભેદોપચારવડે જીવને સ્થાને શરીર એવો અર્થ કરવો યોગ્ય છે. કાણ્વશાખામાં તો 'न तस्य प्राणा उत्क्रामन्ति ॥' એ વચનમાંના 'तस्य' શબ્દનો 'જ્ઞાનીના' એવો અર્થ થાયછે, એટલે ત્યાં તો ઉત્ક્રાંતિનો નિષેધ સ્પષ્ટ જ છે. અજ્ઞાનીને ઉત્ક્રમણ અને સંસારગમન સંભવેછે, જ્ઞાનીને તે બંને સંભવતાં નથી; કેમકે 'अथाकामयमानः ॥' ઇત્યાદિ પૂર્વોક્ત શ્રુતિ તથા 'अत्र ब्रह्म समश्नुते ॥' (અહિં બ્રહ્મને પ્રાપ્ત થાયછે) એ અને એવા પ્રકારની અન્યશ્રુતિઓ જ્ઞાનીને ઉત્ક્રાંતિ તથા સંસારગમનનો અભાવ સૂચવેછે. વળી જેનાં કામકર્મ અત્યંત ક્ષીણ થઇ ગયાં છે, એવા સર્વવ્યાપક બ્રહ્માત્મરૂપ બ્રહ્મવેત્તાને નિમિત્તના અભાવથી ઉત્ક્રાંતિ અને ગતિ સંભવી પણ શકતાં નથી.૧૩.

**स्मर्यते च ॥ १४ ॥**

**અન્વય અને અન્વયાર્થઃ**—**च** વળી **स्मर्यते** [ બ્રહ્મવેત્તાની ગતિ અને ઉત્ક્રાંતિના અભાવનું મહાભારતમાં ] સ્મરણ થાયછે.

ટીકા:—બ્રહ્મવેત્તાની ગતિ અને ઉત્ક્રાંતિના અભાવનું મહાભારતમા પણ નીચેના વચનથી સ્મરણ થાયછે:-

" सर्वभूतात्मभूतस्य सम्यग्भूतानि पश्यतः ।
देवा अपि मार्गे मुह्यन्त्यपदस्य पदैषिणः ॥"

**અર્થ:**—સર્વભૂતોના આત્મારૂપ, અને સર્વભૂતોને આત્મભાવવડે જોનારા, તથા પ્રાપ્યપદરહિત એવા જ્ઞાનીના પદની ઇચ્છા કરનારા દેવો પણ તેમના માર્ગમાં મોહને પ્રાપ્ત થાયછે, અર્થાત્ માર્ગના અભાવથી તેને જાણતા નથી.

જે શ્રુતિસ્મૃતિમાં વિદ્વાન્‌ને ગતિનો પ્રસંગ દર્શાવ્યો હોય તે સગુણવિદ્યાના બલથી છે એમ જાણવું. ૧૪.

પૂર્વે જ્ઞાનીની ગતિના નિષેધવડે તેમની ઘ્રાણાદિકલાનો અત્ર જ લય કહ્યો. હવે તે તે કલા પૃથિવીઆદિ જે પોતાનાં ઉપાદાનકારણ છે તેમાં લય થાયછે, વા પરમાત્મામાં લય થાયછે, એ સંદેહની નિવૃત્તિમાટે ભગવાન્ સૂત્રકાર નીચેનું પરસંપત્ત્યધિકરણ રચેછે—

૭. પરસંપત્ત્યધિકરણ.

## तानि परे तथा ह्याह ॥ १५ ॥

**અન્વય અને અન્વયાર્થઃ**—तानि તેઓ ( ઇન્દ્રિયો અને ભૂતો ) परे પરમાત્મામાં [ લીન થાયછે ] हि કેમકે तथा [ શ્રુતિ ] તેમ आह કહેતી હવી.

**ટીકા:**—બ્રહ્મવેત્તાની પ્રાણશબ્દવાચ્ય ઇન્દ્રિયો અને ભૂતો પરમાત્મામાં જ લીન થાયછે; કેમકે ' एवमेवास्य परिद्रष्टुरिमाः षोडश कलाः पुरुषायणाः पुरुषं प्राप्यास्तं गच्छन्ति ॥' (જેમ નદી સમુદ્રને પામીને સમુદ્રમાં જ લીન થાયછે, તેમ જ સર્વત્ર બ્રહ્મ દેખનારા આ જ્ઞાનીની, પુરુષમાં કલ્પિત પ્રાણશ્રદ્ધાદિ આ સોળ કલાઓ, જ્ઞેયપુરુષને પામીને તેમાં જ લીન થાયછે ) એ શ્રુતિ તેમ જ કહેછે વ્યાવહારિકદૃષ્ટિએ એ કલાઓ પોતપોતાના ઉપાદાનકારણમાં લય પામેછે, અને પારમાર્થિકદૃષ્ટિએ બ્રહ્મવેત્તાનો સકલ કલાસમૂહ બ્રહ્મમાં જ લય પામેછે એમ વિવેક છે, એટલે કલાઓનો ઉપાદાનકારણમા લય કહેનારી શ્રુતિનો વિરોધ પણ રહેતો નથી.૧૫.

વિદ્વાન્‌ની પ્રાણશ્રદ્ધાદિ ષોડશકલાનો જે લય છે, તે અવિદ્વાન્‌ની પેઠે પુનર્જન્મનો હેતુ છે વા નહિ, એમ સંશય થાયછે. પૂર્વપક્ષી કહેછે કે લયના સામાન્યપણાથી પુનર્જન્મનો હેતુ છે એ પૂર્વપક્ષનું નિરાકરણ કરવા ભગવાન્ સૂત્રકાર નીચેનું અવિભાગાધિકરણ રચેછેઃ-

૮. અવિભાગાધિકરણ.

## अविभागो वचनात् ॥ १६ ॥

**અન્વય અને અન્વયાર્થઃ**—वचनात् વચનથી अविभागः અવિભાગ (નિરવશેષલય) [છે].

**ટીકા:**—' भिद्येते चाऽऽसां नामरूपे पुरुष इत्येवं प्रोच्यते स एषोऽकलोऽमृतो भवति॥' ( તેમનાં નામરૂપ નિઃશેષ ભેદાઇ જાયછે, પુરુષ એમ કહેવાયછે, તે આ અકલ અમૃત થાયછે) એ શ્રુતિવચનથી પુનર્જન્મની યોગ્યતાવિનાનો નિરવશેષલય થાયછે એમ સિદ્ધ થાયછે અવિદ્યાકલ્પિત કલાઓનુ વિદ્યાનિમિત્તના પ્રલયમાં સાવશેષપણુ ( મૂલકારણમાં શક્તિરૂપે સ્થિતિભાવ ) સંભવતુ નથી, તેથી અવિભાગ જ છે. ૧૬.

પ્રસંગથી પ્રાપ્ત થયેલી પરવિદ્યાનો વિચાર કરીને હવે અપરવિદ્યાના સંબંધના વિચારને ચાલુ કરેછે. ઉપાસક અને અનુપાસક એ બન્નેની સમાન ઉત્ક્રાંતિ પૂર્વે કહી, ત્યાં સંશય થાયછે કે શું ઉપાસક પણ અનુપાસકની પેઠે જેતે નાડીદ્વારા શરીરબ્હાર નીકળેછે, વા મૂર્ધન્યનાડીદ્વારા જ નીકળેછે? એ સંશયની નિવૃત્તિ કરવા ભગવાન્ સૂત્રકાર નીચેનુ તદોકોઽગ્રાધિકરણ રચેછે —

૯. તદોકોઽગ્રાધિકરણ.

## तदोकोऽग्रज्वलनं तत्प्रकाशितद्वारो विद्यासामर्थ्यात्तच्छेषगत्यनुस्मृतियोगाच्च हार्दानुगृहीतः शताधिकया ॥ १७ ॥

**અન્વય અને અન્વયાર્થઃ**—तदोकः તેનું ( ઉત્ક્રમણ કરનાર જીવનું ) [ જે ] હૃદય [ છે

**अग्रज्वलनं** [ તેના ] અગ્ર(નાડીમુખ)નું પ્રદ્યોતન (ભાવિફલસ્ફુરણ) [ અને ] **तत्प्रकाशितद्वारः** તે(પ્રદ્યોતન)વડે પ્રકાશિત દ્વાર [ એ બંનેને વિષે સમાન છે, પણ ઉપાસક ] **विद्यासामर्थ्यात्** ઉપાસનાના સામર્થ્યથી **च** અને **तच्छेषगत्यनुस्मृतियोगात्** તેના (ઉપાસનાના) શેષરૂપની (ઉપકારક મૂર્ધન્યનાડીની) ગતિના અનુસ્મરણના યોગથી **हार्दानुगृहीतः** બ્રહ્મના અનુગ્રહને પામીને **शताधिकया** શતથી અધિકવડે (સુષુમ્ણાવડે) [ નીકળેછે ].

**ટીકા:**—વાગાદિ સર્વ ઇન્દ્રિયો જેની ઉપસંહૃત થઇ ગયી છે, એવા ઉત્ક્રમણ કરવા તત્પર થયેલા જીવનું જે હૃદયરૂપ સ્થાન છે, તેના નાડીમુખનું ભાવિફલસ્ફુરણ અને તેવડે પ્રકાશિત નીકળવાનાં ચક્ષુરાદિ દ્વાર એ બન્ને ઉપાસકઅનુપાસક બન્નેને વિષે સમાન છે, પણ ઉપાસક ઉપાસનાના સામર્થ્યથી અને ઉપાસનાની ઉપકારક જે સુષુમ્ણાનાડીદ્વારા ગતિ છે તે ગતિના અનુસ્મરણના યોગથી હૃદયમાં સ્થિત ઉપાસ્યબ્રહ્મના અનુગ્રહથી બ્રહ્મભાવને પામેલો તે સો નાડીથી અધિક સુષુમ્ણાનામની નાડીદ્વારા જ નીકળેછે, અને અનુપાસક બીજી નાડીઓદ્વારા નીકળેછે. નીચેની શ્રુતિ પણ એમ જ કહેછે:—

" शतं चैका च हृदयस्य नाड्यस्तासां मूर्धानमभिनिःसृतैका ।
तयोर्ध्वमायन्नमृतत्वमेति विष्वङ्ङन्या उत्क्रमणे भवन्ति ॥"

**અર્થ:**—હૃદયની એકસો ને એક મુખ્ય નાડીઓ છે, તેમાં એક હૃદયથી નીકળીને બ્રહ્મરંધ્રને પ્રાપ્ત થયી છે, તે(સુષુમ્ણા)વડે ઊર્ધ્વગતિને પામેલો સત્યલોકને પામેછે, ને નાનાપ્રકારની અન્યનાડીઓ બીજાઓના ઉત્ક્રમણમાં ઉપયોગી થાયછે.

સુષુમ્ણાનાડી હૃદયથી નીકળીને કંઠ, ઘંટિકા (લાળી) અને નાસિકાની પાછળની ભીંતદ્વારા બ્રહ્મરંધ્રને પ્રાપ્ત થયેલી છે, અને તેણે ઉપાસકનો બ્રહ્મલોકનો માર્ગ સૂર્યરશ્મિથી એક કરેલો છે. ૧૭.

પ્રારબ્ધકર્મના અંતમાં ઉપાસકનું ઉત્ક્રમણ થાયછે, તે સુષુમ્ણાનાડીના સંબંધવાળાં સૂર્યકિરણોને અનુસરીને થાયછે. અહિં સંબંધના કાલવિશેષનું શ્રવણ નહિ હોવાથી અને રાત્રિમાં સૂર્યકિરણોનો અભાવ હોવાથી સંશય થાયછે કે દિવસે મરનારો ઉપાસક જ રશ્મિને અનુસરનારો થાયછે, અથવા રાત્રિમાં કિંવા દિવસમાં ગમે તે કાલે મરનારો પણ રશ્મિને અનુસરનારો થાયછે? એ શંકાનું સમાધાન કરવા ભગવાન્ સૂત્રકાર નીચેનું રશ્મ્યધિકરણ રચેછે:—

## ૧૦. રશ્મ્યધિકરણ.

## रश्म्यनुसारी ॥ १८ ॥

**અન્વય અને અન્વયાર્થ:—रश्म्यनुसारी** [ સમાનપણે ] રશ્મિને અનુસરનારો [ થાયછે ].

**ટીકા:**—સુષુમ્ણાનાડીદ્વારા ઉપાસક રશ્મિને અનુસરી ઊર્ધ્વગમન કરેછે. તે ઉપાસક દિવસમાં મરે વા રાત્રિમાં મરે તોપણ સમાનપણે રશ્મિને અનુસરનારો થાયછે. રાત્રિમાં મરનારને રશ્મિની પ્રાપ્તિમાટે સૂર્યોદયની વાટ જોવી પડતી નથી. ૧૮.

પૂર્વપક્ષના બીજાનો ઉપન્યાસ કરીને તેને દૂષણ આપેછે:—

## निशि नेति चेन्न सम्बन्धस्य यावद्देहभावित्वाद्दर्शयति च ॥ १९ ॥

**અન્વય અને અન્વયાર્થ:—निशि** રાત્રિમાં [ મુએલાનું કિરણાનુસારિપણું ] **न** નથી **इति** એમ **चेत्** [ જો કહો ] તો **न** [ આ દોષ ] નથી **सम्बन्धस्य** [ નાડી અને કિરણના ] સંબંધની **यावद्देहभावित्वात्** દેહપર્યંત સ્થિતિ હોવાથી **च** અને **दर्शयति** [ શ્રુતિ પણ આ અર્થને ] દેખાડેછે.

**ટીકા:**—દિવસમાં નાડી અને કિરણનો સંબંધ છે, તેથી દિવસમાં મુએલાનું કિરણાનુસારિપણું છે, પણ રાત્રિમાં નાડી અને કિરણના સંબંધનો વિચ્છેદ હોવાથી, રાત્રિમાં મુએલાનું કિરણાનુસારિપણું નથી, એમ પૂર્વપક્ષ કરો તો તેના ઉત્તરમાં અમે કહીએછીએ કે તમારો આ પૂર્વપક્ષ સંભવતો નથી; કેમકે નાડી અને કિરણના સંબંધની દેહપર્યંત સ્થિતિ છે, એટલે રાત્રિમાં પણ નાડી અને કિરણના સંબંધનો વિચ્છેદ નથી.

'अमुष्मादादित्यात्प्रतायन्ते ता आसु नाडीषु सृप्ता आभ्यो नाडीभ्यः प्रतायन्ते तेऽमुष्मिन्नादित्ये सृप्ताः ॥' (આ આદિત્યથી જે કિરણો વિસ્તૃત થાયછે, તે આ નાડીઓમાં સંબધ પામેલાં છે, અને આ નાડીઓથી જે કિરણો વિસ્તૃત થાયછે, તે આ આદિત્યમાં સંબધ પામેલાં છે) એ શ્રુતિ પણ પૂર્વોક્તઅર્થને જ દેખાડેછે. રાત્રિમાં પણ વાતાવરણમાં વક્રીભાવ પામેલાં અલ્પકિરણોની અનુવૃત્તિ રહેછે એમ માર્જારાદિ રાત્રિચર પ્રાણિઓને રાત્રિમાં થતા પદાર્થદર્શનથી તથા ઉષ્ણકાલમાં રાત્રિમાં થતા પ્રતાપાદિકાર્યના અનુભવથી જણાયછે. 'अहरेवैतद्रात्रौ दधाति ॥' (સવિતા રાત્રિમાં પણ દિવસને ધારણ કરેછે) એ શ્રુતિ પણ રાત્રિમાં સૂર્યકિરણોની અનુવૃત્તિ દેખાડેછે. જો રાત્રિમાં મુએલાને રશ્મિયોગવિના જ ઊર્ધ્વગતિ થાય તો રશ્મિના પ્રતિપાદનની શ્રુતિનો દિવસમાં મુએલાના વિષયપણાવડે સંકોચ થાય, અને ઊર્ધ્વગતિનો અભાવ માનીએ તો ઉપાસનામાં અપ્રવૃત્તિ થાય. રાત્રિમાં મુએલો દિવસના આગમનની વાટ જુએછે એમ પણ કહેવાય નહિ; કેમકે સૂર્યોદયથી પહેલાં શરીરના દાહમાં આદિત્યની વાટ જોવાને વ્યર્થપણાની પ્રાપ્તિ થાયછે. તેથી રાત્રિ અથવા દિવસ ગમે ત્યારે મરે તોપણ ઉપાસકને રશ્મિની પ્રાપ્તિવડે ઝટ બ્રહ્મલોકની પ્રાપ્તિ થાયછે એમ સિદ્ધ છે. ૧૯.

દક્ષિણાયનમાં મુએલા વિદ્વાનને ઉપાસનાના ફલની પ્રાપ્તિ થાયછે વા નહિ એમ ઉપાસનાના નિત્યફલની શ્રુતિથી અને ઉત્તરાયણના પ્રશસ્તપણાના શાસ્ત્રથી સદેહ થાયછે. એ સદેહની નિવૃત્તિ કરવા ભગવાન્ સૂત્રકાર નીચેનું અયનાધિકરણ રચેછેઃ—

### ૧૧. અયનાધિકરણ.

## अतश्चायनेऽपि दक्षिणे ॥ २० ॥

**અન્વય અને અન્વયાર્થઃ**—**अतः** આથી **च** જ **दक्षिणे** દક્ષિણ **अयने** અયનમાં **अपि** [મરનાર ઉપાસક] પણ [ઉપાસનાના ફલને પામેછે].

**ટીકાઃ**—સમયની વાટ જોવી એ અયુક્ત છે એ પૂર્વોક્તહેતુથી, ઉપાસનાના અવશ્યંભાવિફલપણાથી, અને મૃત્યુનું અનિયતકાલપણું હોવાથી દક્ષિણાયનમાં મરનાર ઉપાસક પણ ઉપાસનાના ફલને પામેછે. ઉત્તરાયણનું પ્રશસ્તપણું અજ્ઞાનિઓને માટે છે, જ્ઞાનિઓને કિંવા ઉપાસકોને માટે નથી. શ્રીભીષ્મે જે ઉત્તરાયણની વાટ જોયી છે, તે તો પ્રારબ્ધયોગે ઉત્તરાયણમાં અજ્ઞોનું મરણ થાય તો તે શ્રેષ્ઠ છે એમ આચારના પરિપાલનમાટે તથા પોતાના પિતાના વરથી પ્રાપ્ત થયેલ સ્વચ્છંદમૃત્યુની પ્રસિદ્ધિમાટે છે. ૨૦.

શ્રીભગવદ્ગીતામાં અનાવૃત્તિમાટે દિવસ અને ઉત્તરાયણ એ કાલ નિયત કર્યો છે, છતાં તમે રાત્રિમાં અથવા દક્ષિણાયનમાં મરનારાની અનાવૃત્તિ કેમ કહોછો, એમ શંકા થાય તો તેનું સમાધાન કરેછેઃ—

## योगिनः प्रति च स्मर्यते स्मार्ते चैते ॥ २१ ॥

**અન્વય અને અન્વયાર્થઃ**—**योगिनः** યોગિઓની **प्रति** પ્રતિ **च** જ **स्मर्यते** [અનાવૃત્તિમાટે એ કાલ] સ્મૃતિમાં કહ્યો છે **च** અને **एते** આ (યોગ અને સાંખ્ય) **स्मार्ते** સ્માર્ત [છે, શ્રૌત નથી].

**ટીકાઃ**—યોગિઓની પ્રતિ જ આ દિવસાદિના કાલનો વિનિયોગ અનાવૃત્તિમાટે સ્મૃતિમાં કહ્યો છે. **યોગ** અને **સાંખ્ય** એ બન્ને સ્માર્ત છે, શ્રૌત નથી. ભગવદ્આરાધનબુદ્ધિવડે અનુષ્ઠાન કરેલું કર્મ તે યોગ કહેવાયછે, અને ધારણાપૂર્વક અકર્તાપણાનો અનુભવ એ **સાંખ્ય** કહેવાયછે. એવીરીતે વિષયના ભેદથી અને પ્રમાણવિશેષથી આ સ્મૃતિમાં કહેલા કાલવિનિયોગનો શ્રુતિમાં કહેલી ઉપાસનાઓમાં પ્રવેશ નથી. સ્મૃતિમાં કાલનું કથન છે એમ સ્વીકારી, વિરોધની આશંકા કરી, આ પરિહાર કહ્યો છે. જો સ્મૃતિમાં પણ અગ્ન્યાદિદેવતાનું જ ગ્રહણ કરીએ તો કોઇપણ પ્રકારનો વિરોધ રહેતો નથી. ૨૧.

### ઇતિ શ્રીવેદાંતદર્શનની તાત્પર્યદીપિકાનામની ગુજરાતીભાષાની ટીકામાં ફલનામના ચોથાઅધ્યાયનો મરવા પડેલાની ઉત્ક્રાંતિના પ્રકારનું દર્શન એ નામનો બીજો પાદ સમાપ્ત. ૨.

॥ ॐ ॥



## ૩. અથ મરેલા સગુણબ્રહ્મવેત્તાનું ઉત્તરમાર્ગે અભિગમન એ નામનો ચોથાઅધ્યાયનો ત્રીજો પાદ.

એપ્રમાણે ઉત્ક્રાંતિનું નિરૂપણ કરીને હવે ઉપાસકના માર્ગનું અને ગતવ્યનું નિરૂપણ કરવાને આ પાદનો આરંભ કરેછે. માર્ગની પ્રાપ્તિની પૂર્વે ઉપાસક અને અનુપાસકની ઉત્ક્રાંતિ સમાન છે એમ પૂર્વે કહ્યું છે, હવે આ અધિકરણમાં માર્ગનો વિચાર કરેછે. એ માર્ગ શ્રુત્યંતરોમાં અનેકપ્રકારે શ્રવણ થાયછે. એક માર્ગ નાડી અને કિરણના સંબંધવડે કહ્યો છે, બીજો અર્ચિવડે દિવસની પ્રાપ્તિનો કહ્યો છે, ત્રીજો દેવયાનપથવડે અગ્નિલોકની પ્રાપ્તિનો કહ્યો છે, ચોથો મુએલાને વાયુલોકની પ્રાપ્તિનો કહ્યો છે, અને પાંચમો સૂર્યદ્વારવડે કહ્યો છે. ત્યાં સંશય થાયછે કે આ માર્ગો પરસ્પર ભિન્ન છે, વા અનેકવિશેષણરૂપ એક જ છે? પૂર્વપક્ષી કહેછે કે ભિન્નપ્રકરણમાં સ્થિત હોવાથી અને ભિન્નઉપાસનાઓના શેષપણાથી એ માર્ગો ભિન્ન જ છે. એ પૂર્વપક્ષનું નિરાકરણ કરવા ભગવાન્ સૂત્રકાર નીચેનું અર્ચિરધિકરણ રચેછેઃ—

### ૧. અર્ચિરધિકરણ.

## अर्चिरादिना तत्प्रथितेः ॥ १ ॥

**અન્વય અને અન્વયાર્થઃ—तत्प्रथितेः** તેના ( અર્ચિરાદિમાર્ગના ) પ્રસિદ્ધપણાથી **अर्चिरादिना** [ ઉપાસકો ] અર્ચિરાદિવડે [ જાયછે ].

**ટીકાઃ**—અર્ચિરાદિમાર્ગના પ્રસિદ્ધપણાથી બ્રહ્મલોકને સંપાદન કરવા ઇચ્છતા સર્વે અર્ચિરાદિમાર્ગવડે જ જાયછે. અર્ચિ એ સુષુમ્ણાના દેવ અગ્નિનું નામ છે. પંચાગ્નિવિદ્યાવાળા અને નૈષ્ઠિકબ્રહ્મચર્ય પાળનારા પણ આ માર્ગે જ જાયછે. ઉપાસનાના ભેદમાં પણ ઉપાસ્યબ્રહ્મના એકપણાની પેઠે માર્ગનું એકપણું અવિરુદ્ધ છે. બ્રહ્મલોકને પ્રાપ્ત કરનારો એક જ માર્ગ અનેકવિશેષણવડે દર્શાવ્યો છે, તેથી વસ્તુતાએ માર્ગભેદ નથી. પ્રકરણભેદમાં પણ વિદ્યાના એકપણામાં પરસ્પરના વિશેષણોના ઉપસંહારની પેઠે ગતિના ( માર્ગના ) વિશેષણોનો પણ ઉપસંહાર થાયછે. દેવયાન અને પિતૃયાણ એ બે માર્ગથી ભ્રષ્ટ થયેલાને કષ્ટરૂપ તૃતીયસ્થાન શ્રુતિમાં કહ્યું છે, તેથી પિતૃયાણથી ભિન્ન અર્ચિરાદિ વિભાગવાળો એક જ દેવયાનમાર્ગ ઉપાસકોને માટે છે એમ સિદ્ધ થાયછે. જેમ લૌકિકમાર્ગમાં વિલંબ છે તેમ અર્ચિરાદિમાં નથી એમ જણાવવા 'શીઘ્ર આદિત્યને પામેછે' એમ શ્રુતિ કહેછે, એટલે એ ત્વરાના વચનનો આમાં વિરોધ રહેતો નથી. ૧.

અર્ચિરાદિમાં આનાથી આ અનંતર છે એમ ક્રમવડે વિશેષ્યભાવ કહેવાનો આરંભ કરેછે. 'स एतं देवयानं पन्थानमापद्याग्निलोकमागच्छति स वायुलोकं स वरुणलोकं स इन्द्रलोकं स प्रजापतिलोकं स ब्रह्मलोकम् ॥' ( તે આ દેવયાનમાર્ગને પામીને અગ્નિલોકપ્રતિ આવેછે, પછી તે વાયુલોકપ્રતિ, વરુણલોકપ્રતિ, ઇન્દ્રલોકપ્રતિ, પ્રજાપતિલોકપ્રતિ અને બ્રહ્મલોકપ્રતિ આવેછે ) એ દેવયાનમાર્ગને દર્શાવનારી કૌષીતકિની શ્રુતિમાં જે વાયુલોક છે, તેનું 'तेऽर्चिषमेवाभिसम्भवन्त्यर्चिषोऽहरह्न आपूर्यमाणपक्षमापूर्यमाणपक्षाद्यान् षडुदङ्ङेति मासांस्तान्मासेभ्यः संवत्सरं संवत्सरादादित्यम् ॥' ( તેઓ અગ્નિને પ્રાપ્ત થાયછે, અગ્નિથી દિવસને, દિવસથી શુક્લપક્ષને, શુક્લપક્ષથી ઉત્તરાયણને, ઉત્તરાયણથી સંવત્સરને, અને સંવત્સરથી આદિત્યને પ્રાપ્ત થાયછે) એ અર્ચિરાદિમાર્ગની શ્રુતિમાં અશ્રવણ છે. ત્યાં સંશય થાયછે કે આ વાયુ ક્યા સ્થાનમાં સન્નિવેશ કરવાયોગ્ય છે? એ શંકાને દૂર કરવા ભગવાન્ સૂત્રકાર નીચેનું વાય્વધિકરણ રચેછેઃ—

૨. વાય્વધિકરણ.

## वायुमब्दादविशेषविशेषाभ्याम् ॥ २ ॥

**અન્વય અને અન્વયાર્થઃ**—अविशेषविशेषाभ्याम् સામાન્ય અને વિશેષથી अब्दात् સંવત્સરથી वायुम् વાયુને [ પામેછે એમ જણાયછે ].

ટીકાઃ—'स वायुलोकम् ॥' એ શ્રુતિમાં માત્ર વાયુનો સામાન્યરૂપે પાઠ જ છે, ક્રમબોધક કોઇ શબ્દ નથી, અને 'यदा वै पुरुषोऽस्माल्लोकात्प्रैति स वायुमागच्छति तस्मै स तत्र विजिहीते यथा रथचक्रस्य खं तेन स ऊर्ध्वमाक्रमते स आदित्यमागच्छति ॥' (જ્યારે ઉપાસક આ લોક( દેહ )થી નીકળેછે, ત્યારે તે વાયુપ્રતિ આવેછે, તેને માટે તે વાયુ પોતામાં રથચક્રના જેવું છિદ્ર કરેછે, તે છિદ્રવડે તે ઊર્ધ્વ આક્રમણ કરેછે, પછી તે આદિત્યપ્રતિ આવેછે ) એ શ્રુત્યંતરમાં આદિત્યથી વાયુના પૂર્વપણાના દર્શનરૂપ વિશેષ છે, તેથી સંવત્સર અને આદિત્ય એ બેની મધ્યે વાયુનો સંનિવેશ કરવાયોગ્ય છે, અર્થાત્ ઉપાસક સંવત્સરથી વાયુને પામેછે એમ નિશ્ચય થાયછે. 'मासेभ्यो देवलोकं देवलोकादादित्यम् ॥' એ શ્રુતિનો અર્થ પણ માસોથી સંવત્સરને, સવત્સરથી દેવલોકને, દેવલોકથી વાયુને, અને વાયુથી આદિત્યને પામેછે, એમ જાણવો. ૨.

કૌષીતકિની શ્રુતિમાં અગ્નિપછી કહેલા વાયુના સ્થાનને કહીને વાયુપછી કહેલા વરુણના અર્ચિરાદિમાર્ગમાં સ્થાનને કહેવા ભગવાન્ સૂત્રકાર નીચેનું તડિદધિકરણ રચેછેઃ—

૩. તડિદધિકરણ.

## तडितोऽधि वरुणः सम्बन्धात् ॥ ३ ॥

**અન્વય અને અન્વયાર્થઃ**—तडितः વિદ્યુત્‌ની अधि ઉપરમાં वरुणः વરુણ [ છે એમ ] सम्बन्धात् [ વીજળી તથા વરુણના ] સંબંધથી [ જણાયછે].

ટીકાઃ—'आदित्याच्चन्द्रमसं चन्द्रमसो विद्युतम् ॥' ( આદિત્યથી ચંદ્રમાને, અને ચંદ્રમાથી, વિદ્યુતને ) એ શ્રુતિવડે વિદ્યુત્‌ની ઉપરમાં વરુણલોક છે એમ જણાયછે. વળી વીજળી અને વરુણના કાર્યકારણરૂપસંબંધથી પણ એ જ નિશ્ચય થાયછે. જલના અધિપતિ વરુણ છે એ વાર્તા શાસ્ત્રપ્રસિદ્ધ છે. વરુણથી ઇન્દ્રલોક, ઇન્દ્રલોકથી પ્રજાપતિલોક અને પ્રજાપતિલોકથી બ્રહ્મલોકની પ્રાપ્તિ જાણવી. એ વાર્તા સ્થાનાંતરના અભાવથી અને પાઠસામર્થ્યથી સિદ્ધ છે. ૩.

એપ્રમાણે અર્ચિરાદિના ક્રમનું નિરૂપણ કરીને હવે તેના સ્વરૂપનું નિરૂપણ કરેછે. એ અર્ચિરાદિ શું માર્ગનાં ચિહ્નો છે, અથવા ભોગભૂમિઓ છે, કિંવા ગમન કરનારાઓના આતિવાહિક ( ગમન કરનારાઓને ગમન કરાવનાર ) છે, એમ સંશય થાયછે. પૂર્વપક્ષી કહેછે કે તે અર્ચિરાદિમાર્ગનાં ચિહ્નો છે, કેમકે માર્ગનાં ચિહ્નો હોય એમ સ્થાનાદિના નામથી ઉપદેશ જોવામાં આવેછે; અથવા 'अग्निलोकम् ॥' ઇત્યાદિમાં લોકશબ્દનુ કથન હોવાથી તે ભોગભૂમિઓ છે એમ નિશ્ચય થાયછે. તેથી તે અર્ચિરાદિ આતિવાહિક નથી. અચેતનપણાથી પણ તેમાં આતિવાહિકપણું માનવું યુક્ત નથી. એ પૂર્વપક્ષનું નિરાકરણ કરવા ભગવાન્ સૂત્રકાર નીચેનું આતિવાહિકાધિકરણ રચેછેઃ—

૪. આતિવાહિકાધિકરણ.

## आतिवाहिकास्तल्लिङ्गात् ॥ ४ ॥

**અન્વય અને અન્વયાર્થઃ**—आतिवाहिकाः [ તે ] આતિવાહિકો [ છે એમ ] तल्लिङ्गात् તેના ( આતિવાહિકના ) લિંગથી [ જણાયછે ].

ટીકાઃ—તેઓ આતિવાહિકો છે એમ 'चन्द्रमसो विद्युतं तत्पुरुषोऽमानवः स एतान् ब्रह्म गमयति ॥' ( ચંદ્રમાથી વિદ્યુત્પ્રતિ આવેછે, ત્યાંથી તે અમાનવ પુરુષ એમને બ્રહ્મલોકપ્રતિ લઇ જાયછે) એ આતિવાહિકપણાને દર્શાવનારા શ્રુતિરૂપલિંગથી જણાયછે. વિદ્યુત્‌ની પહેલાં માનવ ( મનુની સૃષ્ટિમાંના દેવો ) નેતા

( આતિવાહિક ) હતા, ને વિદ્યુતથી ઉપર અમાનવ નેતા તે ઉપાસકને લઇ જાયછે એમ ઉપરની શ્રુતિથી જણાયછે. તેથી અર્ચિરાદિપદવડે નેતાઓનો જ અંગીકાર કરવો યુક્ત છે, માર્ગચિહ્નોનો કિંવા ભોગભૂમિઓનો અંગીકાર કરવો યુક્ત નથી. ૪.

તે લિંગમાત્રથી યુક્તિવિના પૂર્વોક્તઅર્થની સિદ્ધિ નથી એમ શંકા થાય તો તેનું સમાધાન કરેછેઃ-

## उभयव्यामोहात्तत्सिद्धेः ॥ ५ ॥

**અન્વય અને અન્વયાર્થઃ—उभयव्यामोहात्** બંનેના ( માર્ગ અને માર્ગમાં જનારના ) અજ્ઞપણાથી **तत्सिद्धेः** તેની ( નેતાપણાની ) સિદ્ધિ હોવાથી [ પૂર્વોક્ત લિંગ યુક્તિસહિત જ છે ].

**ટીકાઃ**—જેઓ અર્ચિરાદિમાર્ગમાં ગમન કરનારાઓ છે, તેઓ દેહવિયોગથી સંકુચિત ઇન્દ્રિયઅંતઃકરણવાળા છે, તેથી ઊર્ધ્વગતિ કરવામાં જ્ઞાનરહિત છે, અને અર્ચિરાદિમાર્ગનું અચેતનપણું હોવાથી તે પણ ઊર્ધ્વગતિ કરાવવામાં જ્ઞાનરહિત છે; એવીરીતે બંનેના અજ્ઞપણાથી અર્ચિરાદિના અભિમાની ચેતનરૂપ દેવવિશેષ ઉપાસકોને લઇ જવાના કાર્યમાં નિયુક્ત છે એમ જણાયછે. લોકમાં પણ ઉન્મત્ત અને મૂર્છિતતાદિ જેમનો કરણસમૂહ સંકુચિત થયો છે તેઓ બીજાવડે માર્ગમાં લઇ જવામાં આવેછે. અર્ચિ અને દિવસાદિના અસ્થિરપણાથી અને રાત્રિઆદિમાં મુએલાને વાટ જોવી પડતી નથી એમ કહેલું હોવાથી એ અર્ચિરાદિનું માર્ગચિહ્નપણું વા ભોગ્યપણું નથી, અને દેવતાપણામાં તો અસ્થિરપણાનો દોષ નથી. તેઓને અર્ચિરાદિશબ્દપણું અર્ચિરાદિના અભિમાનથી સંભવી શકેછે. ' स एतान् ब्रह्म गमयति ।।' એ ઉપસંહારમાં અતિવાહ્યઅતિવાહકરૂપ સંબંધવિશેષ દર્શાવ્યો છે. તેવડે તે જ સંબંધ ઉપક્રમમાં પણ છે એમ નિશ્ચય કરાયછે. કરણસમૂહ સંકુચિત હોવાથી ગમન કરનારાઓને ત્યાં ભોગનો સંભવ નથી, માત્ર તે લોકવાસિઓની જ તે ભોગભૂમિઓ છે. ૫.

વિદ્યુતની ઉપરમાં વરુણાદિ છે એમ પૂર્વે કહ્યું છે, અને વિદ્યુતની પછી અને બ્રહ્મલોકની પ્રાપ્તિપર્યંત અમાનવપુરુષના નેતાપણાનું શ્રવણ થાયછે, તો આતિવાહિકપણાના પક્ષમાં વરુણાદિમાં તે કેવીરીતે સંભવી શકેછે, એમ શંકા થાય તો તેનું સમાધાન કરેછેઃ—

## वैद्युतेनैव ततस्तच्छ्रुतेः ॥ ६ ॥

**અન્વય અને અન્વયાર્થઃ—ततः** પછી (વિદ્યુત્‌ની પ્રાપ્તિપછી) **वैद्युतेन** વિદ્યુત્‌લોકમાં આવેલા [ અમાનવપુરુષ ]વડે **एव** જ [ બ્રહ્મલોકપ્રતિ જાયછે, એમ ] **तच्छ्रुतेः** તેના [ નેતાપણાની ] શ્રુતિથી [ જણાયછે ].

**ટીકાઃ**—વિદ્યુતની પ્રાપ્તિ થયા પછી વિદ્યુતલોકમાં ઉપાસકને લેવા આવેલા અમાનવપુરુષવડે જ તે ઉપાસક વરુણલોકાદિમાં થઇને બ્રહ્મલોકપ્રતિ જાયછે એમ 'तान्वैद्युतात्पुरुषोऽमानवः स एत्य ब्रह्मलोकं गमयति ॥' (તે અમાનવ પુરુષ આવીને વિદ્યુતલોકથી તે ઉપાસકોને બ્રહ્મલોકપ્રતિ લઇ જાયછે) એ તેના જ નેતાપણાની શ્રુતિથી જણાયછે. વરુણાદિ તો અપ્રતિબંધક અથવા સાહાય્ય કરનાર છે, એમ જાણવું. ૬.

એપ્રમાણે માર્ગનું નિરૂપણ કરીને હવે ગંતવ્યનો વિચાર કરવામાં આવેછે. ' स एतान् ब्रह्म गमयति ॥ ' એ શ્રુતિમાં ब्रह्मશબ્દના પ્રયોગથી તથા ગતિના શ્રવણથી સંશય થાયછે કે ઉપાસકને નેતાઓ કાર્યરૂપ અપરબ્રહ્મપ્રતિ લઇ જાયછે, વા અવિકૃત મુખ્યપરબ્રહ્મપ્રતિ લઇ જાયછે? એ સંશયનું નિરાકરણ કરવા ભગવાન્ સૂત્રકાર નીચેનું બાદર્યધિકરણ રચેછેઃ—

### ૫. બાદર્યધિકરણ.

## कार्यं बादरिरस्य गत्युपपत्तेः ॥ ७ ॥

**અન્વય અને અન્વયાર્થઃ—कार्यं** કાર્યરૂપપ્રતિ [ લઇ જાયછે એમ ] **बादरिः** બાદરિ [ માનેછે ] **अस्य** આની ( કાર્યબ્રહ્મપ્રતિ ) **गत्युपपत्तेः** ગતિના સંભવથી.

ટીકા:—તે ઉપાસકોને અમાનવ પુરુષ કાર્યરૂપ સગુણ (અપર)બ્રહ્મપ્રતિ લઇ જાયછે એમ બાદરિઆચાર્ય માનેછે; કેમકે કાર્યબ્રહ્મ એકદેશમાં હોવાથી તેમાં ગંતવ્યપણાનો સંભવ હોવાથી તેપ્રતિ ગતિનો સંભવ થઇ શકેછે, પણ સર્વગતપણાથી અને જનારના પ્રત્યગાત્મપણાથી પરબ્રહ્મમાં તો ગંતાપણું, ગંતવ્યપણું કિંવા ગતિ એ કાંઇ સંભવતાં નથી. ૭.

એ સંબંધમાં અન્યહેતુને કહેછે:—

## विशेषितत्वाच्च ॥ ८ ॥

**અન્વય અને અન્વયાર્થ:**—च અને **विशेषितत्वात्** વિશેષિતપણાથી [ કાર્યબ્રહ્મસંબંધી જ ગતિ છે એમ જણાયછે ].

ટીકા:—'ब्रह्मलोकान् गमयति ते तेषु ब्रह्मलोकेषु पराः परावतो वसन्ति ॥' (બ્રહ્મલોકોપ્રતિ લઇ જાયછે, તે ઉપાસકો તે બ્રહ્મલોકોમાં દીર્ઘઆયુષ્યવાળા હિરણ્યગર્ભના દીર્ઘકાલપર્યંત વસેછે)એ શ્રુતિમાં બહુવચન, લોકશબ્દ અને આધારાર્થે સપ્તમીવિભક્તિ એ વિશેષણોદ્વારા ગંતવ્યના વિશેષિતપણાથી કાર્યબ્રહ્મસંબંધી જ ગતિ છે એમ જણાયછે. પરબ્રહ્મમાં બહુવચન સંભવી શકતું નથી, અને કાર્યબ્રહ્મમાં તો અવસ્થાભેદના સંભવથી બહુવચન સંભવી શકેછે. લોકશબ્દ પણ કાર્યબ્રહ્મના લોકરૂપ ભોગભૂમિમાં જ સંભવી શકેછે, તેમ જ વાસસ્થાન અને વાસ કરનારનું કથન પણ મુખ્યપણે તેમાં જ સંભવેછે. ૮.

કાર્યબ્રહ્મમાં બ્રહ્મશબ્દનો પ્રયોગ સંભવી શકતો નથી; કેમકે સમન્વયાધ્યાયમાં સર્વજગત્નું કારણ બ્રહ્મ છે એમ સિદ્ધ કર્યું છે, એમ શંકા થાય તો તેનું સમાધાન કરેછે:—

## सामीप्यात्तु तद्व्यपदेशः ॥ ९ ॥

**અન્વય અને અન્વયાર્થ:**—तु આશંકાની નિવૃત્તિમાટે છે **सामीप्यात्** સમીપપણાથી **तद्व्यपदेशः** તેનું (બ્રહ્મશબ્દનું) કથન [ છે ].

ટીકા:—પરબ્રહ્મના સમીપપણાથી કાર્યરૂપ અપરબ્રહ્મમાં પણ બ્રહ્મશબ્દનો પ્રયોગ વિરોધ પામતો નથી. પ્રસિદ્ધ પરબ્રહ્મ જ વિશુદ્ધઉપાધિના સંબંધથી, ક્વચિત્ મનોમયપણાદિરૂપ કોઇ કાર્યધર્મોવડે ઉપાસનાને માટે ઉપદેશ કરાયું હતું અપરબ્રહ્મ છે એમ વ્યવસ્થા છે. ૯.

'तेषामिह न पुनरावृत्तिरस्ति ॥' (તે ઉપાસકોની આ લોકમાં પુનરાવૃત્તિ નથી) ઇત્યાદિશ્રુતિઓમાં જે અનાવૃત્તિનું શ્રવણ છે, તે કાર્યબ્રહ્મની પ્રાપ્તિમા સંભવી શકતું નથી; કેમકે પરબ્રહ્મથી ભિન્ન કોઇ સ્થાને નિત્યતા સભવતી નથી એમ શંકા થાય તો તેનું સમાધાન કરેછે:—

## कार्यात्यये तदध्यक्षेण सहातः परमभिधानात् ॥ १० ॥

**અન્વય અને અન્વયાર્થ:**—**कार्यात्यये** બ્રહ્મલોકના પ્રલયમાં **तदध्यक्षेण** તેના અધ્યક્ષની **सह** સાથે **अतः** આથી (બ્રહ્મલોકથી) **परं** પરમ[ પદ ]ને [ પામેછે એમ ] **अभिधानात्** [ અનાવૃત્તિના ] કથનથી [ સ્વીકાર કરવાયોગ્ય છે ].

ટીકા:—બ્રહ્મલોકના પ્રલયકાલમાં તે લોકમાં જ યથાર્થ જ્ઞાનને પામીને તે લોકના અધ્યક્ષ હિરણ્યગર્ભની સાથે એ બ્રહ્મલોકથી પર એવા પરિશુદ્ધ પરમાત્માના પરમપદને ઉપાસકો પામેછે. આ ક્રમમુક્તિ અનાવૃત્તિના કથનથી સ્વીકાર કરવાયોગ્ય છે. વસ્તુતાએ ગતિપૂર્વક પરબ્રહ્મની પ્રાપ્તિ સંભવતી નથી, તેથી અનાવૃત્તિલિંગથી પરબ્રહ્મનું ગતવ્યપણું નથી. ૧૦.

એ સિદ્ધાંતમાં સ્મૃતિનું પ્રમાણ આપેછે:—

## स्मृतेश्च ॥ ११ ॥

**અન્વય અને અન્વયાર્થ:**—**स्मृतेः** સ્મૃતિથી च પણ [ એ જ અર્થ સિદ્ધ થાયછે ]

ટીકા:—નીચેની સ્મૃતિથી પણ પૂર્વોક્ત સિદ્ધાંત જ સિદ્ધ થાયછેઃ—

"ब्रह्मणा सह ते सर्वे संप्राप्ते प्रतिसञ्चरे ।
परस्यान्ते कृतात्मानः प्रविशन्ति परं पदम् ॥"

અર્થ:—જ્યારે મહાપ્રલય પ્રાપ્ત થાયછે, ત્યારે હિરણ્યગર્ભના અંતમાં સર્વે બ્રહ્મલોકનિવાસિઓ યથાર્થ જ્ઞાનને પામીને બ્રહ્માની સાથે પરમપદને પ્રાપ્ત થાયછે.

તેથી કાર્યબ્રહ્મસંબંધી ગતિ શ્રુતિમાં કહી છે એ સિદ્ધાંત છે. ૧૧.

પાંચસૂત્રોવડે સિદ્ધાંતનું સ્વરૂપ દેખાડીને હવે ત્રણસૂત્રોવડે પૂર્વપક્ષનું સ્વરૂપ દેખાડેછેઃ—

## પૂર્વપક્ષઃ— परं जैमिनिर्मुख्यत्वात् ॥ १२ ॥

અન્વય અને અન્વયાર્થઃ—मुख्यत्वात् મુખ્યપણાથી परं પરબ્રહ્મને [ પહોંચાડેછે એમ ] जैमिनिः જૈમિનિ [ માનેછે ].

ટીકા:—પરબ્રહ્મ જ બ્રહ્મશબ્દનો મુખ્ય અર્થ હોવાથી 'स एनान् ब्रह्म गमयति ॥' એ શ્રુતિ અમાનવ પુરુષ તે ઉપાસકોને પરબ્રહ્મની જ પ્રાપ્તિ કરાવેછે એમ કહેછે, એવીરીતે જૈમિનિઆચાર્ય માનેછે. ૧૨.

શ્રુતિમાં પણ ગતિપૂર્વક મોક્ષ કહ્યો છે એમ કહેછેઃ-

## दर्शनाच्च ॥ १३ ॥

અન્વય અને અન્વયાર્થઃ—दर्शनात् શ્રુતિથી च પણ [ એ જ અર્થ સિદ્ધ થાયછે ].

ટીકા:—'तयोर्ध्वमायन्नमृतत्वमेति ॥' ( સુષુમ્ણાનાડીદ્વારા ઊર્ધ્વગતિને પામીને અમૃતપણાને પ્રાપ્ત થાયછે) એ શ્રુતિ પણ ગતિપૂર્વક અમૃતપણું દેખાડેછે. અમૃતપણું પરબ્રહ્મમાં સભવી શકેછે, કાર્યના વિનાશિપણાથી કાર્યમા સંભવી શકતું નથી. કઠવલ્લીમાં પરબ્રહ્મના પ્રકરણમાં આ ગતિનું કથન હોવાથી આ ગતિ પરબ્રહ્મસંબંધી જ છે એમ નિશ્ચય થાયછે. ૧૩.

એવીરીતે બ્રહ્મશ્રુતિના અને અમૃતપણાના લિંગથી તથા પ્રકરણથી પરબ્રહ્મસંબંધી ગતિ છે એમ કહ્યું. હવે 'प्रजापतेः सभां वेश्म प्रपद्ये ॥' (પ્રજાપતિની સભા અને ગૃહને પ્રાપ્ત થાઉં) એવી ઉપાસકના મરણકાલમાં કાર્યબ્રહ્મની પ્રાપ્તિની સંકલ્પશ્રુતિથી પરબ્રહ્મ ગતવ્ય નથી એમ શકા થાય તો તેનું નિરાકરણ કરેછેઃ—

## न च कार्ये प्रतिपत्त्यभिसन्धिः ॥ १४ ॥

અન્વય અને અન્વયાર્થઃ—च વળી प्रतिपत्त्यभिसन्धिः ગતિનું તાત્પર્ય कार्ये કાર્યબ્રહ્મમાં न નથી.

ટીકા:—'प्रजापतेः सभां वेश्म प्रपद्ये ॥' એ શ્રુતિમાં દર્શાવેલી ગતિનું તાત્પર્ય કાર્યબ્રહ્મમાં નથી, પણ પરબ્રહ્મમાં છે એમ એ પ્રકરણ પરબ્રહ્મનું હોવાથી સિદ્ધ થાયછે.

એપ્રમાણે આચાર્યે બે પક્ષ દર્શાવ્યા. તેમાં જૈમિનિઆચાર્યનો મત પૂર્વપક્ષરૂપ છે, અને બાદરિઆચાર્યનો મત સિદ્ધાંતરૂપ છે. 'બ્રહ્મલોકોમાં' એમ બહુવચનાદિના પ્રયોગથી, અને સંકલ્પથી જ ગંધાદિદિવ્યભોગની શ્રુતિથી ગતવ્યપણાનો પરબ્રહ્મમાં અસંભવ હોવાથી બ્રહ્મના મુખ્યાર્થનો ત્યાગ કરી કાર્યબ્રહ્મરૂપ અમુખ્યાર્થ ગ્રહણ કરવો એ જ યુક્ત છે. પરવિદ્યાના પ્રકરણમાં પણ તેની સ્તુતિમાટે અપરવિદ્યાના સંબંધની ગતિનું કથન સંભવી શકેછે. 'प्रजापतेः सभां वेश्म प्रपद्ये ॥' એ અને તેની સાથેનાં વાક્યોવડે આગળના પ્રકરણનો બાધ થાયછે, તેથી કાર્યબ્રહ્મમાં પણ ગતિનું તાત્પર્ય વિરોધ પામતું નથી. તેથી ગતિની શ્રુતિઓ કાર્યબ્રહ્મસંબંધી જ છે. સર્વવ્યાપક, સર્વાંતર, દેશકાલાદિવિશેષરહિત, અને સર્વરૂપ પરબ્રહ્મનું ગતવ્યપણું કદીપણ સભવી શકતું નથી. 'न तस्य प्राणा उत्क्रामन्ति। ब्रह्मैव सन् ब्रह्माप्येति ॥' ( તેના પ્રાણો ઉત્ક્રમણ કરતા નથી, બ્રહ્મ જ થયો સતો બ્રહ્મને પામેછે) એ શ્રુતિ પણ પરબ્રહ્મમાં ગતિનું નિવારણ કરેછે. અત્યંતતાદાત્મ્યમાં ગતિનો અસભવ હોવાથી ગતિની કલ્પનામાં ગંતા જીવ ગંતવ્ય બ્રહ્મનો અવયવ, વા વિકાર (કાર્ય),

વા અન્ય થાય. પ્રથમપક્ષમાં અવયવ અને અવયવીનો નિત્યસંબંધ હોવાથી બ્રહ્મનું ગતવ્યપણું સંભવતું નથી; વળી બ્રહ્મના નિરવયવપણાની પ્રસિદ્ધિથી બ્રહ્મમાં અવયવઅવયવીની કલ્પના સંભવતી નથી. કાર્યપક્ષમાં પણ એ દોષો આવેછે, એટલે કે કાર્ય અને ઉપાદાનકારણનો નિત્યસંબંધ હોવાથી બ્રહ્મની ગતવ્યતા રહેતી નથી, અને નિરવયવ બ્રહ્મ કોઇનું ઉપાદાનકારણ સંભવી પણ શકે નહિ. ત્રીજા પક્ષમાં બ્રહ્મથી ભિન્ન જીવને વ્યાપક માનવામાં આવે તો ગમનનો અસંભવ થાયછે, મધ્યમપરિમાણપણામાં અનિત્યપણાનો પ્રસંગ આવેછે, અને અણુપણામાં સમગ્રશરીરના જ્ઞાનના અસંભવની પ્રાપ્તિ થાયછે. વળી પરબ્રહ્મથી જીવને અન્ય માનવામાં 'तत्त्वमसि ॥' ઇત્યાદિશાસ્ત્રને નિરર્થકતાની પ્રાપ્તિ થાયછે. તેથી બાદરિઆચાર્યનો મત જ યોગ્ય જણાયછે. ૧૪.

જેઓ પ્રતીકઅપ્રતીકરૂપ વિકારની ઉપાસના કરેછે, તે બધાને સમાનપણે અમાનવ પુરુષ બ્રહ્મલોકપ્રતિ લઇ જાયછે, વા કોઇકને જ લઇ જાયછે, એમ સંશય થાયછે. પૂર્વપક્ષી કહેછે કે તત્ત્વવેત્તાથી ભિન્ન સર્વે ઉપાસકોને અમાનવ પુરુષ બ્રહ્મલોકપ્રતિ લઇ જાયછે. એ પૂર્વપક્ષનું નિરાકરણ કરવા ભગવાન્ સૂત્રકાર નીચેનું અપ્રતીકાલંબનાધિકરણ રચેછેઃ—

### ૬. અપ્રતીકાલંબનાધિકરણ.

## अप्रतीकालम्बनान्नयतीति बादरायण उभयथाऽदोषात्तत्क्रतुश्च ॥ १५ ॥

**અન્વય અને અન્વયાર્થઃ**—**अप्रतीकालम्बनान्** અપ્રતીકની ઉપાસના કરનારાઓને **नयति** [ અમાનવ પુરુષ બ્રહ્મલોકપ્રતિ ] લઇ જાયછે **इति** એમ **उभयथाऽदोषात्** બંનેપ્રકારમાં અવિરોધ હોવાથી **बादरायणः** બાદરાયણ [ માનેછે ] **च** અને **तत्क्रतुः** બ્રહ્મક્રતુ [ આ ઉભયથાભાવનો સમર્થક હેતુ છે ].

**ટીકાઃ**—નામ, વાક્ અને મનઆદિની ઉપાસના તે પ્રતીકઉપાસના કહેવાયછે, અને કાર્યબ્રહ્મની ઉપાસના તે અપ્રતીકઉપાસના કહેવાયછે. અપ્રતીકની ઉપાસના કરનારાઓને અમાનવ પુરુષ બ્રહ્મલોકપ્રતિ લઇ જાયછે એમ બનેપ્રકારમાં (પ્રતીકની ઉપાસના કરનારાને બ્રહ્મલોકપ્રતિ લઇ જતા નથી, અને અપ્રતીકની ઉપાસના કરનારાને બ્રહ્મલોકપ્રતિ લઇ જાયછે, તેમાં) અવિરોધ હોવાથી શ્રીબાદરાયણઆચાર્ય માનેછે. પ્રતીકોમાં પ્રતીકનું પ્રધાનપણું હોવાથી તે ઉપાસનાનુ બ્રહ્મક્રતુપણુ નથી, અને કાર્યબ્રહ્મની ઉપાસનામા બ્રહ્મક્રતુપણુ (જેમાં બ્રહ્મનું ધ્યાન થાયછે તે) છે. 'જે જેનું ધ્યાન કરેછે, તે તેને પામેછે' એ ન્યાયપ્રમાણે બ્રહ્મનું ધ્યાન કરનારને બ્રહ્મલોકની પ્રાપ્તિ યુક્ત જ છે. એ બ્રહ્મક્રતુ બનેપ્રકારના ભાવનો સમર્થક હેતુ છે. અનિયમાધિકરણમાં સર્વેઉપાસકોને દેવયાનમાર્ગની પ્રાપ્તિ કહી છે, તે સર્વે સગુણબ્રહ્મના ઉપાસકોને કહી છે, પ્રતીકોપાસકોને કહી નથી. પંચાગ્નિવિદ્યાવાળાઆદિને જે બ્રહ્મલોકની પ્રાપ્તિ કહી છે, તે બ્રહ્મક્રતુન્યાયના અપવાદરૂપ છે. ૧૫.

પ્રતીકના તારતમ્યવડે ફલનું તારતમ્ય દર્શાવેછે.—

## विशेषं च दर्शयति ॥ १६ ॥

**અન્વય અને અન્વયાર્થઃ**—**च** અને **विशेषं** [ ફલ ]વિશેષને **दर्शयति** [ શ્રુતિ ] દેખાડેછે.

**ટીકાઃ**—નામાદિપ્રતીકોપાસનાઓમાં પૂર્વપૂર્વઉપાસનાથી ઉત્તરઉત્તરઉપાસનામાં ફલવિશેષને 'यावन्नाम्नो गतं तत्रास्य यथाकामचारो भवति ॥' (જ્યાંસુધી નામનું ગમન છે, ત્યાંસુધી આની ઇચ્છાપ્રમાણે ગતિ થાયછે) ઇત્યાદિશ્રુતિઓ દેખાડેછે. નામથી વાક્ શ્રેષ્ઠ છે, વાક્થી મન શ્રેષ્ઠ છે, એમ પૂર્વપૂર્વથી ઉત્તરઉત્તરની શ્રેષ્ઠતા, તેમ જ તેમની ઉપાસના અને ઉપાસનાના ફલવિશેષનુ નિરૂપણ છાંદોગ્યોપનિષદ્માં વિસ્તારથી છે. પ્રતીકોપાસનામાં પ્રતીકના તારતમ્યથી પૂર્વોક્ત ફલવિશેષ સંભવેછે, પણ બ્રહ્મોપાસનામાં તો બ્રહ્મના અવિશિષ્ટપણાથી ફલવિશેષનો અસંભવ છે. તેથી પ્રતીકની ઉપાસના કરનારાઓને અપ્રતીકની ઉપાસના કરનારાઓના જેવી ફલપ્રાપ્તિ થતી નથી એ સિદ્ધ છે. ૧૬.

### ઇતિ શ્રીવેદાંતદર્શનની તાત્પર્યદીપિકાનામની ગૂજરાતીભાષાની ટીકામાં ફલનામના ચોથાઅધ્યાયનો મરેલા સગુણબ્રહ્મવેત્તાનું ઉત્તરમાર્ગે અભિગમન એ નામનો ત્રીજો પાદ સમાપ્ત. ૩.



## ૪. અથ નિર્ગુણબ્રહ્મવેત્તાની વિદેહકૈવલ્યપ્રાપ્તિનું અને સગુણ-બ્રહ્મવેત્તાની બ્રહ્મલોકસ્થિતિનું નિરૂપણ એ નામનો ચોથાઅધ્યાયનો ચોથો પાદ.

પૂર્વપાદમાં બ્રહ્મોપાસકોને કાર્યબ્રહ્મની પ્રાપ્તિ કહી. હવે તેઓના બ્રાહ્મલૌકિક ઐશ્વર્યવિશેષને આ પાદના ઉત્તરાર્ધવડે કહેવામાં આવશે. આ પાદના પૂર્વાર્ધવડે પરવિદ્યાવડે પ્રાપ્ત નિર્વિશેષબ્રહ્મભાવનું નિરૂપણ થાયછે. 'एवमेवैष संप्रसादोऽस्माच्छरीरात्समुत्थाय परं ज्योतिरुपसम्पद्य स्वेन रूपेणाभिनिष्पद्यते ॥' (એપ્રમાણે જ આ જ્ઞાની આ શરીરથી સારીરીતે ઉત્થાન કરી, પરજ્યોતિને પામી, પોતાના રૂપવડે સારીરીતે આવિર્ભાવ પામેછે) એ શ્રુતિમાં સંશય થાયછે કે તે જ્ઞાની, દેવલોકાદિ ઉપભોગસ્થાનોમાં જેમ દેવાદિ કોઇ આગંતુકવિશેષરૂપે આવિર્ભાવ પામેછે તેમ કોઇ આગંતુકવિશેષરૂપે આવિર્ભાવ પામેછે, વા આત્મસ્વરૂપવડે જ આવિર્ભાવ પામેછે? પૂર્વપક્ષી કહેછે કે મોક્ષના ફલપણાની પ્રસિદ્ધિથી અને अभिनिष्पद्यते એ પદનો 'ઉત્પન્ન થાયછે' એવો અર્થ હોવાથી સ્થાનાંતરોની પેઠે મોક્ષકાલમાં જ્ઞાની કોઇ આગંતુકવિશેષરૂપને પામેછે. એ પૂર્વપક્ષનું નિરાકરણ કરવા ભગવાન્ સૂત્રકાર નીચેનું સંપદ્યાવિર્ભાવાધિકરણ રચેછે:—

### ૧. સંપદ્યાવિર્ભાવાધિકરણ.

## सम्पद्याऽऽविर्भावः स्वेनशब्दात् ॥ १ ॥

**અન્વય અને અન્વયાર્થ:—स्वेनशब्दात्** स्वेन (સ્વસ્વરૂપવડે) એ શબ્દથી **सम्पद्य** [પરજ્યોતિને] પ્રાપ્ત થઇને **आविर्भावः** [આત્મસ્વરૂપવડે જ] આવિર્ભાવ [પામેછે].

**ટીકા:**—'स्वेन रूपेणाभिनिष्पद्यते ॥' એમાંના स्वेनશબ્દથી પરબ્રહ્મજ્યોતિનો સાક્ષાત્કાર કરીને તે આત્મસ્વરૂપવડે જ સ્થિતિ કરેછે, ધર્માંતરવડે સ્થિતિ કરતો નથી, એમ જણાયછે. મોક્ષના ફલપણાવડે આગંતુક અન્યરૂપનો સ્વીકાર કરીએ તો શ્રુતિમાંનો स्वेनશબ્દ નિરર્થક થાયછે. अभिनिष्पद्यतेનો અર્થ પણ 'આવિર્ભાવ પામેછે,' એમ, કિંવા 'સ્થિતિ કરેછે' એમ થઇ શકેછે, એટલે પૂર્વોક્ત અર્થ નિર્દોષ જ છે. ૧.

મોક્ષાવસ્થામાં જો કોઇ આગંતુક અન્યરૂપની પ્રાપ્તિ થતી નથી, તો જાગ્રદાદિ ત્રણઅવસ્થાઓમાં અને મોક્ષાવસ્થાઓમાં શો ભેદ છે, એમ શંકા થાય તો તેનું ઉત્તર આપેછે:—

## मुक्तः प्रतिज्ञानात् ॥ २ ॥

**અન્વય અને અન્વયાર્થ:—मुक्तः**[ મોક્ષાવસ્થાને પામેલો સર્વ બંધથી ] મુક્ત [છે એમ] **प्रतिज्ञानात्** [ શ્રુતિની ] પ્રતિજ્ઞાથી [ જણાયછે ].

**ટીકા:**—જાગ્રતમાં દેહના અંધપણાદિધર્મોવાળો હોયછે, સ્વપ્નમાં કોઇથી હણાયાના જેવો કિંવા પુત્રાદિના નાશથી રુદન કરનારના જેવો હોયછે, અને સુષુપ્તિમાં વિશેષના અજ્ઞાનથી વિનષ્ટના જેવો હોયછે. એવીરીતે બંધદશામાં તો કલુષિતરૂપે રહેછે, અને મોક્ષમાં તો સર્વદુઃખરહિત, જ્ઞાનસ્વરૂપ અને પૂર્ણાનંદસ્વરૂપવડે સ્થિત થાયછે, એમ બંનેદશામાં મહાન્ ભેદ છે. મોક્ષાવસ્થાને પામેલો સર્વપ્રકારના બંધથી મુક્ત છે એમ 'य आत्माऽपहतपाप्मा ॥' (જે આત્મા બંધરૂપ પાપથી રહિત છે) એ શ્રુતિની પ્રતિજ્ઞાથી જણાયછે. મોક્ષના ફલપણાની સિદ્ધિ પણ બંધની નિવૃત્તિમાત્રથી જ છે, અપૂર્વની ઉત્પત્તિથી નથી. જેમ રોગની નિવૃત્તિમાં અ-

રોગની ઉત્પત્તિ થયી છે એમ કહેવાયછે તેમ બંધની નિવૃત્તિમાં મોક્ષની ઉત્પત્તિ થયી છે એમ 'अभिनिष्पद्यते' પદથી સ્વીકારવામાં વિરોધ નથી. ૨.

જ્યોતિ:શબ્દનું કાર્યરૂપ ભૌતિકજ્યોતિમાં રૂઢપણું હોવાથી 'परं ज्योतिरुपसम्पद्य'॥ એ શ્રુતિ ભૌતિકજ્યોતિની પ્રાપ્તિને કહેછે, બ્રહ્મભાવની પ્રાપ્તિને કહેતી નથી, તેથી કાર્યરૂપજ્યોતિને પામેલો મુક્ત થઇ શકતો નથી, એમ શંકા થાય તો તેનું સમાધાન કરેછે:—

## आत्मा प्रकरणात् ॥ ३ ॥

**અન્વય અને અન્વયાર્થ:**—आत्मा [ અહિં ज्योति:શબ્દવડે ] આત્મા [ જ કહેલ છે એમ ] प्रकरणात् પ્રકરણથી [ જણાયછે ].

**ટીકા:**—અહિં ज्योति:શબ્દવડે આત્મા જ કહેલ છે એમ પ્રકરણથી જણાયછે. 'य आत्माऽपहतपाप्मा विजरो विमृत्युः ॥' (જે આત્મા નિષ્પાપ, અજર અને અમર) એવા પરમાત્માના પ્રકરણમાં અકસ્માત્ ભૌતિકજ્યોતિનું ગ્રહણ કરવું શક્ય નથી, કેમકે એમ કરવાથી પ્રકૃતની હાનિ અને અપ્રકૃતપ્રક્રિયાની પ્રાપ્તિરૂપ દોષ આવેછે. 'तद्देवा ज्योतिषां ज्योतिः ॥' (જે જ્યોતિઓની જ્યોતિ છે, તેને દેવો ઉપાસેછે) ઇત્યાદિવચનોમાં ज्योति:શબ્દ પરમાત્મામાં પણ વ્યવહરેલો છે. ૩.

જે પરબ્રહ્મને પ્રાપ્ત થાયછે, તે શું પરબ્રહ્મથી પૃથક્ જ સ્થિત થાયછે, વા અભેદરૂપે જ સ્થિત થાયછે? પૂર્વપક્ષી કહેછે કે 'ज्योतिरुपसम्पद्य' એમાં કર્તા તથા કર્મનું કથન હોવાથી ભેદવડે જ સ્થિત થાયછે એમ જણાયછે. એ પૂર્વપક્ષનું નિરાકરણ કરવા ભગવાન્ સૂત્રકાર નીચેનું અવિભાગાધિકરણ રચેછે:—

### ૨. અવિભાગાધિકરણ.

## अविभागेन दृष्टत्वात् ॥ ४ ॥

**અન્વય અને અન્વયાર્થ:**—दृष्टत्वात् [ શ્રુતિઓમાં પરમાત્માના અભેદના ] દૃષ્ટપણાથી अविभागेन અભેદવડે [ સ્થિત થાયછે ].

**ટીકા:**—'तत्त्वमसि' (તે તું છે) 'अहं ब्रह्मास्मि' (હુ બ્રહ્મ છું) અને 'यत्र नान्यत्पश्यति' ॥ (જ્યાં અન્યને જોતો નથી) ઇત્યાદિશ્રુતિવાક્યોમાં પરમાત્માનું અભેદરૂપે જ દર્શન હોવાથી મુક્ત પરમાત્માથી અભેદરૂપે જ સ્થિત થાયછે. 'यथोदकं शुद्धे शुद्धमासिक्तं तादृगेव भवति । एवं मुनेर्विजानत आत्मा भवति गौतम ॥' (હે ગૌતમ! જેમ શુદ્ધસ્થાનમાં પડેલું શુદ્ધ જલ તેવું જ રહેછે, તેમ જાણનાર મુનિનો આત્મા થાયછે) ઇત્યાદિ મુક્તના સ્વરૂપનું નિરૂપણ કરનારાં વાક્યો તથા નદીસમુદ્રાદિનાં ઉદાહરણો અભેદને જ દર્શાવનારાં છે. ભેદનું કથન કરનારાં વાક્યો ઔપચારિક છે, તેથી તેમનું પણ અભેદમાં જ તાત્પર્ય છે. ૪.

બ્રહ્મસ્વરૂપ થયેલો મુક્ત શું સત્યસર્વજ્ઞત્વાદિધર્મવડે યુક્ત થઇને રહેછે, વા તે ધર્મનું શશશૃંગની પેઠે અત્યંતઅસત્પણું હોવાથી ચિન્માત્રરૂપે સ્થિત થાયછે, કિંવા વસ્તુતઃ ચિન્માત્ર છતાં પણ અન્યજીવોની વ્યવહારદૃષ્ટિવડે કલ્પિતસર્વજ્ઞપણાદિવાળો થઇને રહેછે, એમ સંશય થાયછે. એ સંશયનું નિરાકરણ કરવા ભગવાન્ સૂત્રકાર નીચેનું બ્રાહ્માધિકરણ રચેછે; તેમાં પ્રથમનાં બે સૂત્રોવડે પૂર્વપક્ષનું સ્વરૂપ દેખાડેછે:—

### ૩. બ્રાહ્માધિકરણ.

## પૂર્વપક્ષ:- ब्राह्मेण जैमिनिरुपन्यासादिभ्यः ॥ ५ ॥

**અન્વય અને અન્વયાર્થ:**—उपन्यासादिभ्यः ઉપન્યાસાદિથી ब्राह्मेण બ્રાહ્મરૂપવડે [સ્થિત થાયછે એમ ] जैमिनिः જૈમિનિ [ માનેછે ].

**ટીકા:**—'य आत्माऽपहतपाप्मा' ॥ (જે આત્મા નિષ્પાપ છે) તથા 'सत्यकामः सत्यसङ्कल्पः ।' (સત્યકામ, સત્યસંકલ્પ) ઇત્યાદિ ઉપન્યાસ–ઉદ્દેશ–જ્ઞાત ધર્મવિશેષના કથન–થી અને 'सर्वज्ञः सर्वेश्वरः

(સર્વજ્ઞ, સર્વેશ્વર) ઇત્યાદિ સિદ્ધધર્મના જેવા કથનથી મુક્ત નિષ્પાપપણું, સત્યકામપણું, સત્યસંકલ્પપણું, સર્વજ્ઞપણું અને સર્વેશ્વરપણું ઇત્યાદિબ્રહ્મસંબંધિધર્મોથી યુક્ત થઇને તેરૂપે સ્થિત થાયછે એમ જૈમિનિઆચાર્ય માનેછે. ૫.

## चितितन्मात्रेण तदात्मकत्वादित्यौडुलोमिः ॥ ६ ॥

**અન્વય અને અન્વયાર્થઃ**—**तदात्मकत्वात्** [ આત્માના ] ચૈતન્યરૂપપણાથી **चितितन्मात्रेण** કેવલચૈતન્યરૂપે [ જ મુક્ત સ્થિત થાયછે ] **इति** એમ **औडुलोमिः** ઔડુલોમિ [ માનેછે ].

**ટીકાઃ**—જોકે નિષ્પાપત્વાદિધર્મોનો બ્રહ્મથી ભેદવડે નિર્દેશ કરેલો છે, તોપણ 'રાહુનું શિર' એ ભેદનિર્દેશ જેમ વિકલ્પરૂપ હોવાથી મિથ્યા છે, તેમ આ નિર્દેશ પણ વિકલ્પરૂપ હોવાથી મિથ્યા છે, તેથી એ ધર્મો અત્યત અસત્ છે. ચૈતન્યમાં પાપપણાદિની નિવૃત્તિમાત્ર જ ત્યાં દર્શાવી છે. આત્માનું સ્વરૂપ ચૈતન્ય જ છે, માટે મુક્ત કેવલચૈતન્યરૂપે જ સ્થિત થાયછે એમ માનવું યુક્ત છે. 'एवं वा अरेऽयमात्माऽनन्तरोऽवाह्यः कृत्स्नः प्रज्ञानघन एव ॥' (અરે ! એપ્રમાણે પ્રસિદ્ધ આ આત્મા અનંતર, અબાહ્ય, સંપૂર્ણ પ્રજ્ઞાનઘન જ છે) ઇત્યાદિશ્રુતિઓ પણ પૂર્વોક્તરીતે માનીએ તો જ સાર્થકતાવાળી થાયછે. સત્યકામત્વાદિધર્મોનું કથન ઉપાધિના સંબંધને લઇને છે, તેથી તેમનો ચૈતન્યની પેઠે સ્વરૂપમાં સભવ નથી. આત્મામાં રતિ, ક્રીડા અને મિથુનનો પણ મુખ્યપણે સંભવ નથી. તેથી સમગ્રપ્રપંચરહિત, નિર્મલ, અવ્યપદેશ્ય, જ્ઞાનરૂપે મુક્ત સ્થિત થાયછે, એમ ઔડુલોમિઆચાર્ય માનેછે. ૬.

ધર્મોના સત્યપણાને અને અત્યંતઅસત્યપણાને કહેનારા બે પક્ષ કહ્યા. પ્રથમનો પક્ષ સ્વીકારવાથી અદ્વૈતશ્રુતિઓને બાધની પ્રાપ્તિ થાયછે, અને બીજો પક્ષ સ્વીકારવાથી સર્વજ્ઞત્વાદિશ્રુતિઓને અને વ્યવહારને બાધની પ્રાપ્તિ થાયછે; માટે ત્રીજો પક્ષ શ્રેષ્ઠ છે એમ સિદ્ધાંત કરેછેઃ—

## સિદ્ધાંતઃ-एवमप्युपन्यासात्पूर्वभावादविरोधं वादरायणः ॥ ७ ॥

**અન્વય અને અન્વયાર્થઃ**-**एवम्** એમ ( પારમાર્થિક ચૈતન્યમાત્રસ્વરૂપના અંગીકારમાં ) **अपि** પણ **उपन्यासात्** ઉપન્યાસથી **पूर्वभावात्** પૂર્વભાવથી ( બ્રહ્મસંબંધી ઐશ્વર્યરૂપથી ) [એનો] **अविरोधं** અવિરોધ [ છે એમ ] **वादरायणः** બાદરાયણ [ માનેછે ].

**ટીકાઃ**—પારમાર્થિક ચૈતન્યમાત્રસ્વરૂપના અંગીકારમાં પણ વ્યવહારની અપેક્ષાથી પૂર્વોક્તઉપન્યાસાદિથી પ્રાપ્ત થયેલ બ્રહ્મસંબંધી ઐશ્વર્યરૂપનો નિષેધ નહિ હોવાથી અવિરોધ છે એમ શ્રીબાદરાયણઆચાર્ય માનેછે. પારમાર્થિક અને વ્યાવહારિક એ બને સત્તાઓ ક્રમથી સત્ય અને અધ્યસ્ત હોવાથી તેમના ધર્મો પરસ્પરમાં વિરોધ પામતા નથી. જે ઈશ્વરના ધર્મો છે, તે જ મુક્તચિદાત્મામાં અન્યજીવોવડે વ્યવહાર કરાયછે, એટલે અખડ અદ્વિતીય મુક્તમાં પણ વ્યવહારપક્ષે ઈશ્વરના ધર્મનો સંભવ થાયછે, એ તાત્પર્ય છે. ૭.

એપ્રમાણે પરવિદ્યાનું ફલ કહીને હવે અપરવિદ્યાનું ફલ કહેછે. 'स यदि पितृलोककामो भवति सङ्कल्पादेवास्य पितरः समुत्तिष्ठन्ति ॥' (તે જો પિતૃલોકની કામનાવાળો થાયછે, તો સંકલ્પથી જ આના પિતૃઓ સમુત્થાન પામેછે) ઇત્યાદિ દહરવિદ્યાની શ્રુતિમાં સંશય થાયછે કે કેવલ સંકલ્પ જ પિતૃઆદિના સમુત્થાનનો હેતુ છે, વા નિમિત્તાંતરસહિત હેતુ છે? પૂર્વપક્ષી કહેછે કે આ લોકમાં જેમ અન્યયનસહિત સંકલ્પથી ઇચ્છિતની પ્રાપ્તિ થાયછે, તેમ બ્રહ્મલોકમાં ગયેલા ઉપાસકને પણ પિતૃઆદિના સમુત્થાનમાં યત્નાંતરસહિતનો સંકલ્પ હેતુ છે. એ પૂર્વપક્ષની નિવૃત્તિ કરવા ભગવાન્ સૂત્રકાર નીચેનું સંકલ્પાધિકરણ રચેછેઃ—

### ૪. સંકલ્પાધિકરણ.

## सङ्कल्पादेव तु तच्छ्रुतेः ॥ ८ ॥

**અન્વય અને અન્વયાર્થઃ**—**तु** કેવલ **सङ्कल्पात्** સંકલ્પથી **एव** જ [પિતૃઆદિનું સમુત્થાન છે એમ ] **तच्छ्रुतेः** તે સંબંધની શ્રુતિથી [ જણાયછે ].

**ટીકા:**—કેવલ સંકલ્પ( સુદૃઢભાવનાના પ્રભાવ)થી જ પિતૃઆદિનું સમુત્થાન છે એમ તે સંબંધની 'सङ्कल्पादेवास्य पितरः समुत्तिष्ठन्ति ॥' ઇત્યાદિશ્રુતિથી જણાયછે, માટે તેમને અન્યપ્રયત્નની અપેક્ષા નથી. શ્રુતિએ પ્રતિપાદન કરેલા અર્થમાં લૌકિકદૃષ્ટાંત વિરોધ ઉપજાવી શકતું નથી. સગુણબ્રહ્મવેત્તાના સંકલ્પનું પ્રાકૃતપુરુષના સંકલ્પથી વિલક્ષણપણું હોવાથી સંકલ્પના બલથી જ એમને પ્રયોજનપર્યંત ભોગસાધનોની સ્થિરતા સંભવી શકેછે, માટે સર્વે નિર્દોષ છે. ૮.

ઇશ્વરાધીન વિદ્વાનને સંકલ્પમાત્રથી કેવીરીતે ભોગસિદ્ધિ સંભવી શકે, એમ શંકા થાય તો તેનું સમાધાન કરેછે:—

## अत एव चानन्याधिपतिः ॥ ९ ॥

**અન્વય અને અન્વયાર્થ:**—**च** અને **अतः** આથી **एव** જ **अनन्याधिपतिः** [ વિદ્વાન્ ]અન્ય-અધિપતિવિનાનો [ થાયછે ].

**ટીકા:**—અવંધ્યસંકલ્પપણાથી જ વિદ્વાન્ જેનો અન્ય કોઇ અધિપતિ નથી એવો થાયછે. 'अथ य इहाऽऽत्मानमनुविद्य व्रजन्त्येतांश्च सत्यान्कामांस्तेषां सर्वेषु लोकेषु कामचारो भवति ॥' (હવે જે અહિં આત્માને પ્રાપ્ત થઇને જાયછે, તેમના આ સત્યકામાદિ છે અને તે સર્વેલોકોમાં સ્વતંત્રગતિવાળો થાયછે) એ શ્રુતિ પણ એ જ અર્થને દેખાડેછે. ઇશ્વરધર્મ જ વિદ્વાન્‌માં આવિર્ભાવ પામેલો છે, તેથી તેના સંકલ્પનો ભંગ થતો નથી, એવો ભાવ છે. ૯.

વિદ્વાનના સંકલ્પથી જ પિતૃઆદિ સમુત્થાન પામેછે એમ પૂર્વે કહ્યું, તેથી સંકલ્પનું સાધન મન તો સિદ્ધ થયું, પણ ઐશ્વર્યને પામેલા વિદ્વાનને શરીર તથા ઇંદ્રિયો હોયછે કે નહિ, એનો નિર્ણય થયો નહિ. તેનો નિર્ણય કરવા ભગવાન્ સૂત્રકાર નીચેનું બાદર્યધિકરણ રચેછે. તેમાં પ્રથમ બેસૂત્રોવડે પૂર્વપક્ષનું સ્વરૂપ દેખાડેછે:—

### ૫. બાદર્યધિકરણ.

પૂર્વપક્ષ:— **अभावं बादरिराह ह्येवम् ॥ १० ॥**

**અન્વય અને અન્વયાર્થ:**—**बादरिः** બાદરિ **अभावं** [ વિદ્વાનના શરીરના તથા ઇંદ્રિયોના ] અભાવને [ માનેછે ] **हि** કેમકે **एवम्** [ શ્રુતિ ] એપ્રમાણે **आह** કહેછે.

**ટીકા:**—બાદરિઆચાર્ય પ્રાપ્તઐશ્વર્ય વિદ્વાનના શરીરના તથા ઇંદ્રિયોના અભાવને માનેછે; કેમકે 'मनसैतान्कामान्पश्यन्रमते ॥' (મનવડે આ કામોને જોતો છતો રમેછે) એ શ્રુતિ એપ્રમાણે કહેછે. જો મન, શરીર અને ઇંદ્રિયોવડે વિહાર કરવાનું માનીએ તો 'મનવડે' એ વિશેષણ નિરર્થક થાયછે, તેથી ક્રમમોક્ષમાં શરીરેંદ્રિયોનો અભાવ છે. ૧૦.

અન્યપૂર્વપક્ષને દર્શાવેછે:—

## भावं जैमिनिर्विकल्पामननात् ॥ ११ ॥

**અન્વય અને અન્વયાર્થ:**—**विकल्पामननात्** વિકલ્પના કથનથી **भावं** [ મનની પેઠે ઇંદ્રિયોસહિતના શરીરના ] અસ્તિત્વને **जैमिनिः** જૈમિનિ [ માનેછે ].

**ટીકા:**—'स एकधा भवति त्रिधा भवति ॥' (તે એકપ્રકારનો થાયછે, ત્રણપ્રકારનો થાયછે) ઇત્યાદિવડે અનેકપ્રકારના ભાવવિકલ્પનુ કથન હોવાથી મનની પેઠે ઇંદ્રિયોસહિતના શરીરનું અસ્તિત્વ મુક્તપ્રતિ છે, એમ જૈમિનિઆચાર્ય માનેછે. વળી શરીરના ભેદવિના વાસ્તવિક અનેકવિધતા સંભવી શકે નહિ, તેથી પણ તે કાલે શરીરાદિનું અસ્તિત્વ માનવું જોઇએ. ૧૧.

દેહાદિ નથી જ, અને દેહાદિ સદા છે, એવા બેપૂર્વપક્ષને કહીને હવે કાલભેદવડે ઇચ્છાએ કરીને તે છે અને નથી, એમ સિદ્ધાંતપક્ષ દેખાડેછે:—

**સિદ્ધાંતઃ— द्वादशाहवदुभयविधं बादरायणोऽतः ॥ १२ ॥**

**અન્વય અને અન્વયાર્થઃ**—**अतः** આથી **द्वादशाहवत्** દ્વાદશાહની પેઠે **उभयविधं** ઉભયપ્રકાર [ શ્રેષ્ઠ છે એમ ] **बादरायणः** બાદરાયણ [ માનેછે ].

**ટીકાઃ**—જેમ ઉભયલિંગશ્રુતિના દર્શનથી દ્વાદશાહ યાગ સત્ર થાયછે, અને અહીન થાયછે, તેમ આહિં પણ પૂર્વોક્ત ઉભયલિંગશ્રુતિના દર્શનથી ઉભય પ્રકાર જ શ્રેષ્ઠ છે, એમ શ્રીબાદરાયણાચાર્ય માનેછે. જ્યારે તે સશરીરપણાનો સંકલ્પ કરેછે, ત્યારે સશરીર થાયછે, અને જ્યારે અશરીરપણાનો સંકલ્પ કરેછે, ત્યારે અશરીર થાયછે. સત્યસંકલ્પપણાથી અને સંકલ્પના વિચિત્રપણાથી એમ થાયછે.

જે દ્વાદશાહયાગ ઘણા યજમાનોવડે સંપાદ્ય હોય અને જેના વિધિવાક્યોના અંતમાં ' उपयन्ति ॥ ' કિંવા ' आसीरन् ॥ ' એ કે એના જેવા ક્રિયાબોધકશબ્દો હોય તે **સત્ર** કહેવાયછે, અને જે દ્વાદશાહયાગ નિયતકર્તાવડે જ સંપાદ્ય હોય, અને જેના વિધિવાક્યના અંતમાં ' यजति ॥ ' કે એને મળતો ક્રિયાબોધકશબ્દ હોય તે અહીન કહેવાયછે. ૧૨.

ભોગાભાવના પ્રસંગથી વિદ્વાનને દેહાદિનો અભાવ માનવો અયુક્ત છે એમ શંકા થાય તો તેનું સમાધાન કરેછેઃ—

**तन्वभावे सन्ध्यवदुपपत्तेः ॥ १३ ॥**

**અન્વય અને અન્વયાર્થઃ**—**तन्वभावे** શરીરના અભાવમાં **सन्ध्यवत्** સ્વપ્નાની પેઠે **उपपत्तेः** [ મોક્ષમાં પણ ભોગનો ] સંભવ હોવાથી [ વિદ્વાનને ભોગાભાવનો પ્રસંગ નથી ].

**ટીકાઃ**—જ્યારે શરીર અને ઇંદ્રિયોનો અભાવ હોય ત્યારે જેમ સ્વપ્નાવસ્થામાં શરીર, ઇંદ્રિયો અને વિષયો અવિદ્યમાન છતાં પણ માત્ર મનથી જ પ્રતીતિમાત્ર એવા સૂક્ષ્મભોગોને જીવ ભોગવેછે, તેમ મોક્ષાવસ્થામાં પણ વિદ્વાન્ કેવલ મનવડે સૂક્ષ્મભોગોને ભોગવેછે, એમ ' मनसैतान्कामान्पश्यन्रमते ॥ ' એ શ્રુતિપ્રમાણથી સંભવી શકેછે, તેથી વિદ્વાનને શરીરના અભાવમાં ભોગાભાવનો પ્રસંગ નથી. ૧૩.

એમ છે તો દેહાદિનું ગ્રહણ નિરર્થક છે એવી શંકા થાય તો તેનું ઉત્તર કહેછેઃ—

**भावे जाग्रद्वत् ॥ १४ ॥**

**અન્વય અને અન્વયાર્થઃ**—**भावे** [ શરીરાદિના ] અસ્તિત્વમાં **जाग्रद्वत्** જાગ્રત્‌ની પેઠે [ પુષ્કલભોગ થાયછે ].

**ટીકાઃ**—શરીર અને ઇંદ્રિયોસહિત હોય ત્યારે જેમ જાગ્રતમાં જીવ વિદ્યમાનભોગોને ભોગવેછે, તેમ મોક્ષાવસ્થામાં મુક્તને પુષ્કલ ભોગ થાયછે, એમ ' स एकधा भवति त्रिधा भवति ॥ ' એ શ્રુતિથી સંભવી શકેછે. ૧૪.

જૈમિનિના મતમાં મુક્તનું સશરીરપણું કહ્યું. ત્યાં સંશય થાયછે કે મુક્ત સંકલ્પથી જે અનેકશરીરોને ઉપજાવેછે, તે શરીરો શું કાષ્ઠના યંત્રની પેઠે નિરાત્મક હોયછે, કિંવા આપણા શરીરોનાં જેવાં સાત્મક હોયછે ? પૂર્વપક્ષી કહેછે કે આત્મા અને મનના ભેદનો અસંભવ હોવાથી તેમનો એકશરીરથી સંબંધ રહેછે, માટે બીજાં શરીરો નિરાત્મક હોયછે. એ પૂર્વપક્ષની નિવૃત્તિ કરવા ભગવાન્ સૂત્રકાર નીચેનું પ્રદીપાધિકરણ રચેછેઃ—

૬. પ્રદીપાધિકરણ.

**प्रदीपवदावेशस्तथा हि दर्शयति ॥ १५ ॥**

**અન્વય અને અન્વયાર્થઃ**—**प्रदीपवत्** દીવાની પેઠે **आवेशः** [ અનેકશરીરમાં યુગપત્] પ્રવેશ [ છે ] **हि** કેમકે **तथा** [ શ્રુતિ ] તેમ **दर्शयति** દેખાડેછે.

**ટીકાઃ**—જેમ એક દીપક પોતાની કાર્યશક્તિના યોગવડે અનેકવાટના સંયોગથી અનેકદીપકના ભાવને પામેછે, તેમ એક વિદ્વાન્ પણ વિદ્યા અને યોગના બલવડે અનેકશરીરના સંબંધને પામી અનેકશ-

રીરોમાં યુગપત્ પ્રવેશને પામેછે. 'स एकधा भवति त्रिधा भवति पञ्चधा सप्तधा नवधा ॥' (તે એકપ્રકારનો થાયછે, ત્રણપ્રકારનો થાયછે, પાંચપ્રકારનો, સાતપ્રકારનો ને નવપ્રકારનો થાયછે) એ શ્રુતિ પણ એકના અનેકભાવને દેખાડેછે. કાષ્ઠયંત્રની ઉપમાનો સ્વીકાર કરીએ તો તેમાં તથા અન્યજીવનો પ્રવેશ સ્વીકારીએ તો તેમાં વિદ્વાનના અનેકધાપણાનું પૂર્વોક્ત શ્રવણ ઘટી શકતું નથી, અને નિરાત્મકશરીરોની પ્રવૃત્તિ પણ સંભવતી નથી. એકમનને અનુસરનારાં મનસહિતનાં અન્યશરીરોને મુક્ત પોતાના સત્યસંકલ્પપણાથી રચેછે, અને જે ઉત્પન્ન કરેલાં છે તેમાં ઉપાધિના ભેદથી આત્માનું પણ ભેદવડે અધિષ્ઠાતાપણું સંભવી શકેછે, તેથી આત્માના અને મનના ભેદના અસંભવથી અનેકશરીરના યોગનો અસંભવ છે, એવી પૂર્વપક્ષીની શંકાનું નિરાકરણ થઇ જાયછે. યોગશાસ્ત્રોમાં પણ યોગિઓના કાયવ્યૂહના સંબંધમાં એવો જ નિર્ણય કર્યો છે. ૧૫.

મુક્તપુરુષમાં અનેકશરીરપ્રવેશાદિરૂપ ઐશ્વર્ય અંગીકાર કરી શકાય એમ નથી; કેમકે 'तत्केन कं विजानीयात् ॥' (ત્યારે કયા કરણવડે કોને જાણે?) તથા 'न तु तद्द्वितीयमस्ति ॥' (તે કાલે દ્વિતીય નથી જ) ઇત્યાદિશ્રુતિઓ મુક્તમાં વિશેષવિજ્ઞાનના અભાવને કહેછે, એમ શંકા થાય તો તેનું સમાધાન કરેછેઃ—

## स्वाप्ययसम्पत्त्योरन्यतरापेक्षमाविष्कृतं हि ॥ १६ ॥

**અન્વય અને અન્વયાર્થઃ**—**स्वाप्ययसम्पत्त्योः** સુષુપ્તિ અને કૈવલ્ય એ બેમાંથી **अन्यतरापेक्षम्** એકની અપેક્ષાએ [ વિશેષવિજ્ઞાનનો અભાવ કહ્યો છે ] **हि** કેમકે [ ત્યાં જ પ્રકરણવશથી ] **आविष्कृतं** [ તે ] દર્શાવ્યું છે.

**ટીકાઃ**—ક્વચિત્ સુષુપ્તિઅવસ્થાની અપેક્ષા કરીને અને ક્વચિત્ કૈવલ્યાવસ્થાની અપેક્ષા કરીને એ વિશેષવિજ્ઞાનના અભાવનાં વચનો છે, ક્રમમુક્તિની અપેક્ષાથી નથી; કેમકે તે શ્રુતિઓમાં જ સુષુપ્તિઆદિના પ્રકરણના બલથી કહેલાં વચનોનું બેમાંથી એકની અપેક્ષાવાળાપણું દર્શાવેલું છે. સગુણવિદ્યાના બલથી સગુણોપાસકને ઐશ્વર્યની પ્રાપ્તિના સ્વીકારમાં લેશ પણ શાસ્ત્રવિરોધ નથી. ૧૬.

જેઓ સગુણબ્રહ્મની ઉપાસનાથી મનસહિત જ ઇશ્વરસાયુજ્યને પામેછે, તેઓનું ઐશ્વર્ય શું સ્વતંત્ર હોયછે, અથવા પરતંત્ર હોયછે, એમ સંશય થાયછે. પૂર્વપક્ષી કહેછે કે 'आप्नोति स्वाराज्यं ॥' (સ્વારાજ્યને પામેછે) ઇત્યાદિશ્રુતિઓથી તેમનું ઐશ્વર્ય સ્વતંત્ર છે એમ જણાયછે. એ પૂર્વપક્ષનું નિરાકરણ કરવા ભગવાન્ સૂત્રકાર નીચેનું જગદ્વ્યાપારાધિકરણ રચેછેઃ—

### ૭. જગદ્વ્યાપારાધિકરણ.

## जगद्व्यापारवर्जं प्रकरणादसंनिहितत्वाच्च ॥ १७ ॥

**અન્વય અને અન્વયાર્થઃ**—**प्रकरणात्** પ્રકરણથી **च** અને **असंनिहितत्वात्** અસંનિહિતપણાથી **जगद्व्यापारवर्जं** જગતના [ ઉત્પત્તિઆદિ ]વ્યાપારવિના [ અન્ય અણિમાદિરૂપ ઐશ્વર્ય મુક્તોને સ્વાધીન હોયછે ].

**ટીકાઃ**—જગતની ઉત્પત્તિઆદિનું પ્રકરણ નિત્યસિદ્ધ ઇશ્વરનું હોવાથી અને ઇશ્વરના જ્ઞાનપૂર્વક અન્યપુરુષોને અણિમાદિરૂપ ઐશ્વર્યના શ્રવણવડે જગતના ઉત્પત્તિઆદિ વ્યાપારમાં તેમના અસમીપપણાથી જગતનાં ઉત્પત્તિ, સ્થિતિ અને લયરૂપ વ્યાપારને ત્યજીને અન્ય સર્વ અણિમાદિરૂપ ઐશ્વર્ય મુક્તોને સ્વાધીન હોયછે. જગતનાં ઉત્પત્તિઆદિનો વ્યાપાર નિત્યસિદ્ધ ઇશ્વરનો છે, મુક્તોનો નથી. જો એ વ્યાપાર મુક્તોનો માનીએ તો મુક્તોના સમાનપ્રધાનપણામાં પરસ્પરના વિરુદ્ધ અભિપ્રાયમાં ક્વચિત્ જગતની ઉત્પત્તિપ્રભૃતિનો અસંભવ થાય, અને એકપ્રતિ અન્યોનું ગૌણપણું માનીએ તો એક જ ઇશ્વર સિદ્ધ થાય. ૧૭.

એ સંબંધમાં શંકા કરી તેનું સમાધાન કરેછેઃ—

## प्रत्यक्षोपदेशादिति चेन्नाऽऽधिकारिकमण्डलस्योक्तेः ॥ १८ ॥

**અન્વય અને અન્વયાર્થઃ**—**प्रत्यक्षोपदेशात्** પ્રત્યક્ષ ઉપદેશ હોવાથી [ વિદ્વાનનું ઐશ્વર્ય

સ્વતંત્ર હોયછે ] इति એમ चेत् [ જો કહો ] તો न [આ દોષ] નથી आधिकारिकमण्डलस्थोक्तेः [ આદિત્યાદિ ] અધિકારીને તેમના કર્તવ્યમાં જોડનાર તે મંડલમાં રહેલા [ પરમેશ્વર ]ને [ અધીન સ્વારાજ્યપ્રાપ્તિના ] કથનથી.

**ટીકાઃ**—'आप्नोति स्वाराज्यम् ॥' (સ્વારાજ્યને પામેછે) ઇત્યાદિ પ્રત્યક્ષ ઉપદેશ હોવાથી વિદ્વાન્‌નું ઐશ્વર્ય સ્વતંત્ર હોયછે એમ પૂર્વપક્ષ કરો તો અમે કહીએછીએ કે તમારો એ પૂર્વપક્ષ યોગ્ય નથી; કેમકે સવિતૃમંડલાદિરૂપ વિશેષસ્થાનમાં રહેલા અને આદિત્યાદિને પોતાના અધિકારરૂપ કાર્યમાં જોડનારા જે પરમેશ્વર તેને અધીન સ્વારાજ્યપ્રાપ્તિનું કથન છે. જો પ્રથમ નિરંકુશ સ્વારાજ્ય કહ્યું હોય તો આગળ 'आप्नोति मनसस्पतिम् ॥' (સર્વમનોના પતિ પૂર્વસિદ્ધ ઈશ્વરને પામેછે) એ શ્રુતિ ઈશ્વરના પ્રાપ્યપણાને ન કહેત. એમ હોવાથી મુક્તવિદ્વાન્‌નું ભોગમાં સ્વારાજ્ય–સ્વાતંત્ર્ય–છે, જગતની ઉત્પત્તિઆદિમાં નથી, એ સિદ્ધ છે. ૧૮.

બ્રહ્મના સગુણસ્વરૂપની પેઠે નિર્ગુણસ્વરૂપનું પણ અસ્તિત્વ છે એમ કેહેછેઃ—

## विकारावर्ति च तथा हि स्थितिमाह ॥ १९ ॥

**અન્વય અને અન્વયાર્થઃ**—विकारावर्ति વિકારરહિત च પણ [ પરમેશ્વરનું રૂપ છે ] हि કેમકે तथा [ શ્રુતિ ] તેવી ( એ રૂપની ) स्थितिम् સ્થિતિને आह કહેછે.

**ટીકાઃ**—સવિતૃમંડલાદિના અધિષ્ઠાતા, સગુણ અને સવિકાર એવું જ માત્ર પરમેશ્વરનું રૂપ નથી, કિંતુ નિત્યમુક્ત, નિર્ગુણ અને નિર્વિકાર પણ પરમેશ્વરનું રૂપ છે; કેમકે 'तावानस्य महिमा ततो ज्यायांश्च पूरुषः। पादोऽस्य सर्वा भूतानि त्रिपादस्यामृतं दिवि ॥' ( તેટલો આનો મહિમા છે, અને તેનાથી પુરુષ શ્રેષ્ઠ છે. આનો એક પાદ સર્વ ભૂતો છે, અને આના ત્રણ પાદ સ્વયંપ્રકાશરૂપે અમૃત છે ) એ શ્રુતિ પરમાત્માની એપ્રકારની સ્થિતિને કહેછે. નિર્ગુણોપાસક નિર્ગુણરૂપને અભેદરૂપે પામેછે, અને સગુણોપાસક સગુણરૂપને પામેછે. તેમાં પણ સગુણોપાસક નિરંકુશ ઐશ્વર્યને પ્રાપ્ત થતા નથી, પણ સાંકુશ ઐશ્વર્યને પ્રાપ્ત થાયછે, એમ જાણવું. ૧૯.

નિર્ગુણસ્વરૂપમાં પ્રમાણને કહેછેઃ—

## दर्शयतश्चैवं प्रत्यक्षानुमाने ॥ २० ॥

**અન્વય અને અન્વયાર્થઃ**—च અને प्रत्यक्षानुमाने શ્રુતિસ્મૃતિ एवं [ પરમાત્માને ] એમ दर्शयतः દેખાડેછે.

**ટીકાઃ**—'न तत्र सूर्यो भाति न चन्द्रतारकं नेमा विद्युतो भान्ति कुतोऽयमग्निः ॥' (તે પરમાત્મસ્વરૂપમાં સૂર્ય પ્રકાશતો નથી, ચંદ્રતારા પ્રકાશતા નથી, વીજળી પ્રકાશતી નથી, તો અલ્પતેજવાળો અગ્નિ ક્યાંથી પ્રકાશી શકે?) એ શ્રુતિ તથા 'न तद्भासयते सूर्यो न शशाङ्को न पावकः ॥'(તે પરમાત્મસ્વરૂપને સૂર્ય પ્રકાશી શકતો નથી, ચંદ્ર પ્રકાશી શકતો નથી, અને અગ્નિ પ્રકાશી શકતો નથી) એ સ્મૃતિ પરમજ્યોતીરૂપ પરમાત્માના નિર્ગુણપણાને દેખાડેછે. એપ્રમાણે પરમાત્માનું વિકારાતીતપણું પ્રસિદ્ધ છે. ૨૦.

અપરબ્રહ્મને જાણનારને વિશ્વસ્રષ્ટાપણાના અભાવમાં અન્ય હેતુ કહેછેઃ—

## भोगमात्रसाम्यलिङ्गाच्च ॥ २१ ॥

**અન્વય અને અન્વયાર્થઃ**-भोगमात्रसाम्यलिङ्गात् માત્ર ભોગના સમાનપણાના લિંગથી च પણ [ બ્રહ્મલોકમાં ગયેલા ઉપાસકનું ઐશ્વર્ય નિરંકુશ નથી એમ જણાયછે ].

**ટીકાઃ**—'स यथैतां देवतां सर्वाणि भूतान्यवन्त्येवं हैवंविदं सर्वाणि भूतान्यवन्ति ॥' (જેમ એ દેવને સર્વે ભૂતો ભજેછે, તેમ એપ્રમાણે જાણનારને સર્વે ભૂતો ભજેછે. ) એ માત્ર ભોગના સમાનપણાના લિંગથી પણ બ્રહ્મલોકમાં ગયેલા ઉપાસકનું ઐશ્વર્ય નિરકુશ નથી, પણ અનાદિસિદ્ધ ઈશ્વરના સમાન માત્ર તેમને ભોગની પ્રાપ્તિ થાયછે એમ જણાયછે. ૨૧.

જો ઉપાસકનું ઐશ્વર્ય સ્વતંત્ર ન હોય તો તે ઐશ્વર્યનું અંતવાળાપણુ હોવાથી ઉપાસકની આવૃત્તિ થવી જોઇએ એમ શંકા થાય તો તેનું ઉત્તર કહેછેઃ—

## अनावृत्तिः शब्दादनावृत्तिः शब्दात् ॥ २२ ॥

**અન્વય અને અન્વયાર્થઃ**—शब्दात् શબ્દથી अनावृत्तिः અનાવૃત્તિ [છે] शब्दात् શ્રુતિથી अनावृत्तिः આવૃત્તિ નથી.

**ટીકાઃ**—નાડી અને રશ્મિના સબંધદ્વારા દેવયાનમાર્ગવડે જે ઉપાસક બ્રહ્મલોકમાં જાયછે, તે સ્વર્ગમાં ગયેલાની પેઠે પુનરાવૃત્તિ પામતા નથી, એમ 'तेषां न पुनरावृत्तिः ॥' (તેઓની પુનરાવૃત્તિ નથી) તથા 'ब्रह्मलोकमभिसम्पद्यते न च पुनरावर्तते ॥' (બ્રહ્મલોકને પામેછે, અને પુનરાવૃત્તિ પામતો નથી) ઇત્યાદિ-શ્રુતિઓથી જણાયછે. એ બ્રહ્મલોકમાં અર અને ણ્ય એ નામના સમુદ્રસમાન બે અમૃતના હ્રદ છે, અન્નના વિકારરૂપ હર્ષ ઉપજાવનારું સરોવર છે, અમૃતની વૃષ્ટિ કરનારો અશ્વત્થ છે, અપરાજિતા પુરી અને હિરણ્મય ગૃહ છે, એમ શાસ્ત્રોમાં કહ્યુ છે. બ્રહ્મલોકમાં ગયેલાનું ઐશ્વર્ય અંતવાળું છતા પણ તેમની પુનરાવૃત્તિ થતી નથી, કિંતુ તેઓ ત્યાંના ભોગ ભોગવીને બ્રહ્માની સાથે વિદેહકૈવલ્યને પામેછે. પંચાગ્નિવિદ્યાવડે, અશ્વમેધયજ્ઞવડે અને સુદૃઢબ્રહ્મચર્યવડે જેઓ બ્રહ્મલોકમાં ગયા હોયછે, તેઓ બીજા કલ્પમાં પુનરાવૃત્તિ પામેછે. મોક્ષ પામતા નથી. સમ્યગ્દર્શનવડે જેમના અજ્ઞાનની નિવૃત્તિ થઇ ગયી છે, અને જેઓ નિત્યસિદ્ધબ્રહ્મરૂપ થયા છે, તેમની અનાવૃત્તિ તો સિદ્ધ જ છે. સૂત્રનું બે વાર કથન આ શાસ્ત્રની પરિસમાપ્તિ દેખાડેછે. ૨૨.

### ઇતિ શ્રીવેદાંતદર્શનની તાત્પર્યદીપિકાનામની ગૂજરાતીભાષાની ટીકામાં ફલનામના ચોથાઅધ્યાયનો નિર્ગુણબ્રહ્મવેત્તાની વિદેહકૈવલ્યપ્રાપ્તિનું અને સગુણબ્રહ્મવેત્તાની બ્રહ્મલોકસ્થિતિનું નિરૂપણ એ નામનો ચોથો પાદ સમાપ્ત. ૪.











## શ્રીમચ્છંકરભગવત્પૂજ્યપાદપ્રણીત પ્રાતઃસ્મરણસ્તોત્રનું ગૂર્જરભાષાંતર.

હૃદયકમલમાં [ અંતઃકરણ અને તેની વૃત્તિઓના સાક્ષી હોવાથી હું એવી વૃત્તિમાં સ્વયંપ્રકાશરૂપે ] સ્ફુરનાર, સચ્ચિદાનંદ, પરમહંસોની ગતિરૂપ, તુરીયસ્વરૂપ [ જે ] આત્મતત્ત્વ [ છે, તેનું ] પ્રાતઃકાલમાં હું સ્મરણ કરૂંછું. જે સ્વપ્ન, જાગ્રત્ અને સુષુપ્તિને જાણેછે, [ જે ] નિત્ય, નિરવયવ [ ને ] નિરતિશય વ્યાપક [ છે ] તે હું [ છું, ] પંચભૂતોનો સમૂહ [ હું ] નથી. ૧.

[ જે ] મનનો તથા વાણીઓનો અવિષય [ છે, ] જેના અનુગ્રહવડે સર્વવાણીઓ પ્રકાશેછે, જેને નેતિ નેતિ ( આ સત્ય નહિ, આ સત્ય નહિ એમ ) [ પ્રપંચનો નિષેધ કરનારાં ] વચનોવડે વેદો કહેછે, [ જેને બ્રહ્મવેત્તાઓ ] દેવોના દેવ, અજન્મા, અચ્યુત [ અને ] મુખ્ય કહેછે, તેને પ્રાતઃકાલમાં હું ભજુંછું. ૨.

અજ્ઞાનથી પર, સ્વપ્રકાશરૂપ, પૂર્ણ, સનાતનપદરૂપ, પુરુષોત્તમનામવાળું, [ને] જે સર્વમૂર્તિરૂપમાં આ સંપૂર્ણ જગત્ દોરડીમાં સાપની પેઠે જ પ્રતીત થાયછે [ તેને ] પ્રાતઃકાલમાં હું નમસ્કાર કરૂંછું. ૩.

આ પુણ્યરૂપ અને ત્રણલોકના વિભૂષણરૂપ ત્રણશ્લોકોને જે પ્રાતઃકાલમાં ભણે, તે પરમપદને પામે. ૪.



# ॥ श्रीवेदांतदर्शननां सूत्रोनुं वर्णानुक्रमसूचीपत्र ॥

## अ.

द.



ध.



न.

प

## फ.



## ब.



## भ.

## श.

### स.

